અમદાવાદ ગુસાપારેખની પોળના રહીશ

ભગુભાઇ ચુનીલાલ

તરફથી ભેટ.

અને જાણવા જેવી બીના જણાવીને, તેનો ત્યાગ કરવાની સૂચના કરી છે (૧૧) ૨૯૧ મા શ્લોકના વિવરણમાં સંયમરાગ અને સંયમરાગી જીવનું સ્વરૂપ જણાવ્યું છે. (૧૨) ૩૫૭ મા શ્લોકના વિવરણમાં એલેક્ઝાંડરનું બોધ દાયક દૃષ્ટાંત દીધુ છે, ત્યાર બાદ દીવાલી પર્વનો મુદ્દો અને તે વખતે કરવા લાયક કર્ત્તવ્યોની સૂચના કરી છે. (૧૩) ૩૯૨ મા શ્લોકના વિવરણની ટીપણીમાં સોનાના આઠ ગુણો પૂજ્યશ્રી આચાર્ય ભગવંતમાં ટુંકામાં ઘટાડીને તેમનો પીતવર્ણ સ્પષ્ટ સમજાવ્યો છે (૧૪) ૪૦૧ મા શ્લોકના વિવરણમાં ધર્મવીરના વિચારો અને મોહને હરાવનારી શીખામણ રૂપે પ્રભુએ કહેલી ૧૩ ભાવના ટુંકામાં જણાવી છે. (૧૫) ૪૦૩ મા શ્લોકના વિવરણમા ઈલાચીપુત્રની કથા ટુંકામાં જણાવી છે.

(૧૬) રાતે વિચારવા જેવા–૪૧૬ થી ૫૦૩ સુધીના ખાસ જરૂરી ૮૮ શ્લોકો વધાર્યાં છે, તેમાં વિસ્તારથી મૈત્રી વિગેરે ભાવનાનું સ્વરૂપ અને આઉખાને ઘટવાના મુખ્ય સાત કારણો, તથા આયુષ્ય કર્મના ભેદ વિગેરેનું વર્ણન કરતાં વૈરાગ્યમય શ્રી ગજસુકુમાલ મુનિરાજનુ વર્ણન, ક્યા જીવો ક્યારે કઇ રીતે કેવું આયુષ્ય ક્યા કારણથી બાંધે ? આ સવાલનો સ્પષ્ટ જવાબ, અબાધાકાલ, ‘મતિ એવી ગતિ’ અને ‘ગતિ એવી મતિ’ આની ઘટના, બે દૃષ્ટાંત સહિત છએ લેશ્યાનું અને તે તે લેશ્યાવાળા જીવોનુ સ્વરૂપ તથા લેશ્યાનુ ફલ જણાવ્યું છે (૧૭) ૫૦૫ મા શ્લોકના વિવરણમાં આત્માએ કરેલી ધાર્મિક પેદાશનું સરવૈયું કાઢતાં પોતે પોતાને પૂછેલા મુખ્ય ૮ પ્રશ્નોના વિસ્તારથી ખુલાસા કર્યા છે. અહીં પ્રસંગે વૈરાગ્યનો બોધ દેનારૂં બેગમનું દૃષ્ટાંત પણ દીધું છે, અને

શોક કરવા લાયક જીવો કયા? અને નહિ શોક કરવા લાયક જીવો કયા? આનું સ્પષ્ટ સ્વરૂપ સાક્ષિપાઠ દઇને જણાવ્યું છે હવે આ ગ્રંથની સાથે જોડેલા દેશવિરતિ જીવનને અંગે જરૂરી જણાવું છું (૧) બારે વ્રતો એ શી વસ્તુ છે? (૨) તે દરેકનુ સ્વરૂપ શુ? (૩) તેને કેમ લેવા, અને પાળવા? (૪) અને તેમ કરવામાં શો લાભ? (૫) પ્હેલાંના કાલમાં આ વ્રતોની કોણે કેવી રીતે સાધના કરી? તેમ કરતાં તેમણે કેવા પ્રકારના લાભ મેળવ્યા? (૬) બારે વ્રતોની ટીપ કઇ રીતે તૈયાર કરી શકાય? વિગેરે બીના હાલ દેશવિરતિ ધર્મને પામનારા શ્રાવકોએ અને પામેલા શ્રાવકોએ જરૂર સમજવીજ જોઇએ, આ મુદ્દાથી અને શેઠ ચીમનભાઇ લાલભાઈ તથા શેઠ ડાહ્યાભાઈ સાકલચંદ અને શા ચીમનલાલ ગોકલદાસની વિનતિથી પૂજ્યપાદ પરમોપકારી શ્રીગુરૂ મહારાજના પસાયે આ શ્રી દેશવિરતિ જીવન નામનો ગ્રંથ બનાવ્યો છે આ બને ગ્રંથોની રચના વિગેરેમા અનાગ્રહી, ગુણગ્રાહી વિબુધ વાચક વર્ગને યોગ્ય ભૂલ માલમ પડે, તો તેમણે કૃપા કરીને ખૂશીથી વિના સંકોચે જણાવવી જેથી બીજી આવૃત્તિમા સુધારો થઈ શકે છેવટે જરૂરી સૂચના એજ કરવી ઉચિત છે કે, ભવ્ય જીવો આ બને ગ્રંથોને ગુરૂગમથી મનન પૂર્વક સમજીને પોતાનુ જીવન નિર્મલ બનાવે અને ભવિષ્યમાં મુક્તિપદ પામે એજ હાર્દિક ભાવના

નિવેદક.—

સુગૃહીતનામધેય પરમોપકારિ પૂજ્યપાદ પ્રાત.સ્મરણીય

શ્રી ગુરૂ નેમિસૂરીશ્વર ચરણકિંકર

વિનેયાણુ

વિજયપદ્મસૂરિ:

# અનુક્રમણિકા


| ગાથાંક | પૃષ્ઠાંક | વિષય |
|---|---|---|
| ૧ | ૧ | મંગલાચરણ તથા અભિધેયાદિ. |
| ૨ | ૨ | જાગરિકાનો અર્થ તથા પ્રકાર |
| ૩–૪ | ૩–૫ | ધર્મજાગરિકાનો અર્થ |
| ૬ | ૫–૬ | ધર્મજાગરિકાનો સારાંશ. |
| ૭–૮ | ૭–૧૦ | ધર્મજાગરિકા કેવી રીતે કરવી. |
| ૯ | ૧૦ | ધર્મની વ્યાખ્યા. |
| ૧૦ | ૧૧ | કોનું જાગવું ઉત્તમ. |
| ૧૧ | ૧૨ | ધર્મી જનોનું વર્તન કેવું હોય તે. |
| ૧૨ | ૧૩ | ધર્મના ઉપદેશનો હેતુ તથા લાભ. |
| ૧૩ | ૧૪ | શ્રાવકનો અર્થ. |
| ૧૪ | ૧૫ | શ્રાવકે શું કરવું. |
| ૧૫ | ૧૬ | શ્રાવકે ક્યારે જાગવું તથા શું કરવું. |
| ૧૬–૧૯ | ૧૭–૨૦ | નમસ્કાર સ્મરણ તથા ધ્યાદિની વિચારણા વગેરે. |
| ૨૦ | ૨૦ | પ્રતિક્રમણ કરવાનો મુદ્દો |
| ૨૧ | ૨૧ | પ્રતિક્રમણ કેવા સ્વરે કરવું. |
| ૨૨ | ૨૨ | શુભ ભાવનનું ફળ. |
| ૨૩–૨૪ | ૨૨–૨૪ | પ્રતિક્રમણના ૭ આવશ્યકથી થતી શુદ્ધિ તથા ફલ જણાવે છે. |
| ૨૫ | ૨૪ | પ્રતિક્રમણ કરી ઘર દેરાસરમાં જઈ શું કરવું તે જણાવે છે. |
| ૨૬ | ૨૪ | પચ્ચખ્ખાણના પ્રકાર. |
| ૨૭ | ૨૫ | શ્રાવકે પૂજા માટે દેરાસર જતાં સ્નાનાદિ કેવી રીતે કરવાં. |

| ગાથાંક | પૃષ્ટાંક | વિષય |
|---|---|---|
| ૨૮–૨૯ | ૨૬–૨૮ | ત્રણ નિસિહીનુ સ્વરૂપ |
| ૩૦ | ૨૮ | દ્ર૦પૂજા શરૂ કર્યા પહેલાની વિધિ. |
| ૩૧–૩૨ | ૨૮–૩૦ | દ્રવ્યપૂજાની શરૂઆત. |
| ૩૩ | ૩૦ | પ્રભુના ક્યા ક્યા અગે પૂજા કરવી તેના નામ. |
| ૩૪ | ૩૧ | અંગુઠાની પૂજા કરતા કેવી ભાવના ભાવવી તે |
| ૩૫ | ૩૧–૩૨ | પ્રભુના ઢીચણુની પૂજાની ભાવના |
| ૩૬ | ૩૨ | પ્રભુના હાથના કાડાની પૂજા કરવાનુ કારણુ |
| ૩૭ | ૩૩ | પ્રભુના ખભાની પૂજા કરવાનુ કારણુ. |
| ૩૮ | ૩૪–૩૫ | પ્રભુના મસ્તકની શિખાની પૂજા કરવાનુ કારણુ. |
| ૩૯ | ૩૫–૩૬ | પ્રભુના લલાટે પૂજા કરવાનુ કારણુ |
| ૪૦ | ૩૬–૩૭ | પ્રભુના કઠે તિલક કરવાનુ કારણુ |
| ૪૧ | ૩૭–૩૮ | પ્રભુના હૃદયની પૂજા કરવાનુ કારણુ |
| ૪૨–૪૩ | ૩૮–૩૯ | પ્રભુની નાભિએ પૂજા કરવાનુ કારણુ. |
| ૪૪ | ૪૦ | નવ અગે પૂજા કર્યા પછીની વિધિ |
| ૪૫ | ૪૦ | અષ્ટ પ્રકારી પૂજા કરતા કેવી ભાવના રાખવી |
| ૪૬ | ૪૧ | દીપ પૂજાની ભાવના |
| ૪૭ | ૪૧–૪૨ | સાથીઓ કરવાનું પ્રયોજન |
| ૪૮ | ૪૨ | અક્ષત પૂજાની ભાવના |
| ૪૯ | ૪૩ | નૈવેદ્ય પૂજાની ભાવના. |
| ૫૦ | ૪૩–૪૯ | ફલપૂજાની ભાવના તથા પૂજા કરતાં થતી બાર વ્રતની આરાધનાની સમજુતી. |

| ગાથાંક | પૃષ્ઠાંક | વિષય |
|---|---|---|
| ૫૧ | ૪૯ | પ્રભુની પૂજામાં હિંસાદિ દોષો કહેનારને જવાબ |
| ૫૨ | ૫૦–૫૯ | જલપૂજા ઉપર સોમશ્રીનુ દૃષ્ટાંત, ચન્દનપૂજા ઉપર જયસૂર રાજાનુ દૃષ્ટાત તથા પુષ્પપૂજા ઉપર લીલાવતીનુ દૃષ્ટાત. |
| ૫૩ | ૫૯–૬૪ | ધૂપપૂજા ઉપર વિનયધર રાજાનું તથા દીપપૂજા ઉપર જિનમતિ ને ધન શ્રીનું દૃષ્ટાન્ત |
| ૫૪ | ૬૪–૬૯ | અક્ષતપૂજા ઉપર કીરયુગલનુ તથા નૈવેદ્યપૂજા ઉપર હલીરાજાનુ દૃષ્ટાન્ત |
| ૫૫ | ૬૯–૭૧ | ફલપૂજા ઉપર કીર યુગલ, દુર્ગતાનારી વગેરેનું દૃષ્ટાન્ત |
| ૫૬ | ૭૧–૭૨ | જિનેશ્વરની પ્રતિમાની પૂજા કરવાનુ કારણુ |
| ૫૭ | ૭૨ | પ્રભુની પ્રતિમાના દર્શનનુ પ્રયોજન |
| ૫૮ | ૭૩–૭૪ | આકૃતિની ઉપયોગિતા. |
| ૫૯–૬૦ | ૭૪–૭૫ | પ્રતિમાપૂજન ઉપર વ્યાપકવાદીઓનો મત |
| ૬૧ | ૭૬–૭૭ | પ્રતિમા જડ પત્થર છે તેવુ કહેનારને જવાબ |
| ૬૨ | ૭૭–૭૮ | પ્રભુના દર્શનનો અલૌકિક પ્રભાવ. |
| ૬૩ | ૭૮ | પ્રતિમાનુ માહાત્મ્ય |
| ૬૪ | ૭૯ | જિનભક્તિનુ ઉત્કૃષ્ટ ફળ |
| ૬૫–૬૭ | ૮૦–૮૨ | પ્રભુ પૂજા વિષે આગમોની સાબિતી. |
| ૬૮–૭૨ | ૮૨–૮૬ | સાત્વિક આદિ ત્રણ પ્રકારની ભક્તિનુ સ્વરૂપ. |
| ૭૩–૭૫ | ૮૬–૯૦ | ત્રણુ અવસ્થાનુ સ્વરૂપ તથા ભાવના. |

| ગાથાંક | પૃષ્ઠાંક | વિષય |
|---|---|---|
| ૭૬ | ૯૦-૯૧ | પ્રભુપૂજાની આવશ્યકતા અને ફલ. |
| ૭૭-૮૦ | ૯૧-૯૪ | ચૈત્યવંદનના પ્રકાર તથા વિધિ |
| ૮૧-૧૩૧ | ૯૪-૧૨૯ | પ્રભુ આગળ કેવી કેવી ભાવના તથા સ્તુતિ કરવી તેનુ વિસ્તાર પૂર્વક વર્ણન. |
| ૧૩૨ | ૧૨૯ | ગુરૂવંદનનુ સ્વરૂપ |
| ૧૩૩-૧૩૪ | ૧૩૦-૧૩૨ | ગુરૂ કેવા હોવા જોઇએ તે વિષે. |
| ૧૩૫ | ૧૩૨ | ગુરૂના યથાર્થ ગુણોનુ વર્ણન. |
| ૧૩૬-૧૩૮ | ૧૩૨-૧૩૪ | ગુરૂની જરૂરીયાત શા માટે તે જણાવે છે. |
| ૧૩૯-૧૪૨ | ૧૩૫-૧૩૬ | ગુરૂની ભાવ દયાનુ વર્ણન |
| ૧૪૩ | ૧૩૭ | ગુરૂ વચનનો પ્રભાવ. |
| ૧૪૪-૧૫૧ | ૧૩૮-૧૪૩ | કુગુરૂ તથા સદ્ગુરૂનુ વર્ણન |
| ૧૫૨ | ૧૪૪ | ગુરૂવંદનના ફલનું દૃષ્ટાન્ત |
| ૧૫૩-૧૫૬ | ૧૪૫-૧૫૬ | પચ્ચખ્ખાણના ભાગાનુ સ્વરૂપ તથા ગુરૂવંદનનુ સ્વરૂપ |
| ૧૫૭-૧૫૯ | ૧૪૭-૧૪૯ | ગુરૂ પાસે શ્રાવકે વ્યાખ્યાન સાભળતાં કેવી રીતે બેસવુ તથા કેવી રીતે ન બેસવુ. |
| ૧૬૦-૧૬૬ | ૧૫૦-૧૫૫ | આગમનનું સ્વરૂપ તથા તેની મહત્તા તથા અન્ય શાસ્ત્રોની શ્રેષ્ઠતા |
| ૧૬૭-૧૬૮ | ૧૫૫-૧૫૮ | આગમ નહિ સાભળનારા શુ શું જાણતા નથી તેનું સ્વરૂપ |
| ૧૬૯ | ૧૫૮-૧૫૯ | આગમથી અલગ રહેનારની કેવી દશા થાય છે તે જણાવે છે |
| ૧૭૦-૧૭૧ | ૧૫૯-૧૬૦ | જિનવાણી સાભળવાથી થતા લાભ |
| ૧૭૨-૧૭૩ | ૧૬૦-૧૬૧ | જિનવાણીની અપૂર્વ મીઠાશ |
| ૧૭૪-૧૭૬ | ૧૬૨-૧૬૩ | જિનવાણીથી થતી ઇષ્ટ પ્રાપ્તિ ઉપર અવંતી સુકુમાલનું દૃષ્ટાન્ત. |

| ગાથાંક | પૃષ્ટાંક | વિષય |
| --- | --- | --- |
| ૧૭૭–૧૮૧ | ૧૬૩–૧૬૭ | શય્યંભવસૂરિ આદિના દૃષ્ટાન્તો. |
| ૧૮૨ | ૧૬૭ | શ્રાવક કેવા ભાવથી વ્યાપાર કરે તે જણાવે છે. |
| ૧૮૩ | ૧૬૮ | શ્રાવકે ક્યા વ્યાપાર ન કરવા તથા કેવી રીતે વેપાર કરવો તે જણાવે છે. |
| ૧૮૪–૧૮૬ | ૧૬૯–૧૭૦ | વ્યવહાર શુદ્ધિનો અર્થ તથા તેથી થતા ફાયદા. |
| ૧૮૭ | ૧૭૧ | અન્યાયનું ફલ. |
| ૧૮૮ | ૧૭૧–૧૭૨ | લોભીના વિચાર. |
| ૧૮૯–૧૯૦ | ૧૭૨–૧૭૩ | અન્યાયી જીવોની દશા. |
| ૧૯૧ | ૧૭૩–૧૭૪ | કર્મો બાધતા ચેતવાની જરૂર |
| ૧૯૨ | ૧૭૪–૧૭૫ | અજ્ઞાન અને મોહથી જીવો કેવાં કાર્ય કરે છે તે જણાવે છે. |
| ૧૯૩ | ૧૭૫–૧૭૬ | વિવેકીએ પાપ કાર્ય કરતા કેવી વિચારણા કરવી. |
| ૧૯૪ | ૧૭૬–૧૭૭ | નરકનું આયુષ્ય કયા કાર્યોથી બધાય તે જણાવે છે. |
| ૧૯૫ | ૧૭૭ | નિર્યંચ ગતિમા જવાના કારણો |
| ૧૯૬ | ૧૭૮ | મનુષ્ય અને દેવગતિમાં જવાનાં કારણો. |
| ૧૯૭ | ૧૭૮ | શ્રાવકે કેવું કાર્ય કરવું તથા કોની સોબત ન કરવી તે જણાવે છે. |
| ૧૯૮–૨૦૨ | ૧૭૯–૧૮૨ | નીચની સોબત કરવી નહિ તેની દષ્ટાન્તો પૂર્વક સમજુતી. |
| ૨૦૩–૨૦૪ | ૧૮૨–૧૮૪ | ગુણવંત પુરૂષોની સોબતથી થતા લાભના દષ્ટાંતો |
| ૨૦૫ | ૧૮૪ | સત્સંગનો લાભ. |

| ગાથાંક | પૃષ્ટાંક | વિષય |
| --- | --- | --- |
| ૨૦૬ | ૧૮૫ | ઉત્તમ પુરૂષો સોય સમાન છે તે જણાવે છે |
| ૨૦૭ | ૧૮૬ | સાચી આંખ કઇ છે? |
| ૨૦૮–૨૦૯ | ૧૮૬–૧૮૯ | વસ્તુપાલ મંત્રીશ્વરની ગુણીસંગની ભાવના |
| ૨૧૦–૨૧૧ | ૧૯૦–૧૯૧ | સોબતને અનુસારે ફલ થાય છે તેની દૃષ્ટાંત પૂર્વક સમજુતી |
| ૨૧૨–૨૧૩ | ૧૯૧–૧૯૨ | ગુણી જનની સોબતની શ્રેષ્ટતા. |
| ૨૧૪–૨૧૬ | ૧૯૩–૧૯૪ | નિર્ગુણી જનની સોબતથી થતા દોષોના દૃષ્ટાન્તો. |
| ૨૧૭–૨૧૮ | ૧૯૫–૧૯૬ | બે પોપટનુ દૃષ્ટાન્ત |
| ૨૧૯ | ૧૯૬ | સત્સંગના લાભ |
| ૨૨૦–૨૨૪ | ૧૯૭–૨૦૦ | સત્સંગ વિના સુખને ચાહનારની મૂર્ખતા |
| ૨૨૫ | ૨૦૦ | સત્સંગ ઉપર દિવાકરનુ દૃષ્ટાંત |
| ૨૨૬–૨૨૭ | ૨૦૧–૨૦૨ | ત્રણ મિત્રોનો ઉપનય |
| ૨૨૮ | ૨૦૨–૨૧૫ | શ્રાવકે ઉત્તમ જનની સોબત કરવી તથા દાક્ષિણ્યતા રાખવી તેના ઉપર ક્ષુલ્લક કુમાર વગેરેના દૃષ્ટાન્તો. |
| ૨૨૯ | ૨૧૫–૨૩૦ | શ્રાવકને હિત શિક્ષા તથા માર્ગાનુસારીના ૩૫ બોલ |
| ૨૩૦ | ૨૩૦–૨૩૧ | સાચા શ્રાવકો હિતશિક્ષા ન ભૂલે તે વિષે |
| ૨૩૧–૨૩૨ | ૨૩૧–૨૩૨ | શુદ્ધ વ્યવહાર સાચવ્યા પછી શ્રાવકે ભોજન કર્યા પહેલા શું શું કાર્ય કરવા તે જણાવે છે. |
| ૨૩૩ | ૨૩૩ | મુનિને કેવી રીતે નિમંત્રણ કરવુ. |
| ૨૩૪ | ૨૩૪ | મુનિને વ્હોરાવતા સાવધાની રાખવા વિષે |

| ગાથાંક | પૃષ્ઠાંક | વિષય |
|---|---|---|
| ૨૩૫–૨૩૬ | ૨૩૪–૨૩૬ | ગ્રાહક સુપાત્રના ચાર ભેદ |
| ૨૩૭–૨૩૮ | ૨૩૬–૨૩૮ | મુનિરાજને દાન આપવાનુ ફલ. |
| ૨૩૯ | ૨૩૮–૨૩૯ | શ્રાવક મુનિને સદોષ આહાર ક્યારે આપે તે વિષે. |
| ૨૪૦–૨૪૨ | ૨૩૯–૨૪૨ | ગોચરીમા ઉત્સર્ગ તથા અપવાદ માર્ગનું સ્વરૂપ |
| ૨૪૩ | ૨૪૨–૨૪૩ | શ્રાવકે સાધુને અકલ્પ્ય પદાર્થ ન દેવા વિષે |
| ૨૪૪–૨૪૬ | ૨૪૩-૨૪૫ | શ્રાવકના પ્રકાર. |
| ૨૪૭–૨૪૮ | ૨૪૫–૨૪૮ | અકલ્પ્ય દાન ક્યારે હિતકર અને ક્યારે અહિતકર હોય તે કહે છે |
| ૨૪૯ | ૨૪૮–૨૫૦ | પાણી અચિત્ત ક્યારે થાય ? |
| ૨૫૦ | ૨૫૦–૨૬૩ | અભક્ષ્ય અનંતકાય સ્વરૂપ |
| ૨૫૧ | ૨૬૩ | રાધતા જયણા રાખવા વિષે |
| ૨૫૨–૨૫૪ | ૨૬૩–૨૬૭ | સાત્વિક આદિ ત્રણ પ્રકારના દાનનું સ્વરૂપ |
| ૨૫૫ | ૨૬૭–૨૬૮ | દાનના પાચ ભૂષણો |
| ૨૫૬ | ૨૬૮–૧૬૯ | દાનના પાચ દૂષણો. |
| ૨૫૭ | ૨૬૯–૨૭૦ | દાન આપતા કેવી ભાવના ભાવવી તે જણાવે છે. |
| ૨૫૮–૨૬૦ | ૨૭૦–૨૭૧ | દાન આપતાં દાનની અનુમોદના કેવી રીને કરવી તે જણાવે છે. |
| ૨૬૧ | ૨૭૨ | દાન સબધી ત્રિપુટીનુ સ્વરૂપ |
| ૨૬૨–૨૬૩ | ૨૭૨–૨૭૩ | દાનના દૂષણનો અર્થ. |
| ૨૬૪–૨૬૫ | ૨૭૪–૨૭૫ | દાન દેવા નહિ ઇચ્છનારની ચેષ્ટાઓ. |
| ૨૬૬–૨૬૭ | ૨૭૬–૨૭૭ | છ પ્રકારના મેલા દાન અને તેનુ ફળ. |

| ગાથાંક | પૃષ્ટાંક | વિષય |
|---|---|---|
| ૨૬૮ | ૨૭૮ | સાચુ દાન, સાચો ધનવાન વગેરે. |
| ૨૬૯ | ૨૭૮ | દાનાદિક વડે દિવસની સફળતા |
| ૨૭૦ | ૨૭૯–૨૮૦ | કંજૂસના વૈભવની નિરર્થકતા. |
| ૨૭૧–૨૭૬ | ૨૮૦–૨૮૪ | સુપાત્રને વિષે શુદ્ધ દાન કરનારને થતા લાભ. |
| ૨૭૭ | ૨૮૪ | દાન રૂપી પાટીઉ સંસાર સમુદ્રથી તારે છે તે જણાવે છે. |
| ૨૭૮ | ૨૮૫ | ચાર પ્રકારના ધર્મમા દાનની મુખ્યતા. |
| ૨૭૯–૨૮૦ | ૨૮૬–૨૮૮ | દાનનો ઉપદેશ તથા દષ્ટાન્ત. |
| ૨૮૧ | ૨૮૯–૨૯૦ | કંજૂસની મૃતક સાથે સરખામણી. |
| ૨૮૨ | ૨૯૦–૨૯૧ | દુ.ખી જીવોને જોઇને ઉત્તમ શ્રાવકે કેવો વિચાર કરવો |
| ૨૮૩ | ૨૯૧–૨૯૨ | શ્રાવકે દાન આપતા કેવી ભાવના રાખવી |
| ૨૮૪ | ૨૯૨–૨૯૪ | મુનિઓ વસ્ત્રાદિક શા માટે રાખે તે વિષે. |
| ૨૮૫ | ૨૯૩ | શ્રાવકોએ કયા કારણથી ચારિત્રના ઉપકરણો રાખવા. |
| ૨૮૬ | ૨૯૩–૨૯૪ | દાનનુ ફ્લ ટુંકાણમા. |
| ૨૮૭–૨૯૪ | ૨૯૪–૩૦૧ | દાનથી લાભ થવા ઉપર સુબાહુ કુમારનુ દષ્ટાન્ત |
| ૨૯૫–૨૯૬ | ૩૦૧–૩૦૨ | સુપાત્ર દાન ઉપર બીજાં દષ્ટાન્તો |
| ૨૯૭ | ૩૦૨–૩૦૩ | દાન ધર્મ ઉપર શ્રાવકે કેવી વિચારણા કરવી તે જણાવે છે |
| ૨૯૮ | ૩૦૩–૩૦૪ | સુપાત્રનુ આગમન નિર્ભાગીને ત્યા ન હોય તેનુ દષ્ટાન્ત |
| ૨૯૯ | ૩૦૪ | મુનિરાજને જોઇને શ્રાવકે કેવી ભાવના ભાવવી. |

| ગા | પૃષ્ઠાંક | વિષય |
| --- | --- | --- |
| ૩૦૦ | ૩૦૫ | શ્રાવકે વસતિદાન કરવા વિષે |
| ૩૦૧–૩૦૩ | ૩૦૫–૩૦૮ | વસતિદાનના ફલ વિષે |
| ૩૦૪ | ૩૦૮–૩૦૯ | શ્રાવકે મુનિને અન્નાદિ વ્હોરાવ્યા બાદ શુ કરવુ |
| ૩૦૫ | ૩૦૯ | સાધર્મિક કોને કહેવાય ? |
| ૩૦૬–૩૦૮ | ૩૧૦–૩૧૨ | સાધર્મિક વાત્સલ્ય ઉપર દૃષ્ટાંત તથા મદદ કરવા વિષે |
| ૩૦૯–૩૧૦ | ૩૧૨–૩૧૪ | શ્રી હેમચદ્રાચાર્યે કુમારપાળને સાધર્મિક વાત્સલ્ય કરવા ઉપર આપેલો ઉપદેશ |
| ૩૧૧ | ૩૧૪ | સાધર્મિકને સકટમા સહાય કરવા વિષે. |
| ૩૧૨–૩૧૪ | ૩૧૪–૩૧૭ | શ્રાવકોએ સપીને રહેવા વિષે |
| ૩૧૫–૩૧૭ | ૩૧૮–૩૨૦ | સાધર્મિકના ભાવ વાત્સલ્ય કરવા વિષે. |
| ૩૧૮ | ૩૨૦–૩૨૧ | હિતના વચન સાભળીને શ્રાવકે શો વિચાર કરવો તે વિષે |
| ૩૧૯ | ૩૨૧–૩૨૨ | ધર્મકાર્યમા પ્રમાદ નહિ કરવા વિષે |
| ૩૨૦ | ૩૨૨–૩૨૩ | મુનિદાન ન બને તો સાધર્મિકને જમાડવા વિષે. |
| ૩૨૧ | ૩૨૩–૩૨૪ | શ્રાવકે કેવો આહાર વાપરવો |
| ૩૨૨ | ૩૨૫ | માદગી આદિ કારણે દ્રવ્યાદિના પ્રમાણમા વધઘટ કરવા વિષે |
| ૩૨૩ | ૩૨૫–૩૨૬ | અનુકપા દાન પ્રસગે શ્રાવકોએ કેવા વિચાર કરવા |
| ૩૨૪ | ૩૨૬–૩૨૭ | આહારના ત્રણ પ્રકારો |
| ૩૨૫ | ૩૨૭–૩૨૮ | રોગ જીતવાનો ઉપાય |
| ૩૨૬ | ૩૨૮–૩૨૯ | સાત્વિક આહારમાથી કેવા પ્રકારના આહારનો ત્યાગ કરવો |

| ગાથાંક | પૃષ્ટાંક | વિષય |
| --- | --- | --- |
| ૩૨૭ | ૩૨૯–૩૩૦ | વિદળ કોને કહેવાય ? |
| ૩૨૮ | ૩૩૦–૩૩૧ | વિકૃત આહારના ત્યાગ વિષે. |
| ૩૨૯–૩૩૦ | ૩૩૧–૩૩૩ | પાંચ પ્રકારના સ્વાધ્યાયનુ સ્વરૂપ |
| ૩૩૧–૩૩૨ | ૩૩૩–૩૩૪ | શ્રાવકના ત્રણ પ્રકારો |
| ૩૩૩ ૩૩૬ | ૩૩૫–૩૩૮ | રાત્રિ ભોજનનો ત્યાગ કરવા વિષે |
| ૩૩૭–૩૩૮ | ૩૩૮–૩૪૦ | રાત્રી ભોજનથી દુ ખી થનાર વામદેવ તથા એડકાક્ષનુ દૃષ્ટાન્ત. |
| ૩૩૯ | ૩૪૧ | રાત્રીભોજનથી નુકસાન થયાના તાજાજ બનેલા બનાવો |
| ૩૪૦ | ૩૪૨ | દિવસે જમતા રાત્રી ભોજનનો દોષ કેવી રીતે લાગે |
| ૩૪૧ | ૩૪૩ | જમ્યા પછી પ્રતિક્રમણ વેલા થાય ત્યા સુધીનુ કર્તવ્ય. |
| ૩૪૨–૩૪૩ | ૩૪૩–૩૪૫ | શ્રાવકને સ્થાપનાની જરૂર વિષે. |
| ૩૪૪ | ૩૪૫–૩૪૬ | પ્રભુનુ અનુકરણ નહિ કરવા વિષે દૃષ્ટાન્ત |
| ૩૪૫ | ૩૪૬–૩૪૮ | દૈવસિક પ્રતિક્રમણ ક્યારે શરૂ કરવુ. |
| ૩૪૬ | ૩૪૮ | દેશવિરતિ વિનાના જીવોને પ્રતિક્રમણની જરૂરીયાત વિષે |
| ૩૪૭ | ૩૪૯ | પ્રતિક્રમણ કરવાના ૪ મુખ્ય કારણો. |
| ૩૪૮–૩૫૦ | ૩૫૦–૩૫૨ | પ્રતિક્રમણના ૧૦ નામો. |
| ૩૫૧ | ૩૫૨–૩૫૩ | પ્રતિક્રમણ કરતા જરૂરી સૂચના |
| ૩૫૨ | ૩૫૪ | પ્રતિક્રમણ પૂરૂ થયા પછીનું કર્તવ્ય |
| ૩૫૩ | ૩૫૪ | સ્વાધ્યાયનું ફલ. |
| ૩૫૪ | ૩૫૫–૩૫૬ | ગુરૂની વિશ્રામણાથી થતા ફલ ઉપર સુબાહુનું દૃષ્ટાન્ત. |

| ગાથાંક | પૃષ્ઠાંક | વિષય |
|---|---|---|
| ૩૫૫ | ૩૫૬ | મુનિની સેવા બજાવી ઘેર જવા વિષે. |
| ૩૫૬ | ૩૫૭ | શ્રાવકે કુટુંબ આગળ ધર્મોપદેશ કરવા વિષે. |
| ૩૫૭ | ૩૫૭–૩૬૨ | કુટુંબને ધર્મોપદેશ નહિ આપવાનુ પરિણામ. |
| ૩૫૮ | ૩૬૨–૩૬૩ | કુટુંબને ઉપદેશ આપવાથી થતા લાભ વિષે. |
| ૩૫૯ | ૩૬૩ | કુટુંબને ઉપદેશ નહિ આપવાથી થતા નુકસાન વિષે. |
| ૩૬૦ | ૩૬૪ | પરિવાર અવળે રસ્તે દોરાય તેમાં શ્રાવકની નિમિત્તતા. |
| ૩૬૧ | ૩૬૫ | ભાવ પોષણનો અર્થ. |
| ૩૬૨ | ૩૬૫–૩૬૬ | શ્રાવકે કેવા સ્થાનમાં ન રહેવું. |
| ૩૬૩ | ૩૬૬ | સાધર્મિકના બે પ્રકાર. |
| ૩૬૪ | ૩૬૬–૩૬૭ | શ્રાવકોએ કોની સોબત ન કરવી. |
| ૩૬૫–૩૬૮ | ૩૬૮–૩૭૦ | મિથ્યાત્વી તથા અવિરતિની સોબત તજવા વિષે. |
| ૩૬૯–૩૭૮ | ૩૭૧–૩૭૯ | શ્રાવકે કુટુંબને કેવો કેવો ઉપદેશ આપવો. વિકથાત્યાગ તથા જયણા રાખવા વિષે. |
| ૩૭૯–૩૮૦ | ૩૭૯–૩૮૦ | શ્રાવકે કેવા કેવા અભિગ્રહ ધારવા. |
| ૩૮૧ | ૩૮૧–૩૮૨ | પાંચ પ્રકારના સાધુઓને વ્હોરાવવામાં વિશેષ લાભ જણાવે છે. |
| ૩૮૨–૩૮૮ | ૩૮૨–૩૮૭ | મનુષ્ય ભવ આદિ ૧૦ પદાર્થોની દુર્લભતા |
| ૩૮૧ | ૩૮૭ | સિદ્ધાન્ત સાંભળનાર ભવ્ય જીવોએ કેવી ભાવના રાખવી. |

| ગાથાંક | પૃષ્ઠાંક | વિષય |
|---|---|---|
| ૩૯૦ | ૩૮૮ | વિષયાદિકના કારણે મનુષ્ય ભવ ફોગટ નહિ ગુમાવવા વિષે |
| ૩૯૧–૩૯૨ | ૩૮૯–૩૯૨ | શ્રાવકે કુટુંબને જૈન ધર્મની ઉત્તમતા સમજાવવી |
| ૩૯૩ | ૩૯૨–૩૯૩ | ધર્મની આરાધનાના પ્રકાર |
| ૩૯૪–૩૯૬ | ૩૯૩–૩૯૫ | શ્રાવકે કુટુંબને આપવાનો સામાન્ય ઉપદેશ. અને તેથી થતું ફલ. |
| ૩૯૭–૩૯૮ | ૩૯૫–૩૯૬ | શ્રાવક શયન કરે તે પૂર્વેની વિધિ |
| ૩૯૯ | ૩૯૬ | કરેલા અપરાધને ખમાવવા વિષે. |
| ૪૦૦ | ૩૯૭ | સર્વ પાપસ્થાનો તજીને નિયમ કરવા વિષે |
| ૪૦૧ | ૩૯૭–૪૦૬ | રાત્રે શીયળ પાળવા તથા મોહમા નહિ ફસાવા વિષે |
| ૪૦૨ | ૪૦૬–૪૦૭ | મોહના જુલમો |
| ૪૦૩ | ૪૦૭–૪૦૯ | મોહે કોને કોને હેરાન કર્યા ? |
| ૪૦૪ | ૪૦૯–૪૧૦ | ભોગતૃષ્ણાથી થતી ખરાબી તથા તેનો ત્યાગ કરનાર ખરા સુખી છે. |
| ૪૦૫ | ૪૧૦–૪૧૧ | ધન્યકુમારનુ દૃષ્ટાન્ત |
| ૪૦૬–૪૦૭ | ૪૧૧–૪૧૩ | સયમ ભાવના રાખવા વિષે. |
| ૪૦૮–૪૧૦ | ૪૧૩–૪૧૫ | શ્રાવકે કેવા કેવા મનોરથ રાખવા જોઇએ. |
| ૪૧૧ | ૪૧૫–૪૧૬ | શીલભાવ મજબૂત કરવા સ્ત્રીના શરીરનુ અશુચિપણુ વિચારવુ. |
| ૪૧૨ | ૪૧૬ | બાલ સાધુઓની અનુમોદના કરવા વિષે |
| ૪૧૩ | ૪૧૭ | અનિત્ય ભાવના ભાવવા વિષે. |
| ૪૧૪ | ૪૧૭–૪૧૮ | ભવસ્વરૂપની વિચારણા |
| ૪૧૫–૪૨૯ | ૪૧૮–૪૨૫ | મૈત્રી આદિ ચાર ભાવનાનુ સ્વરૂપ. |

| ગાથાંક | પૃષ્ટાંક | વિષય |
|---|---|---|
| ૪૩૦-૪૩૧ | ૪૨૫-૪૨૬ | ઉત્તમ મનુષ્યોની વિચારણા |
| ૪૩૨-૪૪૦ | ૪૨૬-૪૩૦ | આયુષ્યનાં ઉપક્રમોનુ વર્ણન |
| ૪૪૧-૪૪૨ | ૪૩૧ | કામની દશ દશાઓ. |
| ૪૪૩-૪૪૪ | ૪૩૨ | અતિસ્નેહથી થતા આયુષ્યના ક્ષય વિષે દૃષ્ટાન્ત |
| ૪૪૫-૪૬૦ | ૪૩૩-૪૪૦ | અતિભયથી આયુષ્ય ઘટવા વિષે સોમિલ અને ગજસુકુમાલનુ દૃષ્ટાન |
| ૪૬૧-૪૬૪ | ૪૪૦-૪૪૨ | આયુની અપવર્તનાના બીજા કારણો |
| ૪૬૫-૪૭૮ | ૪૪૨-૪૪૮ | સોપક્રમ આયુષ્યવાળા અને નિરૂપક્રમ આયુષ્યવાળા જીવો પરભવાયુષ્ય ક્યારે ક્યારે બાંધે તે વિષે |
| ૪૭૯-૪૮૨ | ૪૪૮-૪૫૦ | અબાધા સંબંધી સ્પષ્ટતા. |
| ૪૮૩-૪૮૫ | ૪૫૦-૪૫૧ | શ્વાસોશ્વાસ સબંધી સ્પષ્ટતા. |
| ૪૮૬-૪૯૫ | ૪૫૧-૪૫૬ | મરણનો લેશ્યા સાથે સબંધ અને લેશ્યા ઉપર જાંબુ ખાનાર તથા ગામ લૂંટનાર છ જણના દૃષ્ટાન્ત. |
| ૪૯૬-૫૦૧ | ૪૫૬-૪૫૯ | કૃષ્ણાદિ છ લેશ્યાનાં લક્ષણ તથા સ્વરૂપ |
| ૫૦૨-૫૦૩ | ૪૫૯-૪૬૦ | કઇ લેશ્યાવાળો જીવ કઇ ગતિ પામે. |
| ૫૦૪-૫૦૫ | ૪૬૦-૪૭૦ | આત્મપૃચ્છા |
| ૫૦૬ | ૪૭૦-૪૭૧ | ભૂલચૂકની ક્ષમાપના |
| ૫૦૭ | ૪૭૧ | ગ્રંથકાર પોતાની લઘુતા જણાવે છે. |
| ૫૦૮ | ૪૭૧-૪૭૩ | ગ્રંથ રચનાનો કાળ તથા સ્થળ. |
| | ૪૭૩થી૬૭૨ | દેશવિરતિ જીવન. |




# - શુદ્ધિપત્રક -

| પૃષ્ઠાંક | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭ | ૯ | વ્હેલો ચેત | ચેત વ્હેલો |
| ૧૦ | ૧૨ | ઉત્તમ | ઉત્તર |
| ૧૨ | ૪ | (જાગતુ) | જાગતુ |
| ૨૦ | ૯ | સમ્યક્ | સમ્યગ્ |
| ૨૦ | ૧૭ | દેવસિક | દૈવસિક |
| ૨૩ | ૨૨ | लाभाकाङ्क्षी | लाभाकाङ्क्षी |
| ૨૪ | ૮ | ધાગધૂમ | ધામધૂમ |
| ૨૯ | ૧૧ | વિધ | વિધિ |
| ૩૦ | ૧૭ | ડોકે | ગળે |
| ૩૦ | ૧૮ | (હુ ટીએ) | (હુ ટી)એ |
| ૩૧ | ૧૩ | જે | કેવી |
| ૩૫ | ૬ | ભાવના | ભાવન |
| ૩૬ | ૧૩ | સમોસરણમા | સમવસરણમા |
| ૩૭ | ૧૭ | તેને | તેમને |
| ૩૯ | ૧૫ | ૬ | ૩ |
| ૩૯ | ૧૫ | अरह्रा | अरहा |
| ૪૦ | ૨ | નવેદ્ય | નૈવેદ્ય |
| ૪૦ | ૧૯ | ગુણો વડે | ગુણરૂપ સુવાસ દઇને |
| ૪૪ | ૧૬ | अरक्खाण | अक्खाण |
| ૫૬ | ૨૩ | રાણી સાથે | ગાહેમાહે |
| ૫૯ | ૧૫ | વિનયંધર ભૂપથી | વિનયંધર ધરાધર ભૂપથી |
| ૬૩ | ૧૧ | મહાર્ધિક | મહર્દ્ધિક |
| ૭૧ | ૧૭ | વિયોગમા | (વિયોગમા) |
| ૭૨ | ૧૬ | मूर्च्छति | मूर्च्छति |

| પૃષ્ટાંક | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭૪ | ૮ | તોયે | તોય |
| ૭૫ | ૧૨ | પુરી | પૂરી |
| ૭૬ | ૩ | ઘેનુ | ધેનુ |
| ૭૬ | ૧૧ | ગાયનુ નામ | ગાય નામનુ |
| ૭૭ | ૪ | સત્ય પૂજાના | સત્ય |
| ૮૦ | ૧૨ | વચન | વચનથી |
| ૮૬ | ૯ | ગુણશ્રણિ | ગુણશ્રેણિ |
| ૯૦ | ૧ | ઇરાદાથી | નિમિતે |
| ૯૭ | ૯ | તાર | તાર તાર |
| ૧૦૨ | ૧૯ | ક લેશહીણો | ક્લેશહીણો |
| ૧૦૩ | ૨૧ | देव स | देवः स स |
| ૧૦૩ | ૨૩ | વસ્તુ કર | વસ્તુકા |
| ૧૦૮ | ૧ | હોય છે | દોષ છે |
| ૧૧૮ | ૬ | વિભાગો | વિભાવો |
| ૧૧૮ | ૧૬ | જાણવી | માનુ છુ |
| ૧૨૯ | ૫ | જાઉ | જઉ |
| ૧૩૦ | ૬ | ભાગોએ | ભાગાએ |
| ૧૩૫ | ૫ | ખરો | ખરે |
| ૧૩૬ | ૧૧ | વદ્ય | વૈદ્ય |
| ૧૩૮ | ૭ | બૂડે જેમ બાપડા | બૂડે બાપડા |
| ૧૩૮ | ૮ | બેઠેલાના | બેઠેલના |
| ૧૪૧ | ૩ | માત | માતા |
| ૧૪૧ | ૮ | તેએ | તેઓ |
| ૧૪૪ | ૨૦ | અબુદ્ધાયુ | અબદ્ધાયુ |
| ૧૪૭ | ૧૯ | ચુલિની | ચુલની |
| ૧૪૭ | ૧૯ | સકાલપુત્ર | સદ્દાલપુત્ર |

| પૃષ્ઠાંક | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૪૭ | ૧૦ | સાલહિપિતા | તેતલીપિતા |
| ૧૫૨ | ૭ | હેતુઓને પણ | હેતુઓને અને દુ:ખના હેતુઓને |
| ૧૫૩ | ૯ | સરીખો | સરીખું |
| ૧૫૪ | ૩ | જેવો | જેવુ |
| ૧૫૯ | ૧૩ | નાળવેલ | નોળવેલ |
| ૧૬૧ | ૧૨ | ચક્ષુ | ઇક્ષુ |
| ૧૮૩ | ૧૨ | શક્ય | શક્ય |
| ૧૮૪ | ૨૧ | च दन | चदनं |
| ૧૮૫ | ૯ | मगलमा० | मगलमा० |
| ૨૦૮ | ૧૪ | મુદ્રરત્ન | મુદ્રારત્ન |
| ૨૧૯ | ૧૧ | पवि० | प्रवि० |
| ૨૩૧ | ૨૧ | પ્રચારક | પ્રસારક |
| ૨૪૪ | ૨૩ | દે એજ | દીએજ |
| ૨૪૬ | ૧૨ | समण वा | समणं वा माहणं वा |
| ૨૪૬ | ૨૫ | गेण्हति | गेण्ह त |
| ૨૪૭ | ૧૩ | જાણુથી | જાણવાથી |
| ૨૪૯ | ૨૩ | ચલેથી | ચૂલેથી |
| ૨૫૧ | ૭ | પીંપટલીના | પીંપલીના |
| ૨૫૨ | ૧૪ | ધમિષ્ઠ | ધર્મિષ્ઠ |
| ૨૬૦ | ૧૭ | જાત | જાતના |
| ૨૬૪ | ૧૧ | क्षेत्र | क्षेत्र |
| ૨૬૪ | ૧૧ | तद्दा | तद्दानं |
| ૨૬૪ | ૧૨ | क | कं |
| ૨૬૫ | ૧૫ | तद्दान | तद्दान |
| ૨૬૮ | ૧૩ | મરડાવુ | મરડવુ |

| પૃષ્ઠાંક | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- |
| ૪૧૮ | ૧૪ | છદ્દી | છડી |
| ૪૨૦ | ૧૪ | મરણા મુણે | સારણા પ્રમુખે |
| ૪૨૫ | ૨ | માધ્યસ્થતાની | મધ્યસ્થતાની |
| ૪૨૫ | ૬ | માધ્યસ્થ | માધ્યસ્થ |
| ૪૨૯ | ૧૫ | એમ | ઇમ |
| ૪૩૧ | ૧૩ | જોવાની | જોવાથી |
| ૪૩૩ | ૧૫ | એ | હે |
| ૪૩૩ | ૧૭ | પેરે | પરે |
| ૪૩૪ | ૪ | કાપ્પયાના | અતગડ દશાગ |
| ૪૩૪ | ૭ | સાભળને | સાભળીને |
| ૪૩૮ | ૧૨ | જાણજે | છે ખરે |
| ૪૩૯ | ૧૨ | તરફ | જતાં |
| ૪૬૫ | ૨૧ | એ પુત્ર | એમ પુત્ર |
| ૪૬૬ | ૧૯ | જીણોદ્ધાર | જીર્ણોદ્ધાર |
| ૪૬૮ | ૨૩ | સભાળપૂર્વ | સાભળવાપૂર્વક |
| ૪૭૦ | ૫ | अवाहि | अवोहि |
| ૪૭૦ | ૮ | परलोंअं | परलोअ |
| ૪૭૦ | ૯ | ससारे | स सारे |
| ૪૭૦ | ૯ | अणुहवता | अणुहव ता |
| ૪૭૭ | ૨૪ | તમ | તેમ |
| ૪૮૦ | ૧૩ | ખાત્રીને | ખામીને |
| ૪૮૧ | ૫ | વિધિપૂર્વક | ત્રિધિપૂર્વક |
| ૪૮૫ | ૧૭ | સાચલુ | સાચવુ |
| ૪૮૭ | ૧૩ | અશુદ્રાદિ | અક્ષુદ્રાદિ |
| ૫૦૫ | ૧ | પડી હોય | પાડીએ |
| ૫૦૬ | ૯ | સ્વામી | સ્વામી |

| પૃષ્ઠાંક | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫૧૧ | ૧૩ | ર ામ | આમ |
| ૫૧૬ | ૪ | કરાવીને | ઠરાવીને |
| ૫૨૩ | ૧૩ | ઉચ્છિત | ઉજ્ઝિત |
| ૫૨૪ | ૬ | કારણુ | કારણે |
| ૫૨૯ | ૧૩ | ઉપર નીચે | ઉપર |
| ૫૫૬ | ૧૪ | એ કર્તાપણુ | એક કર્તાપણુ |
| ૫૫૭ | ૧ | સ્વગે | સ્વર્ગે |
| ૫૫૯ | ૧૬ | કહ્યું જે | કહ્યું છે |
| ૫૬૨ | ૭ | અ કોહી | અને કોહી |
| ૫૭૦ | ૯ | અને સૈધવ | અને લાલ સૈધવ |
| ૫૭૩ | ૧ | આદિમા | આદિમા |
| ૫૭૩ | ૧૪ | સુરણુ | ચુરણુ |
| ૫૭૭ | ૫ | નિમિત્ત | નિમિત્તે |
| ૫૭૭ | ૨૨ | જમીન | જમીનથી |
| ૫૯૭ | ૧ | દાક્ષિણ્યતા લેણુ | દાક્ષિણ્યતાથી કે લેણું |
| ૫૯૭ | ૭ | જરૂર | જરૂરી |
| ૬૦૩ | ૪ | ૬૩ | ૬૩ |
| ૬૦૭ | ૨૫ | ટીકામા આ | ટીકામા કહ્યુ છે કે આ |
| ૬૧૦ | ૮ | પાત | પતિ |
| ૬૧૦ | ૧૦ | મૃગ સુદર એ | મૃગસુદરીએ |
| ૬૧૬ | ૧૧ | બધા ના જૂએ | બધા જૂએ |
| ૬૧૭ | ૧૬ | છોડવનારી | છોડાવનારી |
| ૬૧૯ | ૯ | ભાવથી | ભાવવી |
| ૬૨૧ | ૨૫ | કુરવાલુઆ | કુલવાલુઆ |
| ૬૨૨ | ૧ | વેસ્યએ | વેસ્યાએ |
| ૬૨૩ | ૨૩ | બહદ્‌ભાષ્યમાંથી | બૃહદ્‌ભાષ્યમાથી |

| પૃષ્ઠાંક | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૬૩૯ | ૧૭ | નિમિતે | નિમિત્તે |
| ૬૪૪ | ૧૧ | ભૂષણે | ભૂષણો |
| ૬૪૮ | ૨ | તયાર | તૈયાર |
| ૬૪૮ | ૪ | અજાણત | અજાણતા |
| ૬૬૨ | ૧૧ | ગોચરી | ગોચરીનો |
| ૬૬૨ | ૧૯ | તો શુકન | શુકન |
| ૬૬૩ | ૧૩ | કર કરૂં છુ | કાર કરૂં છુ |
| ૬૬૬ | ૩ | વત માનકાલે અ ભવિષ્ય (હાલ) | વર્તમાનકાલે (હાલ) |
| ૬૬૮ | ૧૦ | સાધુ, | સાધુ, સાધ્વી, |



॥ नमः श्री सिद्धचक्राय ॥

॥ श्रुतयोगसंपत्संपादक–परमोपकारिशिरोमणि–तपोगच्छाधिपति–शासनसम्राट्–जगद्गुरु–सूरिचक्रचक्रवर्त्ति–आचार्यवर्यश्रीविजयनेमिसूरिभगवद्भ्यो नमो नमः ॥

પરમગુરૂ–આચાર્યવર્ય શ્રીવિજયનેમિસૂરીશ્વર-વિનેયાણુ વિજયપદ્મસૂરિપ્રણીતા

# શ્રી શ્રાવકધર્મ જાગરિકા

卐 卐 卐

ગ્રંથકાર શરૂઆતમાં મંગલાચરણ તથા અભિધેયાદિ કહે છે:—

હરિગીત છંદ.

પ્રત્યક્ષ લોકોત્તર સમીહિત સુરતરૂ શ્રીપાર્શ્વને,
ભવકૂપથી ઉદ્ધારનારા પૂજ્ય નેમિસૂરીશને;
પ્રણમી રચું આગમબલે શ્રીધર્મ જાગરિકા મુદા,
શ્રાવક સુણી નિજ ધર્મ સાધી સાધજો શિવ સંપદા. ૧

અર્થ—જગતના જીવોના મનોવાંછિત પૂરવાને સાક્ષાત્ લોકોત્તર (લોકમાં શ્રેષ્ઠ) [1]કલ્પવૃક્ષ સમાન પુરૂષાદાનીય પ્રભુ શ્રી પાર્શ્વનાથ ભગવંતને, તથા ભવ–સંસાર રૂપી કૂપમાંથી કાઢનાર પરમપૂજ્ય શ્રી વિજયનેમિસૂરીશ્વર નામના મારા ઉપકારી ગુરૂને નમસ્કાર કરૂં છું એ રીતે ઇષ્ટ દેવ તથા ગુરૂવર્યને નમસ્કાર કરીને હવે **અભિધેય** (ગ્રંથનો વિષય) જણાવે છે.—આગમના બળથી (સિદ્ધાન્તના અનુસારે) હું (વિજયપદ્મસૂરિ) **ધર્મજાગરિકા** નામના ગ્રંથને આનંદપૂર્વક રચું છું તે ગ્રંથને ઉમંગથી સાંભળીને હે ભવ્ય શ્રાવકો! પોતાનો જે શ્રાવક ધર્મ તેને આરાધીને મોક્ષની સંપત્તિ પ્રાપ્ત કરજો ૧

'જાગરિકા' નો અર્થ તથા પ્રકાર સમજાવે છે:—

**છે અર્થ જાગરિકા તણો જે જાગવું બે ભેદ તે,**
**જેમાં વિચાર કુટુંબના તે પ્રથમ જાગરિકા શ્રુતે;**
**કલ્યાણપંથે ના જરૂરી એમ તીર્થંકર કહે,**
**જે ધર્મ જાગરિકા કરે તે ભવ્ય કેવલપદ લહે. ૨**

અર્થ:—જાગરિકા એટલે જાગવું તે જાગવું બે પ્રકારે છે.—૧ કુટુંબ જાગરિકા, ૨ ધર્મજાગરિકા જે જાગ્રતિમાં–

---

[1] લોકોત્તર કલ્પવૃક્ષ—આ ભવમાં ભોજન વગેરે લૌકિક અને ક્ષણિક ઇચ્છિત આપનાર હોવાથી યુગલિકોના જે કલ્પવૃક્ષો તે લૌકિક કલ્પવૃક્ષ કહેવાય અને પાર્શ્વ પ્રભુ તો બંને ભવના તમામ વાંછિત આપનાર હોવાથી લોકોત્તર કલ્પવૃક્ષ છે લૌકિક કલ્પવૃક્ષો પૌદ્ગલિક સમૃદ્ધિ જ આપે, ત્યારે પાર્શ્વપ્રભુ તો આ ભવમાં અને પરભવમાં પણ ધર્મ સામગ્રીનો લાભ વગેરે સ્થિર આત્મિક ઋદ્ધિને પણ દેવા સમર્થ છે

જાગરણમાં કુટુંબ સબંધી વિચાર કરાય, તેને શાસ્ત્રમાં 'કુટુંબ જાગરિકા' કહેલી છે આ જાગરિકા આત્મહિત ઈચ્છનાર જીવોને કલ્યાણ માર્ગમાં નુકસાનકારી હોવાથી જરૂરની નથી એમ તીર્થંકરો કહે છે. બીજી ધાર્મિક વિચારણા વાલી 'ધર્મ જાગરિકા' જે ભવ્ય જીવો કરે છે તેઓ પરિણામે-ફળરૂપે કેવલપદ એટલે મોક્ષસ્થાન પામે છે. કહ્યું છે કે.- 'पुव्वरत्तावरत्तसमयसि धम्मजागरियं जागरतित्ता भवइ' (એટલે કે ભવ્ય જીવ પૂર્વ રાત્રી-રાતનો પ્રથમ પ્રહર અને અપરરાત્રી-પાછલી રાતના કાળમાં ઉપલક્ષણથી મધ્યરાતે ધર્મ જાગરિકા વડે જાગનારો હોય.)[1] એમ શ્રી સ્થાનાંગ-(વગેરે અનેક શાસ્ત્રો) માં કહ્યું છે ૨

હવે બે ગાથાઓ વડે વિવિધ શાસ્ત્રોના આધારે ધર્મ જાગરિકા' નો સ્પષ્ટ અર્થ સમજાવે છે—

ધર્મ જાગરિકા તણા અર્થો દીસે ઇમ આગમે,
ધર્મ ચિંતા ઇમિ કહ્યું શ્રી પંચવસ્તુક આગમે;
ધર્મ કેરૂં ધ્યાન કરતાં જાગવું ઇમ કલ્પમાં,
તિમ બૃહત્કલ્પે પ્રથમ ઉદ્દેશકે સંક્ષેપમાં. ૩

અર્થ:—ધર્મ જાગરિકાના આગમમા આ પ્રમાણે અર્થો કર્યા છે શ્રી હરિભદ્ર સૂરિ કૃત પંચવસ્તુક નામના શાસ્ત્રમાં ધર્મ જાગરિકા એટલે 'ધર્મચિંતા' એ પ્રમાણે, અને શ્રી કલ્પસૂત્રમાં 'ધર્મનું ધ્યાન કરતાં જાગવું' એ પ્રમાણે,

---

૧. અહીં મધ્યરાત્રીનો ટાઇમ સંક્ષેપથી કહ્યો છે તેથી એમ સમજવું કે-જ્યારે જાગે ત્યારે આવક જરૂર ધર્મ જાગરિકા કરવી જોઇએ.

" धर्माय धर्मचिन्तया वा जागरिका जागरणं धर्मजागरिका" (ધર્મને માટે અથવા ધર્મના ચિન્તવન (વિચારણા કરવા) પૂર્વક જે જાગરિકા એટલે જાગરણ તે ધર્મજાગરિકા) તથા **શ્રી સ્થાનાંગસૂત્રમાં** જે જાગરણમાં ધર્મની (ધાર્મિક વિચારની) મુખ્યતા હોય એવી રીતે જાગવું તે ધર્મજાગરિકા એમ કહેલ છે. તે પાઠ આ પ્રમાણે—" धर्मप्रधाना जागरिका-निद्राक्षयेण वोधो धर्मजागरिका भावप्रत्युपेक्षा इत्यर्थ, सा च, गाथा-किं कयं किं वा सेसं, किं करणिज्जं तवं च न करेमि । पुव्वावरत्तकाले जागरओ भावपडिलेहो ॥ १ ॥ अहवा को मम कालो, किमेयस्स उचियं, असारा विसया नियमगामिणो, विरसावसाणा, भीसणो मच्चू, इत्यादि " इति ठाणांगे चतुर्थस्थानक ( अध्ययन ) द्वितीयउद्देशके ॥ ( ધર્મની મુખ્યતાવાળી જાગરિકા એટલે નિદ્રા (ઉંઘ) ઉડી જાય ત્યારે જાગવું તે ધર્મજાગરિકા કહેવાય એટલે આત્મિક ભાવની પ્રત્યુપેક્ષા–ચિન્તવન ( વિચારણા ) તે. આ પ્રમાણે મેં શું શું કર્યું, શું બાકી છે, કર્યું કરવા યોગ્ય તપ વગેરે ધર્મ ક્રિયા-હું કરતો નથી એવી મધ્યરાત્રિને વિષે (ઉપલક્ષણથી જ્યારે જાગે ત્યારે) ચિન્તવના અથવા મારે ધર્માશધન માટે યોગ્ય કાલ કયો છે, એને ઉચિત ધર્મકાર્ય શું છે શબ્દાદિ વિષયો અસાર અને નિશ્ચે નાશવંત છે, પરિણામે વિરસ (તુચ્છ) છે, મૃત્યુ ભયકર છે વગેરે વિચાર કરવા તે ધર્મજાગરિકા કહેવાય ) ૪

આ ગાથામાં 'ધર્મજાગરિકાનો' સારાંશ કહે છે:—

**સર્વનો સારાંશ એ જિન ધર્મની શુભ સાધના,**
**પૂર્વે કરી તેથી લહો હે જીવ! નરભવ જૂઠ ના;**

ધર્મ માટે નરપણું ના પાપ માટે નરપણું,
ધર્મ માંહે શ્રેષ્ઠ સંયમ સાધવાને નરપણું. ૫

અર્થ—પૂર્વે ત્રીજી તથા ચોથી ગાથામાં કહેલ ધર્મ-જાગરિકાના જુદા જુદા શાસ્ત્રોમાં કહેલા પાઠના અર્થનો સારાશ-(ભાવાર્થ) એ છે કે હે આત્મા! તે પૂર્વ ભવમાં શ્રી વીતરાગદેવે કહેલા જૈન ધર્મની સમ્યગ્ આરાધના કરી તેથી ઉત્તમ મનુષ્ય ભવ મેળવ્યો છે એમાં જરા પણ અસત્ય નથી માટે આ ઉત્તમ મનુષ્યપણુ તે ધર્મની આરાધના કરવા માટે છે. પણ આરંભાદિ પાપ કરવા માટે નથી તેમાં પણ ધર્મમાં અતિ ઉત્તમ ચારિત્ર ધર્મની આરાધના કરવા માટેજ મનુષ્યભવ છે ૫

મનુષ્ય ભવની ઉત્તમતાને વિસ્તારથી સમજાવે છે.—

દર્શનાદિક સાધના તો અન્ય ગતિમાંહે મલે,
ચરણ કેરી સાધના તો નરપણા વિણ ના મલે;
એ આશયે સુરભાવમાં પણ દ્રવ્ય તીર્થંકર ભલા,
નરભાવને નેહે નિરંતર ચાહતા થઈ નિર્મલા. ૬

અર્થ—મોક્ષ સાધના માટે જરૂરી સમ્યગ્ દર્શન (સમકિત) જ્ઞાન અને ચારિત્ર પૈકી દર્શન વગેરેની આરાધના તો મનુષ્ય ગતિ સિવાય બીજી દેવાદિક ગતિઓમાં પણ થઇ શકે છે. પરંતુ નિર્મલ ચારિત્રધર્મની આરાધના તો મનુષ્ય ભવ સિવાય થઇ શકતી નથી અને તેવી ચારિત્ર ધર્મની આરાધના વિના મોક્ષ મળેજ નહિ એજ આશયથી (ઉદ્-

શથી) નિર્મળ ભાવવાળા બનીને [1]દ્રવ્ય તીર્થંકરો દેવપણાને વિષે રહ્યા છતાં પણ હંમેશાં પ્રીતિપૂર્વક મનુષ્યભવને ચાહે છે એટલે દેવપણામાંથી હવે હું મનુષ્ય ક્યારે થઇશ ? એવી ચાહના રાખે છે ૬

હવે ધર્મજાગરિકા કેવી રીતે કરવી તે સમજાવે છે:—

**ખેડૂત વર્ષાકાલમાં વાવે પછી સુખિયો થવા,**
**હે જીવ ! તેં શું પુણ્ય સાધ્યું પરભવે સુખ પામવા;**
**પ્હેલાં કરેલી પુણ્ય કેરી શુભ કમાણી ક્ષીણ થઇ,**
**વ્હેલો ચેત થા ન ઘેલો બ્હોત ગઇ થોડી રહી. ૭**

અર્થ—જેમ ખેડુત ભવિષ્યમાં (શિયાળામાં અને ઉનાળામાં) સુખી થવાના ઇરાદાથી વર્ષા ઋતુ ( ચોમાસા )માં ખેતી કરે છે તેમ હે જીવ ! પરભવમાં સુખ મેળવવા માટે તેં કયા કયા પુણ્ય કાર્યો કર્યા. હાલ કદાચ તું મોટી ઋદ્ધિવાળો અને સુખી હોય, તેથી એમ ધારીશ નહિ કે સુખના સાધનો કાયમ રહેવાનાજ છે કારણ કે હાલમાં તને પ્રાપ્ત થએલી (મળેલી) સુખની સામગ્રી એ તો તેં પૂર્વે કરેલા પુણ્યની કમાઇ છે તેને તું ભોગવી રહ્યો છું અને ધીમે ધીમે

---

૧. દ્રવ્ય તીર્થંકર—જે આગામી ભવમા તીર્થંકર થવાના છે એવા તીર્થંકરના જીવો. તેમજ તે ભવમા પણ જે તીર્થંકર થવાના છે તે પણ જ્યા સુધી કેવલજ્ઞાન પામ્યા નથી ત્યા સુધી દ્રવ્ય તીર્થંકર કહેવાય તથા કેવલજ્ઞાન પામ્યા ત્યારથી મોક્ષ પ્રાપ્તિ સુધી ભાવ તીર્થંકર તથા તેજ જીવ મોક્ષે જાય ત્યારથી પણ દ્રવ્ય તીર્થંકર કહેવાય તેમાંથી અહીં તો ચરમ ભવની પ્હેલા દેવભવમા રહેલા તીર્થંકરનો અધિકાર છે.

તે ક્રમાઇ નાશ પામતી જાય છે. માટે હે ચેતન! હજી પણ તું વેલાસર ચેત ઘણી ઉમર ચાલી ગઇ અને થોડી રહી છે. માટે ઘેલો ન થતાં પરભવનું સાધન કરવા તત્પર થા. કારણ કે પ્રમાદથી જીંદગી ફોગટ ચાલી જાય, એ શું વ્યાજબી છે? ૭

પૂર્વે કહેલીજ બીના સ્પષ્ટ જણાવે છેઃ—

**એવી વિશિષ્ટ વિચારણા કરવી નિરંતર તાહરે,**
**તિમ ના બને તો નિંદ ઉડતાં મધ્ય રાત્રીએ કરે;**
**શ્રી ધર્મ જાગરિકા તણું ખરૂં તત્ત્વ એ ધર ચિત્તમાં,**
**તક્તક્ કહે ગોવાળ નિસુણી ના રહીશ પ્રમાદમાં. ૮**

અર્થ—હે જીવ! તારે આવા પ્રકારની વિશિષ્ટ ઉત્તમ ધર્મની વિચારણા નિરતર (હમેશાં) કરવી પરતુ સાંસારિક કાર્યોમાં આસક્ત હોવાથી કદાચ તેમ વારવાર ન બની શકે તો મધ્ય રાત્રે—જ્યારે જ્યારે, નિંદ ઉડે એટલે જાગી જાય, ત્યારે ત્યારે ધર્મની વિચારણા જરૂર કરવી આ પ્રમાણે ધર્મજાગરિકાનુ ખરૂં તત્ત્વ (રહસ્ય) ચિત્તમાં ધારણ કરજે—વિચારજે. અને ગોવાળ 'તક્ તક્ કુરૂરૂર્ કહ્યા કરે છે એ દૃષ્ટાંત સાંભળીને અને સમજીને પ્રમાદમાં રહીશ નહિ

ગોવાળની કથા આ પ્રમાણેઃ—એક ગોવાળ જંગલમાં પશુઓ ચારતો હતો થાક લાગવાથી એક ઝાડ નીચે બેઠો ત્યાં બીજા ગોવાળે તેને પૂછ્યું કે ભાઈ! તેં કોઈ ગુરૂ ધાર્યા કે નહિ? તેણે કહ્યું 'ના' બીજાએ કહ્યું કે તું નગુરો (ગુરૂ વિનાનો) ક્યાં સુધી રહીશ? ત્યારે તેણે કહ્યુ કે હવે હું

જરૂર ગુરૂ કરીશ કેટલોક સમય વીત્યા બાદ એક વાર જંગલમાં ફરતાં કેટલાક સાધુઓનો સમાગમ થયો. ત્યારે પ્હેલાંની બીના ભૂલી જવાથી સાધુઓને પોતાના ગુરૂ તરીકે ધારવાને બદલે મને ગુરૂ કરો એમ ગોવાળે (સાધુઓને) કહ્યું સાધુઓએ સમજાવ્યું કે પ્રથમ ચેલો બન્યા સિવાય ગુરૂ ન થવાય માટે તું ચેલો થા. પણ એકનો બે ન થતાં ગોવાળે હઠ લીધી સાધુઓએ એને ભદ્રિક જાણીને કહ્યુ કે ત્યાગ ધર્મ સ્વીકાર્યા સિવાય ગુરૂ થવાય નહિ ગોવાળે કહ્યું કે ભલે મને ત્યાગી બનાવો, સાધુઓએ તેને ત્યાગી બનાવ્યો પછી શિખામણ આપી કે તું અમારો ગુરૂ. પણ તારે મૌન રહેવું. ગોવાળે તે પ્રમાણે કબુલ કર્યું. ત્યાંથી સર્વે આગળ ચાલ્યા કોઇક નગરની પાસે આવતાં નજીકમાં નદીના કાંઠે બેઠા નગરના રાજા વગેરે વંદન કરવા આવતાં સાધુઓએ રાજાને જણાવ્યું કે વચમાં બેઠેલા ભવ્યાકૃતિવાળા આ અમારા ગુરૂજી હાલ મૌન રહે છે માટે અમે ઉપદેશ આપીએ છીએ. એ પ્રમાણે કહી વૈરાગ્યમય ઉપદેશ શરૂ કર્યો આ વખતે નદીના સામેના કાંઠે બકરાં ચરી રહ્યાં છે ગોવાળનો જાતિસ્વભાવ હોય છે કે બકરાને સીધા ચલાવવા 'તફ્ તફ્ તફ્ કુર્‌ર્‌ર્‌ર્" એમ બોલે, આ ગુરૂ બનેલા ગોવાળને પણ બકરાં ચરતાં જોઇને તે યાદ આવવાથી ઉપર પ્રમાણે બોલ્યા આ સાંભળી સર્વે આશ્ચર્યમાં પડયા કે આ શું ? પડખેના સમજુ સાધુએ કહ્યું કે ગુરૂએ ટુંકાણમાં ઉપદેશ એમ આપ્યો કે હે ભવ્ય જીવો! પ્રબલ પુણ્યોદયથી માનવ જીંદગી પામીને ધર્મ સાધવાની તફ્ તફ્ તફ્ એટલે મોસમ મળી છે એમ ગુરૂજી તમને સ્પષ્ટ સમજાવવા માટે ત્રણ વાર કહે છે. માટે

પ્રમાદ કરશો નહિ લક્ષ્મી આદિ સર્વે ચપળ-અસ્થિર છે માટે એની મોહજાળમાં ધર્મ ચૂકવો નહિ જો ચૂકયા તો જેમ વંટોળીઓ વાતાં રૂનું પુમડું ફુર્રર્ થઇ ઉડી જાય છે તેમ ચપળ લક્ષ્મી આયુષ્ય વગેરે કાળનો ઝપાટો લાગતાં અચાનક ઉડી જતાં (મરણ પામતા) વાર નહિ લાગે આ ઉપદેશ સાંભળી રાજા વગેરે પ્રમાદને છોડી ધર્મમાં જોડાયા, ને સુખી થયા આ દૃષ્ટાંત સાંભળી હે જીવ! પ્રમાદમાં પડયા રહેવું નહિ પ્રમાદ છોડીને ધર્મ સાધવામા તત્પર થઇ જા ૮

આ ગાથામાં ધર્મ કોને કહેવાય? તે જણાવે છે:—

**દુર્ગતિથી જે બચાવે તેમ સદ્‌ગતિને દીએ,**
**તે દયામય ધર્મ જિનનો પૂરણ પુણ્યે પામીએ;**
**ઉત્તમ દીએ પ્રભુ વીર તારા જ્યાં જયંતી પૂછતી,**
**વ્યાખ્યા તણી પ્રજ્ઞપ્તિ જેમાં ઇમ કહે તે ભગવતી.** ૯

અર્થ:—જે દુર્ગતિ (નરક તિર્યંચ ગતિ)થી બચાવે એટલે દુર્ગતિમા જતા રોકીને દેવ મનુષ્યની શુભ ગતિ અને મોક્ષ આપે તે જિનેશ્વર-તીર્થંકર દેવે પ્રરૂપેલો દયામય-અહિંસા લક્ષણ ધર્મ પૂર્ણ પુણ્યના સંયોગે મલી શકે છે. ધર્મની વ્યાખ્યા કરતા કહ્યું છે કે "दुर्गतौ प्रसृतान् जन्तून्, यस्माद्धारयते पुनः। धत्ते चैतान् शुभे स्थाने, तस्माद्धर्म इति स्मृतः ॥ १ ॥ (જે કારણથી-દુર્ગતિમાં પડતા પ્રાણીઓને ધારી રાખે-ન જવા દે વળી શુભ સ્થાનમા સ્થાપન કરે છે તે માટે ધર્મ કહેવાય છે) હે જીવ! જ્યારે [1]જયંતી

---

૧. આ 'જયંતી' શ્રાવિકા શતાનિક રાજાની બહેન અને મૃગાવતીની નણંદ તથા ઉદાયન રાજાની ફઈ અને શ્રીવીર પ્રભુની પરમ શ્રાવિકા હતી.

શ્રાવિકા 'હે ભગવન્! સુવું સારૂં કે જાગવું ?' એમ તારા વીર પ્રભુને પૂછે છે ત્યારે તે પરમાત્મા, "વ્યાખ્યા એટલે સ્પષ્ટ વિવરણ કરવા પૂર્વક પ્રજ્ઞપ્તિ એટલે પદાર્થોનું નિરૂપણ છે જેમાં, અથવા 'વ્યાખ્યા પ્રજ્ઞપ્તિ' એવું જેનુ નામ છે" એવા શ્રી ભગવતીજી સૂત્રમાં આ પ્રમાણે (આગળ કહેવાતો) ઉત્તર આપે છે. ૯

કોનુ જાગવું ઉત્તમ તે આ ગાથામાં હેતુપૂર્વક જણાવે છે:—

**ધર્મિ જનોનું જાગવું ઉત્તમ કદી ના અન્યનું,**
**સ્વપ્નમાં પણ ન કદી તેઓ કાર્ય ચાહે પાપનું;**
**શુભ ભાવના નિત ભાવતા પ્રિય હિત અને મિત બોલતા,**
**નિજ કાય જોડે ધર્મ માર્ગે શીઘ્ર જ્યારે જાગતા.૧૦**

અર્થ—ધર્મી જીવોનુ જાગવું ઉત્તમ છે, પણ બીજા અધર્મીઓનું જાગવું ઉત્તમ નથી કારણ કે અધર્મી જનો જાગે ત્યારે કુટુંબના દ્રવ્યના તથા અન્ય સાંસારિક પાપ કાર્યોના વિચારમાં જોડાય છે. ત્યારે ધર્મી જનો સ્વપ્નમાં પણ પાપનાં કાર્યો ચિંતવતા નથી તો જાગતાં તો ચિંતવેજ શેના? તેઓ તો જાગે ત્યારે હંમેશાં અનિત્યાદિ અથવા મૈત્ર્યાદિ શુભ ભાવનાઓ ભાવે છે, વળી બોલે ત્યારે પણ અન્યને પ્રિય હિતકર અને મિત (જરૂર પુરતુંજ) બોલે છે, એટલે અન્યને અપ્રિય, નુકશાનકારી અથવા જેમ તેમ જરૂર વિનાનુ બોલતા નથી વિશેષમાં પોતાની કાયાને તરતજ સામાયિકાદિ ધર્મકાર્યોમાં જોડે છે. શ્રી ભગવતીજીના ૧૨ મા શતકના બીજા ઉદ્દેશામાં જયંતી શ્રાવિકાના પ્રશ્નનો પાઠ આ પ્રમાણે છે:—

सुत्तत्तं भंते ! साहू जागरियत्तं साहू ? जयंती ! अत्थेगइआणं जीवाणं जागरियत्तं साहू । इत्यादि ॥ " ( હે ભગવન્ ! સુવું એ સારૂં કે જાગવું ? હે જયંતિ ! કેટલાક ( અધર્મી ) જીવોનું સુવું અને કેટલાક ( ધર્મી ) જીવોનું ( જાગવું ) સારૂં છે. ) ૧૦.

આ ગાથામાં ધર્મી જનોનું વર્તન કેવું હોય તે દેખાડે છે.—

સારણા ને વારણા વળી ચોયણા પડિચોયણા,<br>
કરી અન્ય જનને ધર્મ રસ્તે જોડશે ગણી આપણા;<br>
સામો કદી રજ કોપશે પણ ધાર્મિકો ના કોપશે,<br>
આંગળી ના પાંચ સરખી એમ મનમાં ભાવશે. ૧૧

અર્થ:—સારણા એટલે સંભારી આપવું; એટલે હે ભાઇ ! તારે આ ધર્મકાર્ય કરવાનું બાકી છે. આળસ ન રાખવી જોઈએ, ગએલો સમય પાછો આવતો નથી,- એમ ઉપદેશ આપી અન્યને ધર્મકાર્યનું સ્મરણ કરાવવું તે સારણા, અને કોઇ જીવ પાપનું કામ કરતો હોય, તેમાથી રોકવો તે વારણા. એટલે તમારા જેવા ધર્મી જનને આવું કાર્ય કરવુ કલ્પેજ નહિ વગેરે ઉપદેશ વડે અધર્મના કામથી બીજાને રોકે અને ચોયણા એટલે પ્રેરણા એટલે ધર્મ કાર્ય કરવા માટે બીજાને પ્રેરણા કરે આ પ્રભુપૂજાદિ ધર્મકાર્ય તો તમારે અવશ્ય કરવુંજ જોઇએ આવા કાર્યમાં પ્રમાદી ન બનવું વગેરે ઉપદેશથી બીજાને ધર્મકાર્યમાં પ્રવર્તાવે ( જોડે) તે ચોયણા. તથા પ્રતિચોયણા એટલે વારવાર પ્રેરણા એટલે એક વખત

કહેવા છતાં ગણકારે નહિ તેને બીજીવાર ત્રીજીવાર એમ વારંવાર ધર્મકાર્ય કરવા માટે પ્રેરણા કરવી તે. એવી રીતે ધર્મીજનો બીજા જીવોને પોતાના કુટુંબી સમાન ગણીને સારણાદિ ચારે પ્રકારો વડે ધર્મના માર્ગમા જોડે છે હિતનો ઉપદેશ કરવા છતાં પણ સામો માણસ કદાચ કોપાયમાન થાય તો પણ ધર્મી જીવ સામો કોપ કરશે નહિ પણ એવી ભાવના (વિચારણા) મનમાં ભાવશે કે જેમ હાથની પાંચ આંગળીઓ સરખી હોતી નથી. તેમ જીવો પણ એક પ્રકારના (સરખા) હોતા નથી કારણ કે સંસારી જીવો કર્માધીન છે. તેથી સરખા સ્વભાવના ક્યાંથી હોય ? એટલે કેટલાક જીવો હિતનો ઉપદેશ સાંભળી સામાનો ઉપકાર માને, ત્યારે કેટલાક હલકા જીવો ઉલટા કોપે છે. ૧૧

બીજાને ધર્મનો ઉપદેશ કરવાનો હેતુ અને લાભ સમજાવે છે:–

**બહુ લાભ ધર્મ પમાડવામાં નિશ્ચયે તિમ માનશે,**
**તત્ત્વાર્થ કારિકા વચનને યાદીમાં પણ લાવશે;**
**બહુલકર્મી હોય સામો ના કદી ધર્મી બને,**
**નિષ્કામ ઉપદેશક નરા પામેજ પુષ્કલ લાભને. ૧૨**

અર્થ—ધર્મી જીવો માને છે કે બીજાને ધર્મ પમાડવામાં જરૂર બહુ લાભ છે. કારણ કે પોતે અન્ય દુઃખી જીવને ધર્મ રૂપી સુખના સાધનની પ્રાપ્તિમાં હેતુ થયો છે. એમ જાણી પરમ સંતોષને પામે છે. "કહેનારને જરૂર લાભ જ છે" એવા તત્વાર્થ કારિકાના વચનને યાદ કરશે, સામો

જીવ બહુલકર્મી એટલે ભારે કર્મી હોય તેથી ઉપદેશ આપવા છતાં પણ કદાચ ધર્મી ન બને એટલે બોધ પામે નહિ તો પણ નિષ્કામ ફળ (બદલા)ની ઈચ્છા રાખ્યા વિના ઉપદેશ કરનાર ઉત્તમ જીવો અવશ્ય ઘણા લાભને પામે છે કારણકે પરના હિતની લાગણીથી કરેલો ઉપદેશ પરમ કર્મ નિર્જરાનું કારણ થાય છે:—

આ ગાથામાં શ્રાવક શબ્દનો અર્થ સમજાવે છે:–

**શયન પૂર્વની બીના શરૂઆતથી સંક્ષેપમાં,**
**યોગ શાસ્ત્રે એમ ભાખી યાદ કર રહી હર્ષમાં;**
**જિનશ્રુત સુણે શુભ ક્ષેત્રમાં વાવે દ્રવિણ કિરિયા કરે,**
**ત્રણ અક્ષરોના અર્થસાધક પ્રભુ કહે શ્રાવક ખરે. ૧૩**

અર્થ.—હે જીવ! યોગશાસ્ત્રમા સૂવા પહેલાંની શરૂઆતથી માંડીને સુઈ રહે ત્યા સુધીની હકીકત ટુકામાં આવી રીતે કહી છે તે આનંદ પૂર્વક આગળ કહ્યા પ્રમાણે યાદ કર તેમાં પ્રથમ–તું શ્રાવક છે, તો તું નામધારી શ્રાવક છે કે ખરેખરો–યથાર્થ શ્રાવક છે તેનો વિચાર કર શ્રાવક શબ્દના ત્રણ અક્ષરોમા આગળ જે અર્થ (ગુણ)નો ટુંકમાં સમાવેશ કરેલો છે તે જો તારામાં હોય તો તો તું યથાર્થ શ્રાવક ખરો તે આ પ્રમાણે એટલે–પ્રથમ 'શ્રા' અક્ષર વડે જે જિનશ્રુત (પ્રવચન) જિનેશ્વરે કહેલ શાસ્ત્રને [1]સાંભળે અને 'વ' અક્ષર વડે જે પોતાના ન્યાયોપાર્જિત દ્રવ્યને શુભ

---

૧ જુઓ પંચાશકમાં–परलोयहियं सम्मं–जो जिणवयणं सुणेइ उवउत्तो ॥ अइतिव्वकम्मविगमा–सुक्कोसो सावगो एत्थ ॥१॥

[1]સાત ક્ષેત્રોમાં વાવે-વાપરે. તથા 'ક' અક્ષર વડે ધર્મક્રિયા કરે. આ પ્રમાણેના અર્થને અનુસારે વર્ત્તનાર ભવ્યજીવને પ્રભુએ ખરો શ્રાવક કહ્યો છે.

હવે શ્રાવકે શું કરવું તે બતાવે છેઃ—

**અપ્રમાદ શ્રાવક રાતદિન મનવચન કાયા ધર્મમાં,**
**જોડે સ્મરે કલ્યાણ શિક્ષા જેહ ઉત્તરાધ્યયનમાં;**
**જ્યાં ધર્મ કેરી સાધના તે રાત દિન સફલા કહ્યા,**
**શેષ નિષ્ફલ પૂરની જિમ દિવસ જલ્દી વહી ગયા. ૧૪**

**અર્થઃ**—આગલી ગાથામાં કહેલ લક્ષણવાળો ખરો શ્રાવક પોતાના મન વચન અને કાયાને પ્રમાદ તજીને ધર્મ કાર્યમાં જોડે છે વળી શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમાં કહેલી જે કલ્યાણશિક્ષા-આત્માને હિતકર શિખામણ તેનું સ્મરણ કરે છે. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમાં કહ્યું છે કે **धम्मं कुणमाणस्स सहला जंति रयणीओ ॥ अहम्मं कुणमाणस्स विहला जति रयणीओ ॥** એટલે હે આત્મન્! જે રાત્રી અને દિવસો ધર્મ સાધનામાં પસાર થયા તેજ સફલ જાણવા, અને તે સિવાયના રાત્રી

---

૧ સાત ક્ષેત્રના નામ આ પ્રમાણે જાણવા ૧ સાધુ ૨ સાધ્વી ૩ શ્રાવક. ૪ શ્રાવિકા ૫ પ્રતિમા. ૬ જ્ઞાન. ૭ જિનાલય મહાશ્રાવકપણું પણ સાતે ક્ષેત્રોમાં ન્યાયોપાર્જિત દ્રવ્ય વાપરનાર અને અતિદીનાદિ જીવોમા અનુકંપાથી દ્રવ્ય વાપરવા પૂર્વક વ્રતારાધક ભવ્યજીવને મળી શકે છે જુઓ યોગશાસ્ત્રનો સાક્ષિપાઠ-**एव व्रतस्थितो भक्त्या-सप्तक्षेत्र्यां धनं वपन् ॥ दयया चातिदीनेषु महाश्रावक उच्यते ॥ १ ॥**

દિવસો વરસાદના પૂરની જેમ ફોગટ વહી ગયા છે એમ જાણવું. જેમ યોગ્ય વરસાદ ધાન્ય વગેરેની ઉત્પત્તિમાં કારણ હોવાથી સફલ છે તેમ ધર્મસાધનામાં ગએલા દિવસો પુણ્ય બંધ અને કર્મનિર્જરાદિના હેતુ હોવાથી સફલ છે તથા જેમ વરસાદનું પૂર ધાન્ય વગેરેની ઉત્પત્તિ કરવાને બદલે ઉગેલા ધાન્યને ઉલટું નાશ કરવામાં નિમિત્ત બનતું હોવાથી નિષ્ફલ અને નુકસાનકારી ગણાય છે તેમ ધર્મસાધના રહિત ગએલા દિવસો પણ નિષ્ફલ અને આત્માને નુકસાનકારક જાણવા ૧૪

આ ગાથામાં શ્રાવકે કયારે જાગવું અને સૌથી પ્રથમ શું કરવું તે કહે છે:—

**ચઉ ઘડી બાકી રહે જ્યારે નિશા તે અવસરે,**
**શ્રાવક તજી નિદ્રા પથારીમાંય બેસીને સ્મરે;**
**પરમેષ્ઠિ મંગલ મંત્રને સૂતાં અવિનય વિચારતાં,**
**શ્રુતસ્કંધ મહાનિશીથે પંચમંગલ ભાસતા. ૧૫**

અર્થ:—જ્યારે પાછલી રાત્રી ઓછામા ઓછી ચાર ઘડી (૯૬ મિનિટ એટલે ૧ કલાક ઉપર ૩૬ મિનિટ) બાકી રહે ત્યારે શ્રાવકે અવશ્ય નિદ્રાનો ત્યાગ કરવો–જાગવું. જાગીને પથારીમાં બેઠા થઇને પરમ માંગલિક એવા પરમેષ્ઠી મંત્ર–(નવકાર મંત્ર)નું સ્મરણ કરવું સૂતાં થકાં નવકારમંત્રને યાદ કરવાથી અવિનય થાય છે આ શ્રી પરમેષ્ઠિ મંત્રનું બીજું નામ પંચ મંગલ મહાશ્રુતસ્કંધ છે આ પ્રમાણે ઉપધાન વહનના પ્રસંગે બોલાય છે. એમ છેદ સૂત્ર શ્રીમહાનિશીથ સૂત્રમાં[1] કહ્યું છે ૧૫

---

૧. પૂજ્યશ્રી સ્થવિર ભગવંતે આ છેદસૂત્રમા ત્રિકાલ ચૈત્યવંદના ઉપધાન વહનાદિ શ્રાવક જીવનને ઉપયોગી ઘણી બીના કહી છે.

શ્રી નવકાર મંત્રના સ્મરણ બાદ દ્રવ્યક્ષેત્રાદિકની વિચારણા કરવી તે જણાવે છે:—

દેવ ગુરૂ છે કોણ મારા દ્રવ્ય યાદી ઇમ કરે,
ક્યાં ગામમાં કે નગરમાં છું ક્ષેત્રથી એવું સ્મરે;
સવાર આદિ કયો સમય છે કાલચિંતા ઇમ કરે,
ભાવ ચિંતવના હવે આગળ કહું હું વિસ્તરે. ૧૬

અર્થ:—શ્રાવક દ્રવ્યથી એવી વિચારણા કરે કે મારા દેવ કોણ છે? મારા સદ્ગુરૂ કોણ છે વગેરે. ક્ષેત્રથી વિચારતાં હું ક્યાં ગામ અથવા નગરમાં છું તેનું સ્મરણ કરે. સવાર વગેરે કયો વખત છે એ પ્રમાણે કાલથી વિચારણા કરે. ત્યાર પછી ભાવથી શ્રાવક કેવી કેવી ચિન્તવના કરે તે હું આગલી ગાથામાં હવે વિસ્તારથી કહું છું ૧૬.

આ ગાથામાં ભાવથી વિચારણા જણાવે છે:—

મારો કયો છે ધર્મ મારૂં કુલ કયું ઇમ ભાવજે,
મેં વ્રતો લીધા કયા ઇમ ચાર ભેદ વિચારજે;
જિનધર્મ મારો કુલ અમુક ઇક્ષ્વાકુ આદિ માહરૂં.
અણુવ્રતાદિક યાદ કરતાં વિરૂદ્ધ વર્ત્તન પરિહરૂં. ૧૭.

અર્થ:—મારો ધર્મ કયો છે? મારૂં કુલ કયું છે? તે વિષે વિચાર કરજે. વળી મેં કયા વ્રતો લીધા છે? તેની વિચારણા કરજે એવી રીતે ચાર ભેદથી વિચારણા કરવી વીતરાગ દેવ પ્રણીત જૈન ધર્મ એ મારો ધર્મ છે. ઇક્ષ્વાકુ વગેરે

અમુક મારૂં કુલ છે વળી મેં અમુક અમુક અણુવ્રતો[1] લીધેલાં છે એમ વિચારી તે અણુવ્રતોથી વિરૂદ્ધ વર્તન–ઉલટું આચરણ એટલે અતીચારાદિકનો ત્યાગ કરૂં છું એમ ભાવથી ચિંતવના કરે ૧૭.

પૂર્વે કહ્યા પ્રમાણે કરવાથી શો લાભ ? તે જણાવે છે:—

**લજવાય જેથી દેવ ગુરૂ તિમ જનક જનની ધર્મને,**
**લાગેજ દૂષણ પંચ અણુવ્રત તેમ બીજા નિયમને;**
**તે કાર્ય ન કદી કરાય સંકટ લ્યે ભલે તુજ પ્રાણને,**
**હે જીવ ! સાત્ત્વિક ધર્મ સાધન સેવજે ધરી હર્ષને. ૧૮**

અર્થ:—હે જીવ ! જે કાર્ય કરવાથી, દેવ, ગુરૂ, માતા-પિતા અને ધર્મને લાંછન લાગે, તથા શ્રાવકના વ્રતો જે પાંચ અણુવ્રત તથા બીજા નિયમોમા અતીચારાદિક દૂષણો લાગે તેવાં કાર્યો કદાચ તારા પ્રાણો ચાલ્યા જાય તેવું ભારે સંકટ આવે તો પણ કરાયજ નહિ એમ સમજી હે ચેતન !

---

૧ અણુવ્રત—અણુ=નાના એવા વ્રત તે અણુવ્રત. તે પાચ છે. ૧ સ્થૂલ પ્રાણાતિપાત વિરમણ વ્રત, ૨ સ્થૂલ મૃષાવાદ વિરમણ વ્રત, ૩ સ્થૂલ અદત્તાદાન વિરમણ વ્રત ૪ સ્થૂલ મૈથુન વિરમણ વ્રત, ૫ સ્થૂલ પરિગ્રહ પરિમાણ વ્રત. સાધુ મહારાજના સ્થૂલ શબ્દ રહિત પાચ મહાવ્રત છે તે મહાવ્રતની આગળ શ્રાવકના વ્રતો અમુક અમુક પ્રકારની હદ તથા જયણાવાળા ( છુટવાળા ) હોવાથી સ્થૂલ ( અલ્પ અથવા નાના ) છે. માટે શ્રાવકના વ્રતને અણુવ્રત કહ્યાં છે. તે અણુપણુ જણાવવાને શ્રાવકના વ્રતની આગળ સ્થૂલ શબ્દ મૂકવામાં આવે છે.

સાત્વિક[1] ધર્મનાં સાધનોનું તું આનંદપૂર્વક સેવન કરજે. ભાવથી આવી દઢ વિચારણા એ પૂર્વે કહેલા દ્રવ્યાદિની વિચારણાની જેમ ઉત્તમ લાભદાયી છે. આજ ઈરાદાથી સવારમાં શ્રાવકે દ્રવ્ય–ક્ષેત્ર વગેરેની યાદી જરૂર કરવી જોઇએ ૧૮.

હવે દ્રવ્યાદિને યાદ કરવાનું કોને ગમે તે જણાવવા-પૂર્વક પછીની બીના જણાવે છે:—

દ્રવ્યાદિની યાદી તણું ફલ એહ દીસે આગમે,
પાપભીરૂ ધર્મરંગી જીવને એ બહુ ગમે;
રાત્રી કેરા પાપને આલોચવા પ્રતિક્રમણને,
હે જીવ ! કર ઇમિ યાદ કરતો આ ક્રિયાના હેતુને. ૧૯

અર્થ:—ધર્મ વગેરેના સ્મરણનું ફલ ગઈ ગાથામાં કહ્યા પ્રમાણે સિદ્ધાન્તમાં જણાય છે. તેમ કરવું એ પાપથી ભય પામનાર અને ધર્મ ઉપર રાગવંત જીવને ઘણું પસંદ પડે છે. ત્યાર પછી રાત્રી સંબંધી લાગેલા અતિચારોને આલોવવા માટે તારે પ્રતિક્રમણ કરવું જોઇએ હે જીવ! એ પ્રમાણે

---

૧ ધર્મના ૩ પ્રકાર—૧ સાત્વિક ધર્મ, ૨ રાજસ ધર્મ, ૩ તમો ધર્મ. ૧ સાત્વિક ધર્મ–સત્વ ગુણની પ્રધાનતાવાળો ધર્મ એટલે જે ધર્મમા આ લોક અને પરલોક સબંધી શ્રેષ્ઠ સુખની મુખ્યતા હોય જેમાં અહિંસા, સત્ય વગેરેની પ્રધાનતા હોય. ૨ રાજસ ધર્મ–રજો ગુણની મુખ્યતાવાળો ધર્મ, જેમા આ લોક સંબંધી ક્ષણિક–તુચ્છ સુખની મુખ્યતા હોય તે. ૩ તમો ધર્મ–તામસ ગુણની પ્રધા-નતાવાળો, જેમાં જીવહિંસા, મદિરાપાન વગેરે વડે ધર્મ માનવામાં આવે તે.

[1]પ્રતિક્રમણ કરવાના હેતુને[2] યાદ કરવા પૂર્વક તેને કરવા માટે તૈયાર થજે. ૧૯

હવે પ્રતિક્રમણ કરવાનો મુદ્દો વગેરે જણાવે છે—

**ધર્માદિમાં છે મોક્ષ મોટો જ્ઞાન દર્શન સંયમે,**
**તે મોક્ષ કેરી સાધના જ્ઞાનાદિ ત્રણ આવશ્યકે;**
**અતિચારની પણ શુદ્ધિ આથી પ્રતિક્રમણ નામાન્તરે,**
**અનુયોગ તિમ ઉપદેશ ગ્રંથો વિસ્તરી વર્ણન કરે. ૨૦**

અર્થ:—ધર્માદિ ચારમા[3] મોક્ષ સૌથી મોટો છે. તે મોક્ષની સાધના જ્ઞાનાદિ ત્રણ એટલે સમ્યક્ દર્શન, સમ્યક્ જ્ઞાન અને સમ્યક્ ચારિત્ર વડે થાય છે. એ જ્ઞાનાદિ ત્રણની દેશથી આરાધના આવશ્યકમાં છે એટલે આવશ્યક વડે ઉત્તમ જ્ઞાનાદિ ત્રણની અમુક અમુક અંશે સાધના થાય છે વળી આ આવશ્યક વડે અતીચારોની શુદ્ધિ પણ થાય છે તેથી

---

૧. પ્રતિક્રમણ. પ્રતિ+ક્રમણ પ્રતિ એટલે પાછું. ક્રમણ એટલે ફરવું પાપ વ્યાપાર પ્રત્યે ગએલા આત્માનુ પોતાના સ્વભાવમા પાછું ફરવુ અથવા પાપ વ્યાપારથી આત્માનુ પાછુ ફરવુ તે પ્રતિક્રમણ. તેના પાંચ પ્રકાર—૧ રાઇ પ્રતિક્રમણ, ૨ દેવસિક પ્રતિક્રમણ, ૩ પાક્ષિક (પખ્ખી) પ્રતિક્રમણ, ૪ ચૌમાસિક પ્રતિક્રમણ અને ૫ સાવત્સરી પ્રતિક્રમણ

૨ આની માહીતી માટે 'શ્રી પ્રતિક્રમણ હેતુ ગર્ભવિચાર'નામે બુક જોવી. તે શ્રી જૈનધર્મ પ્રસારક સભાએ છપાવી છે

૩. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર

હે જીવ! જરૂર આવશ્યક કરજે. આ આવશ્યકનું જ બીજું નામ પ્રતિક્રમણ પણ કહેલું છે. આ છ એ આવશ્યકોનું આવશ્યક સૂત્ર અને અનુયોગ દ્વારમાં તથા ઉપદેશ[1] ગ્રંથોમાં વિસ્તારથી વર્ણન કરેલું છે. ૨૦

હવે પ્રતિક્રમણ કેવા સ્વરે કરવું તે કહે છે:—

**મંદ સાદે સૂત્ર વદજે અન્યથા દોષો ઘણા,**
**જાગતાં પાપો કરે હિંસાદિ આરંભક જના;**
**શબ્દશુદ્ધિ ન ભૂલજે આ શબ્દ ચોખ્ખા સાંભળી,**
**સ્પષ્ટ અર્થ જણાય પ્રકટે ભાવના પણ નિર્મલી. ૨૧**

અર્થ:—સવારના પ્રતિક્રમણમાં સૂત્રો મન્દ–ધીમા સ્વરથી બોલજે. કારણ કે મોટા સ્વરે બોલવામાં ઘણા દોષો રહેલા છે. તે આ પ્રમાણે–ઉંચા સ્વરે બોલે તો જેથી જીવહિંસાદિ થાય તેવા આરંભના કાર્ય કરનારા તિર્યંચાદિ જીવો જાગવાથી તેઓ પાપના કાર્યોનો આરંભ કરે છે. તેમાં ઉંચા સ્વરે બોલનાર નિમિત્તભૂત થાય છે. તેથી ધીમે ધીમે સવારનું પ્રતિક્રમણ કરજે તેમાં શબ્દશુદ્ધિ–સૂત્રોના શુદ્ધ ઉચ્ચાર કરવાનું ભૂલીશ નહિ અથવા સૂત્રો જેમ તેમ ગણગણાટ કરતો હોય તેમ બોલીશ નહિ કારણ કે શુદ્ધ ઉચ્ચાર કરવાથી અર્થ પ્રગટ રીતે સમજાય છે. અને તેથી શુદ્ધ ભાવ પ્રગટ થાય છે. ૨૧.

---

૧. ઉપદેશ પ્રાસાદ, શ્રાદ્ધવિધિ, ધર્મસંગ્રહ- વગેરેમાં

હવે શુભ ભાવ પ્રકટયા પછીનું ફલ દેખાડે છે:—

શુભ ભાવનાથી કર્મ વિઘટે છેવટે શિવપદ લહે,
એ કારણે ઉચ્ચાર ચોખ્ખા બોલજો ગણધર કહે;
જીભનો જો દોષ હોવે અન્ય બોલે સૂત્રને,
તેહ સાંભળજો ક્રિયાની શુદ્ધિ ગુણ ઇમ પ્રવચને. ૨૨

અર્થ:—શુભ ભાવ પ્રકટ થવાથી કર્મની નિર્જરા થાય છે. અને કર્મની નિર્જરા થવાથી છેવટે મોક્ષપદ મળે છે. એ કારણથી સ્પષ્ટ શુદ્ધ ઉચ્ચાર બોલવાનું ગણધર મહારાજ કહે છે જો પોતાને જીભનો દોષ હોય તો સ્પષ્ટ બોલનાર બીજો પ્રતિક્રમણ કરનાર શ્રાવક સૂત્રો બોલે તે તારે સાભળવાં, તેથી ક્રિયાની શુદ્ધિરૂપી લાભ થાય છે એમ સિદ્ધાન્તમા કહ્યું છે ૨૨.

હવે પ્રતિક્રમણના છ [1]આવશ્યકોમાંથી કયા આવશ્યક વડે કઇ શુદ્ધિ થાય તે બે ગાથા વડે કહે છે:—

ઉભયટંક કરાય નિયમા તેહ આવશ્યક વિષે,
સાવદ્ય વિરતિ માનજે તું પ્રથમ સામાયિક વિષે;
નામસ્તવે સમ્યક્ત્વશુદ્ધિ વંદના નીચ ગોત્રની,
ક્ષપણા કરે ઘે જન્મ ઉંચો વાણ ઉત્તરાધ્યયનની. ૨૩

અર્થ·—તે પ્રતિક્રમણ નિશ્ચે બે વખત–સવારે અને સાંજે કરાય તેથી આવશ્યક કહેવાય છે. તેમાં પ્રથમ સામાયિક નામના આવશ્યક વડે સાવદ્ય વિરતિ એટલે પાપવાળા

૧ અવશ્ય કરવા-યોગ્ય હોવાથી આવશ્યક કહેવાય છે.

વ્યાપાર (ક્રિયા)નો ત્યાગ થાય છે એમ હે જીવ! તું માનજે. બીજા નામસ્તવ એટલે લોગસ્સ અથવા ચતુર્વિંશતિ સ્તવવડે સમ્યક્ત્વની શુદ્ધિ થાય છે. ત્રીજું વંદન નામનું આવશ્યક નીચ ગોત્રનો ક્ષય કરે છે અને ઉચ્ચ ગોત્રમાં જન્મ આપે છે. એ પ્રમાણે ઉત્તરાધ્યયન સૂત્રનાં વચનો જાણજે. ૨૩

હવે છેલ્લા ચાર આવશ્યકોનું ફલ કહે છે—

કુગતિ કેરૂં દ્વાર વાસે પ્રતિક્રમણ આવશ્યકે,
સદ્ધ્યાન ધારામાં વધે આ પાંચમા આવશ્યકે;
તૃષ્ણા તણો વિચ્છેદ પ્રત્યાખ્યાનમાં વિધિ રંગિઓ,
થઇ પ્રતિક્રમણ કરજે સવારે લાભ ચાહે વાણિઓ. ૨૪

અર્થ:—ચોથું પ્રતિક્રમણ નામનું આવશ્યક નરકાદિક દુર્ગતિનાં બારણાં બંધ કરે છે અથવા જીવને ખરાબ ગતિમાં જતાં રોકે છે. તેમજ પાંચમા કાઉસગ્ગ નામના આવશ્યકવડે ભવ્ય જીવ શુભ ધ્યાનની ધારામાં આગળ આગળ વધતો જાય છે. તથા છઠ્ઠા પચ્ચખ્ખાણ નામના આવશ્યક વડે વિધિ-ક્રિયામાં આસક્ત જીવ તૃષ્ણાનો—અસંતોષ વૃત્તિનો નાશ કરે છે. એ પ્રમાણે દરેક આવશ્યકના ફલ જાણીને વિધિ સાચવવામાં આનંદી થઇને સવારે જરૂર પ્રતિક્રમણ કરજે. કારણ કે [1]વાણીઓ લાભને ચાહનારો હોય છે. આત્મિક ગુણરૂપ કમલને ક્રમસર વિકસ્વર કરવામાં સૂર્યના જેવી આ પ્રતિક્રમણની પવિત્ર (મંત્રાક્ષર સમાન) ક્રિયા અપૂર્વ સાધન છે, એમ

૧. लाभाकाङ्क्षी वणिङ्नरः

વિશિષ્ઠ લાભ જાણી મોહનું ઝેર ઉતારવાને જરૂર પ્રતિક્રમણ કરવું જોઇએ. ૨૪

પ્રતિક્રમણ કર્યા પછી દેરાસરમાં જઇ શું શું કરવું તે કહે છે:—

શુદ્ધ થઇ જઇ 'ચંગ મંગલ ચૈત્યમાં સંક્ષેપથી;
કર વાસ આદિક ચૈત્યવંદન ભક્તિ ઇમ બે ભેદથી;
વિધિ સાથ પ્રત્યાખ્યાન કર નિજ શક્તિના અનુમાનથી,
મન થીર હોવે એમ કરતાં લાભ તપનો અંશથી. ૨૫

અર્થ:—પવિત્ર થઈને શોભાયમાન મંગલ ચૈત્ય (ઘર દેરાસર )માં જજે. ત્યાં સક્ષેપથી–ટુંકાણમાં પ્રભુની વાસક્ષેપ, ચામરથી વીંજવું વગેરે દ્રવ્યભક્તિ તથા ચૈત્યવંદન કરવા વડે ભાવભક્તિ કર પછી પોતાની શકિતના અનુસારે વિધિપૂર્વક પચ્ચખ્ખાણ કરજે આમ કરવાથી મનની સ્થિરતા થાય છે. તેમજ તેથી તેટલે અશે તપનો લાભ પણ મળે છે. ૨૫.

આ ગાથામાં પચ્ચખ્ખાણના પ્રકાર જણાવે છે:—

કાલને સંકેત રૂપ બે ભેદ પ્રત્યાખ્યાન ના,
નવકારસી વળી ગ્રંથિ આદિક જાણજે ક્રમ ભૂલના;
ભક્તિ ચૈત્યે ગમન ધનિકો ધામધૂમ પૂર્વક જતા,
અન્ય ઉદ્ધત ભાવ જન પરિહાસ છંડીને જતા. ૨૬

અર્થ.—પચ્ચખ્ખાણના બે ભેદ છે–૧ કાલ પચ્ચખ્ખાણ,[૧]

---

૧. કાલ પચ્ચખ્ખાણ–જે પચ્ચખ્ખાણમા કાલની મુખ્યતા હોય તે, જેમકે 'નવકારસી'ના પચ્ચખ્ખાણમા બે ઘડી. 'પોરસી'ના પચ્ચખ્ખાણમા એક પહોર વગેરે.

૨ સાંકેતિક પચ્ચખ્ખાણ.[૧] 'નવકારસી' વગેરે કાલ પચ્ચખ્ખાણ અને 'ગંઠસહિઅં' વગેરે સાંકેતિક પચ્ચખ્ખાણ સમજવા. એમ ક્રમસર બે પ્રકારના પચ્ચખ્ખાણ જાણીને ભૂલીશ નહિ જો શ્રાવક ધનવાન હોય તો શ્રી જૈનશાસનની પ્રભાવના કરવાના ઉદ્દેશથી ભક્તિચૈત્ય એટલે મોટા દહેરે ધામધૂમ પૂર્વક-આડંબર સહિત જાય બીજા સામાન્ય શ્રાવકો ઉદ્ધત ભાવ અને જનપરિહાસને છોડીને એટલે પોતાની સ્થિતિ આદિને છાજે અને જેથી લોકમાં પોતાની હાંસી ન થાય તેવો ઉચિત વેષ, માર્ગે મૌન, નીચે જોઇને ચાલવું વગેરે વિધિ સાચવીને મોટા દહેરે જાય પોતાની સ્થિતિ ઉપરાંત કરોડાધિપતિ આદિને છાજે તેવા વેષાદિ રાખવાથી લોકો એમ કહે કે 'આ ઉદ્ધત થઇ ગયો' અને હાંસી પણ કરે તેથી તેમ ન થાય તેવા વેષાદિ રાખી દહેરે જવું. ૨૬.

શ્રાવકે પૂજા માટે દેરાસર જતાં સ્નાનાદિ વિધિ કેવી રીતે કરવી તે જણાવે છેઃ—

**સાચવી જયણા કરીને સ્નાન મિત જલથી અને,**
**વસ્ત્ર શુદ્ધ અખંડ પ્હેરી આવજે મંદિર કને;**
**સચિત્ત પરિહારાદિ અભિગમ સાચવી દાખલ થતાં,**
**અગ્રદ્વારે ચૈત્ય કેરા નિસિહી પ્હેલી બોલતાં. ૨૭**

---

૧ સાંકેતિક પચ્ચખ્ખાણ–લીધેલુ પચ્ચખ્ખાણ પૂર્ણ થઇ રહે તે. છતાં પારવાની વાર હોય તો પારે ત્યાં સુધીનો વખત પચ્ચખ્ખાણ વિનાનો ન જાય એથી અને તેવા બીજા અનેક હેતુથી ધારવામાં

અર્થ:—સ્નાન કરવાનું સ્થાન જીવજંતુ રહિત છે કે નહિ તેની તપાસ કરીને એટલે ઉપયોગ પૂર્વક જોઇને, જીવાદિ હોય તો સાચવીને બીજે ઠેકાણે કુંડી મૂકીને મિત–પ્રમાણસર શરીર શુદ્ધિ થાય તેટલા પાણીથી સ્નાન કરજે પછીથી શુદ્ધ–સ્વચ્છ અને અખંડ ( આખાં ) વસ્ત્ર પહેરી મંદિર પાસે આવજે. દેરાસરમાં પ્રવેશ કરતા 'સચિત્ત પરિહાર' વગેરે પાંચ [1]અભિગમ સાચવવા અને તે વખતે દેરાસરના મુખ્ય બારણામાં પહેલી 'નિસિહિ[2]' બોલવી ૨૭

પહેલી નિસિહી વખતે અને બીજી નિસિહી વખતે શું કરવું અને શુ ન કરવું તે જણાવે છે.—

**ઘર ચિંતના કર ના હવે કર ચૈત્ય કેરી ચિંતના,**
**આશાતના દૂરે કરી શ્રાવક લહે સુખ મુક્તિના;**
**તે પછી બીજી નિસિહી રંગ મંડપ પેસતાં,**
**ચૈત્ય યોગ નિષેધ કરજે દ્રવ્યથી પ્રભુ પૂજતાં. ૨૮**

---

આવતા પચ્ચખ્ખાણ જેમકે ગાઠ છોડુ નહિ ત્યા સુધી 'ગંઠિ-સહિઅ' વગેરે

૧. અભિગમ–અભિ એટલે તરફ, ગમ એટલે જવુ તે. જિનેશ્વરના સન્મુખ જવુ તે અભિગમ. તે વખતે પાચ વાના સાચવવાના હોવાથી ૫ અભિગમ છે–૧ સચિત્ત ત્યાગ, ૨ અચિત્તનો અત્યાગ, ૩ મનની એકાગ્રતા, ૪ એકશાટક ઉત્તરાસંગ, ૫ શ્રી જિનેશ્વરને જોઇને બે હાથ જોડી લલાટે લગાડવા

૨. નિસિહિ–નિષેધ અથવા આરંભાદિનુ વર્જન (છોડવુ.) આ અર્થ–આ નિસિહી ( નૈષેધિકા ) શબ્દ જણાવે છે.

અર્થ:—પહેલી નિસિહી કહે તે વખતે ઘર સબંધ
કાર્યના વિચારનો ત્યાગ કરવો, અને તે વખતે દેરાસર સબંધ
કાર્યની ચિન્તવના ( તપાસ ) કરવી. દેરાસર સંબંધી કા
આશાતના થતી હોય તો તે દૂર કરવી કારણ કે આશાતન
દૂર કરવાથી શ્રાવક મોક્ષનાં સુખ મેળવે છે ત્યાર પછીથ
રંગમંડપમાં પ્રવેશ કરતાં બીજી નિસિહી કહેવી, તે વખ
ચૈત્યયોગ–દેરાસર સંબંધી કાર્યનો નિષેધ–ત્યાગ કરજે અ
પ્રભુનું સ્નાત્ર વગેરે દ્રવ્યપૂજા કરજે ૨૮

આ ગાથામાં ત્રીજી નિસિહી ક્યારે કહેવી તે તથા બીજ
પ્રદક્ષિણાદિ ત્રિકનો વિચાર કહે છે:—

**દ્રવ્યપૂજા અંતમાં ત્રીજી નિસિહી બોલવી,**
**એ ક્રમેજ પ્રદક્ષિણાદિ વિધિ દશેની જાણવી;**
**પૂર્ણરંગ પ્રદક્ષિણા ત્રણ આપતાં ઇમ ભાવના,**
**ભાવજે જ્ઞાનાદિ દેજો દુઃખ હરી ભવ ભ્રમણના. ૨**

અર્થ:—દ્રવ્યપૂજા વિધિપૂર્વક અને ઉલ્લાસથી કર્ય
પછી ( ચૈત્યવંદન કરતાં પહેલા ) ત્રીજી નિસિહી કહેવી તે
વખતે પ્રભુની દ્રવ્ય પૂજાનો ત્યાગ કરી ભાવપૂજામાં જોડાવું
આવી રીતે જ પ્રદક્ષિણાત્રિક વગેરે દસે ત્રિકોની[1] વિધિ

---

[1] ૧૦ ત્રિક આ પ્રમાણેઃ—૧ નિસિહિ ત્રિક, ૨ પ્રદક્ષિણ
ત્રિક, ૩ પ્રણામ ત્રિક, ૪ પૂજા ત્રિક, ૫ અવસ્થા ત્રિક, ૬ ત્રણ
દિશાએ નિરીક્ષણ વર્જન, ૭ પગભૂમિ પ્રમાર્જન ત્રિક. ૮ આલબન
ત્રિક, ૯ મુદ્રા ત્રિક, ૧૦ પ્રણિધાન ત્રિક, વધારે બીના શ્રી ચૈત્યવદન
ભાષ્ય, પ્રવચન-સારોદ્ધારાદિકથી જાણવી

જાણવી ત્રણ પ્રદક્ષિણા દેતી વખતે આનંદથી એવી ભાવના ભાવવી કે હે પ્રભુ! આ ભવભ્રમણના (ચાર ગતિમાં રખડવાના) દુ:ખને દૂર કરીને મને ઉત્તમ જ્ઞાન દર્શન અને ચારિત્ર એ ત્રણને આપજો. ૨૯.

આ ગાથામાં વિસ્તારથી પ્રભુની દ્રવ્યપૂજા શરૂ કરતાં પહેલાંની વિધિ જણાવે છે:—

ઉત્તરાસંગી થજે તિમ અષ્ટપટ મુખ કોશને,
બાંધજે પ્રભુ પાસ કરતા ભક્તિની શરૂઆતને;
ઉત્તરાસંગે વિનયની સાધના મુખકોશથી,
નાસિકાના પવનની આશાતના હોતી નથી. ૩૦

અર્થ—પ્રભુ સન્મુખ ભક્તિનો–દ્રવ્યપૂજાનો આરંભ કરતાં પહેલાં પ્રથમ તો ઉત્તરાસંગ–ખેસ ધારણ કરવો તેમજ આઠપડો મુખકોશ બાંધવો ખેસ ધારણ કરવાનું કારણ એ છે કે તેથી પ્રભુની પાસે વિનય જળવાય છે તથા મુખકોશ બાંધવાથી નાકનો પવન પ્રભુની ઉપર જતો નથી, મુખકોશ ન બાંધે તો આશાતના દોષ લાગે ૩૦

મુખકોશ બાંધી દ્રવ્ય પૂજા–(સેવા) શરૂ કરતાં પ્રથમ શું કરવું તે જણાવે છે.—

ભૂષણાદિક દૂર થાપી મોરપીંછી કર ધરી,
નિર્માલ્ય પુષ્પાદિક ઉતારે સાચવી જયણા ખરી;
ન્હવણ કરતાં ભાવજે અભિષેક ઇંદ્રાદિક તણો,
સુરશર્મ તેઓ ધાસ માને સમય લહી આનંદનો. ૩૧

અર્થ:—પ્રભુના શરીર ઉપરના મુગટ વગેરે અલંકારો (પ્રભુના શરીર ઉપરથી) ઉતારીને દૂર મૂક્યાં ત્યાર પછીથી મોરપીંછી હાથમાં લઈને ઘણી જયણા સાચવીને પુષ્પાદિક-ફૂલ વરખ વગેરે નિર્માલ્ય-(ફરીથી વાપરવામાં અનુપયોગી હોવાથી નિર્માલ્ય કહેવાય છે) ઉતારવાં ફૂલ વગેરે ઉતાર્યા પછી પ્રભુને ન્હવણ-પખાલ કરવા તે વખતે ઇન્દ્ર મહારાજ વગેરે જે પ્રભુનો અભિષેક-સ્નાત્ર મહોત્સવ કરે છે તેની ભાવના ગણીને સ્નાત્રપૂજા કરવા રૂપી આનંદનો લાભ પામીને તેઓ (ઇન્દ્રાદિ) સુરસ્વર્ગ (દેવ સંબંધી સુખ) ને ઘાસ-તુચ્છ માને છે. ૩૧.

હવે સ્નાત્ર કર્યા પછીની વિધિ બતાવે છે:—

**સિત અખંડિત શ્રેષ્ઠ નિર્મલ અંગ લૂસણુ કર લઈ,**
**પ્રભુ દેવનો તન લૂસજે ત્યાં સાવધાની ધર ખરી;**
**મલિન ને ફાટેલ વસ્ત્રે હોય બહુ આશાતના,**
**ચંદનાદિક દ્રવ્યથી કરજે હવે પ્રભુ પૂજના. ૩૨**

અર્થ—પખાલ કર્યા પછી સિત (શ્વેત) અને અખ-ડિત એટલે આખું નિર્મલ અને ઉત્તમ અંગલૂસણુ હાથમાં લઈને જિનેશ્વરના શરીરને ખરી સાવચેતી[1] રાખીને લૂસીને

---

૧. શરીર લૂસતી વખતે પ્રતિમાજી નીચે ન પડે તે બાબત ધ્યાન રાખવુ. ધોતીયા વગેરેનો ભાગ પ્રભુને ન અડવો જોઈએ. તેમજ પોતાના શરીરના પરસેવાનું પાણી પ્રભુની ઉપર ન પડવુ જોઈએ આવી સાવચેતી જેટલી શ્રાવક રાખે તેટલી બીજાઓ તો નજ રાખી શકે

સાફ કરવું. અંગલૂસણા તરીકે મેલું અને ફાટેલું વસ્ત્ર વાપરવાથી ઘણી આશાતના થાય છે માટે તેવાં અંગલૂસણાનો ત્યાગ કરવો ત્રણ વાર અંગલૂસણા કરીને ચંદન, કેસર, બરાસ વગેરે દ્રવ્યથી પ્રભુની દ્રવ્ય પૂજા કરવી ૩૨.

આ ગાથામાં પ્રભુના કયા કયા અંગે પૂજા કરવી તે બતાવે છે.—

**અંગુષ્ઠ જમણો તેમ ડાબો પ્રથમ જાનુ તે પછી,**
**મણિબંધ ખંધ શિરે લલાટે કંઠ હૃદ નાભિ પછી;**
**નવ અંગ કેરી પૂજના એ દ્રવ્ય પૂજા જાણવી;**
**દ્રવ્યના યોગે હુવે શુભ ભાવના પણ નવ નવી. ૩૩**

અર્થ:—સૌથી પ્રથમ પ્રભુના પગના ૧ જમણા અંગુઠે તથા ડાબા અંગુઠે પૂજા કરવી (ચંદનથી તિલક કરવાં) ત્યાર પછી ૨ જાનુ (પ્રથમ જમણા પછી ડાબા) એમ બે ઢીંચણે પૂજા કરવી પછી ૩ મણિબંધ—ક્રમે હાથના જમણા ડાબા ( ક્રમસર—જમણી ડાબી ) કાંડાની પૂજા કરીને ક્રમસર ૪ જમણા ડાબા બે ખભાની પૂજા કરવી પછીથી ૫ મસ્તકે ૬ લલાટે એટલે કપાળમાં, ત્યાર પછી ૭ કંઠે—ડોકે, પછી ૮ હૃદયે અને છેલ્લી ૯ નાભિ (ડુંટીએ) પૂજા કરવી એવી રીતે પ્રભુના નવ અંગની પૂજા કરવી આવી રીતે દ્રવ્ય પૂજા કરવાનુ કારણ એ છે કે દ્રવ્યના યોગથી નવી નવી સારી ભાવનાઓ થાય છે ૩૩

હવે પ્રથમ અંગુઠાની પૂજા કરતાં કેવી ભાવના ભાવવી તે બતાવે છે:—

પ્રભુ ઋષભનો અંગુષ્ઠ પૂજે જલથી સંપુટ પત્રના,
ભદ્રિક યુગલિયા એમ જોઇ ઇંદ્ર રસિયા વિનયના;
નયરી વિનીતા ત્યાં વસાવે જેહ ચરણ દીપાવતો,
અંગુષ્ઠની પૂજા કરૂં હું ચિત્તને વિકસાવતો. ૩૪

અર્થ:—ભોળા યુગલિયાઓને સંપુટ પત્રમાં–વૃક્ષના પાંદડાના પડીયામાં જલ લાવીને ઋષભદેવ પ્રભુના અંગુઠાની પૂજા કરતા જોઇને વિનયના રસિક ઇંદ્ર મહારાજે ત્યાં વિનીતા (અયોધ્યા) નગરી વસાવી. અને જે અંગુઠો પ્રભુના ચરણને શોભાવે છે, વળી જે મારા ચિત્તને પ્રફુલ્લિત કરે છે તે અંગુઠાની હું પૂજા કરૂં છું ૩૪

આ ગાથામાં પ્રભુના ઢીંચણની પૂજા કરતાં જે ભાવના ભાવવી તે બતાવે છે:—

જે જાનુ બલથી નાથ મારા કાઉસ્સગ્ગ વિષે રહ્યા,
ઉપસર્ગ સમભાવે સહીને નાણ કેવલ ઝટ લહ્યા;
વિચર્યા વિદેશે દેશમાં અભિલાષથી ઉદ્ધારના,
પુણ્યોદયે આજે કરૂં તે જાનુ કેરી પૂજના. ૩૫

અર્થ:—જે જાનુબલથી એટલે ઢીંચણના પ્રતાપે મારા પ્રભુ (કર્મ નિર્જરા માટે) કાઉસગ્ગમાં રહ્યા સમતા ભાવે

ઉપસર્ગો સહન કરીને જલ્દી કેવલજ્ઞાન[1] પામ્યા, વળી ભવ્ય જીવોને આ સંસારમાંથી તારવાની ઇચ્છાથી જે પ્રભુએ દેશ વિદેશમાં–આર્ય[2] અનાર્ય દેશોમાં વિહાર કર્યો એવા પ્રભુના જાનુની પુણ્યના ઉદયથી આજે હું પૂજા કરૂં છું. આવી ભાવનાથી પ્રભુના ઢીંચણે પૂજા કરવી. ૩૫

હવે પ્રભુના હાથના કાંડે પૂજા કરવાનું કારણ જણાવે છે.—

**ઇગ ક્રોડ અડ લખ નિષ્ક દિન પ્રતિ દાન દીધું જેમણે,**
**ત્રણસો અઠ્યાસી ક્રોડ એંશી લાખ તિમ સંવત્સરે;**
**દારિદ્રય દાવાનલ જગતનો બૂઝવ્યો દાનાંબુએ,**
**એવા પ્રભુના હાથના કાંડે કરૂં પૂજન ખરે. ૩૬**

અર્થ:—જે પ્રભુના હાથે દરરોજ એક ક્રોડ, આઠ લાખ (૧૦૮૦૦૦૦૦) નિષ્ક–સોનામહોરનું[3] દાન દીધું. એ પ્રમાણે એક સંવત્સર–વર્ષ સુધી દાન દીધું. એટલે કુલ

---

૧. સંપૂર્ણજ્ઞાન–જેનાથી તમામ દ્રવ્યાદિની બીના જાણી શકાય. કેવલ શબ્દના અનેક અર્થો જણાવી આને અસાધરણ અનન્તુ નિર્મલ જ્ઞાન પણ કહ્યુ છે. શ્રી ભગવતી, નંદી, વિશેષાવશ્યક, પ્રવચનસારોદ્ધાર, લોકપ્રકાશાદિ અનેક ગ્રંથોમા વિસ્તારથી ઉપયોગી વર્ણન કર્યું છે

૨. સાડીપચીશ આર્ય દેશો તે સિવાયના અનાર્ય દેશો જાણવા. શ્રી ત્રિષષ્ઠિ શલાકા પુરૂષ ચરિત્રાદિમાં સવિસ્તર વર્ણન કર્યું છે.

૩. આ વાર્ષિક દાનના છ અતિશયો, દાનશાલાદિની વ્યવસ્થા, સોનામ્હોરની ઉપર પ્રભુના પિતાજીના નામનો સિક્કો હોય વગેરે બીનો લોકપ્રકાશ આત્મપ્રબોધ વિગેરે અનેક ગ્રંથોમાં જણાવી છે.

ત્રણસો અઠ્ઠાસી ક્રોડ અને એસી લાખ (૧૦૮૦૦૦૦૦x૩૬૦=૩૮૮૮૦૦૦૦૦૦) સોનામહોરોનું દાન દીધું. આ પ્રમાણે દાન આપીને દાનાંબુએ—દાનરૂપી પાણીવડે જગતના દરિદ્રતા રૂપી દાવાનલ—અગ્નિને ઓલવી નાખ્યો એવા પ્રભુના હાથના કાંડે ભાવથી પૂજન કરૂં છુ. ૩૬

આ ગાથામાં પ્રભુના સ્કંધ—ખભાની પૂજા કરવાનું કારણ બતાવે છે:—

**વીરિયાન્તરાય તણા ક્ષયે જસ વીર્ય અનહદ જોઇને,**
**જેના ખભાથી માન ભાગ્યું પામીને અપમાનને;**
**બાહુબલને ફેરવીને નાથ ભવસાયર તરે,**
**એવા વિચારે આ ખભે પૂજા કરંતા મન ઠરે. ૩૭**

અર્થ:—વીર્યાન્તરાય કર્મનો ક્ષય—સંપૂર્ણ નાશ થવાથી જે પ્રભુનું અનહદ—અનંત વીર્ય—શક્તિ જોઇને જેમના ખભામાંથી માન—અહંકાર અપમાન પામીને નાશી ગયું છે, જે પ્રભુદેવ ભુજાના બલને ફેરવીને—વિસ્તારીને ભવસાયર એટલે સંસાર સમુદ્રને તરી ગયા એવી ભાવનાપૂર્વક પ્રભુના ખભાની પૂજા કરતાં મનમાં શાંતિ થાય છે આ શ્લોક બોલીને ખભે પૂજા કરવી એમ નવે અંગની પૂજાના નવે શ્લોકો પૂજા કરતી વખત બોલવા. ૩૭

આ ગાથામાં મસ્તકની શિખાની પૂજા કરવાનુ કારણ જણાવે છે:—

ક્ષપકશ્રેણિમાં પ્રથમ જે મોહસેનાને હણી,
બારમા ગુણઠાણના છેલ્લા ક્ષણે ત્રણને હણી;
કેવલ લહી બાળી અઘાતી સ્થાનને લોકાંતના,
પામ્યા એ કારણ હું કરૂં મસ્તકશિખાની પૂજના. ૩૮

અર્થ.—જે પ્રભુએ ક્ષપકશ્રેણિ[1] માંડીને પ્રથમ મોહસેનાને-મોહનીય કર્મની ૨૮ પ્રકૃતિઓનો ક્ષય કર્યો ત્યાર પછી બારમે ગુણઠાણે[2] આવીને ચરમ-છેલ્લા સમયે જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને અંતરાય એ ત્રણ કર્મનો ક્ષય કર્યો તે પછી કેવલજ્ઞાન પામીને અઘાતી[3] કર્મનો ક્ષય કરી

---

૧ ક્ષપકશ્રેણિ—જે ભવમા મોક્ષે જવાનુ હોય તે ભવમાં જીવ ક્ષપકશ્રેણિ માડે છે અને તે શ્રેણિમા પ્રથમ મોહનીય કર્મનો ક્ષય થાય છે.

૨ ગુણસ્થાનક—ગુણ એટલે જ્ઞાન, દર્શન અને ચારિત્ર તેના સ્થાન-તરતમ (ઓછાવત્તા) પણાથી થએલા ભેદ. તે ભેદ અસંખ્યાતા હોવાથી ગુણસ્થાનક પણ અસખ્યાતા છે પણ સ્થૂલ વ્યવહારથી ચૌદ ગુણસ્થાનક કહ્યા છે તેમા બારમા ગુણસ્થાનકનું નામ ક્ષીણમોહ વીતરાગ છદ્મસ્થ છે.

૩ અઘાતી—કર્મના બે ભેદ ઘાતી અને અઘાતી નામે છે. જે કર્મો આત્માના મુખ્ય ગુણોનો ઘાત કરે છે તે **ઘાતી** કહેવાય છે. તે ચાર છે-જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય. તેમા મોહનીયનો ૧૦ મા ગુણસ્થાનકના અંતે અને બાકીના ત્રણનો ૧૨ મા ગુણસ્થાનકના અંતે ક્ષય થાય છે. તથા જે કર્મો આત્માના મુખ્ય ગુણોને હણતા નથી તે **અઘાતી** કહેવાય છે. તેના પણ ચાર

લોકાંતના¹—ચૌદ રાજલોકના અંતે ઉંચે આવેલ સિદ્ધ શિલાને વિષે સ્થિર થઈને રહ્યા તે કારણથી હું મસ્તકની શિખાની—ચોટલીની પૂજા કરૂં છું ૩૮.

આ ગાથામાં પ્રભુના લલાટે પૂજા કરવાનું કારણ બતાવે છે.—

સમ્યક્ત્વ શુભ ભાવના સહિત વીસ સ્થાનક કેરી સાધના,
સાધી નિકાચ્યું જેહ વર જિન નામ ઉદયે તેહના;
ઉર્ધ્વ અધ તિર્છા તણા લોકે કરી જસ પૂજના,
જગ તિલક સમ પ્રભુના લલાટે હું કરૂં શુભ પૂજના. ૩૯

અર્થઃ—સમ્યક્ત્વ સહિત "સવિ જીવ કરૂં શાસન-રસી" એવી શુભ ભાવનાપૂર્વક વીસસ્થાનકની¹ આરાધના

---

પ્રકાર છે વેદનીય, નામ, ગોત્ર અને આયુષ્ય આ ચારે અઘાતીનો ચૌદમા ગુણસ્થાનકના અંતે ક્ષય થાય છે. તે વખતે જીવ મોક્ષે જાય છે.

૧. લોકાંત—જે ૭ દ્રવ્યોથી ભરેલો છે તે લોક કહેવાય છે. બે પગ પહોળા રાખી કેડે હાથ દઈને ઉભેલા મનુષ્ય જેવો તેનો આકાર છે અને તે ચૌદ રાજ (અસંખ્યાત કોડા કોડી યોજનનો એક રાજ થાય છે) પ્રમાણ છે તેમા સૌથી અંતે ૪૫ લાખ યોજન પ્રમાણ સિદ્ધશિલા આવેલી છે અને લોકના અંતે ઉંચે આવેલી હોવાથી લોકાંત કહેવાય છે ત્યા સિદ્ધના જીવો રહે છે

૧. વીસ સ્થાનક આ પ્રમાણે—૧ અરિહંત, ૨ સિદ્ધ, ૩ ગુરૂ (આચાર્ય), ૪ સ્થવિર, ૫ બહુશ્રુત, ૬ ગચ્છ (મુનિ સમુદાય), ૭ શ્રુત (જ્ઞાન), ૮ તપસ્વીની ભક્તિ, ૯ આવશ્યકાદિ ક્રિયા, ૧૦ સંયમ (માં પ્રમાદ તજવો) ૧૧ વિનય, ૧૨ જ્ઞાનાભ્યાસ, ૧૩ તપ,

કરીને જે ઉત્તમ જિનનામ-તીર્થંકર નામ કર્મનો નિકાચિત[1] બંધ કર્યો, તે જિનનામનો જ્યારે રસોદય થાય ત્યારે જેમની ઉર્ધ્વલોક એટલે વૈમાનિકના દેવોએ, અધોલોક એટલે ભુવન-પત્યાદિક દેવોએ, અને તિર્છાલોક એટલે મનુષ્ય વિગેરે ભવ્ય જીવોએ એ પૂજના-ભક્તિ સ્તુત્યાદિક કરી હતી તેથી જગતના જીવોમાં તિલક સમાન-શ્રેષ્ઠ એવા પ્રભુના લલાટને-કપાળને વિષે હું શુભ પૂજા-સેવા કરૂં છું. ૩૯.

હવે પ્રભુના કંઠે તિલક કરવાનું કારણ સમજાવે છે:—

**જે પ્રભુના કંઠના મધુર ધ્વનિને પર્ષદા,**
**સુણતાં હરે તરસા તણી ને ભૂખ કેરી આપદા;**
**હેય હિંસાદિક તજી સાધક બને વ્રત આદિના,**
**એ ભાવ દીલમાં રાખીને કરૂં કંઠની શુભ પૂજના. ૪૦**

અર્થ:—સમોસરણમાં પ્રભુના કંઠમાંથી નીકળતી ઉપદેશ

---

૧૪ દાન (એ ૪ ની આરાધના) ૧૫ ધ્યાન, ૧૬ જૈન તીર્થ પ્રભાવના, ૧૭ સંઘ, ૧૮ વૈયાવચ્ચ, ૧૯ નવું શ્રુત, ૨૦ સમકિત. આ સિવાય કેટલેક સ્થળે નામોમા તથા અમુક અમુક પદમા હેરફેર જણાય છે.

૧. નિકાચિત બંધ—આત્મા સાથે કર્મનો એવો સજ્જડ બંધ થાય કે જેથી તેનુ ફળ અવશ્ય ભોગવવુ પડેજ અથવા તે કર્મ જેવું બાંધ્યુ છે તેવુ રસોદયથી ભોગવવું પડે જિનનામનો નિકાચિત બંધ મનુષ્યપણામા અને પાછલા ત્રીજે ભવે (મોક્ષે જવાના ત્રણ ભવ બાકી હોય ત્યારે) થાય છે. અને રસોદય ૧૪ મે ગુણસ્થાનકે હોય છે.

રૂપી મધુર કર્ણપ્રિય ધ્વનિને—વાણીને પર્ષદા—સભા સાંભળે છે જે ઉપદેશ વાણી તરસ અને ભૂખની આપત્તિનો નાશ કરે છે (પ્રભુવાણી સાંભળવામાં તલ્લીન બનવાથી ભૂખ અને તરસનું ભાન રહેતું નથી. અથવા પ્રભુવાણી પ્રમાણે વર્તવાથી પરંપરાએ મોક્ષ પ્રાપ્તિ હોવાથી ભૂખ અને તરસનો નાશ થાય છે) જે વાણીથી જીવો હેય–છોડવા યોગ્ય હિંસા, જૂઠ, ચોરી વગેરેને તજીને વ્રત નિયમ વગેરેના સાધનારા થાય છે આવો પ્રભુના કંઠમાંથી નીકળતી વાણીનો પ્રભાવ છે. એવી ભાવના મનમાં લાવીને પ્રભુના કંઠની શુભ (કલ્યાણકારી) પૂજા કરૂં છું ૪૦.

પ્રભુના હૃદયની પૂજા કરવાનું કારણ કહે છે:—

**અનુકૂલ ને પ્રતિકૂલ ઉપસર્ગો કરે શત્રુજનો,**
**મિત્ર માની હૃદયમાંહે ક્ષાંતિ ને કરૂણા તણો;**
**ગુણ ધારતા હિત માનતા તારક ખરા અપરાધીના,**
**એવું વિચારી હું કરૂં પ્રભુ હૃદય કેરી પૂજના. ૪૧**

અર્થ:—શત્રુજનો (દ્વેષી જીવો) પ્રભુને અનુકૂલ[1] તથા [2]પ્રતિકૂલ ઉપસર્ગો કરે તો પણ પ્રભુ તો તેને મિત્ર સમાન

---

૧ અનુકૂલ ઉપસર્ગો—જે લલચાવનારા ઉપસર્ગોથી જીવ પોતાના ધ્યાનથી પતિત થાય જેવા કે ધન રાજ્ય વગેરે આપવાના તથા સ્ત્રીઓના હાવભાવ વગેરે દ્વારાએ થાય, તે અનુકૂલ ઉપસર્ગ કહેવાય.

૨. પ્રતિકૂલ ઉપસર્ગો—જે ઉપસર્ગોથી જીવને અતિશય દુઃખ થાય તેવા મારવુ, કાનમાં ખીલા ઠોકવા, રાક્ષસ વગેરેના રૂપો કરી ભય પમાડવો વગેરે ઉપસર્ગો તે પ્રતિકૂલ ઉપસર્ગ કહેવાય.

વિચારીને પોતાના હૃદયમાં (જીવો કર્માધીન હોવાથી દુઃખ આપે, તો પણ ક્ષમા કરવા યોગ્ય છે એમ જાણીને) ક્ષાંતિ-ક્ષમાગુણને ધારણ કરતા તથા (આ જીવને આવા વર્તનથી કેવાં દુઃખો ભોગવવાં પડશે એવી ભાવનાથી) કરૂણા-દયા ગુણને ધારણ કરી પોતાનું હિત કરનાર છે એવું માની અપરાધી જનોના પણ સાચા તારક-ઉદ્ધારક બને છે આવી પ્રભુના હૃદયની ઉદારતાને વિચારીને હું પ્રભુના હૃદયની સેવા કરૂં છુ ૪૧

હવે બે ગાથાઓ વડે નાભિની પૂજા કરવાનું કારણ સમજાવે છે.—

**શકટની નાભિ વિષે આરા ઠસોઠસ જિમ ભર્યા,**
**દેવાધિદેવ પ્રભુ વિષે પણ તિમ અનંત ગુણો ભર્યા;**
**લોક નાભિ સમાન તિર્છા લોકમાં પ્રભુ દેવના,**
**કલ્યાણકો પાંચે થયા સવિ લોક ઘર આનંદના. ૪૨**

અર્થ:—જેવી રીતે શકટ-ગાડાના પૈડાની નાભિ-મધ્યભાગને વિષે ઠાંસીને આરા ભરેલા હોય છે, તેવી રીતે દેવાધિદેવ-દેવોને પણ પૂજ્ય એવા જિનેશ્વરને વિષે પણ અનંત ગુણો ભરેલા છે વળી (ચૌદ રાજ લોકના મધ્યમાં આવેલ હોવાથી) લોકનાભિ સમાન તિર્છાલોકમાં પ્રભુના પાંચે કલ્યાણકો[1] થયા કે જેના પ્રતાપે તમામ જીવો આનંદના ઘર (આનંદી) બન્યા હતા. ૪૨

---

૧. તમામ જીવોને વાસ્તવિક સ્થિર કલ્યાણ-સુખ અથવા આનંદ આપનાર હોવાથી તે કલ્યાણક કહેવાય છે તેના પાંચ નામ આ

અંગ રચના મૂલ નાભિ મૂલ પ્રભુ પ્રવચન તણા,
એવા વિચારે હું કરૂં આ નાભિ કેરી પૂજના;
નવ અંગ કેરા પૂજને નવ નિધિ ફલે ઘર આંગણે,
મન શીઘ્ર થાય પ્રસન્ન સાધે મુક્તિ રૂપ વરમાલને. ૪૩

અર્થ:—જેમ શરીરની રચનામા નાભિ એ મૂલ કારણ છે તેમ પ્રવચનના-સિદ્ધાંતના મૂલ[1] પ્રભુ છે. એવા વિચારથી હું પ્રભુની નાભિની-ડુંટીની પૂજા કરૂં છું. એવી રીતે નવ અંગની પૂજા કરનાર પુણ્યશાલી જીવોના ઘરના આંગણામાં નવ નિધાનની પ્રાપ્તિ થાય છે પૂજકનું મન તરત પ્રફુલ્લિત થાય[2] છે. અને તે મુક્તિ રૂપી સ્ત્રીની વરમાલા પ્હેરે છે ૪૩.

હવે પ્રભુના નવ અગે પૂજા કર્યા પછીની બીજી વિધિઓ જણાવે છે.—

વિલેપનાદિ કરી સુગંધી પુષ્પ તાજા લેઇને,
પુષ્પ પૂજા કર નકામા જે અડેલા ભૂમિને;

પ્રમાણે.—૧ ચ્યવન કલ્યાણક, ૨ જન્મ કલ્યાણક, ક દીક્ષા કલ્યાણક, ૪ કેવલજ્ઞાન કલ્યાણક, ૫ મોક્ષ કલ્યાણક.

૧. અર્થ પ્રકાશક પ્રભુ દેવ છે તેથી તે પ્રવચનના મૂલ તરીકે કહી શકાય, "अत्थं भासइ अरहा–सुत्तं गंथंति गणहरा निउणं" એમ ચૌદ પૂર્વધર શ્રુત કેવલી શ્રી ભદ્રબાહુસ્વામી મહારાજે આવશ્યક નિર્યુક્તિમાં કહ્યુ છે.

૨ उपसर्गाः क्षयं यान्ति, छिद्यन्ते विघ्नवल्लयः ॥
मनः प्रसन्नतामेति, पूज्यमाने जिनेश्वरे ॥ १ ॥

શુભ ગંધ ધૂપ ઉખેવજે દીપક સમર્ચન સાધજે,
અક્ષત અને નવેદ્ય ફલની પૂજના ના ભૂલજે. ૪૪

અર્થ:—પ્રભુના નવ અંગે પૂજા કર્યા પછી વિલેપનાદિ –સુખડનું તેલ, અત્તર વગેરેનો લેપ કરી, સુગંધિદાર તાજાં ફૂલ લઇને પ્રભુની પુષ્પપૂજા કરજે. પરંતુ જે ફૂલો ભૂમિ ઉપર પડેલા હોય તે નકામા ગણજે એટલે પૂજામાં ઉપયોગમાં લઇશ નહિ પછીથી સુગંધિદાર ધૂપ એટલે અગરબત્તી વગેરે વડે ધૂપપૂજા કરવી ત્યાર પછી દીપક પૂજા સારી રીતે કરીને અક્ષતપૂજા અને નૈવેદ્યપૂજા કરવાની ભૂલીશ નહિ ૪૪

અષ્ટ પ્રકારી પૂજા કરતાં કેવી ભાવના ભાવવી તે કહે છે.—

હે નાથ! ટાળો કર્મ મલને પ્રથમ પૂજા ભાવના,
ગુણ સુવાસિત આત્મ કરજો બીજી પૂજા ભાવના;
શુભ ભાવ ચિત્ત બનાવજો એ ત્રીજી પૂજા ભાવના,
કર્મ કાષ્ઠ જલાવજો એ ધૂપ પૂજા ભાવના. ૪૫

અર્થ.—પહેલી જળપૂજા કરતાં એવું ભાવવું કે હે સ્વામિ! આ જળ પૂજાથી મારા કર્મરૂપી મલને–કાદવને દૂર કરો તેમજ બીજી પૂજા કરતાં એવી ભાવના કરવી કે આ ચન્દન પૂજાથી મારા આત્માને ગુણો વડે સુગંધિદાર બનાવજો ત્રીજી પુષ્પપૂજા કરતાં એવી ભાવના ભાવવી કે હે પ્રભુ! આ પૂજાથી મારા ચિત્તને શુભ પરિણામવાળું બનાવો તથા ચોથી ધૂપ પૂજા કરતાં મારા કર્મરૂપી લાકડાં બાળી નાખો–કર્મોનો નાશ કરો એવી ભાવના ભાવવી ૪૫.

આ ગાથામાં પાંચમી દીપપૂજાની ભાવના કહે છે:—

ધ્યાન અનલે ઘાતી કર્મો ચાર બાળી નિશ્ચયે,
કેવલી થયા પ્રભુ બારમા ગુણઠાણના છેલ્લા ક્ષણે;
વ્યવહારથી પ્હેલા ક્ષણે તે તેરમા ગુણ ઠાણના,
પ્રભુ નાણ કેવલ આપજો એ દીપ પૂજા ભાવના. ૪૬

અર્થ:—દીપપૂજા કરતી વખતે એવી ભાવના ભાવવી કે જેમણે શુકલ ધ્યાનરૂપ [૧]અગ્નિ વડે ચાર ઘાતી કર્મોનો નિશ્ચયનયની અપેક્ષાએ બારમા ગુણઠાણાના અંતે ક્ષય કરી કેવલજ્ઞાન મેળવ્યું અને [૨]વ્યવહારનયની અપેક્ષાએ તેરમા ગુણ-સ્થાનકના પ્રથમ સમયે કેવલજ્ઞાન મેળવ્યું એવા હે સ્વામી! મને તેવુ કેવલજ્ઞાન આપજો ૪૬.

આ ગાથામાં સાથીઓ કરવાનું પ્રયોજન બતાવે છે:—

સ્વસ્તિક વિષે ચઉ પાંખડાં એ ચાર ગતિના જાણવા,
જે ઉપર ત્રણ પુંજ તે જ્ઞાનાદિ ત્રણના જાણવા;
તાસ ઉપરે સિદ્ધ કેરૂં સ્થાન સિદ્ધ શિલા કહી,
અક્ષત અખંડિત શ્વેત લેવા સ્વસ્તિકે ભૂલજે નહી. ૪૭

---

૧ નિશ્ચયનયના મતે જે સમયે ઘાતી કર્મોનો ક્ષય તેજ સમયે કેવલજ્ઞાનની પ્રાપ્તિ કહી છે. જેમ ઘડો ફૂટે તેજ સમયે ઠીકરા થાય

૨ વ્યવહારનય એક સમય પછી એટલે તેરમાના પ્રથમ સમયે કેવલજ્ઞાન માને છે એ મતનુ કહેવુ એવુ છે કે ઘાતી કર્મનો ક્ષય થાય ત્યાર પછીના સમયે કેવલજ્ઞાન પ્રકટે જેમકે ઘડો ફૂટે ત્યાર પછી ઠીકરા થાય કારણકે આગલે સમયે તો તે આખો હતો તેથી નિશ્ચયનય અને વ્યવહારનયને એક સમયનું આંતરૂં છે.

અર્થ.—સ્વસ્તિકને વિષે એટલે સાથીઆને વિષે જે ચાર પાંખડાં છે તે દેવતા, નારકી, તિર્યંચ અને મનુષ્યની ગતિ એ ચાર ગતિ જણાવનાર છે સાથીઆ ઉપર જે ત્રણ ઢગલીઓ કરવામા આવે છે તે જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ રત્નત્રયીને જણાવવા માટે છે અને તેના ઉપર જે અર્ધ ચંદ્ર જેવો આકાર કરાય છે તે સિદ્ધોના સ્થાનરૂપ સિદ્ધશિલા બતાવવા માટે છે ભાવાર્થ એ છે કે જ્ઞાનાદિ ત્રણ ચાર ગતિનો નાશ કરે છે અને તેથી સિદ્ધશિલારૂપ મોક્ષની પ્રાપ્તિ થાય છે, વળી હે શ્રાવક! સ્વસ્તિકની રચના કરવા માટે અખંડ અને શ્વેત–ધોળા–સ્વચ્છ ચોખા વાપરવામાં ભૂલ કરીશ નહિ ૪૭

આ ગાથામાં અક્ષતપૂજાની ભાવના કહે છે—

**જે દર્શનાદિકના બલે ગતિ ચાર છેદી પાંચમી,**
**ગતિ સિદ્ધિ પામ્યા આપ દીલમાં તે મને તો બહુ ગમી;**
**ચાર ગતિને છેદનારા દર્શનાદિક આપજો,**
**જેથી લહું હું સિદ્ધિ અક્ષત પૂજનામાં ભાવજો. ૪૮**

અર્થ.—હે પ્રભુ! આપ જે દર્શનાદિ એટલે સમ્યગ્ જ્ઞાન, દર્શન, અને ચારિત્રના બલથી ચાર ગતિનો ક્ષય કરી પાચમી સિદ્ધગતિને પામ્યા છો, તે મને ઘણી પસંદ પડી છે–તે મેળવવાની મારી પણ ઈચ્છા છે માટે ચાર ગતિનો નાશ કરનાર સમ્યગ્ દર્શનાદિ ત્રણ સાધનો મને આપો, જેથી હું પણ મોક્ષને મેળવુ, એવી ભાવના અક્ષતપૂજા કરતી વખતે ભાવવી ૪૮

હવે નૈવેદ્ય પૂજા કરતી વખતની ભાવના સમજાવે છે:—

મિષ્ટ રસને અવગણી સંયમ ધરી પ્રભુ શિવ લહ્યા,
નિજ ગુણ રમણતા શ્રેષ્ઠ રસથી ભૂરિ જન ભવજલ તર્યા;
જેમ પરણું શિવ વધૂ અણહારી પદ એ આપજો,
પ્રભુ આગલે નૈવેદ્ય ધરતાં એમ પ્રતિદિન ભાવજો. ૪૯

અર્થ:—જે પ્રભુ મિષ્ટ રસને—સ્વાદિષ્ટ આહારને તજીને અને ચારિત્રને લઇને શિવ—મોક્ષ પામ્યા, એથી સમજાવે છે કે—નિજ ગુણ—આત્માના ગુણ જે જ્ઞાન દર્શન ચારિત્ર, તેને વિષે રમણતા–લીન થવારૂપી શ્રેષ્ટ રસથી ભૂરિ–ઘણા મનુષ્યો સંસાર સમુદ્રને તરી ગયા માટે મને પણ એ [૧]અણહારિપદ—મોક્ષસ્થાન આપજો જેથી શિવવધૂ—મોક્ષ રૂપી સ્ત્રીની પ્રાપ્તિ થાય. એવી પ્રભુ આગલ નૈવેદ્ય ધરતી વખતે દરરોજ ભાવના ભાવવી ૪૯

હવે ગ્રંથકર્તા ફલપૂજા કરતાં શું ભાવવું ? તે કહે છે —

તરૂ સિંચને ફલ પામિએ ફલ પૂજને શિવ પામીએ,
શ્રેષ્ઠ થાળ વિષે ઠવીને નાથ આગળ મૂકીએ;
હાથ જોડી શીસ નામી મુક્તિ ફલ દ્યો ઇમિ ભણી,
અષ્ટ ભેદી પૂજનાએ કર્મ નિર્જરણા ઘણી. ૫૦

---

૧ અણહારિપદ—જ્યાં જીવને બીલકુલ આહાર લેવાનો હોતો નથી, એવું સ્થાન તે મોક્ષ છે. કારણ કે સંસારી અવસ્થામાં વિગ્રહગતિમાં ઉત્કૃષ્ટથી ત્રણ સમય, કેવલી સમુદ્ઘાતમાં ત્રણ સમય તથા ચૌદમે ગુણઠાણે પાંચ હ્રસ્વાક્ષર કાલ સુધીજ જીવ અણહારી હોય છે

અર્થ:—જેમ વૃક્ષને પાણી સિંચવાથી ફલની પ્રાપ્તિ થાય છે તેમ ફલપૂજન વડે મોક્ષરૂપી ફલ મેળવાય છે. માટે સારા થાળને વિષે ઉત્તમ તાજાં ફળો મૂકીને "મને મોક્ષફલ આપો" એ પ્રમાણે બે હાથ જોડીને મસ્તક નમાવી બોલવું. એવી રીતે અષ્ટ પ્રકારી પૂજા કરવાથી કર્મની ઘણી નિર્જરા—નાશ થાય છે. આવા પ્રભુપૂજાના ઉત્તમ સમયમાં પુણ્યશાલી આસન્ન સિદ્ધિક ભવ્ય જીવોને દાન—શીલ—તપ—ભાવની પણ અમુક અંશે જરૂર આરાધના થાય છે તે આ પ્રમાણે ટુંકમાં સમજવી:—પ્રભુ દેવની આગળ ચોખાનો સાથિયો કરીને નૈવેદ્ય મૂકે, આમા પ્રભુને અક્ષતાદિનુ દાન દેવાયું એમ સમજવું, અને આ દાન મહા વિશિષ્ટ ફલને આપે છે સુવર્ણપાત્ર સમાન મુનિરાજને દાન દેવાથી શ્રી શાલિભદ્રાદિ ભવ્ય જીવોને અનેક જાતના લાભ મળ્યા, તો આ તેથી અધિક (ચઢીયાતા) રત્ન પાત્ર સમાન પ્રભુને દાન દેવાનું ફલ વિશેષ હોય એમાં નવાઇ શી? પ્રભુદેવની આગળ નૈવેદ્ય ધરનારા ભવ્ય જીવો એવી ઉત્તમ ભાવના ભાવે છે કે—હે પ્રભો! 'अक्खाण रसणा' આ વચનથી દુર્જય રસનેન્દ્રિયને વશ પડીને મે આવી આવી મિષ્ટ તથા સ્વાદિષ્ટ વસ્તુઓને ચાખવાની લાલચમાં પડી ભવ બગાડયો, અને આપે તે પદાર્થોને છંડીને નિજ ગુણ રમણતાનો અપૂર્વ રસ ચાખ્યો મને તેજ પદ્ધતિ ઉચિત લાગે છે આપના પસાયથી તેમ થાય એમ હું નિરંતર ચાહું છું આથી સમજાવ્યું કે આ પૂજનના કાલમાં દાન અને ભાવધર્મની આંશિક આરાધના થાય છે, તેમ શીલ અને તપની પણ આંશિક આરાધના સમજાય તેવીજ સરલ છે. જુઓ, પૂજનના સમયે પ્રભુની સામે જ નજર રાખવી જોઇએ એમ

' तिदिसिनिरिक्खण विरओ ' આ પાઠથી કહી શકાય આથી આજુબાજુ જોવાનો નિષેધ હોવાથી અને પ્રાયે મૌન ભાવ હોવાથી અસદ્દાચાર ( મૈથુન )ની ભાવના લગાર પણ થતી જ નથી. કારણ કે સારા નિમિત્તોના સંસર્ગથી કુભાવના થાયજ નહિ. એમ આંશિક શીલની આરાધના સમજાવી. હવે આંશિક તપની આરાધના સમજાવવી બાકી છે. તે આ પ્રમાણે–ખાતો જાય ને પૂજા કરતો જાય, એમ તો બને જ નહિ કારણ કે એક કાર્યમાં બે કાર્ય થઈ શકેજ નહિ. માટે પૂજનના સમયમાં તેટલે અંશે તપની આરાધના પણ સમાયેલી છે. આ રીતે દાનાદિ ચારની આરાધના સમજાવી તેમજ એ પણ જરૂર યાદ રાખવું કે–પ્રભુના પૂજનકાલે અમુક અંશે બારે વ્રતોની આરાધના થાય છે. તે બીના ટુંકામાં આ પ્રમાણે સમજવી. પ્રભુદેવની દ્રવ્ય પૂજાના અધિકારી બે જણા હોય છે તે આ પ્રમાણે–૧ અવિરતિ સમ્યગ્દૃષ્ટિ. ૨ દેશવિરતિ આજ ઈરાદાથી મહર્ષિ ભગવતે શ્રાવકના–૧. ' દર્શન શ્રાવક ૨. વ્રત શ્રાવક' એમ બે ભેદ ફરમાવ્યા છે ગુણસ્થાનકના વિચારે દર્શન શ્રાવકને ચોથું અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનક કહ્યું છે. અને વ્રત ( ધારી ) શ્રાવકને પાંચમું દેશ વિરતિ ગુણસ્થાનક હોય એમ સમજવું દર્શન શ્રાવક જીવ અજીવાદિ નવે તત્ત્વોના સ્વરૂપનો જાણકાર હોય છે અને શ્રી જૈન શાસનને ( જૈન ધર્મને ) જ પરમ કલ્યાણકારી માને છે કહ્યું છે કે–

" सेण दंसण सावए हवइ–अहिगय जीवाजीवे उवलद्धपुण्ण-पावे आसव संवर निज्जर किरियाहिगरण बंध मोक्खकुसले जाव अयमाउसो ? निग्गंथे पावयणे अट्ठे अयं परमट्ठे से से

અણદ્દે" પૂજનના વિધિને અંગે દેવવંદન ભાષ્યાદિમાં જણાવ્યું છે કે–દશ ત્રિક અને પાંચ અભિગમ સાચવવાં જોઈએ. તેમાં (૧) ત્રણ વાર નિસીહી બોલવી (૨) ત્રણ વાર પ્રદક્ષિણા દેવી (૩) ત્રણ વાર પ્રણામ કરવો (૪) અંગ પૂજા, અગ્ર પૂજા, ભાવપૂજા એ ત્રણ પૂજા (૫) પિંડસ્થ–પદસ્થ–રૂપાતીત અવસ્થા એ ત્રણ અવસ્થા (૬) આજુ–બાજુ–અને પાછળ જોવું નહિ એમ ત્રણ દિશાએ જોવાનો નિષેધ (૭) ત્રણ વાર પ્રમાર્જના કરવી (૮) વર્ણાદિ ત્રણ તે વર્ણત્રિક (૯) યોગમુદ્રા–જિનમુદ્રા–મુક્તાશુક્તિમુદ્રા એ ત્રણ જાતની મુદ્રા (૧૦) ત્રણ પ્રકારનું પ્રણિધાન એ પ્રણિધાન ત્રિક કહેવાય એ પ્રમાણે દશ ત્રિક કહ્યા હવે પાંચ અભિગમ આ પ્રમાણે જાણવા ૧–દહેરે જતી વખતે સચિત્ત પદાર્થોનો ત્યાગ કરવો એટલે ત્યાં ન લઈ જવા જોઇએ. ૨–પૂજા નિમિત્તે અચિત્ત પદાર્થો લઇ જવામાં બાધ (વાંધો) નહિ ૩–પૂજાના પ્રસંગે એક સાડી ઉત્તરાસંગ કરવું ૪–મનને એકાગ્ર (સ્થિર) કરવું ૫–પ્રભુને દેખતાંની સાથે ઉલ્લાસથી બન્ને હાથ જોડવા એમ પાંચ અભિગમ જણાવ્યા.

ત્રણ વાર નિસિહી બોલવાના અવસરે શ્રાવક શરૂઆતમાં જિન મંદિરમાં પેસે ત્યારે પ્રથમ નિસિહીથી મનમાં નિર્ણય કરી લે છે કે મારાથી ઘર વગેરેના આરંભ સમારંભાદિ આશ્રવ સ્થાનો સેવાય નહિ પછી પ્રભુ મંદિરમાં દાખલ થઇને જ્યારે ત્રણ પ્રદક્ષિણા દે ત્યારે પ્રભુ મંદિરની થતી આશાતના ધ્યાનમાં લઈને જરૂર દૂર કરે એમ દહેરાની બરોબર તપાસ કરીને જ (પછી) બીજી નિસિહી કહે. પછી

દ્રવ્ય પૂજા શરૂ કરે, તેમાં મૌનપણેજ તમામ કાર્ય કરવું. જરૂર પડે નિર્દોષ વચન ખપ પૂરતાં બોલી શકાય. આમ કરવાથી વિધિ સચવાય, અને આશાતના ન થાય આ કાર્ય પૂરૂં થયા બાદ ભાવપૂજાની શરૂઆતમાં ત્રીજી નિસીહી કહેવાય છે આ અવસરે પૂજા કરનાર ભવ્ય શ્રાવકનું જીવન મનોગુપ્તિ વચનગુપ્તિ કાયગુપ્તિમાં જોડાય છે, તેમજ પૂજક પાંચે ઇંદ્રિયોને પણ કાબુમાં સ્હેજે રાખી શકે છે જેથી શબ્દાદિ વિષયો તરફ મન જતું જ નથી તેને તો પૂજાની જ નિર્મલ પ્રવૃત્તિ તરફ લીનતા હોય છે, તે પુણ્યશાલી શ્રાવક જરૂર સમજે છે કે અત્યારે (પૂજન કાલે) ચારે વિકથા ન કરાય, અને માર્મિક વચન-અભ્યાખ્યાન વચન-અપ્રિય, અસત્ય વચન બોલાય જ નહિ તેમજ "वपुश्च वसनं चैव-मनोभूमिस्तथैव च ॥ पूजोपकरण न्याय्यं-द्रव्यं विधिक्रिया तथा ॥१॥" આ પાઠથી વસ્ત્ર શુદ્ધિ આદિ સાત પ્રકારની શુદ્ધિ જાળવવી જોઇએ શરીરે ખણી શકાય નહિ, થૂંકાય નહિ, તેમજ કોઇ પણ પ્રકારની લગાર પણ ( શીલબાધક ) કામ ( શૃંગાર ) ચેષ્ટા વગેરે થઈ શકેજ નહિ આવી રીતે ત્રણ ગુપ્તિ વગેરે વર્તન જાળવે તોજ સાચી નિસિહી કહેવાય. તે સિવાય નહિ એમ ત્રણ નિસિહીની સૂચનાથી સમજાય છે કે અમુક અંશે આશ્રવ ન સેવવા એ નિયમ જળવાય છે. આ તમામ બીના સૂક્ષ્મદૃષ્ટિથી વિચારીશું તો સમજાશે કે-આ પૂજનકાલમાં પ્રાણાતિપાત વિરમણ આદિ પાંચે અણુવ્રતોની આંશિક આરાધના રહી છે, તેમજ પૂજનના સમયે પ્રભુની સામે જ જોવાનું હોય છે. આજુબાજુ વગેરે તરફ

નજર કરાય જ નહિ. એથી સમજવું જોઈએ કે છઠ્ઠા વ્રતની પણ આરાધના થાય છે. તેમજ પૂજાના ટાઈમે ભોગ-ઉપભોગના વ્યાપારની ચિંતવના બોલવું વગેરેનો સર્વથા નિષેધ કરાય છે એમ સાતમા વ્રતની પણ આરાધના થાય છે. અને (૮) આવા (પૂજનના) અવસરે જે સાત પ્રકારની શુદ્ધિ જાળવવા ફરમાવ્યું તેમાં મનઃ શુદ્ધિ જણાવી, તથા ઉપર જણાવેલી ત્રણ ગુપ્તિ સહિત ભાવ નૈષેધિકીનો વિચાર, પૂજાના ૧-કાયયોગસાર. ૨-સામન્તભદ્ર. ૩-વચનયોગસાર એમ ત્રણ ભેદો, તથા ૧-સર્વમંગલા ૨-મનોયોગસાર. ૩-સર્વસિદ્ધિફલા આ ત્રણ ભેદો. બીજી રીતે ૧-વિઘ્નોપશામિની. ૨-અભ્યુદય સાધિની ૩-નિર્વૃત્તિ કારિણી આ નામે પણ પ્રસિદ્ધ છે. નામ પ્રમાણે વિશિષ્ટ ફલદાયક છે. આ બધા પ્રકારો વિચારતાં સમજાય છે કે-પૂજન કાલે આર્તધ્યાનાદિ થાય નહિ, પ્રમાદ સેવાય નહિ, પાપમય ઉપદેશાદિ કરાય નહિ, એમ આઠમા વ્રતની પણ આરાધના થાય છે (૯) ભાવપૂજાની શરૂઆતમાં ત્રીજી નિસિહી બોલે એથી પૂજક સમજે છે કે મારે સાવદ્ય યોગનો નિષેધ છે, અને સામાયિકનું સ્વરૂપ પણ તેવું જ કહ્યું છે. એમ પૂજાના ટાઈમે નવમા વ્રતની પણ આંશિક આરાધના થાય છે. જુઓ સાક્ષિપાઠ-सावज्जजोग विरओ, तिगुत्तो छसु संजओ ॥ उवउत्तो जयमाणो य, आया सामाइयं होइ ॥१॥ ૧૦-પ્હેલાં કહ્યુ કે-પૂજાના અવસરે પ્રભુની સામે જોવું બાકીની ત્રણ દિશામાં ન જોવું, આથી દિશાનો સંક્ષેપ કર્યો અને ત્રણ નિસિહીમાં બીજી અને ત્રીજી નિસિહી કહેતી વખતે પૂર્વના આશ્રવ નિષેધનો સંકોચ કરાય છે, જેથી વ્રતને સંક્ષેપ્યા. એમ

પૂજનકાલે એ બને રીતે દશમા વ્રતની આંશિક આરાધના થાય છે. ૧૧–પ્રભુદેવની પૂજા કરતી વખતે આહાર અબ્રહ્મ (મૈથુન) વગેરેનો નિષેધ તો હોય જ છે. આથી અગીઆરમા વ્રતની આંશિક આરાધના થાય છે. (૧૨) જ્યારે અંગપૂજા કરીને ઉત્તમ શ્રાવકો અગ્રપૂજા કરે છે તે વખતે પ્રભુની આગળ નૈવેદ્ય વગેરે મૂકે છે આ રત્નપાત્રને દાન દીધું કહેવાય. એમ બારમા અતિથિ સંવિભાગ નામના વ્રતની પણ દેશથી આરાધના થાય છે. આવો મહાલાભદાયક પૂજન કાળ છે એમ સમજીને ઉત્તમ ભવ્ય શ્રાવકોએ જરૂર ત્રિકાલ પૂજા કરીને માનવ ભવને સફલ કરવો. ૫૦.

હવે વાદી પ્રભુપૂજામાં હિંસાદિ દોષો બતાવે છે તેનો જવાબ આ પ્રમાણે દેવોઃ—

કૂપના દૃષ્ટાંતથી નિર્દોષ પૂજા પ્રવચને,
જિમ મેલ શ્રમ તરસા ટળે જલથી તથા પ્રભુ પૂજને;
સંસાર સાગર ચુલુ કરે પ્રભુદેવ સાત્ત્વિક પૂજના,
છેદ સૂત્ર મહા નિશીથે કહી ત્રિકાલે પૂજના. ૫૧

અર્થઃ—કૂવાના દૃષ્ટાન્તથી (ઉદાહરણથી) પ્રવચનમાં (સિદ્ધાન્તમાં) પૂજાને નિર્દોષ (નિરવદ્ય) કહી છે. જેમ કૂવાના પાણીથી ખોદતાં લાગેલ શરીરનાં મેલ–ધૂળ જાય છે, શ્રમ–થાક ઉતરે છે અને તરસ દૂર થાય છે, તેમજ પ્રભુ પૂજન કરવાથી આત્માનો કર્મરૂપી મેલ નાશ પામે છે સંસારમાં રખડવારૂપી થાક ઓછો થઈ જાય છે. તેમજ પૌદ્ગલિક

તૃષ્ણા ઘટે છે. પ્રભુની સાત્વિક પૂજા સંસાર સમુદ્રને ચુલુ કરે—એટલે ખોબા જેટલો કરી નાખે છે—ઓછો કરે છે એજ કારણથી મહાનિશીથ છેદ સૂત્રમાં શ્રાવકને ત્રિકાલ-સવાર, મધ્યાહ્ન અને સાંજે પૂજા કરવાની કહી છે. ૫૧.

આ ગાથામાં જલપૂજા, ચંદનપૂજા, તથા પુષ્પપૂજા ઉપર દૃષ્ટાન્ત કહે છે.—

**વિપ્ર નારી સોમશ્રી જલપૂજને યશ સંપદા,**
**છેવટ લહંતી મોક્ષ પણ નૃપ મોહને મારી ગદા;**
**જયસૂર શુભમતિ દંપતી નિર્વાણ ચંદન પૂજને,**
**લીલાવતી પણ તેહ પામે પુષ્પ કેરા પૂજને. ૫૨**

અર્થ:—સોમશ્રી નામે બ્રાહ્મણની સ્ત્રી જલપૂજાના પ્રભાવે પાંચમે ભવે મુક્તિપદ પામી, તેની બીના ટુંકામાં આ પ્રમાણે—ભરતક્ષેત્રમાં બ્રહ્મપુર નામનું નગર હતું. ત્યાં સોમિલ નામે એક બ્રાહ્મણ રહેતો હતો, તેને સોમા નામે સ્ત્રી હતી પુત્રનું નામ યજ્ઞવક્ત્ર અને તેની (યજ્ઞવક્ત્રની) સ્ત્રીનું નામ સોમશ્રી હતું એક વખત દૈવયોગે સોમિલ મરણ પામ્યો તેની ઉત્તર ક્રિયા થયા બાદ સોમાએ (પુત્રવધૂ) સોમશ્રીને કહ્યું કે-હે સોમશ્રી! દ્વાદશીનું દાન દેવા માટે તમારા સસરાની ક્રિયા નિમિત્તે જળ ભરી લાવો? સાસુના કહેવા પ્રમાણે સોમશ્રી બીજી પાડોશણ સ્ત્રીઓની સાથે જળ લેવા ગઈ. પાણીનો ઘડો ભરીને આવતાં શ્રી દેવાધિદેવ પ્રભુના મંદિરની પાસે થઈને નીકળી તેવામાં સ્વભાવે તેણે

મુનિવરની પવિત્ર દેશના આ પ્રમાણે સાંભળી કે "જે ભવ્ય જીવ નિર્મલ પાણીનો ઘડો ભરીને ઉલ્લાસથી શ્રી વીતરાગ દેવની આગળ સ્થાપન કરે તે જરૂર મોક્ષપદ પામે" આ દેશના સાંભળીને સોમશ્રીએ તે જલનો ભરેલો ઘડો જિન-મંદિરમાં જઇને પ્રભુની પાસે મૂક્યો, ને બને હાથ જોડી ભક્તિ ભાવથી બોલી કે-"હે પ્રભો! હું અણુસમજુ છું તેથી આપની સ્તુતિ કઇ રીતે કરૂં? આ જલનો ઘડો ચડાવવાથી જે પુણ્ય (લાભ) થતું હોય, તે મને મલજો" સાથેની બીજી સ્ત્રીઓએ (સોમશ્રી ઘેર આવ્યા પ્હેલાં) આ બીના તેની સાસુને જણાવી દીધી ત્યારે પાછળથી સોમશ્રી ઘેર આવી ત્યારે ક્રોધથી ધમધમીને સોમાએ કહ્યુ કે-હે દુષ્ટા! હું તને ઘડા વગર ઘરમાં નહિ પેસવા દઉં. અરે ભોલી! હજુ પિતૃ-ઓને તર્પણ કરવાનું અને અગ્નિને તૃપ્ત કરવાનું તથા બ્રાહ્મણોને દાન દેવાનું કામ બાકી છે, તે પ્હેલાં પાણીનો ઘડો જિનમંદિરમાં કેમ મૂકી આવી? સાસુનાં ક્રોધ ભરેલાં આ વચનો સાંભળીને સોમશ્રી રોઈ ગઈ તે રોતી રોતી ઘડો લેવા માટે એક કુંભારને ત્યાં ગઈ તેણે કુંભારને કહ્યું કે-હે ભાઇ! આ કંકણના બદલામાં તું મને એક ઘડો આપ. કુંભારે કહ્યુ કે-તું રોતી રોતી ઘડો કેમ માગે છે? ત્યારે સોમશ્રીએ તમામ બીના કુભારને જણાવી કુંભારે રાજી થઈને કહ્યુ કે-હે બેન! તું મહાભાગ્યશાલી છુ કે જેણીએ ઉત્તમ ભાવથી શ્રી જિનેશ્વર દેવની જલપૂજા કરી મને ખાત્રી છે કે તું થોડા ભવમાં નિર્વાણ પદ પામીશ કારણ કે પ્રભુપૂજા એ આત્મ કલ્યાણ કરવાના સાધનોમાં મુખ્ય સાધન કહ્યુ છે.

આ પ્રમાણે કુંભારે જલપૂજાની અનુમોદના કરી ધ્યાન રાખવું કે અપેક્ષાએ અનુમોદના પણ સંસાર સાગર તરી જવો વગેરે વિશિષ્ટ ફલ દેવા સમર્થ નીવડે છે. ( આ વાત અહીંજ આગળ સ્પષ્ટ સમજાશે ) આ અનુમોદના કરવાથી કુંભારે મહા પુણ્યાનુબંધિ પુણ્યનો બંધ કર્યો ત્યાર બાદ કુંભારે કહ્યું કે હું તને બીજો ઘડો આપુ છું, તે લઇ જા મૂલ્ય દેવાની જરૂર નથી. બેનનુ કંકણ લેવાય નહિ. સોમશ્રીએ અહીંથી ઘડો લઈ તેમાં પાણી ભરીને ઘેર જઇ સાસુને આપ્યો. આથી સોમાનો ક્રોધાગ્નિ શાંત થયો, અને પશ્ચાત્તાપ કરવા લાગી પણ સોમશ્રીએ કરેલી જિનરાજની જલપૂજા સાંભળીને દ્વેષ કર્યો તેથી સોમાને આગલા એક ભવમાં ભોગવી શકાય, એવા તીવ્ર પાપકર્મનો બંધ તે ( પશ્ચાત્તાપ કર્યા ) પહેલાં જ પડી ચૂક્યો હતો. જલપૂજાની અનુમોદના કરનાર કુંભાર (નો જીવ) કુંભપુર નગરમાં શ્રીધર નામે રાજા થયો તેને શ્રીદેવી નામે રાણી હતી સોમશ્રી મરણ પામીને જલપૂજાના પ્રભાવે આ શ્રીધર રાજાની કુંભશ્રી નામે પુત્રી થઈ. અપૂર્વ રાજ્ય વૈભવને ભોગવવા લાગી એક વખત અહીં ચાર જ્ઞાનવાળા શ્રી વિજયસેનસૂરિજી મહારાજ પધાર્યા. રાજા શ્રીધરને આ વાતની ખબર પડી જેથી કુંભશ્રી કુંવરી વગેરે પરિવારને સાથે લઇને તે પગે ચાલતાં શ્રીગુરૂ મહારાજને વંદન કરવા નીકળ્યા ગુરૂ પાસે આવીને ત્રણ પ્રદક્ષિણા દઇને સર્વે ઉચિત સ્થાને બેઠા. અહીં રાજા એક સ્ત્રીને જુએ છે તેનું શરીર બહુ જ મળથી ભરેલું અને ધૂળથી ખરડાયેલું હતું. તેના માથાની ઉપરના ભાગમા રસોળીની જેવો ઘડાના

આકારે ઉંચો માંસપિંડ નીકળ્યો હતો. આ સ્થિતિમાં પણ તે રોગાદિની પીડાથી ઘણીજ હેરાન થતી હતી. તે જ્યારે નજીકમાં આવી, ત્યારે રાજાએ આચાર્ય મહારાજને પૂછ્યું કે આ રાક્ષસી જેવી ભયજનક સ્ત્રી કોણ છે? જવાબમાં જણાવ્યું કે-(એ) તારા નગરમાં જે વેણુદત્ત નામે દરિદ્રી ગૃહસ્થ રહે છે, તેની એ પુત્રી થાય આનો જન્મ થયો કે તરતજ તેના માતાપિતા મરણ પામ્યાં. ઘણી જ દુઃખી હાલતમાં આ સ્ત્રી પોતાનું જીવન ગુજારે છે. આ સાંભળી રાજાને કર્મની વિચિત્રતાનો બરોબર ખ્યાલ આવ્યો અવસરે તે દુઃખી સ્ત્રીએ ગુરૂને પૂછ્યું કે-હે ભગવન્! મેં પાછલા ભવમાં એવું શું પાપકર્મ બાંધ્યું હતું કે જેના ઉદયે હુ આવી દુ.ખમય સ્થિતિ પામી. જવાબમાં ગુરૂ મહારાજે કહ્યું કે તું પાછલા ભવમાં સોમા નામની બ્રાહ્મણી હતી, તે વખતે તારા પુત્રની સ્ત્રીએ શ્રીજિનેશ્વર દેવની જલપૂજા કરી, તે ઉપર તેં દ્વેષ કર્યો, તેથી ભયંકર નિબિડ પાપકર્મ બાંધ્યું, જેના પરિણામે તું આવાં ભયંકર દુ.ખ ભોગવે છે ઘણું પાપકર્મ ભોગવાઇ ગયું છે સોમશ્રી જલપૂજાના પ્રભાવે કુંભશ્રી નામે રાજકુંવરી થઈ, તે તેના પિતાની સાથે અહીં બેઠી છે આ બીના સાંભળીને કુંભશ્રી ઘણી રાજી થઇ તે રાજકુંવરીએ કુભારની બીના પૂછી, તેના જવાબમાં કહ્યું કે તારી જલપૂજાની અનુમોદના કરી, તેના પ્રભાવે તે મરીને (આ તારો પિતા) શ્રીધર નામે રાજા થયો. આ સાંભળીને રાજા પણ ઘણો ખૂશી થયો પૂર્વે કરેલા સુકૃત દુષ્કૃતનો વિશેષ વિચાર કરતાં ત્રણે (રાજા-કુંવરી-દુઃખી સ્ત્રી) જણાને જાતિસ્મરણ જ્ઞાન

થયું, તેથી તેમને ખાત્રી થઇ કે ગુરૂએ કહેલી બીના તદ્દન સાચી છે. કુંભશ્રીએ તે દુખી સ્ત્રીના માથે હાથ ફેરવીને મસ્તકનો વ્યાધિ દૂર કર્યો જલપૂજાનો પ્રભાવ જાણી કુંભશ્રી કુંવરી પ્રભુપૂજા વિશેષે કરવા લાગી છેવટે સમાધિ-મરણ પામી ઇશાન દેવલોકે ગઇ ત્યાં દેવતાઈ સુખ ભોગવીને મનુષ્ય ભવ પામશે ત્યાંથી આગળ ચોથે ભવે દેવ થશે, અને પાંચમે ભવે મુક્તિ પદ પામશે

તથા ચંદનપૂજાના પ્રભાવે જયસૂરરાજા અને શુભમતિ રાણી અનંત સુખમય મુક્તિપદ પામ્યા તે બીના ટુંકામાં આ પ્રમાણે જાણવી.—રાજા જયસૂર વૈતાઢ્ય ગિરિની ઉપર દક્ષિણ-શ્રેણિમાં ગજપુર નગરના વિદ્યાધર રાજા હતા, તેમને શુભ-મતિ નામે રાણી હતી એક વખત ત્રીજા દેવલોકમાંથી ચવીને એક સમ્યગ્દૃષ્ટિ દેવ તેના ગર્ભમાં આવ્યો ઉત્તમ ગર્ભના પ્રભાવે રાણીને દોહલો થયો કે ‘ હું રાજાજીની સાથે અષ્ટાપદ તીર્થે જઈ પ્રભુદેવની પૂજા કરૂં.’ આ બીના રાણીએ રાજાને કહી, જેથી બંને જણા વિમાનમા બેસીને અષ્ટાપદ પર્વત ઉપર આવ્યા અહી રાણીએ શ્રીજિનેશ્વર પ્રભુની પરમોલ્લાસથી પૂજા કરી અને ચંદનપૂજા ઠાઠમાઠથી સવિસ્તર કરી પછી નીચે ઉતરતાં એક દિશામાથી દુર્ગંધ આવી તપાસ કરતાં ખાત્રી થઇ કે મુનિરાજ કાઉસ્સગ્ગ ધ્યાને આતાપના લઇ રહ્યા છે. તેમના શરીરમાંથી પરસેવાની દુર્ગંધ આવે છે. રાણીએ રાજાને પૂછ્યું કે મુનિઓ આવી દુર્ગંધ દૂર કરવા માટે પ્રાસુક જળથી ન્હાય તો તેમાં શું વાંધો? જવાબમાં રાજાએ કહ્યુ કે સંયમરૂપ જળથી મુનિવરો ન્હાય છે તેથી તેઓ કાયમ

પવિત્રજ હોય છે. શીલ ધર્મને ટકાવવા માટે સ્નાનનો નિષેધ છે. અહીં શુભ મતિએ મુનિના શરીરની દુર્ગંછા કરી પાપકર્મ ઉપાર્જન કર્યું. (તે કર્મ આગળ મદનાવલિના ભવમાં ભોગવે છે) ભક્તિભાવે રાજા અને રાણીએ મુનિના શરીર ઉપરનો મળ પ્રાસુક જળથી દૂર કર્યો અને સુગંધિ પદાર્થો ચોપડયા. ત્યાંથી બંને આગળ બીજા તીર્થોની યાત્રા કરવા ગયા. અહીં મુનિના શરીર ઉપરની સુગંધનો ગંધ લેવા ઘણાં ભમરાઓ ચોંટે છે, અને ચટકા મારે છે જેથી મુનિ તીવ્ર વેદના ભોગવે છે, તો પણ સદ્ધ્યાનથી લગાર પણ ચલાયમાન થતા નથી. તીર્થયાત્રા કરીને પાછા ફરતી વખતે બંને અહી આવી જુએ છે તો જણાય છે કે ભમરાઓ મુનિને હેરાન કરી રહ્યા છે. રાજાએ તમામ ભમરાઓ ઉડાડી મૂકયા આ તીવ્ર વેદના સહન કરવાથી મુનિને કેવલજ્ઞાન થયું મુનિરાજે દેશના દેતાં જણાવ્યું કે-મુનિરાજના મલિન શરીરની દુર્ગંછા ન કરવી જોઇએ તેમ કરે તો તે કર્મના ઉદયે દુર્ગંછા કરનાર જીવની ભવોભવ બીજાઓ દુર્ગંછા કરે છે. જે પાપરૂપ મેલથી મલિન હોય, તેજ ખરો મલિન કહેવાય આ વચન સાંભળીને રાણી શુભમતિએ દુર્ગંછા કરેલી તેની માફી માગી વારંવાર મુનિને નમીને તે અપરાધ ખમાવવા લાગી મુનિરાજે રાણીને કહ્યું કે તમે આવો ખરા દીલથી પશ્ચાત્તાપ કર્યો, તેથી ઘણુ પાપ નાશ પામ્યું, તો પણ એક ભવમાં ભોગવી શકાય એટલું પાપકર્મ (ભોગવવાનું) બાકી રહ્યું છે. પૂર્ણ ઉલ્લાસથી શ્રી જૈનેન્દ્ર ધર્મની આરાધના કરી માનવ જન્મને સફલ કરવો આવી દેશના સાંભળીને તથા વંદન કરી બંને જણા સ્વસ્થાને આવ્યા.

અવસરે રાણીએ પુત્રને જન્મ આપ્યો, તેનું નામ 'કલ્યાણ' રાખ્યું. અનુક્રમે પુત્ર ઉમર લાયક થયો, એટલે પુત્રને રાજ્ય સોંપીને બન્ને જણાએ ગુરૂ મહારાજની પાસે દીક્ષા ગ્રહણ કરી. પૂર્ણ ઉલ્લાસથી તેની યથાર્થ સાધના કરી રાજા સૌધર્મ દેવલોકે દેવ થયો અને શુભમતિ તેની દેવાંગના થઇ. અવસરે ત્યાંથી ચ્યવીને (ત્રીજે ભવે) શુભમતિનો જીવ હસ્તિનાપુરમાં જિતશત્રુ રાજાની મદનાવલિ નામે પુત્રી પણે ઉપજ્યો અનુક્રમે યોગ્ય વય થતા સ્વયવર મંડપમાં વર વરવાના પ્રસંગે તે પુત્રીએ સિંહધ્વજ રાજાને વરમાલા પ્હેરાવી કેટલોક સમય વીત્યા બાદ પૂર્વે બાંધેલું પાપકર્મ ઉદયમાં આવ્યું, તેને લઇને મદનાવલિના શરીરમાંથી અસહ્ય દુર્ગંધ છુટવા લાગી, જેથી સર્વેને તિરસ્કારપાત્ર બની આથી રાજાને ઘણું દુ:ખ થયું. તેણે ઘણાં ઉપચાર કર્યા, પણ લગારે ફાયદો થયો નહિ. રાજાએ તેને છેટે જંગલમાં મ્હેલ બંધાવીને ત્યાં રાખી. રાજસુભટો દૂર રહીને તેની સંભાળ રાખે છે. દુઃખે કરી સહન કરી શકાય એવી દુર્ગંધથી રાણી તીવ્ર વેદના ભોગવે છે, આ સ્થિતિમાં રાણીએ વિચાર્યું કે ભલભલાને પણ કર્મોના ફલ ભોગવવા પડે છે, તો પછી મારે આ વેદનાને કર્મપરિણામ સમજીને સમતા ભાવે સહન કરવી એમાંજ ડહાપણ ગણાય. 'એ દીન બી વીત જાયગા' એટલે સુખના કે દુ:ખના દહાડા કોઈના કાયમ રહેતાજ નથી આવી રીતે ધૈર્ય રાખીને પલંગમાં રાણી બેઠી છે, એવામાં રાણીએ ગોખની ઉપર બેઠેલા શુક પક્ષીના જોડલાને જોયું તે શુકપક્ષીના જોડલાએ રાણી સાથે વાતચિત કરતાં મદનાવલિનુ જીવનચરિત્ર કહ્યું. રાણીને આ

(પોતાનું જીવન) સાંભળતા જાતિસ્મરણ જ્ઞાન થયું, તેથી એને ખાત્રી થઇ કે આ શુક પક્ષીનું કહેવું તદ્દન વ્યાજબી છે. છેવટે આ શુક પક્ષીના કહ્યા પ્રમાણે રાણીએ સાત દિવસ સુધી વિધિ-પૂર્વક ઉલ્લાસથી શ્રી જિનેશ્વર પ્રભુની ચંદનપૂજા કરી, જેના પ્રભાવે તમામ દુર્ગંધ નાશ પામી રાણીના આનંદનો પાર રહ્યો નહિ. આ બીના રાજાએ જાણી, જેથી તે ખૂશી થઇને રાણીને હાથી ઉપર બેસાડીને રાજમ્હેલમાં લઇ ગયા. એક વખત બંને જણા આનંદમાં બેઠા છે, એટલામાં ખબર મળી કે–અમરતેજ નામના મહા મુનીશ્વરને ઉદ્યાનમાં કેવલજ્ઞાન થયું છે, જેથી રાજા રાણી વિગેરે પરિવારને સાથે લઇને વંદન કરવા ગયા ત્યાં મુનિરાજની વૈરાગ્યમય અપૂર્વ દેશના સાંભળ્યા બાદ રાણીએ ગુરૂને પૂછ્યું કે–જેણે મારૂં જીવન કહી સંભળાવ્યું તે શુકપક્ષી કોણ હતો? જવાબમાં કેવલી પ્રભુએ કહ્યું કે હે રાણી! તે તારો પૂર્વ ભવનો સ્વામી હતો. તેણે શુક પક્ષીનું રૂપ કરીને તીર્થંકર ભગવંતની પાસે તારૂં જીવન સાંભળીને તને પ્રતિબોધ કરવા ખાતર અને નીરોગી થવાનો ઉપાય જણાવવા માટે તારી આગળ (તારૂં) જીવન કહી સંભળાવ્યું હતું. તે દેવ અહીં તારી પાસેજ બેઠો છે રાણીએ તે દેવની પાસે જઇને તેનો ઉપકાર માન્યો દેવે (પૂર્વ ભવના સ્વામીએ) રાણીને કહ્યું કે–"હવે મારૂં સાત દિવસનું આઉખું બાકી છે. અહીંથી ચવીને હું ખેચર (વિદ્યાધર) નો પુત્ર થઇશ. તે વખતે તું મને પ્રતિબોધ કરજે" રાણીએ કહ્યું કે મને તેવું જ્ઞાન થશે, તો જરૂર તેમ કરીશ આવો ઉત્તર સાંભળીને દેવ સ્વસ્થાને ગયો અવસરે (શુભમતિના જીવ) રાણી મદ-

નાવલિએ દીક્ષા ગ્રહણ કરી ઉગ્ર તપસ્યા સાધવા માંડી પેલો દેવ સાત દિવસનું દેવાયુષ્ય પૂરૂં કરીને પવન નામના વિદ્યાધર રાજાનો મૃગાંક નામનો પુત્ર થયો અનુક્રમે યૌવન વય થતાં એક દિવસ વિમાનમાં બેસીને મૃગાંક કુમાર ચાલ્યો જાય છે; ત્યારે તેની નજર સાધ્વી મદનાવલિની ઉપર પડે છે. આ વખતે કામાતુર મૃગાક કુમારે નીચે આવીને સાધ્વીને ઘણાએ અનુકૂલ ઉપસર્ગો કર્યા તો પણ સાધ્વીજી શીલધર્મથી ચલાયમાન થયાજ નહિ, ઉપસર્ગને સમભાવે સહન કરવાથી તે કેવલજ્ઞાન પામ્યા ને મૃગાંક કુમારને (પૂર્વે કરેલી પ્રતિજ્ઞા પ્રમાણે) પ્રતિબોધ પમાડયો, જેથી કુમારે દીક્ષાને સાધીને કેવલી થવા પૂર્વક મુક્તિપદ મેળવ્યું સાધ્વી મદનાવલિ પણ ઘણાં વર્ષના કેવલી પર્યાયમાં અનેક ભવ્ય જીવોનો ઉદ્ધાર કરી નિર્વાણપદ પામ્યા સારાંશ એ કે ચંદનપૂજા કરવાથી જયસૂર (મૃગાક) અને શુભમતિ (મદનાવલિ) જેમ સંસાર-સાગર તરી ગયા, તેમ ભવ્ય જીવોએ પ્રભુની ઉલ્લાસથી પૂજા કરી આત્મકલ્યાણ જરૂર સાધવું તેમજ પ્રભુદેવની ઉત્તમ પુષ્પ ('ફૂલ) પૂજા કરવાથી લીલાવતી નામની એ વણિક પુત્રીએ મોક્ષ સંપદા મેળવી હતી તેની ટુંકી બીના આ પ્રમાણે જાણવી.—

ઉત્તરમથુરા નામની એક નગરી છે, ત્યાં ધનપતિ નામે એક શેઠ રહેતા હતા તેમને શ્રીમાલા નામે સ્ત્રી હતી લીલાવતી નામે પુત્રી હતી, મુનિરાજના કહેવા પ્રમાણે વિધિપૂર્વક ઉલ્લાસથી તેણે (લીલાવતીએ) પ્રભુદેવની ઉત્તમ પુષ્પપૂજા કરી હતી, તે ઉપરાંત તે પરમ શ્રાવિકા હંમેશા પ્રભુપૂજાદિ ધર્માનુષ્ઠાનમાં મગ્ન રહેતી હતી અંતે સમાધિ મરણ પામી દેવ-

પણે સૌધર્મ દેવલોકની દેવતાઇ ઋદ્ધિ ભોગવી લીલાવતીને ગુણધર નામે ભાઈ હતો તે પણ બેનના કહેવા પ્રમાણે પ્રભુ-પૂજા હંમેશાં કરતો હતો, જેના પરિણામે તે પણ ત્યાંજ સૌધર્મ દેવલોકે દેવ થયો. દેવાયુષ્ય પૂરૂં કરીને લીલાવતીનો જીવ દેવલોકનો ત્યાગ કરીને ત્રીજે ભવે સુરપુર નગરના સુર-વિક્રમ રાજાની વિનયશ્રી નામે પુત્રી થઇ અને ગુણધરનો જીવ સ્વર્ગથી ચ્યવીને પદ્મપુર નગરના પદ્મરથ રાજાનો જય નામે પુત્ર થયો. જુઓ કર્મની વિચિત્રતા અહીં પૂર્વે જે ભાઇબેન હતા તે દૈવયોગે સ્ત્રી ભર્તાર થાય છે. એટલે જયકુમારનું લગ્ન વિનયશ્રી સાથે થાય છે નિર્મલાચાર્ય નામના ગુરૂના સમાગમથી આ બાબતની ખાત્રી થાય છે છેવટે વિનયશ્રી દીક્ષાને સાધીને નિર્વાણપદને પામી. પર

આ ગાથામાં ધૂપપૂજા તથા દીપક પૂજા વડે મોક્ષ મેળ-વનારના દૃષ્ટાંન્ત કહે છે:—

**સાતમે ભવ સિદ્ધિ વિનયંધર ધૂપથી,**
**પામે જવાથી જ્યાં મરણ જન્માદિનો ભય રજ નથી;**
**જિનમતિ ને ધનસિરિ સખિ દ્રવ્ય દીપક પૂજને,**
**વર ભાવ દીપ જગાવતી તિમ સાધતી શિવ શર્મને. ૫૩**

અર્થ:—રાજા વિનયંધરે પ્રભુદેવની ઉલ્લાસથી ધૂપ પૂજા કરી હતી તેના પ્રભાવે તે સાતમે ભવે જ્યાં જન્મ મરણાદિનો લગાર પણ ભય નથી એવા પરમપદ મોક્ષને પામ્યા. તે બીના ટુકામા આ પ્રમાણે જાણવી:—પોતનપુર

બળી રહે, ત્યાં સુધી મારે પ્રાણાંત કષ્ટે પણ અહીંથી ખસવું નહિ. આ પ્રસંગે યક્ષે ભયંકર સર્પનું રૂપ કરીને આકરા ઉપસર્ગો કર્યા, તો પણ તે તલભાર પણ ચલિત થયો (ડગ્યો) નહિ. છેવટે યક્ષે પ્રસન્ન થઇને સર્પના ઝેરને ઉતારનારૂં એક રત્ન આપ્યું જણાવવું જરૂરી છે કે–આ કંચનપુરનો રત્નરથ નામે રાજા હતો, તેને ભાનુમતી નામની પુત્રી હતી, સર્પ કરડવાથી 'મરી ગઇ' એમ જાણીને રાજા વગેરે તે કુંવરીને ચિતામાં સુવાડી બાળવાની તૈયારી કરતા હતા, તેટલામાં વિનયધરે આવીને રત્નના પ્રભાવે તેને (કુંવરી) સાવધાન કરી ત્યાર બાદ પ્રસન્ન થયેલા યક્ષના કહેવાથી રાજાને વિનયંધરની પૂરી ઓળખાણ મળી, જેથી તેની સાથે ભાનુમતીને પરણાવી, તેમજ રાજાએ બીજી પણ પુષ્કળ ઋદ્ધિ આપી મારા પિતાએ મને નાની ઉમરમાં ઘણું દુઃખ આપ્યું, એમ યક્ષના કહેવાથી વિનયંધરે જાણ્યું, જેથી પિતાની ઉપર ચઢાઈ કરી. આ વખતે યક્ષે વજ્રસિંહને જણાવ્યું કે–આ વિનયંધર તમારો પુત્ર છે જેને તમે અરણ્યમાં મૂકાવી દીધો હતો આથી યુદ્ધ શાંત થયું પિતાએ ગેરવ્યાજબી કામ કર્યું તેનો પશ્ચાત્તાપ કરીને વિનયંધરને દીક્ષા લેવાનો વિચાર જણાવ્યો ત્યાં તો વિનયંધરે પણ સંયમ લેવાની ઇચ્છા દર્શાવી, જેથી વિમલકુંવરને રાજ્ય સોંપી બને જણાએ ઉલ્લાસથી શ્રી વિજયસૂરિ મહારાજની પાસે દીક્ષા લીધી યથાર્થ આરાધના કરીને બને મુનિવરો ચોથા માહેન્દ્ર દેવલોકમાં દેવ થયા. અહી વિનયંધરના સાત ભવ સમજવાના છે. તેમાં ૧–વિનયંધર ૨–માહેન્દ્ર દેવ. એમ બે ભવ થયા. પાંચ બાકી રહ્યા તે આ પ્રમાણે–વજ્રસિંહનો જીવ દેવલોકથી ચ્યવીને ક્ષેમપુરનો પૂર્ણ-

ચંદ્ર રાજા થયો, અને વિનયધરનો જીવ ત્રીજે ભવે ક્ષેમપુરમાં ક્ષેમંકર શેઠનો ધૂપસાર નામે પુત્ર થયો જુઓ ધૂપપૂજાનો પ્રભાવ–પાછલા ભવમાં કરેલી ધૂપપૂજાના પ્રભાવે ધૂપસાર સુગંધી શરીરવાળો થયો, એટલે એના શરીરમાંથી બહુજ સુગંધ છૂટવા લાગી. આ વાતની રાજાને ખબર પડી તેણે પાછલા ભવના દ્વેષથી ધૂપસારના શરીર ઉપર અશુચિ પદાર્થ ચોપડાવ્યા તો પણ યક્ષ (ના જીવ)ની મદદથી તેના શરીરમાથી અપૂર્વ સુગંધ નીકળવા લાગી. છેવટે રાજાએ માફી માગી. કેવલી ભગવંતની પાસેથી પૂર્વ ભવની બીના જાણવાની મળી, જેથી ધૂપસારને જાતિસ્મરણ જ્ઞાન પ્રગટ્યુ એ દેશનાનો પ્રભાવ સમજવો. અહીં રાજાની સાથે અપૂર્વ સંયમની સાધના કરીને ધૂપસાર બ્હેલા ગ્રૈવેયક દેવલોકમા દેવ થયો ત્યાંનાં સુખ ભોગવીને મનુષ્ય ભવ પામશે પછી દેવ થઇને નર ભવ પામી સંયમને આરાધી મોક્ષ પામશે

તેમજ દ્રવ્યદીપકની પૂજા કરી, તેથી જિનમતિ અને ધનશ્રી નામની બંને સખીઓએ ઉત્તમ કેવલ જ્ઞાનરૂપી ભાવ દીપકને ચેતાવીને મોક્ષ સુખ મેળવ્યું તે બીના ટુંકામા આ પ્રમાણે સમજવી:—મેઘપુર નામના નગરમાં સુરદત્ત નામે શેઠ રહેતા હતા, તેમને શીલવતી નામે સ્ત્રી હતી બંનેને સમ્યગ્દૃષ્ટિ જિનમતિ નામે પુત્રી હતી, તેને ધનશ્રી નામે મિથ્યાદૃષ્ટિ સખી (બ્હેનપણી) હતી જિનમતિ હંમેશાં જિનમંદિરમાં પૂજાના પ્રસંગે ઉલ્લાસથી દીપક કરતી હતી આ જોઇને ધનશ્રીએ પૂછ્યુ કે–આમ કરવાથી શો લાભ થાય ? તેના જવાબમાં જિનમતિએ જણાવ્યું કે–દેવતાઇ સુખ અને છેવટે મોક્ષપદ મળે. પવિત્ર આગમો

સ્પષ્ટ જાહેર કરે છે કે—"દીપપૂજાના પ્રભાવે બુદ્ધિ વધે, અખંડ દેહ મળે, શરીરની કાંતિ ચળકે, રોગાદિ કષ્ટ ટળે, અને અનર્ગલ સંપદા મળે, પાપરૂપ પતંગીયાનો જરૂર નાશ થાય" સખીનાં આ વચનો સાંભળીને ધનશ્રી તે પ્રમાણે હમેશાં ત્રિકાલ દીપકપૂજા કરવા લાગી. જિનમતિની ઉત્તમ સોબત મળી. તેથી છેવટે અનશન અંગીકાર કરીને સમાધિ મરણ સાધીને દીપકપૂજાના પ્રભાવે સૌધર્મ દેવલોકમાં દિવ્યરૂપાદિ ઋદ્ધિવાળી દેવી થઈ. હંમેશના નિયમ મુજબ અપૂર્વ ઉલ્લાસથી જિનમતિ પૂજાના ટાઈમે કાયમ ત્રિકાલ દીપક પૂજા કરતી હતી ને ધર્મમય સાત્વિક જીવન ગુજારીને છેવટે જ્યાં ધનશ્રી ઉપજી હતી ત્યાંજ મહર્દ્ધિક દેવી થઈ.

બંને દેવીઓએ અહીં મેઘપુરમાં શ્રી ઋષભદેવનું ભવ્ય વિશાલ મંદિર બનાવીને ઉપરના ભાગે કળશ સ્થાપીને ત્યાં રત્નદીપક મૂક્યો એ દીપકપૂજાનો પૂર્વનો સંસ્કાર સમજવો. ધનશ્રી સ્વર્ગમાથી ચ્યવીને હેમપુરના મકરધ્વજ રાજાની કનકમાલા નામે રાણી થઇ. ધ્યાનમા રાખવું કે—જિનમતીનો જીવ હજુ દેવલોકમાં દેવીપણે છે. તે દેવી રાતના પાછલે પ્હોરે કનકમાલાને પ્રતિબોધ કરવાની ખાતર કહેવા લાગી કે—હે રાણી! યાદ રાખજે કે—તેં પાછલા ભવે પ્રભુની દીપક પૂજા કરી તેથી તને આ વિશાલ રાજ્ય ઋદ્ધિ મળી છે, એમ વારંવાર કહેવા લાગી તો પણ રાણીને નિર્ણય થતો નથી કે આ કોણ કહે છે છેવટે કેવલી મહારાજાની પાસેથી આ બાબતનો નિર્ણય થાય છે દેશના સાંભળતાં જાતિસ્મરણ જ્ઞાન પામી જૈન ધર્મ અંગીકાર કરે છે. જિનમતિ

વાતની અનુમોદના કરી જણાવ્યું કે-હું સ્વર્ગથી ચ્યવીને અહીંજ સાગરદત્ત શેઠની સુદર્શના નામે પુત્રી થઇશ ત્યારે તું મને જૈન ધર્મ પમાડજે, એમ કહી દેવી સ્વસ્થાને ગઇ. અવસરે જિનમતિ દેવી ચ્યવીને સુલસાના ગર્ભમાં આવી

જન્મ થતાં સુદર્શના નામ પાડયુ. જ્યારે મોટી થઇ ત્યારે લાગ જોઇને કનકમાલાએ સુદર્શનાને શ્રી ઋષભ પ્રભુના મંદિર ઉપર રહેલા રત્નદીપકની બીના કહી સભળાવી. જેથી તે જાતિસ્મરણ જ્ઞાન પામી રાણીને ભેટી પડી, અને સુદર્શનાએ ઘણાં વ્હાલથી રાણીનો ઉપકાર માન્યો. અહીં બંને અવસરે સંયમને અંગીકાર કરીને તેની અપૂર્વ ઉલ્લાસથી સાધના કરીને સર્વાર્થસિદ્ધ વિમાનમા દેવ થયા ત્યાથી ચ્યવીને મનુષ્ય ભવમા ચારિત્ર સાધીને શિવસપદા પામશે. ૫૩.

હવે અક્ષતપૂજા તથા નૈવેદ્ય પૂજા ઉપર દૃષ્ટાન્ત કહે છે.–

**કીર યુગલની જેમ સુર સુખ હોય અક્ષત પૂજને,**
**નિર્વાણ થાય પરંપરાએ દેખ વિજય ચરિત્રને;**
**રાજા હલી નૈવેદ્ય પૂજા આચરે નિર્મલ મને,**
**દેવભવ વચમાં લહે ને સાતમે ભવ મુક્તિને. ૫૪**

અર્થ:—અક્ષત પૂજાના પ્રભાવે કીર યુગલ ( પોપટના જોડલા )ને દેવતાઇ ઋદ્ધિ મળી અને છેવટે મુક્તિનો પણ લાભ થયો. તે બીના ટુકામાં આ પ્રમાણે:–શ્રીપુર નગરની બ્હાર શ્રી ઋષભદેવના મંદિરની આગળના ભાગમાં એક આંબાનું ઝાડ હતું તે (વૃક્ષ)ની ઉપર એક શુક પક્ષીનું

જોડલું રહેતું હતું. તેમાંની શુકી (સૂડી) એ પાછલા ભવમાં પરિવ્રાજિકા હતી અહીંના રાજા શ્રીકાંતને શ્રીદેવી (વિગેરે) નામે રાણી હતી. પાછલા ભવના સ્નેહને લઇને તેને જોતાં આ સૂડીને જાતિસ્મરણ જ્ઞાન થયું. તેથી તેણે રાજાને પ્હેલાં-ની બીના જણાવીને ખુશી કર્યો, અને પોતાના પતિ (સૂડી) ના પ્રાણ બચાવ્યા, અને રાજાએ પોતાના ક્ષેત્રમાં તે જોડાને ચણવાની રજા આપી અવસરે આ સૂડીએ બે ઈંડાં મૂક્યાં. તેમજ તેની સપત્ની ( શોક ) બીજી સૂડીએ પણ એક ઈંડું મૂક્યું. પ્રથમની સૂડીએ શોકનું ઇંડું પોતાના માલામાં લાવી મૂક્યું. ત્યાં સોલ મુહૂર્ત્ત સુધી રહ્યું ઇંડું નહિ જોવાથી શોક (સૂડી) તરફડવા લાગી આ જોઈ ને દયા આવવાથી પાછું હતું ત્યાં તે ઈંડું મૂક્યું. ઈંડું જોઈને શોક (સૂડી) શાંત થઇ. અવસરે તે બે ઇડાંમાંથી બે બચ્ચા ( સૂડો-સૂડી ) નીકળ્યાં તેઓ રાજાના ખેતરની ચણ ખાઈને મોટા થવા લાગ્યા એક વખત પ્રભુ શ્રીઋષભદેવને વંદન કરવા માટે જ્ઞાની ચારણ મુનિ પધાર્યા. આ વખતે રાજા વગેરે પણ અહીં હાજર હતા. તેઓએ વંદનાદિ વિધિ સાચવીને મુનિરાજનો અપૂર્વ આદર સત્કાર કર્યો અવસરે રાજાએ તે મુનિને અક્ષત પૂજાનું ફલ પૂછયું જવાબમાં મુનિરાજે કહ્યું કે-જે ભવ્ય જીવો પ્રભુની આગળ અખંડ ઉજ્વલ અક્ષત (ચોખા)ની ત્રણ ઢગલી કરે તે જરૂર અખંડ મોક્ષ સુખ પામે. આ સાંભળીને જેમ નગર-જનો અક્ષતપૂજા કરવા તૈયાર થયા, તેમ શુકમિથુને (સૂડા અને સૂડીએ) પણ ઉલ્લાસથી પ્રભુની આગળ ત્રણ અક્ષતના પુંજ કર્યા એમ કરવાને પોતાના બચ્ચાઓને પણ ભલામણ

(સૂચના) કરી જેથી તેઓ પણ તેમ કરવા લાગ્યા. અંતે ચારે પક્ષીઓ પ્રભુની અક્ષત પૂજા કરવાથી બીજે ભવે દેવ લોકની ઋદ્ધિ પામ્યા ત્યાંથી ચ્યવીને ચાર પક્ષીઓમાંથી શુક ( બે બચ્ચાના બાપ )નો જીવ ત્રીજે ભવે હેમપુર નગરનો માલીક હેમપ્રભ રાજા થયો. અને સૂડીનો જીવ તેજ રાજાની જયસુંદરી નામે રાણી થઇ. એની શોક ( બીજી સૂડી )નો જીવ તેજ રાજાની રતિ નામે રાણી થઈ. પ્હેલા (સૂડીના ભવમાં) સપત્ની (શોક)નું ઇંડું સોલ મુહૂર્ત્ત સુધી પોતાના માળામાં રાખ્યું હતું. તેથી ગાઢ પાપ કર્મ બંધાયું. તેના પરિણામે આ ભવમાં રાણી જયસુંદરીને સોલ વર્ષ પર્યંત મદનકુમાર પુત્રનો વિયોગ સહેવો પડયો આ બીના વિજય-ચંદ્ર કેવલીના ચરિત્રમાથી વિસ્તારે જાણવી મે ત્યાથી અહીં ટુંકામાં જણાવી છે પુણ્યોદયે રાજા હેમપ્રભને કેવલીનો સમાગમ થતાં તેણે કેવલી ગુરૂને પૂછ્યું કે–આવું સુખ મને કયા પુણ્યથી મળ્યુ ? જવાબમા શ્રી કેવલી ભગવંતે કહ્યુ કે– "તમે શુક પક્ષીના ભવમાં પ્રભુ શ્રી જિનેશ્વર દેવની આગળ ઉલ્લાસથી અક્ષતના ત્રણ પુંજ કર્યા હતા તેથી જે પુણ્યાનુ-બંધી પુણ્ય બંધાયું તેના પરિણામે આ રાજ્યઋદ્ધિ આદિ સુખ મળ્યું છે. આનાજ પ્રતાપે અહીંથી ત્રીજે ભવે તું મોક્ષ સુખને જરૂર પામીશ" આ સાંભળીને રાજ્યમાં આવીને રાજાએ રતિરાણીના પુત્રને રાજ્ય સોંપીને જયસુંદરી અને મદનકુમારની સાથે દીક્ષા ગ્રહણ કરી ઉલ્લાસથી સાધીને હેમપ્રભ મુનિ (રાજા હેમપ્રભ) મહાશુક્ર દેવલોકમાં ઇંદ્રની ઋદ્ધિ પામ્યા. અવસરે ત્યાંથી ચ્યવીને ઉત્તમ નરભવ

પામીને સંયમની સાધના કરીને સિદ્ધિના સુખ પામશે. એમ શુક પક્ષીએ અક્ષતપૂજાના પ્રભાવે (શુક પક્ષીના ભવથી માંડીને) છઠ્ઠે ભવે મોક્ષપદ મેળવ્યું.

સાતમી નૈવેદ્ય પૂજા કરવાથી હલી રાજાએ સાતમે ભવે મોક્ષ સુખ સ્વાધીન કર્યું. તે બીના ટુંકામાં આ પ્રમાણે જાણવી-ભરતક્ષેત્રમાં ક્ષેમા નામે એક નગરી હતી ત્યા સૂરસેન નામે રાજા રાજ્ય કરતા હતા આ નગરીથી થોડેક દૂર શૂન્ય જંગલમાં શ્રી ઋષભ પ્રભુનું મંદિર હતું ત્યાં બીજા આશાતના કરનારા દુષ્ટ પુરૂષો દાખલ ન થાય, આ ઈરાદાથી એક દેવ સિંહનુ રૂપ કરીને ઉભો રહેતો હતો અહીં નજીકમા એક નિર્ધન કણબીનું ખેતર હતું તે અહીં ખેતી કરતો હતો તેવામાં ચારણ મુનીશ્વરના દર્શન થયા ખેડુત પરમ ઉલ્લાસે તેમને વાંદીને આ પ્રમાણે પ્રશ્ન પૂછવા લાગ્યો કે-હું જન્મથીજ દુઃખિયો કેમ રહું છું? મુનિરાજે જવાબમાં કહ્યું કે તેં પાછલા ભવે મુનિને દાન દીધુ નથી અને પ્રભુની આગળ નૈવેદ્ય ધર્યું નથી, તેથી તારી આવી નિર્ધન અવસ્થા જણાય છે. આ સાંભળીને તે હલીએ (હલ રાખે માટે હલી કહેવાય-ખેડુત) મુનિની પાસે અભિગ્રહ લીધો કે-હું હંમેશાં મારે માટે જે ભોજન આવશે, તેમાથી શ્રી જિનેશ્વર પ્રભુની પાસે એક પિંડ ધરીશ અને છતી જોગવાઇએ મુનિરાજને દાન દઇને જમીશ આ બાબત મુનિએ અનુમોદના કરી મુનિરાજે વિહાર કર્યો અને ખેડૂત ખેતરમાં ગયો લીધેલો નિયમ બરોબર પાલતો હતો હંમેશના નિયમ મુજબ તે એક વખત નૈવેદ્ય પૂજા ભૂલી ગયો, ને ઘણી ભૂખ

લાગવાથી જ્યાં ખાવાની તૈયારી કરે છે, તેવામાં તે નિયમ યાદ આવ્યો. તેથી નૈવેદ્ય લઇને જ્યાં મંદિરમાં જાય છે ત્યાં તેણે દરવાજાની પાસે સિંહ દીઠો. થોડીવાર વિચારમાં પડયો. હિંમત ધરીને મરણની પણ પરવા નહિ રાખીને જ્યાં મંદિરની અંદર દાખલ થાય છે ત્યાં તો સિંહ અદૃશ્ય થયો. નૈવેદ્ય પૂજા કરીને તે જમવાની તૈયારી કરે છે, તેવામાં પેલો દેવ મુનિનું રૂપ કરી ત્યાં આવ્યો, ત્યારે ખેડુતે ઉલ્લાસથી વ્હોરાવ્યું ફરી ક્ષુલ્લક મુનિનું અને સ્થવિર મુનિનું રૂપ કરી તે આવ્યો, તો પણ તેણે દાન દીધું આવી લીધેલ નિયમમાં દૃઢ પ્રીતિ જોઇને તેણે (દેવે) મૂલરૂપે પ્રત્યક્ષ થઇને વરદાન દીધું કે–તારૂં દારિદ્રય (નિર્ધનપણું) નાશ પામશે આ વાતની તેની સ્ત્રીએ અનુમોદના કરી પુણ્યાનુબંધી પુણ્યનો બંધ કર્યો.

રાજા સૂરસેનને વિષ્ણુશ્રી નામે પુત્રી હતી તે રાજકુ-વરીએ સ્વયંવર મંડપમા બીજા બધા રાજકુવરોને છંડીને આ હલી (ખેડુત)ને વરમાલા પ્હેરાવી એમાં માંહોમાંહે ઘણુ યુદ્ધ થયું પણ છેવટે ખેડુતે દેવની સહાયથી વિજયપતાકા મેળવી રાજાએ ધામધૂમથી લગ્ન મહોત્સવ કર્યો સાથે સૂર-સેન રાજાએ જમાઇને રાજ્યાભિષેક કરી રાજા બનાવ્યો કારણ કે તે અપુત્રિયો હતો આ બધો નૈવેદ્યપૂજાનો પ્રભાવ જાણીને ખેડુત સપરિવાર વધારે ધર્મારાધન કરવા લાગ્યો. તેમાં નૈવેદ્યપૂજાનો નિયમ પણ કાળજીપૂર્વક પાલે છે સહા-યકદેવ દેવતાઈ આયુષ્ય પૂરૂં થતાં આ હલીરાજાની વિષ્ણુશ્રી રાણીનો કુમુદ નામે પુત્ર થયો અનુક્રમે તે મોટો થયો ત્યારે પરમ શ્રાવક હલી રાજાએ તેને રાજ્ય સોંપીને અંતિમ

આરાધના કરીને સૌધર્મ દેવલોકે દેવ (પણા)ની ઋદ્ધિ મેળવી. ( દેવ થયો ) અહીં અવધિજ્ઞાનથી જાણ્યું કે-આ બધું નૈવેદ્ય પૂજાનું પરિણામ છે. જેથી તેણે પુત્રને પ્રતિબોધ કરીને ધર્મી બનાવ્યો અને વિશેષે કરી નૈવેદ્ય પૂજાનો રસિયો કર્યો તે દેવ હવે (દેવ ભવના અને મનુષ્ય ભવના પાંચ ભવ પૂરાં કરીને, સિદ્ધિ સુખ પામશે. એ બધો પ્રભુની નૈવેદ્ય પૂજાનો પ્રભાવ સમજવો ૫૪.

આ ગાથામાં ફલ પૂજન ઉપર દૃષ્ટાન્ત કહે છે:—

**કીર યુગલ તિમ દુર્ગતા નારી લહે ફલ પૂજને,**
**પુરૂષોત્તમાદિ અનેક ગુણિજન સિદ્ધ કેરા સ્થાનને;**
**ક્રમસર કહ્યા દૃષ્ટાંત આઠે પૂજનાના નિત સ્મરી,**
**શુદ્ધિ સાતે સાચવી કર સાત્ત્વિકી ભક્તિ ખરી. ૫૫**

અર્થ:—પ્રભુદેવની ફળપૂજા કીરયુગલે એટલે શુકપક્ષીના જોડલાએ અને એક ગરીબ સ્ત્રીએ તથા શ્રી પુરૂષોત્તમ રાજાએ પરમ હર્ષથી કરી જેથી ઉત્તમ દેવલોકની ઋદ્ધિ પામ્યા એમાં નવાઈ શી ? પણ થોડા સમયમાં મુક્તિપદ પણ પામ્યા. એ કીરયુગલ અને ગરીબ સ્ત્રીની હકીકત ટુકામાં આ પ્રમાણે જાણવી:-કંચનપુરી નામની નગરીની બ્હાર શ્રીઅરનાથ પ્રભુના મંદિરની નજીકના ભાગમાં એક આંબાનું ઝાડ હતું, તેની ઉપર એક શુકપક્ષીનું જોડલુ આનંદથી રહેતું હતું. એક વખત આ જિનમંદિરમાં મહોત્સવ પ્રવર્ત્યો આ પ્રસંગે સપરિવાર ‘ નરસુંદર ’ રાજાએ અહીં આવીને પ્રભુની ઉલ્લાસથી ફળપુજા કરી. એ એક ગરીબ સ્ત્રીએ જોઇ અનુમોદના કરી.

અવસરે પેલા શુકપક્ષીએ આને એક ફૂલ આપ્યું. તેથી એણે (ગરીબ સ્ત્રીએ) ઉલ્લાસથી પ્રભુદેવની ફૂલપૂજા કરી એમ શુકપક્ષીના જોડલાએ પણ ફૂલપૂજા કરી. ફૂલપૂજાના પ્રભાવે એ ગરીબ સ્ત્રી દેવલોકમા દેવ થઇ, અને શુકનો જીવ ગધિલા નગરીમા સૂર રાજાનો ફૂલસાર નામે કુવર થયો અને સૂડીનો જીવ રાયપુર નગરમાં સમરકેતુ રાજાની ચંદ્રલેખા નામે રાજકુંવરી થઈ. દુર્ગત (ગરીબ સ્ત્રીનો જીવ) દેવના કહેવાથી કુમાર ફૂલસાર ચદ્રલેખાના સ્વયંવર મંડપમાં શુક યુગલનુ ચિત્ર લઇને ગયો ચિત્રને જોતાં કુવરીને જાતિસ્મરણ જ્ઞાન થયુ. જેથી જાણેલી બીના પિતાને જણાવીને તેણે ફૂલસારને વરમાલા પ્હેરાવી અનુક્રમે ફૂલસાર લગ્ન થયા બાદ સ્વનગરીમાં આવ્યો દુર્ગત દેવની સહાયથી ચિંતિત અર્થો જલ્દી મેળવે છે અને ચંદ્રલેખાને સર્પ કરડ્યો, ત્યારે દેવવૃક્ષની માંજરીના પ્રયોગથી નિર્વિષ પણ બનાવે છે અવસરે સૂરરાજાએ ફૂલસારને રાજ્ય સોંપીને શ્રી શીલધર સૂરીશ્વર મહારાજની પાસે પરમ ઉલ્લાસથી દીક્ષાગ્રહણ કરી આત્મકલ્યાણ સાધ્યું. રાજા ફૂલસારને ચદ્રસાર નામે કુવર હતો, તે પણ 'બાપ એવા બેટા' આ કહેવત પ્રમાણે પ્રભુદેવની હમેશા પિતાની માફક ફૂલપૂજા કરતો હતો તેમજ બીજુ પણ નવપદ આરાધનાદિ ધાર્મિક અનુષ્ઠાન પૂર્ણ ઉલ્લાસથી કરતો હતો કુમાર ચંદ્રસારને રાજ્ય સોંપીને પિતાની માફક રાજા ફૂલસારે પણ પોતાની રાણી સહિત તીવ્ર ઉલ્લાસથી દીક્ષાની આરાધના કરીને સાતમા મહાશુક્ર દેવલોકની દેવતાઇ ઋદ્ધિ મેળવી. ભવિષ્યમાં તે સાતમે ભવે સિદ્ધિપદ પામશે એમ દુર્ગતદેવ પણ સાતમે

ભવે સિદ્ધિપદ પામશે આ બધો ફૂલપૂજાનો પ્રભાવ સમજવો. હે જીવ[1] એ પ્રમાણે આઠે પ્રકારની પૂજાના ક્રમસર (અનુક્રમે) ટુંકામાં આઠ દૃષ્ટાંતો કહ્યાં હમેશાં તે યાદ કરીને અને સાતે પ્રકારની શુદ્ધિને જાળવીને જરૂર પ્રભુદેવની ઉત્તમ સાત્વિકી પૂજા કરજે. ૫૫

જિનેશ્વરની પ્રતિમાને પૂજવાનું કારણ કહે છે:—

ચિત્તનું આરોગ્ય પ્રકટે પૂજને પ્રભુ દેવના,
શરીરનું આરોગ્ય પણ છે ચિત્ત આધીન ભૂલના;
પ્રત્યક્ષ જિનવર વિરહ કાલે આશરો શ્રુત બિંબનો,
એહના આલંબને જન પાર પામે ભવ તણો. ૫૬

અર્થ:—પ્રભુદેવ જે તીર્થંકર ભગવાન તેમની પૂજા કરવાથી ચિત્તનું-મનનું આરોગ્ય થાય છે. મન નિર્મળ બને છે. વળી મનની આરોગ્યતાને આધીન શરીરની આરોગ્યતા રહેલી છે. કહ્યું છે કે-चित्तायत्तं धातुबद्धं शरीरं-नष्टे चित्ते धातवो यांति नाशं ॥ तस्माच्चित्तं यत्नतो रक्षणीयं-स्वस्थे चित्ते बुद्धय· संभवंति ॥ १ ॥ એ વાત તું ભૂલીશ નહિ. આ પંચમ આરામાં આ ક્ષેત્રમાં પ્રત્યક્ષ-સાક્ષાત્ જિનેશ્વરના વિરહકાલે વિયોગમાં જિનરાજ પ્રરૂપિત શ્રુતજ્ઞાન-સિદ્ધાંત તથા બિંબ-

---

૧. સાત પ્રકારની શુદ્ધિનાં નામ ૧ મનશુદ્ધિ, ૨ વિધિની શુદ્ધિ, ૩ કાયશુદ્ધિ, ૪ દ્રવ્યશુદ્ધિ, ૫ વસ્ત્રશુદ્ધિ, ૬ ઉપકરણશુદ્ધિ, ૭ ભૂમિશુદ્ધિ. જુઓ—અંગ વસન મન ભૂમિકા, પૂજોપકરણ સાર, ન્યાયદ્રવ્ય વિધિશુદ્ધતા, શુદ્ધિ સાત પ્રકાર ॥ ૧ ॥

જિનેશ્વરની પ્રતિમા એ બેજ શરણરૂપ છે. અને એ બેના આલંબનથી–આધારથી માણસો આ સંસારના પારને પામે છે. ૫૬.

પ્રભુની પ્રતિમાના દર્શનનું પ્રયોજન કહે છે:—

**બિંબ પ્રભુનું દેખતાં વીતરાગ કેરી ભાવના,**
**પ્રકટેજ દીલમાં પાતલા હોયે કષાયો ભવ્યના;**
**સમતા વધે દર્શન બને નિર્મલ વલી કુમતિ ટળે,**
**બિંબમાં મૂર્છા કરંતા સકલ વાંછિત પણ ફળે. ૫૭**

અર્થ:—જિનેશ્વરની પ્રતિમા જોવાથી હૃદયમાં [1]વીતરાગની ભાવના જાગ્રત થાય છે. તેમજ ભવ્ય[2] જીવોના કષાયો–વિષયો–રાગદ્વેષાદિ પણ પાતળા પડે છે–ઓછા થઈ જાય છે. સમતા–સમભાવ વૃદ્ધિ પામે છે. દર્શન–સમકિત નિર્મલ થાય છે તથા કુમતિ–ખરાબ બુદ્ધિ ટળે–દૂર થાય છે. વળી પ્રભુના બિંબમાં–પ્રતિમા પ્રત્યે મૂર્છા કરતાં–આસક્ત અથવા લીન બનવાથી સઘળાં વાછિત–ઇચ્છિતની પ્રાપ્તિ થાય છે. માટેજ શ્રી સિદ્ધર્ષિ ગણિએ ઉપમિતિમાં 'मूर्च्छंति भगवद् विंबेषु' એમ કહ્યું છે ૫૭

---

૧ વીતરાગ—એટલે મૂલથી ગયા છે રાગ એટલે માયા લોભ વગેરે કષાયો જેમના તે વીતરાગ પ્રભુની કાઉસ્સગ્ગાદિ મુદ્રાએ રહેલી શાંત મૂર્તિ દેખીને પણ વીતરાગ ભાવના જાગે છે.

૨. ભવ્ય—જીવોની મોક્ષે જવાની યોગ્યતાને લઈને બે પ્રકાર છે. તેમાં મોક્ષે જવાને યોગ્ય તે ભવ્ય અને મોક્ષે જવાને અયોગ્ય

- આ ગાથામાં આકૃતિની ઉપયોગીતા જણાવે છે:—

છે અભાવ સ્વરૂપ તોયે તેહને બતલાવવા,
આકૃતિ મૂકાય બિંદુ બાદબાકી દેખવા;
નિર્મલ સ્વરૂપી જે થયા જેણે ઘણાને ઉદ્ધર્યા,
તે પ્રભુની આકૃતિ ઉપયોગિની પ્રભુ કહી ગયા. ૫૮

અર્થ:—જેમ એક સરખી સંખ્યાની બાદબાકી કરતાં કાંઇ રહેતું નથી ( જેમ કે પચીસમાંથી પચીસ બાદ કરીએ તો કાંઈ બાકી રહે નહિ તે છતાં નીચે ૦૦ બે મીંડાં મૂકાય છે ) તો પણ તે અભાવ–કાંઇ રહે નહિ તે જણાવવાને બિંદુ –મીંડુ મૂકીએ છીએ એટલે જે કાંઇ નથી તો પણ તેને જણાવવા માટે પણ મીંડાં રૂપી આકૃતિ મૂકાય છે. તો પછી જે નિર્મલ સ્વરૂપવાળા થયા, વળી જેમણે ઘણા માણસોને

---

તે અભવ્ય કહેવાય છે ભવ્ય જીવોમાં પણ જે મુક્તિમાં જાય તે તો ભવ્યજ હોય, પણ ભવ્ય જીવો તમામ મુક્તિમા જાયજ એવો નિયમ નથી. દૃષ્ટાંત–પ્રતિમા બનાવવા માટે લાવેલા લાકડાનુ સમજવું. જેમ પ્રતિમાજી બનાવવા માટે લાવેલા ચદન વગેરેના લાકડામાથી અમુક ભાગજ પ્રતિમાના કામમા આવે છે. શેપ ભાગ કારણસર કામમાં ન લાગે છતા પ્રતિમાને માટે તો કહેવાયજ. એમ કેટલાએક જીવો મુક્તિમાં જવા લાયકાત ધરાવે છે, પણ સયમાદિ સાધનના અભાવે મુક્તિ પામી શકતા નથી. આવા જીવો જાતિભવ્ય કહેવાય. ઘણા લાબા કાળે પણ મુક્તિમાં જનારા દુર્ભવ્ય કહેવાય. જુઓ સાક્ષિપાઠ “यस्तु सेत्स्यति सोऽवश्यं भव्य एवेति नो मतं॥” એમ અધ્યાત્મસારમા કહ્યુ છે. વિસ્તાર માટે ભગવતીની ટીકા આદિ ગ્રથો જોવા જોઇએ.

તાર્યા તેવા પ્રભુની તો [૧]આકૃતિ-પ્રતિમા જરૂર ખરેખર ઉપયોગવાળી છે એમ પ્રભુ પોતે કહી ગયા છે ૫૮.

ઈશ્વર સર્વ સ્થળે વ્યાપીને રહેલો છે તે છતાં પણ પ્રતિમા પૂજન કરવું જોઇએ એવો વ્યાપકવાદીઓનો મત એ ગાથા વડે જણાવે છેઃ—

**સર્વત્ર વ્યાપક આતમા એ વેણ વ્યાપકવાદીનું,**
**તેહ ઘૃત દૃષ્ટાંતથી ભાષે સમર્થન બિંબનું;**
**વ્યાપક ભલે ઘી ગાયમાં છે તોયે પિંડીભૂત ઘૃતે,**
**ગાય નીરોગી બને દૃષ્ટાંત એઓના મતે. ૫૯**

અર્થઃ—આત્મા સર્વ સ્થળે વ્યાપીને રહેલો છે એવું વ્યાપકવાદીઓનું વચન છે તેઓ પણ ઘીના[૨] દૃષ્ટાન્ત વડે પ્રતિ

---

૧. કેટલાએક અનભિજ્ઞ જીવો પ્રભુના સ્થાપના નિક્ષેપારૂપ પ્રતિમાને માનતા નથી તેઓ કહે છે કે પ્રભુ તો ચેતનાવંત અરૂપી છે. અને આકૃતિ તો જડ છે માટે તેની પૂજા કરવાની જરૂર નથી. તે વિષે જણાવવાનું કે આકૃતિમા પણ સામર્થ્ય છે. અને સંસારી જીવોને પ્રભુ ભક્તિ માટે પ્રતિમાની જરૂર છેજ કારણ કે બાલ જીવો આલંબન વિના પ્રભુ ભક્તિ કરી શકતા નથી

૨. ઘીનું દૃષ્ટાન્ત આ પ્રમાણે.—એક શેઠ હતા તેમની ગાય એક વખત માંદી પડી વૈદે જણાવ્યું કે અમુક અમુક વસ્તુઓ ખાંડીને એકઠી કરીને તેને ઘીમાં મસળીને ગાયને ખવરાવવાથી ગાય નીરોગી થશે એ પ્રમાણે શેઠે નોકર મારફત બધી વસ્તુઓ ખાંડીને એકઠી કરાવી ઘીમાં મેળવતી વખતે શેઠ જરા કરકસરીઆ હોવાથી વિચા-

માનું સમર્ચન-પૂજન કહે છે તેમના મતે જો કે ગાયમાં ઘી વ્યાપીને રહેલું છે તો પણ પિંડીભૂત-એકઠા થએલ ઘીવડે ગાય નિરોગી બને છે એ દૃષ્ટાન્ત જણાવ્યુ છે ૫૯

હવે મૂર્તિની સાબીતી માટે બીજું દૃષ્ટાંત આપે છે:—

**વ્યાપક ભલે ઘી દૂધમાં ન તળાય પૂરી દૂધથી,**
**અન્ય દર્શનમાંય પણ આકૃતિ વિના સરતું નથી;**
**આકૃતિને માનવા જે ના કહે રૂપાન્તરે,**
**તેહ પણ આકૃતિ બલે નિજ ઇષ્ટનું સાધન કરે. ૬૦**

અર્થ:—જેમ દૂધમાં ઘી વ્યાપીને રહેલું છે પણ તે દૂધમાં પૂરી તળી શકાતી નથી પણ ઉલટી લોચો થઈ જાય છે. પરંતુ જ્યારે દૂધમાંથી ઘી જુદું કાઢવામાં આવે ત્યારે તે પિંડીભૂત ઘીમાં પુરી તળી શકાય આ દૃષ્ટાંતે અન્ય દર્શનવાળાઓને પણ આકૃતિ વિના ચાલતું નથી વળી જેઓ આકૃતિને માનવાની ના કહે છે. [1]તેઓ પણ રૂપાન્તરે-બીજે પ્રકારે પણ આકૃતિના બલથી પોતાના ઇષ્ટ દેવની સાધના કરે છે ૬૦

---

રવા લાગ્યા કે ઘી તો ગાયના શરીરમા વ્યાપીને રહેલુ છે માટે ઘી મેળવવાની જરૂર નથી તેથી ઘી વિના ગાયને ખવરાવવાને નોકરને કહ્યુ નોકરે કહ્યુ કે શેઠ! ઘી ગાયના શરીરમા રહેલુ છે પણ પિંડીભૂત ઘી વિના ગાય નીરોગી ન થાય. શેઠ સમજી ગયા, અને કઠણ ઘી સાથે મેળવીને ખવરાવવાથી ગાય નીરોગી બની

૧ ખ્રીસ્તી મુસલમાન વગેરે

હવે જેઓ પ્રતિમા તો જડ પત્થર છે તેને પૂજવાથી શું ફળ મળવાનું છે? એવું કહે છે તેમને જવાબ આપે છે:—

પત્થર તણી ધેનુ નિરખતા સત્ય ધેનુ દેખશે,
ભૂખ તરસ પણ ઠારશે ને ઇષ્ટ નગરે પહોંચશે;
બિંબના સંસ્કારથી સાચા જિનેશ્વર દેખશે,
ભવ્ય દર્શન પૂજનાએ પાપ પંક પખાલશે. ૬૧

અર્થ:—[1]ગાયની આકૃતિવાળી પત્થરની ગાય જોવાથી

---

૧. અહીં ગાયનુ દૃષ્ટાંત નીચે પ્રમાણે—એક માણસ જંગલમા ચાલ્યો જતો હતો. રસ્તામા એક ખેડુતને જમીન ખોદતા પત્થરની ગાય નીકળેલી છે તે જોઇને તે માણસે ખેડુતને પૂછ્યુ કે આ શું છે? ખેડુતે કહ્યું કે આ પત્થરની ગાય છે. ગાયનુ નામ ચોપગુ પ્રાણી થાય છે. તેને બે શીંગડા હોય છે આ તેના આંચળ છે. તેમાંથી દૂધ નીકળે છે જે પીવાથી ભૂખ અને તરસ મટે છે આ સાચી ગાયનો આકાર છે ત્યાથી તે માણસ આગળ ચાલ્યો. રસ્તામા તેને ભૂખ અને તરસ લાગી છે એવામા તેણે સાચી ગાયને ચરતી જોઈ પત્થરની ગાય જોએલી હોવાથી તેણે તરત ગાયને ઓળખી. તેના આંચળમાથી દૂધ પીને તેણે પોતાની ભૂખ અને તરસ મટાડી અને તે ઇચ્છિત સ્થળે પહોચ્યો જેમ આ માણસને પત્થરની ગાય (ગાયની આકૃતિ) જોવાથી સાચી ગાયનુ જ્ઞાન થયુ તેમ પ્રભુની પ્રતિમા જોવાથી સાચા ભાવ જિનરાજનુ જ્ઞાન થાય છે. જો તે માણસે ગાયનો આકાર જોયો ન હોત તો તે સાચી ગાયને જોવા છતા તેને ઓળખત? નજ ઓળખત સાચી ગાય છતા તેની ભૂખ તરસ મટત? નજ મટત. માટે જેમ તે માણસને ગાયની આકૃતિ સાચી ગાય જાણવામા નિમિત્ત થઈ તેમ જિનબિંબ પણ સાચા જિનને ઓળખવાનુ કારણ જાણવું.

જેમ તે દ્વારાએ જોનાર લોકને સાચી ગાયનું જ્ઞાન થાય છે તેથી દર્શક (દેખનાર)ની ભૂખ અને તરસ મટે છે અને ઇચ્છિત નગરે પહોંચે છે, તેમ ભવ્ય જીવો પ્રભુની પ્રતિમાની પૂજાના સંસ્કારથી સત્યપૂજાના (ભાવ) જિનેશ્વરને ઓળખશે. તેથી ભવ્ય જીવ તેમના દર્શન અને પૂજન વડે પાપપંક–પાપરૂપી કાદવને પખાલશે–સાફ કરશે અથવા નાશ કરશે આજ હેતુથી પ્રતિમા અને પત્થર એક નજ કહેવાય સરકારી નોટનો કાગળ અને સાદા કાગળમાં તથા સ્ત્રી અને માતામાં જેમ તફાવત છે, તે બંને એક નજ મનાય, તેમ અહીં સમજવું ૬૧.

હવે પ્રભુદેવના દર્શનનો અલૌકિક પ્રભાવ બતાવે છે.—

**દર્શને જાતિ સ્મરણ આદિ અનેક ફલો કહ્યા,**
**પ્રભુ ઋષભ કેરા દર્શને શ્રેયાંસ જાતિ સ્મૃતિ વર્યા;**
**આર્દ્ર કુંવરે આદિ પ્રભુનું બિંબ હર્ષે દેખતાં,**
**જ્ઞાન સાધ્યું જો અવંચક ભાવ હૃદયે જાગતાં. ૬૨**

અર્થ:—વળી પ્રભુના દર્શનથી જાતિસ્મરણ વગેરે ઘણી જાતનાં ફલની પ્રાપ્તિ કહેલી છે. જેમકે શ્રેયાંસકુમારને ઋષભદેવ પ્રભુના દર્શનથી [1]જાતિસ્મરણની પ્રાપ્તિ થઈ વળી

---

૧. જાતિસ્મરણજ્ઞાન—મન વચન કાયાના યોગની એકાગ્રતા વડે થતુ પૂર્વ ભવોનુ સ્મરણ. આ જ્ઞાન થવાથી સંજ્ઞી પંચેંદ્રીયના સંખ્યાતા ભવો જાણે છે. આ જ્ઞાન મતિ જ્ઞાનની ધારણાનો ભેદ છે. ઉત્કૃષ્ટથી પાછલા નવ ભવોની બીના આથી જાણી શકાય.

આર્દ્રકુમારે પણ આદીશ્વર પ્રભુની પ્રતિમાને હર્ષપૂર્વક જોઇને ચિત્તમાં [1]અવંચકભાવ જાગ્રત થતાં જાતિસ્મરણ જ્ઞાન પ્રાપ્ત કર્યું ૬૨

આ ગાથામાં પ્રતિમાનું માહાત્મ્ય જણાવે છેઃ—

**શાંતિ પ્રભુના બિંબને એકાગ્રતાથી નિરખતા,**
**વિપ્ર શય્યંભવ લહીને બોધ સંયમ પામતા;**
**દાન શીલ તપ ભાવ કેરી એક સાથે સાધના,**
**હોવેજ તેને જે કરે ઉલ્લાસથી પ્રભુ પૂજના. ૬૩**

અર્થઃ—શય્યંભવ નામના વિપ્ર-બ્રાહ્મણ જેઓ પછીથી શય્યંભવસૂરિના નામે પ્રસિદ્ધ થયા તેઓએ સોલમા શ્રી શાન્તિનાથ જિનેશ્વરની પ્રતિમાને એક ધ્યાનથી જોઇને બોધ-સમકિત પામીને સંયમ-ચારિત્ર લીધું તથા જેઓ ઉલ્લાસથી-પ્રફુલ્લિતપણે પ્રભુની પૂજા કરે છે તેઓને પૂજાના સમયમાં પૂર્વે કહ્યા મુજબ [2]દાન, શીલ તપ અને ભાવ ધર્મની પણ એક સાથે સાધના થાય છે ૬૩

---

૧ અવંચકભાવ—મન વચન કાયાના યોગોમા સરલતા ગર્ભિત પ્રવૃત્તિ તેના ત્રણ ભેદ છે ૧ યોગાવંચક ૨. ક્રિયાવંચક ૩ ફલાવંચક આ બાબતમા શ્રી યોગદૃષ્ટિ સમુચ્ચયમા વિસ્તારથી કહ્યું છે

૨. પૂજાની સાથે દાન, શીલ અને તપની સાધના થવાનું કારણ આ પ્રમાણે —દાન એટલે મોહ ત્યાગની ભાવના પ્રભુની પૂજા વખતે ઉત્તમ જાતિના ચન્દન, બરાસ, પુષ્પ, ફળ, નૈવેદ્ય વગેરેનો જે ઉપયોગ છે તે સ્વસત્તાના ત્યાગ ભાવરૂપ દાન જાણવું શીલ એટલે ઉત્તમ આચાર પૂજાના ટાઇમે સદાચાર રૂપ બ્રહ્મચર્યની પણ દેશથી આરા-

જિનભક્તિનું ઉત્કૃષ્ટ ફળ તીર્થંકર નામકર્મનો બંધ પણ છે તે આ ગાથામાં જણાવે છેઃ—

પ્રભુ શાંતિ પૂર્વ ભવે કરી જિનભક્તિ તીર્થપતિ બને,
દેવપાલ સુસત્યકી તિમ રેવતી સુલસા અને;
કૃષ્ણ શ્રેણિક કોણિકે જિન નામ બાંધ્યું પૂજને,
પૂજ્યની પૂજા કરંતા પૂજ્ય હોવે ત્રિભુવને. ૬૪

અર્થ:—શાંતિનાથ પ્રભુ પોતાના પૂર્વ ભવમાં જિનભક્તિ કરવાવડે તીર્થપતિ–તીર્થંકર થયા તેમજ જિનેશ્વરના પૂજનદ્વારાએ દેવપાલ, વ્રતધારી સત્યકી, રેવતી શ્રાવિકા, સુલસા શ્રાવિકા, કૃષ્ણ વાસુદેવ, શ્રેણિક રાજા તથા કોણિક રાજાએ તીર્થંકર નામ-કર્મ બાંધ્યું કારણ કે નિયમ એવો છે કે પૂજ્ય–પૂજવા લાયકની પૂજા કરતાં પૂજા કરનાર ભવ્ય જીવો ત્રણ ભુવનમાં પૂજનીક થાય છે, ત્રણ ભુવનમાં પૂજનીકપણું તીર્થંકર નામકર્મના ઉદયથી પ્રાપ્ત થાય છે. ૬૪

પ્રભુ પૂજા આગમોમાં પણ કહી છે તે ત્રણ ગાથાઓ વડે જણાવે છે.—

---

ધના થાય છે. કારણ કે કેટલાંક સ્થાનોનીજ એવી ઉત્તમતા છે કે ત્યા મલીન વિચારોનો ઉદ્ભવ જ થતો નથી એટલુજ નહિ પણ મલીન વિચારવાળા જીવોના મલીન વિચારો પણ ત્યા નાશ પામે છે. એથી આ સ્થાન પણ તેવુંજ છે તેમજ આ સ્થાનમા આવેલાને પૂજનના અવસરે અશનાદિ ચાર પ્રકારના આહારમાથી કોઈ પણ પ્રકારનો આહાર કરી શકાતોજ નથી માટે તપની પણ સાધના થાય છે. તેમજ ભાવ તો નિર્મલ વર્તેજ છે એમ ચાર ભેદે ધર્મ સધાય છે.

નાગકેતુ યોગની સ્થિરતા કરી પ્રભુ પૂજતા,
ક્ષપક શ્રેણિમાં હણી ચઉ ઘાતી કેવલ પામતા;
દ્રૌપદીની પૂજના વિસ્તાર જ્ઞાતા સૂત્રમાં,
સુર વિજય કેરી પૂજના વિસ્તાર જીવાભિગમમાં. ૬૫

અર્થ:—નાગકેતુએ મન વચન અને કાયાની એકાગ્રતા કરી પ્રભુની પૂજા કરી હતી અને તે ક્ષપક શ્રેણિમાં ચઢીને ચાર ઘાતી કર્મોનો નાશ કરી કેવલજ્ઞાન પામ્યા વળી [1]જ્ઞાતાસૂત્રમાં દ્રૌપદીએ કરેલી પૂજા વિસ્તારથી વર્ણવી છે તેમજ [2]જીવાભિગમ સૂત્રમાં વિજયદેવની પૂજા વિસ્તારથી કહી છે ૬૫

રાજપ્રશ્નીએ કહી સૂર્યાભની પ્રભુ પૂજના,
ચરમદેહી દેવ એ શુભ વેણ ઇમ શ્રીવીરના;
સિદ્ધાર્થ પ્રભુ પૂજા કરે નિર્ણય વચન કલ્પના,
પ્રભુ પૂજના આણંદની વચને ઉપાસક સૂત્રના. ૬૬

અર્થ —[3]રાજપ્રશ્નીય નામના ઉપાંગ ગ્રંથમાં સૂર્યાભદેવે કરેલી પ્રભુપૂજા વર્ણવી છે એ સૂર્યાભદેવ ચરમદેહી—છેલ્લો એક મનુષ્યનો ભવ કરી મોક્ષે જનારા છે. એવા શ્રી વીર પ્રભુનાં શુભ વચનો છે. સિદ્ધાર્થ રાજા ( મહાવીર સ્વા-

---

૧. જ્ઞાતાસૂત્ર—એ બાર અંગમાનું છઠ્ઠું અંગ છે જુઓ પ્રસ્તાવના

૨ જીવાભિગમ—ત્રીજા સ્થાનાંગનું ઉપાંગ છે જુઓ પ્રસ્તાવના.

૩ રાજપ્રશ્નીય—બીજા સૂત્રકૃતાંગનું ઉપાંગ છે ( રાયપસેણીય ) જુઓ પ્રસ્તાવના

મીના પિતા ) પ્રભુની પૂજા કરે છે એવો નિર્ણય [1]કલ્પસૂત્રના વચનથી થાય છે. તથા આનંદ શ્રાવકે કરેલી જિનેશ્વરની પૂજા [2]ઉપાસકસૂત્રમાં કહેલી છે ૬૬

પૂજ્ય જંઘાચારણો મુનિરાજ વિદ્યાચારણો,
જિન બિંબને વાંદે ધરી ઉલ્લાસ ચિત્ત વિષે ઘણો;
ભગવતીના વીસમા શતકે નવમ ઉદ્દેશમાં,
પૂજન દયાનું નામ સાક્ષી દેખ દશમા અંગમાં. ૬૭

અર્થ:—[3]જંઘાચારણ મુનિઓ તથા [4]વિદ્યાચારણ મુનિઓ ચિત્તમાં-મનમાં ઘણો ઉત્સાહ લાવીને જિન પ્રતિ-

૧. કલ્પસૂત્ર-દશાશ્રુત સ્કંધનુ આઠમું અધ્યયન-કલ્પસૂત્ર નામથી પ્રસિદ્ધ છે. જુઓ પ્રસ્તાવના.

૨. ઉપાસગદશાંગ બાર અગમાંનું સાતમુ અગ છે. જુઓ પ્રસ્તાવના.

૩-૪. જંઘાચારણ નામની તથા વિદ્યાચારણ નામની લબ્ધિઓ જેમને પ્રાપ્ત થઇ છે એવા મુનિઓ અનુક્રમે જધાચારણ તથા વિદ્યાચારણ કહેવાય છે. તેમા જધાચરણ લબ્ધિનો એવો પ્રભાવ છે કે સૂર્યના કિરણનુ અવલબન લઈ એકજ ઉત્પાતે ( કૂદકે ) તેરમા રૂચકવર નામના દ્વીપ સુધી તીર્છા જઇ શકાય છે. પાછા ફરતાં પ્રથમ ઉત્પાતે નદીશ્વરે, ત્યા વીસામો લઇ બીજા ઉત્પાતે સ્વસ્થાને આવે વિદ્યાચારણ લબ્ધિવાળા માનુષોત્તર પર્વતે તીર્છા પ્રથમ ઉત્પાતે જાય છે વિદ્યાચારણ મુનિ વિદ્યાના પ્રભાવથી જાય છે બીજા ઉત્પાતે આઠમા નદીશ્વરદ્વીપે જાય છે પણ પાછા ફરતા એકજ ઉત્પાતે સ્વસ્થાને આવે છે ઊર્ધ્વગતિએ જતાં જધાચારણ એકજ ઉત્પાતે મેરૂના પાડુકવને જાય છે. પાછા ફરતાં પ્રથમ ઉત્પાતે નંદન-

માને વંદન કરે છે એ પ્રમાણે ભગવતી સૂત્રના વીસમા શતકના નવમા ઉદ્દેશામાં કહેલું છે તથા જેઓ પૂજામાં હિંસા માને છે તેમને દશમા અંગની સાક્ષીએ જવાબ આપે છે કે 'પૂજન' એ પણ દયાનું જ (અહિંસાનુ) એક નામ છે. અથવા પૂજનનો એક અર્થ દયા પણ કહેલો છે દ્રવ્યપૂજામાં કૂવાના દૃષ્ટાંતે જરૂર લાભની અધિકતા છે, માટેજ શ્રી મહાનિશીથાદિ અનેક ગ્રંથોમાં શ્રાવકને અવશ્ય પૂજા કરવી જોઇએ. તે પછીજ આહાર કરે એમ કહ્યું છે. ૬૭

આ ગાથામાં ભક્તિના ત્રણ પ્રકાર કહે છે.—

**પૂજક તણા આશય વિશેષે વિચારામૃતસંગ્રહે,**
**સાત્ત્વિકી તિમ રાજસી વળી તામસી ભક્તિ કહે;**
**આસન્નસિદ્ધિક પુણ્યશાલી સાત્ત્વિકી પૂજા કરે,**
**ભાવનાના રંગથી તે ભવ વિષે પણ શિવ વરે. ૬૮**

---

વને અને બીજા ઉત્પાતે સ્વસ્થાને આવે છે અને વિદ્યાચારણ મુનિ પ્રથમ ઉત્પાતે નંદનવન, અને બીજે ઉત્પાતે પાડુકવનમા પહોચે છે. પાછા ફરતા એકજ ઉત્પાતેજ સ્વસ્થાને આવે છે. જંઘાચારણ મુનિઓ જંઘાના બલથી એકજ ઉત્પાતે ઇચ્છિત સ્થાને પહોચે છે પરંતુ પરિશ્રમના કારણે પાછા ફરતા બે ઉત્પાત થાય છે. વિદ્યાચારણ મુનિઓને વિદ્યાના વશથી જતા હોવાથી અને પ્રથમ અભ્યાસ હોવાથી ઇચ્છિત સ્થળે જતા વચમાં વિશ્રાન્તિ લેવી પડે છે, તેથી જતાં બે ઉત્પાત કરવા પડે છે પરંતુ વિદ્યાના વારંવાર સેવનથી વિદ્યા તાજી થતી હોવાથી આવતા એકજ ઉત્પાત કરવાની જરૂર પડે છે.

અર્થ:—"વિચારામૃત સંગ્રહ" નામના ગ્રંથમાં ગ્રંથકારે પૂજકના વિવિધ આશયને ધ્યાનમા લઇને સાત્ત્વિકી, રાજસી તેમજ તામસી એમ ત્રણ પ્રકારની ભક્તિ કહેલી છે. તેમાં સાત્ત્વિકી ભક્તિ કરનાર જીવ આસન્નસિદ્ધિક એટલે નજીકમાં (થોડા ભવોમા) મોક્ષે જનારો તેમજ પુણ્યવંત જાણવો. કોઇક સાત્ત્વિક પૂજા કરનાર ઉત્તમ જીવ ભાવનાના રંગથી-ઉત્કૃષ્ટ ભાવવડે તે ભવમાં પણ શિવ (મોક્ષ)ને મેળવે છે ૬૮

હવે બે ગાથા વડે સાત્ત્વિકી ભક્તિનુ સ્વરૂપ કહે છે:—

પ્રભુદેવના ઉત્તમ ગુણોને ઓળખી જ્ઞાની કને,
જેહ સંકટ કાલમાં પણ જાળવી મનરંગને;
પ્રભુ કાજ દે સર્વસ્વ પણ ઝટ ભક્તિરાગ વધી જતાં,
સંપૂર્ણ ઉત્સાહે નિરંતર શક્તિ રજ ન છુપાવતા. ૬૯

અર્થ:—જેઓ જ્ઞાનવત ગુરૂ પાસેથી પ્રભુ દેવના (વીતરાગ જિનેશ્વરના) શ્રેષ્ઠ ગુણોને ઓળખીને સકટના સમયમાં પણ પ્રભુભક્તિ કરવાના પ્રસગે મનરગને-મનના ઉમંગને જાળવે, પણ ઓછો થવા દેતા નથી વળી ભક્તિરાગ-ભક્તિ પ્રત્યેનો પ્રેમ વધતાં પોતાની જરા પણ શક્તિને ગોપવ્યા સિવાય પુરેપુરા ઉત્સાહથી પ્રભુના કાર્ય માટે હંમેશાં સર્વસ્વનો પણ ત્યાગ કરવામા તત્પર રહે પ્રસંગે તમામ માલમીલ્કત વગેરેનો ત્યાગ પણ કરે. (તેની સાત્ત્વિકી ભક્તિ જાણવી એમ આગળ કહેવાનું છે) ૬૯.

પદ પદ્મ પૂજે પ્રભુ તણા તે સાત્ત્વિકી પૂજા મુણો,
અમૃતક્રિયા ઉપયોગ સંગે પાર દે સંસારનો,
સુલભ નહિ આ સર્વને જે સર્વ મંગલકારિણી;
આ ભવે પણ સુખ કરી તિમ સપ્ત ભય સંહારિણી. ૭૦

અર્થ:—આગલી ગાથામાં કહેલા ગુણવાળા જે ભવ્ય જીવો પ્રભુના પદપદ્મ—ચરણ કમલની વિધિ પૂર્વક પૂજા કરે તે સાત્વિકી પૂજા જાણવી આ ઉપયોગ પૂર્વકની અમૃત ક્રિયા રૂપ સાત્વિકી પૂજા સંસારનો પાર આપે છે—સંસારમાંથી તારે છે. આવી સાત્વિકી પૂજા જે સર્વ મંગલને કરનારી છે તે સર્વ જીવો માટે સુલભ—સહેલી નથી તેમજ આ ભક્તિ આ ભવમાં પણ સુખ કરનારી તેમજ [1]સાત ભયનો નાશ કરનારી છે ૭૦

રાજસી ભક્તિનું સ્વરૂપ આ ગાથામાં બતાવે છે.—

પ્રભુદેવને પૂજીશ તો હું પુત્ર સંપત્તિ અહીં,
પામીશ દર્શક લોક પણ ખૂશી થશે એવું ચહી;

---

૧ સાત ભયો આ પ્રમાણે —૧. ઇહલોક ભય—મનુષ્યને મનુષ્યથી ભય. ૨. પરલોક ભય—મનુષ્યને દેવાદિકથી ભય ૩. આદાન ભય—ચોર વગેરેનો ભય ૪ અકસ્માત ભય—ઘરમા રાત્રિએ કે દિવસે એકદમ ભય લાગે તે ૫. આજીવિકા ભય—આજીવિકા કેમ ચાલશે તેની ચિંતા થયા કરે તે. ૬ મરણ ભય—કુટુંબ, પરિવાર, ધનાદિક મૂકીને મરી જવું પડશે એવા ભયવાળો વિચાર ૭ અપકીર્તિ ભય—લોકને વિષે અપકીર્તિ થશે એવો ભય

**ભક્તિ કરે એ ભક્તની પૂજા કહી તે રાજસી,**
**પુદ્ગલાનંદી જનોના ચિત્તમાંહે નિત વસી. ૭૧**

અર્થ:—જો હું જિનેશ્વર પ્રભુની પૂજા કરીશ તો આ ભવમાં મને પુત્ર-પરિવાર તથા સંપત્તિ-ધન દોલત વગેરેની પ્રાપ્તિ થશે વળી દર્શક લોક (પ્રભુનું દર્શન કરનારા લોકો) પણ ખુશી થશે એવી માન્યતા (ભાવના)થી જે પ્રભુની સેવા-ભક્તિ કરે તે ભક્તની રાજસી પૂજા કહેવાય. આ ભક્તિ [૧]પુદ્ગલાનંદી જીવોના હૃદયમાં હંમેશાં રહેલી છે. ૭૧.

આ ગાથામાં તામસી પૂજાનું સ્વરૂપ કહે છે:—

**બાહ્ય શત્રુ જીતવા મત્સર ધરી પૂજા કરે,**
**દઢ આશયે એ તામસી પૂજન જિનેશ્વર ઉચ્ચરે;**
**રાજસી તિમ તામસી એ સુલભ મધ્યમ રાજસી,**
**હલકી કહેલી તામસીને બુધ જનો કાઢે હસી. ૭૨**

અર્થ:—જે જીવ [૨]બાહ્ય (બહારના વ્યવહારિક) શત્રુને જિતવા માટે મત્સર-અદેખાઇ-દ્વેષ અથવા વૈરભાવ ધરીને દઢતા પૂર્વક પૂજા કરે તે પૂજાને શ્રી જિનેશ્વરદેવ તામસી

---

૨. પુદ્ગલાનંદી—જે (જીવો) આત્માના ગુણો જે જ્ઞાનાદિ તેને મૂકીને શરીર, પુત્રાદિ તથા ધન દોલત વિગેરેમા આનંદ માને તે પુદ્ગલાનંદી કહેવાય

૧. શત્રુ બે પ્રકારના—૧. અભ્યન્તર એટલે આત્માના ખરા દુશ્મન એવા રાગ દ્વેષાદિ તે. ૨. બાહ્ય એટલે રાગ દ્વેષ થવામાં નિમિત્તભૂત એવા મનુષ્ય વગેરે.

પૂજા કહે છે આ ત્રણ પ્રકારની પૂજામાંથી રાજસી પૂજા તથા તામસી પૂજા સુલભ–સહેલી છે. આ ત્રણમાં સાત્વિકી ઉત્તમ છે. રાજસી મધ્યમ છે અને તામસીને સૌથી હલકી કહીને પંડિત પુરૂષો તેને હસી કાઢે છે, એટલે આદર આપતા નથી. અકરણીય (કરવી ન જોઇએ, એમ) માને છે. આ ત્રણે પૂજાના સ્વરૂપને જણાવનારા શ્લોકો–શ્રી ધર્મસંગ્રહમાં આ પ્રમાણે જણાવ્યા છે—

सात्त्विकी राजसी भक्तिस्तामसीति त्रिधाऽथवा ॥ जंतो-स्तत्तदभिप्रायविशेषादर्हतो भवेत् ॥ १ ॥ अर्हत्सम्यग्गुणश्रेणि-परिज्ञानैकपूर्वकम् ॥ अमुञ्चता मनोरंगमुपसर्गेऽपि भूयसि ॥ २ ॥ अर्हत्संबंधि कार्यार्थ–सर्वस्वमपि दित्सुना ॥ भव्यांगिना महोत्साहाद्–क्रियते या निरंतरम् ॥३॥ भक्तिः शक्त्यनुसारेण–निःस्पृहाशयवृत्तिना ॥ सा सात्त्विकी भवेद् भक्तिर्लोकद्वय-हितावहा ॥ ४ ॥ त्रिभिर्विशेषकम् ॥ यदैहिकफलप्राप्तिहेतवे कृतनिश्चया ॥ लोकरंजनवृत्त्यर्थ–राजसी भक्तिरुच्यते ॥ ५ ॥ द्विषदां यत्प्रतीकारभिदे या कृतमत्सरं ॥ दृढाशयं विधीयेत–सा भक्तिस्तामसी भवेत् ॥ ६ ॥ रजस्तमोमयी भक्तिः सुप्रापा सर्वदेहिनाम् ॥ दुर्लभा सात्त्विकी भक्तिः–शिवावधि सुखा-वहा ॥ ७ ॥ उत्तमा सात्त्विकी भक्ति–र्मध्यमा राजसी पुनः ॥ जघन्या तामसी ज्ञेया–नादृता तत्त्ववेदिभिः ॥८॥ અર્થ ઉપર આવી ગયો છે ૭૨

પૂજા કરતાં પ્રભુની ત્રણ અવસ્થા ભાવવી તે જણાવે છે:—

પિંડ પદની સિદ્ધ કેરી ત્રણ અવસ્થા ભાવના,
પિંડસ્થના ત્રણ ભેદ પ્હેલી જન્મ સમય વિચારણા;

ભેદ બીજે જે કરે પ્રભુ રાજ્ય કેરી વિચારણા,
ભેદ ત્રીજે જે વિચારો શુભ ગુણો પ્રભુ શ્રમણના. ૭૩

અર્થ:—પિંડ એટલે શરીર તેને આશ્રી જે અવસ્થા તે પહેલી 'પિંડસ્થાવસ્થા' અથવા છદ્મસ્થાવસ્થા પ્રભુને કેવલજ્ઞાન થયા પહેલાની આ અવસ્થા ચોથાથી બારમા ગુણસ્થાનકે હોય બીજી દેહધારી કેવલજ્ઞાનીને આશ્રીને જે અવસ્થા તે પદસ્થાવસ્થા એટલે કેવલીપણાની અવસ્થા. આ વખતે પ્રભુ કેવલજ્ઞાન થયા પછીથી મોક્ષે નથી ગયા ત્યાં સુધી તેરમા ચૌદમા ગુણસ્થાનકે વર્તતા હોય છે. 'રૂપાતીત' નામની ત્રીજી અવસ્થા એટલે સિદ્ધાવસ્થા આઠે કર્મ ખપાવીને મોક્ષે ગયા તે અવસ્થા એ પ્રમાણે પ્રભુની ત્રણ અવસ્થાઓ જાણવી. તેમાં પહેલી પિંડસ્થાવસ્થાના ત્રણ પ્રકાર આ પ્રમાણે:—પ્રભુના જન્મ સમયની વિચારણા તે પહેલી 'જન્માવસ્થા' (૧) પ્રભુના રાજ્ય સબંધી જે વિચારણા તે 'રાજ્યાવસ્થા' (૨) તેમજ પ્રભુ દીક્ષા ગ્રહણ કરી શ્રમણ થયા તે વખતના ગુણોની જે વિચારણા તે ત્રીજી 'શ્રમણાવસ્થા' (૩) સાધુપણાની અવસ્થા ૭૩.

આ ગાથામાં પિંડસ્થ અવસ્થાના ત્રણ ભેદની ભાવનાનો સમય બતાવે છે:—

સ્નાત્રકાલે જન્મ કેરી ભાવના દીલ ભાવવી,
આંગી કરેલા નાથ જોઈ રાજ્ય સ્થિતિને ભાંવવી;
લોચવાળું શીષ આદિ જોઇ મુનિતા ભાવવી,
પિંડસ્થના એ ભેદ ભાવો યોગ સ્થિરતા જાળવી. ૭૪

તે સિદ્ધાવસ્થા જે સિદ્ધ ભગવાન નિજરૂપરંગી–પોતાનું સ્વરૂપ જે જ્ઞાનાદિ ગુણો તેમાં લીન હોય છે અને પરભાવ જે વિભાવદશા–પુદ્ગલાનંદીપણુ તેને સંપૂર્ણ રીતે દૂર કરે છે જુઓ સાક્ષિપાઠ–ચૈત્યવંદન ભાષ્યમાં કહ્યુ છે કે–भाविज्ज अवत्थतियं–पिंडत्थ पयत्थ रूवरहियत्तं । छउमत्थ केवलित्तं–सिद्धत्त चेव तस्सत्थो ॥ १ ॥ न्हवणच्चगेहि छउमत्थ–वत्थ पडिहारगेहि केवलिअ ॥ पलिअं कुस्सग्गेहि य जिणस्स भाविज्ज सिद्धत्तं ॥ २ ॥ અહીં બીજા શ્લોકથી સમજવાનું એ મલે છે કે–પખાળ કરતી વેલાએ મેરૂ ઉપર જેમ ઇંદ્રાદિક દેવો પ્રભુનો જન્મોત્સવ કરે છે તે વિચારણા કરવી ત્યારબાદ જ્યારે નવ અંગે પૂજા કરી રહીએ, અને પ્રભુને ઘરેણાં ( આંગી આદિ ) પ્હેરાવીએ ત્યારે પ્રભુની રાજ્યાવસ્થા આ પ્રમાણે ભાવવી—

હે પ્રભો ! આપને વ્યવહાર દૃષ્ટિએ રાજ્યાદિ સુખના સાધનો પૂરેપૂરા હતાં છતાં તેમાં વાસ્તવિક–સ્થિર સુખ છેજ નહિ તેવું સુખ તો યથાર્થ સંયમની સાધના કરવાથીજ મલે, આવું અવધિજ્ઞાનથી જાણીને સાચી હૃદયની બાદશાહી અંગીકાર કરીને આપ પવિત્ર સંયમ આરાધવા ઉત્સાહી બન્યા એવો સમય મને ક્યારે મળશે ? તથા શ્રમણાવસ્થામાં એમ વિચારણા કરવી કે–હે પ્રભો ? આપે સમતાભાવે તીવ્ર ઉપસર્ગોને સહન કર્યા–શત્રુ તરફ મૈત્રીભાવની લાગણી દર્શાવી ઉત્તમ ધ્યાનાગ્નિથી ઘાતી કર્મરૂપી લાકડાંને બાળી કેવલજ્ઞાન પામ્યા તેમજ કેવલિપણાની (પદસ્થ) અવસ્થામાં એમ ભા કે–હે પ્રભો ! આપે કેવલજ્ઞાનથી લોકાલોકના ભાવ

ઉપકાર કરવાના ઇરાદાથી ભવ્ય જીવોને દ્રવ્ય, ગુણ પર્યાયનું સ્વરૂપ સમજાવ્યું. ઘણાં જીવોને વૈરાગ્ય દેશના આપીને સંસાર સમુદ્રના પારગામી બનાવ્યા. ધન્ય છે આપના એ પવિત્ર જીવનને આપના પસાયથી મને તેવી સ્થિતિ પ્રાપ્ત થાય એવી હું નમ્ર ભાવે વિનંતિ કરૂં છુ

અને પ્રભુદેવ પર્યંકાસને બેઠા હોય અથવા કાઉસગ્ગ ધ્યાને ઉભા હોય, ત્યારે સિદ્ધ સ્વરૂપની વિચારણા કરવી તે આ પ્રમાણે—

હે પ્રભો ! આપે શૈલેશી અવસ્થાના પ્રભાવે અઘાતી કર્મોને બાળી નાખ્યા અને આપ એક સમયમાં સિદ્ધિ પદ પામ્યા અનાજ વગેરે દ્વારા જો કે શાતિ મળે છે પણ તે ક્ષણિક છે અને આપને જે શાતિ મળી છે. તે કાયમની છે. કર્મરૂપી બીજના અભાવે હવે આપને જન્માદિની વિડંબના રૂપ અંકુરો પ્રકટ થશેજ નહિ આપના પસાયથી હું તેવી સ્થિતિ પામું એજ મારી તીવ્ર ઇચ્છા હાલ વર્ત્તે છે. ૭૫.

હવે ગ્રંથકાર પ્રભુપૂજાની આવશ્યકતા અને ફલ જણાવે છે:—

પૂજનિક બને એ કેમ? ન કરે જેહ પૂજા પૂજ્યની,
ચેલા થયા વિણ શું ઉચિત? અભિલાષ ગુરુ બનવા તણીઃ
પારસમણિના સંગથી જિમ લોહ સોનું સંપજે,
પૂજ્ય જેવો તિમ બને તે જેહ રંગે પ્રભુ ભજે. ૭૬

અર્થ:—જે મનુષ્ય પૂજ્ય-અરિહંતાદિકની પૂજા ન કરે તે પૂજનીય-પૂજવા યોગ્ય કેવી રીતે બને? અર્થાત્ નજ

બને. જેમ શિષ્ય થયા સિવાય ગુરૂ બની જવાની ઈચ્છા તે શું યોગ્ય છે? નથીજ અથવા જેમ શિષ્ય બન્યા સિવાય ગુરૂ થવાતું નથી તેમ પૂજ્યની પૂજા કર્યા સિવાય પૂજનીક થઈ શકાતું નથી માટે જેમ પારસમણિની સોબતથી લોઢું તે સોનું બની જાય છે તેમ પારસમણિ સમાન પ્રભુની જે ઉલ્લાસપૂર્વક સેવા ભક્તિ કરે છે તે ભવ્ય જીવો (ભક્ત) પૂજ્યની સોબતથી પૂજનીય બને છે ૭૬

દ્રવ્યપૂજાની વિધિ કહીને હવે ચૈત્યવદનના પ્રકાર જણાવે છે.—

પૂર્વે કહેલા ક્રમ પ્રમાણે દ્રવ્યપૂજા ઇમ કરી,
ત્રીજી નિસિહી કરે વિધિ ચૈત્યવંદનની ખરી;
ત્રણ ભેદ તેના પ્રથમ એક શ્લોક સ્તુતિનો ઉચ્ચરે,
એક દંડક સ્તુતિ કહે એ ભેદ બીજો વિસ્તરે. ૭૭

અર્થ:—પ્રથમ કહી ગયા એ ક્રમ પ્રમાણે દ્રવ્યપૂજા સંપૂર્ણ થઈ રહે તે વખતે ત્રીજી નિસિહી કહેવી અને ત્યાર પછી ચૈત્યવંદનની સાચી વિધિ કરે તે ચૈત્યવદનના ત્રણ પ્રકાર છે તેમાં પ્રભુ આગળ સ્તુતિનો એક શ્લોક કહેવો તે જઘન્ય ચૈત્યવદન જાણવું બીજા મધ્યમ ચૈત્યવંદનમાં એક દંડક—નમુથ્થુણ તથા સ્તુતિ—થોય વિગેરે કહેવું ૭૭

આ ગાથામાં ત્રીજા ઉત્કૃષ્ટ ચૈત્યવંદનની વિધિ કહે છે.—

પ્રકટ નામસ્તવ સુધી ઇરિયાવહી આદિ કહી,
પાંચ દંડક ચૈત્યવંદન ભેદ ત્રીજો એ અહીં;

ચૈત્યવંદન ભાષ્યમાં મુદ્રાદિ વિધિ દીસે ઘણો,
ગુરૂ પાસ જાણી તેમ કરજે ભાવ આણી દીલ ઘણો. ૭૮

અર્થ—ઇરિયાવહી સૂત્રથી નામસ્તવ–લોગસ્સ સુધી પ્રગટ ઉચ્ચ સ્વરે કહીને પાંચે દંડક[1] કહેવા વડે ત્રીજું ઉત્કૃષ્ટ ચૈત્યવંદન જાણવું આ સંબધી ચૈત્યવંદન ભાષ્યમાં મુદ્રા વગેરેનો ઘણો વિધિ કહેલો છે તે સંબંધી વિધિ ગુરૂ પાસેથી જાણીને મનમા ઘણો ભાવ લાવીને ચૈત્યવંદન વિગેરે કરજે એ પ્રમાણે ચૈત્યવંદનરૂપ ભાવપૂજા જાણવી. ૭૮.

હવે બે ભેદની વ્હેંચણી કરે છે:—

ભાવપૂજન એક મુનિને બેઉ હોવે શ્રાદ્ધને,
દ્રવ્યની ભજના કહી ભાવાર્ચને સ્મર વ્યાપ્તિને;
જિમ અનલને ધૂમ કેરી વ્યાપ્તિ ન્યાય વિષે દીસે,
એમ સાધન વ્યાપ્તિ યોગે વસ્તુતત્ત્વ હૃદય ઠસે. ૭૯

અર્થ:—એવી રીતે દ્રવ્યપૂજા અને અમુક અંશે ભાવપૂજાનું સ્વરૂપ કહ્યું ( આગળ સ્તવના કહેવાની છે ) તેમાંથી સાધુ મુનિરાજને એક ભાવપૂજા હોય છે, અને શ્રાવકને દ્રવ્યપૂજા અને ભાવપૂજા એમ બે પ્રકારની પૂજા હોય છે ભાવપૂજનને વિષે દ્રવ્યપૂજનની ભજના કહી છે એટલે ભાવ-

---

૧ પાચ દંડક—૧ શક્રસ્તવ=નમુથ્થુણં, ૨ ચૈત્યસ્તવ=અરિહંત ચેઈઆણં અને અન્નત્થ, ૩. નામસ્તવ=લોગસ્સ, ૪. શ્રુતસ્તવ=પુખ્ખરવર ૫ સિદ્ધસ્તવ=સિદ્ધાણં બુદ્ધાણં. અથવા જે દેવવંદન કરતા પાચ વાર નમુથ્થુણં કહેવામા આવે તે

પૂજનમાં દ્રવ્યપૂજન હોય અથવા ન પણ હોય એ [1]વ્યાપ્તિનું સ્મરણ કરજે, જેમ ન્યાયશાસ્ત્રમાં અગ્નિને ધૂમાડાની વ્યાપ્તિ જણાવી છે ત્યાં "અગ્નિ હોય ત્યાં ધૂમાડો હોય અથવા ન પણ હોય." એ પ્રમાણે અગ્નિને વિષે ધૂમાડાની ભજના છે. પરંતુ જ્યાં ધૂમાડો હોય ત્યાં અગ્નિ અવશ્ય હોયજ. એવી રીતે સાધનની વ્યાપ્તિના યોગથી વસ્તુતત્ત્વ-યથાર્થ સ્વરૂપ હૃદયમાં ઠસે-ચોક્કસ થાય છે. ૭૯

પ્રભુના સ્તવનરૂપ ભાવપૂજા કરવાનું કારણ સમજાવે છે:—

**પ્રભુદેવના તાત્ત્વિક ગુણોનું સ્મરણ સ્તવન કરી કરે,**
**ધ્યેય રૂપ થતાં ભવિકજન આત્મ નિર્મલતા વરે;**
**પુણ્યાનુબંધી પુણ્ય બાંધે કર્મ નિર્જરણા હુવે,**
**સ્તવના કરો તે આ પ્રમાણે જેમ ગુણિતા પ્રતિભવે. ૮૦**

અર્થ:—પ્રભુદેવ જે વીતરાગ તીર્થંકર મહારાજ તેમનું સ્તવન (ગુણકીર્તન) કરવા વડે પ્રભુના તાત્ત્વિક ગુણો-અનંત જ્ઞાન, અનંત દર્શન વગેરેનું સ્મરણ કરવું કારણ કે ધ્યેય

---

૧. વ્યાપ્તિ—"साहचर्यनियमो व्याप्ति" એટલે હેતુ અને સાધ્યનો સાથે રહેવાનો જે નિયમ તે વ્યાપ્તિ કહેવાય ચાલુ પ્રકરણમા શ્રાવકને દ્રવ્યપૂજા એ ભાવપૂજાનુ કારણ છે જ્યાં (શ્રાવકને) દ્રવ્ય-પૂજા હોય ત્યા ભાવપૂજા હોય અને ભાવપૂજા હોય ત્યાં શ્રાવકની અપેક્ષાએ દ્રવ્યપૂજા પણ હોય, એક ભાવપૂજાના અધિકારી સાધુની અપેક્ષાએ દ્રવ્યપૂજા ન હોય.

એટલે ધ્યાન કરવા યોગ્ય જે પ્રભુદેવના ગુણો તેમાં લયલીન થવાથી ભવ્યજનો આત્માની નિર્મલતા-વિશુદ્ધતા પામે છે. વળી [1]પુણ્યાનુબંધી પુણ્ય બાંધે છે. કર્મની નિર્જરા કરે છે, માટે આ પ્રમાણે ( આગલી ગાથાઓમાં બતાવે છે તે પ્રમાણે તેવા ભાવવાળી ) પ્રભુની સ્તવના કરવી જેથી દરેક ભવમાં તેવા ઉત્તમ ગુણોની પ્રાપ્તિ થાય. ૮૦

આ ૮૧ મી ગાથાથી ૧૩૧ મી ગાથા સુધી પ્રભુની કેવી રીતે વાસ્તવિક સ્તવના કરવી તે જણાવે છે:—

**પ્રભુ આજ તારા બિંબને જોતાં નયણ સફલા થયા,**
**પાપો બધા દૂરે ગયા તિમ ભાવ નિર્મલ નીપજ્યા;**
**સંસાર રૂપ સમુદ્ર ભાસે ચુલુ સરીખો નિશ્ચયે,**
**આનંદરંગ તરંગ ઉછલે પદ કમલના આશ્રયે. ૮૧**

---

૧ પુણ્ય અને પાપ આશ્રી ચાર ભાગા થાય છે. નીચે પ્રમાણે:—

૧ પુણ્યાનુબંધી પુણ્ય—પ્રથમ બાંધેલ પુણ્ય ભોગવે છે અને સાથે સત્કૃત્યો કરે છે જેથી નવીન પુણ્ય બાંધે છે. જેમ ભરત ચક્રવર્તી વિગેરે

૨ પાપાનુબંધી પુણ્ય—પ્રથમ બાંધેલ પુણ્ય ભોગવે છે અને સાથે દુષ્કૃત્યો કરે છે જેથી નવું પાપ બાંધે છે જેમ સુભૂમ ચક્રવર્તી

૩ પુણ્યાનુબંધી પાપ—પ્રથમ બાંધેલ પાપ ભોગવે છે પણ સાથે સુકૃત્ય કરતો નવીન પુણ્ય બાંધે છે. જેમ પુણ્ય કરનાર દરિદ્ર માણસ.

૪. પાપાનુબંધી પાપ—પ્રથમ બાંધેલ પાપ ભોગવે છે અને દુષ્કર્મો કરતા નવીન પાપ બાંધે છે. જેમ બિલાડી વગેરે.

અર્થ.—હે પ્રભુ! તારી પ્રતિમાના દર્શન થતાં આજે મારા ચક્ષુઓ ખરેખર સફલ થયા છે. તેમજ સમસ્ત પાપ દૂર ગયાં છે નાશ પામ્યા છે વળી મારા હૃદયમાં નિર્મલ ભાવ ( પરિણામ ) ઉત્પન્ન થયા છે આ સંસારરૂપી મોટો સમુદ્ર તે પણ નક્કી ચુલુ એટલે ખોબા જેટલો થયો જણાય છે, આપના ચરણ કમલનો આશ્રય કરવાથી મારા હૃદયમાં આનંદરંગ રૂપી તરંગ-કલ્લોલ ઉછલે છે-ઉત્પન્ન થાય છે ૮૧

**નબલી બની જસ પાપ સેના તે તને પ્રેમે ભજે,**
**દારિદ્રય તિમ દૌર્ભાગ્ય ન લહે વળી અભેદ પણું સજે;**
**હું સૂર્ય માનું આપને અજ્ઞાન તિમિર હઠાવતા,**
**વળી ચંદ્ર માનું આપને મુજ રાગ તાપ શમાવતા. ૮૨**

અર્થ:—હે પ્રભુ ! જેમની પાપરૂપી સેના એટલે મોહનીય વગેરે અશુભ કર્મો નબળા બન્યા હોય-પાતળા પડ્યા હોય, તેઓ આપને પ્રીતિ પૂર્વક સેવે છે. અને તારૂં સેવન કરવાથી દારિદ્રય એટલે ગરીબાઈ તેમજ દૌર્ભાગ્ય-કમનસીબપણું મલતું નથી. વળી ભવ્યજીવો અભેદપણાને-ભેદરહિતપણાને અથવા એકતાને ધારણ કરે છે. હે પ્રભુ ! આપ પોતે અજ્ઞાનરૂપી તિમિર-અંધકારને દૂર કરતા હોવાથી હું આપને સૂર્ય સમાન ગણું છું તથા મારા રાગ-વિષય-કષાય-વાસના રૂપી તાપને શાન્ત કરતા હોવાથી આપને હું ચંદ્ર જેવા માનું છુ. ૮૨

**સાગર કૃપાના નાથ ! તારૂં વદન કમલ નિહાલતા,**
**નિર્ભય અમે બનતા વળી આપત્તિ દૂરે ટાલતા;**

પાવન થયો મુજ જન્મ ના દરકાર મારે કોઇની,
ગણું આજ આંખો દેખતી પર નિરખતી શા કામની? ૮૩

અર્થ:—હે નાથ! હે કૃપાના સાગર! તારા મુખરૂપી કમલને આજે નિહાળવાથી એટલે જોવાથી અમારા ભયો નાશ પામતા હોવાથી અમે નિર્ભય થઇએ છીએ તથા અમારી આપત્તિઓ-સંકટો પણ દૂર થાય છે. આપના દર્શનથી મારો જન્મ પણ પવિત્ર થયો છે. હવે મારે કોઇની દરકાર રહી નથી હુ આજે મારી આંખોને ખરી રીતે દેખતી માનુ છું. કારણ કે આપના દર્શન થયા પહેલાં તે પરને—(સ્ત્રી આદિના પુદ્ગલને) જોતી હોવાથી શા કામની હતી? અથવા પુદ્ગલમય વસ્તુને જોતી હોવાથી નિરર્થક હતી ૮૩.

આનંદ દાતા વિશ્વના વળી મુક્તિકેરા પંથને,
બતલાવનારા નાથ મારા તારનારા ભવ્યને;
ભંડાર ભાવ રયણતણા છો એહ ભાવ ધરી અમો,
ઇમ બોલીએ પ્રતિદિન પ્રભાતે આપનેજ નમો નમો. ૮૪

અર્થ.—હે પ્રભુ! તમે વિશ્વને-દુનિયાના જીવોને આનંદના આપનારા છો. તેમજ મોક્ષના માર્ગને બતાવનાર

---

૧, ચક્ષુનો વિષય રૂપ અથવા રંગને જોવાનો છે રૂપ અથવા રંગ-વર્ણ તે પુદ્ગલનો ગુણ હોવાથી ચક્ષુને પરને જોનારી કહી પણ પ્રભુના દર્શન થવાથી તે દ્વારાએ જીવને પોતના સ્વરૂપનું ભાન થતુ હોવાથી ચક્ષુની કૃતાર્થતા જાણવી. સ્ત્રી આદિ મોહક વસ્તુને જોવાથી કેવલ આંખની ખરાબીજ થાય છે અને તે રાગાદિથી દેખનારને ચીકણાં કર્મો જરૂર બંધાય છે. એમ શ્રી ભગવતીસૂત્રમા કહ્યું છે.

પણ તમેજ છો. હે મારા નાથ! તમેજ ભવ્ય જીવોને (આ સંસાર સમુદ્રમાંથી) તારનાર છો. તમો ભાવરત્નોના[1] ખજાના છો. આવા પ્રકારનો ભાવ લાવીને અમે આ પ્રમાણે કહીએ છીએ કે 'હે દીનાનાથ! દરરોજ સવારમાં આપનેજ નમસ્કાર થાઓ.' ૮૪.

**ઉત્તમ ગણું હું તેજ મનને જેહ ધ્યાવે આપને,**
**ઉત્તમ ગણું તુજ સ્તવન કરવામાં રસિક તે જીભને;**
**ઉત્તમ ગણું તે નયણ નિરખે જે નિરંતર આપને,**
**છે એક સાચી ચાહના મુજ, તાર હવે મને. ૮૫**

અર્થ:—હે પ્રભુ! જે મન આપનું ધ્યાન કરે છે તેજ મનને હું ઉત્તમ માનું છું (કારણ કે મન સાંસારિક વાસનાઓમાં દોડયા કરનારૂં છે.) જે જીભ તમારા ગુણોનું સ્તવન કરવામાં રસિક—આનંદ માનનારી છે તેજ જીભને હું શ્રેષ્ઠ સમજુ છું (કારણ કે જીભને પરનિંદા વગેરેમાં વધારે રસ પડે છે) જે ચક્ષુઓ આપને હંમેશાં જુએ છે તે ચક્ષુઓને હું ઉત્તમ માનું છું (કારણ કે અણુસંમજુ

---

૧ હીરા માણેક વગેરે ઝવેરાત ઘણુ કિંમતી હોવાથી તે દ્રવ્યરત્નો કહેવાય છે, કારણ કે તે પૌદ્‌ગલિક છે તે રત્નોને સાચવવા માટે ખજાનામાં રાખવામા આવે છે. તો પણ તે દ્વારા આત્માનુ હિત થતુ નથી જ્ઞાન, દર્શન, ચારિત્રાદિક અનેક ગુણો તે ભાવરત્નો બને ભવમાં હિતકર જાણવા. કારણ કે તેની કિંમત થઇ શકતી નથી, અને તેજ જીવને મુક્તિ પામવામાં ખરાં ઉપયોગી છે, પ્રભુમા જ્ઞાનાદિક અનંતા ગુણો ભરેલા હોવાથી પ્રભુને ભાવરત્નોના ભંડાર કહ્યા છે.

જીવોની ચક્ષુ તો લલનાઓના રૂપાદિક જોવા તરફ પ્રાયે દોડનારી છે) હે પ્રભુ! મારી એક સાચી-ખરા જીગરની ઈચ્છા છે કે હવે (આ સંસારમાં રખડવાથી કંટાળેલા) મને આ ભવ સમુદ્રમાંથી તારો, તારો, મારો ઉદ્ધાર કરો-ઉદ્ધાર કરો ૮૫

સંસારના વિસ્તારને વિણસાવનારા આપ છો,
ત્રણ ભુવનમાં પણ મુકુટ સમ દેવાધિદેવ તમેજ છો;
આ ઘોર ભવજંગલ વિષે છો સાર્થવાહ પ્રભુ તમે,
ભવસાગરે બૂડનાર મુજને તારનારા પણ તમે. ૮૬

અર્થ:—હે પ્રભુ! આપ આ સંસારની વૃદ્ધિને રોકનારા છો. તથા સ્વર્ગ મૃત્યુ અને પાતાલ એ ત્રણે લોકમાં પણ મુગુટ સમાન શ્રેષ્ઠ દેવાધિદેવ-દેવોના પણ દેવ તમેજ છો આ ભયંકર ભવજંગલ-સંસારરૂપી અટવીમાં હે પ્રભુ! તમેજ સાર્થવાહ-સાચો રસ્તો બતાવનારા છો. તથા આ સંસારરૂપી સમુદ્રમાં ડૂબતા મને તારનારા-બચાવનારા પણ તમેજ છો. ૮૬

જ્યાં નિત્ય સાચી પૂર્ણ શાંતિ તેહ મુક્તિ સ્થાનને,
શોભાવનારા આપ રજ ના દૂર છો આ ભક્તને;
હે નાથ! થુણતા આપને આનંદ ઉછળે બહુ મને,
તેથીજ જાણું હૃદયમાં પ્રત્યક્ષ ઊભા આપને. ૮૭

અર્થ:—જ્યાં હંમેશાં સત્ય[1] અને સંપૂર્ણ[2] શાન્તિ

૧-૨ સંસારમા જણાતી શાન્તિ વાસ્તવિક શાન્તિ નથી

છે એવા મોક્ષસ્થાનને શોભાવનારા આપ આ ભક્તને જરા પણ દૂર જણાતા નથી હે નાથ! આપની સ્તુતિ કરતાં મારા મનમાં ઘણો આનંદ ઉદ્ભવે છે અને તે કારણથી આપને હું મારા હૃદયમાં સાક્ષાત્ ખડા રહેલા માનું છું. ૮૭

સંસારી જનના દીલમાં આવો નહી તુમ જ્યાં સુધી,
અનુભવ કરે નિત પાપ કેરા દુઃખનો તે ત્યાં સુધી;
તે ધ્યેય માની આપને ધ્યાવે અડગ ભાવે યદા,
જિમ અગ્નિ બાળે લાકડાં તિમ પાપ ભસ્મ કરે તદા. ૮૮

અર્થઃ—હે વીતરાગ દેવ! આપ જ્યાં સુધી આ સંસારી જનોના દીલમાં આવો નહિ એટલે જ્યાં સુધી સંસારી જીવો આપનું સ્મરણ કરે નહિ ત્યાં સુધી તે પાપના ઉદયથી પ્રાપ્ત થએલ દુઃખનો નિરંતર અનુભવ કરે છે. જ્યારે આ જીવ આપને ધ્યેય–ધ્યાન કરવા યોગ્ય માનીને નિશ્ચલ ભાવથી ધ્યાન કરે છે ત્યારે જેમ અગ્નિ લાકડાંને બાળે છે તેમ તે (ભવ્ય જીવ) પાપને ભસ્મ કરે છે–બાળી નાખે છે ૮૮

જે પાપ રૂપી પંક તે કરતો મલિન આ જીવને,
મેલાશ જાયે દૂર વધતે ભાવ કરતાં ધ્યાનને;

---

તેમજ સંપૂર્ણ પણ નથી કારણ કે તે જણાતી શાન્તિ નિરંતર રહેતી નથી કર્મનો સંપૂર્ણ ક્ષય થાય ત્યારેજ સત્ય અને સંપૂર્ણ શાન્તિની પ્રાપ્તિ થાય છે. જુએ અષ્ટકજીમા–" किंफलोऽन्नादिसंभोगः बुभुक्षादिनिवृत्तये ॥ तन्निवृत्तेः फलं किं स्यात्–स्वास्थ्यं तेषां तु तत्सदा ॥ १ ॥

સિંચાય જે તુજ ધ્યાન રૂપી અમિયરસની ધારથી,
તે હર્ષમાં મ્હાલે સદા પૂરણ બને ગુણ ઋદ્ધિથી. ૮૯

અર્થ:—આ સંસારી જીવને જે પાપરૂપી પંક-કાદવ વળગેલો છે તે આત્માના સ્વરૂપને મલીન કરે છે. (ઉત્તમ જ્ઞાન, દર્શન વગેરે ગુણોને આવરે છે તેથી આત્માનું શુદ્ધ સ્વરૂપ મલીન થાય છે) પણ જ્યારે વધતા શુદ્ધ પરિણામે તે જીવો આપનું ધ્યાન કરે છે, ત્યારે તેની પાપરૂપી મલીનતા દૂર જાય છે—નાશ પામે છે. માટે જે આત્મા આપના ધ્યાન રૂપી અમૃતરસની ધારાથી સિંચાએલો છે એટલે જે જીવ આપના ધ્યાનમાં–પ્રભુના સ્વરૂપની વિચારણામાં આસક્ત થાય છે, તે હંમેશાં આનંદથી મોજ કરે છે (પાપનો ઉદય દૂર થવાથી સુખને અનુભવે છે) અને ગુણ રૂપી સંપત્તિથી પૂર્ણ બને છે. તેનામાં જ્ઞાનાદિ ગુણોની નિર્મળતા વધતી જાય છે. ૮૯.

દુઃખમાં દીલાસો આપનારા આપ મદદે જેહની,
હોતા નથી કરૂણા ઘણી મુજ ચિત્તમાંહે તેહની;
રાગાદિ ચોરોના જુલમમાં તેહ જન સપડાય છે,
પ્હેલા નહી ચેત્યો અરે ત્યારે હવે રીબાય છે. ૯૦

અર્થ:—આપત્તિમાં દિલાસો આપનાર આપ જેમના મદદગાર થયા નથી એટલે કે જે જીવોએ આપનું સ્વરૂપ ઓળખ્યું નથી, સમકિત પામ્યા નથી અને મિથ્યાત્વમાં ફસાઇ પડેલા છે, તે જીવો પ્રત્યે મારા મનમાં ઘણી દયા

ઉત્પન્ન થાય છે તે જીવોની શી દશા થશે? એવા વિચારો આવે છે. તે મનુષ્યો રાગાદિ–રાગ દ્વેષ રૂપી ચોરોના જુલમમાં સપડાઇને દુઃખી થાય છે. પ્રથમથી એટલે દુઃખના કારણો સેવ્યા પ્હેલાં જે મનુષ્ય ચેતતા નથી–નવપદની આરાધના વગેરે પ્રભુભક્તિમાં રહેતા નથી તેઓ પછીથી રીબાય છે–દુઃખી થાય છે. ૯૦

અમૃત સરીખા મિષ્ટ ઉત્તમ વચન બોલી આપતા,
પ્રભુ પ્રેમથી અમને શિખામણ તે અમે ભૂલી જતા;
નિર્લજ્જ થઇને સ્વપ્નમાં પણ ના કદી સંભારતા,
અજ્ઞાનથી અપરાધ કીધા સેંકડો અણછાજતા. ૯૧

અર્થઃ—હે પ્રભુ! તમે તો અમૃત સમાન મધુર વચનો વડે પ્રેમપૂર્વક ઉપદેશ આપો છો પરંતુ અમે તે ઉપદેશને વારંવાર ભૂલી જઇએ છીએ એટલુંજ નહિ પરંતુ નિર્લજ્જ એટલે બેશરમા થઇને નફ્ફટની જેમ સ્વપ્નામાં પણ કદાપિ દેશનાને સંભારતા નથી અને અજ્ઞાનતા રૂપી દોષથી આપના અણછાજતા–અયોગ્ય એવા સેંકડો અપરાધો અમારાથી થઈ ગયા છે. ૯૧

તોયે ગણો નિજ ભક્તની કોટી વિષે અમને તમે,
હદપાર કરૂણા આપની એ કેમ ભૂલીશું? અમે;
આપજ કૃપા ભંડાર છો ઉન્મત્ત અમ વિણ કોણ છે?
અપરાધીને પણ તારનારા આપ વિણ પર કોણ છે? ૯૨

અર્થઃ—આ પ્રમાણે સેંકડો અપરાધો કર્યા છતાં પણ

તમો અમને પોતાના ભક્તની કોટીમાં–કક્ષામાં–સમાનતામાં ગણો છો એ આપની હદપાર–અપાર દયાને અમે કેમ કરી ભૂલીશું? આપજ ખરેખર દયાના ભંડાર છો એટલે આપનામાં તો ઘણી દયા ભરેલી છે અમારા સિવાય બીજા–ઉન્મત્ત અભિમાની ગાડા જીવો કોણ છે? અને અમે અપરાધ કરનાર છતા અમારા જેવાને પણ તારનાર આપના સિવાય બીજા કોણ છે? ૯૨

પ્રભુ આપ કરૂણા રૂપ કરને દેઇ ભવ્ય સમાજને,
પકડી કૃપાએ રાખતા તુજ ધન્ય કરૂણા ભાવને;
નહિ તો જરૂર પડતાજ તેઓ નરકરૂપી કૂપમાં,
કોના શરણને લેત રોતાં જેહ પલ પલવારમાં. ૯૩

અર્થ —હે પ્રભુ! તમે તો દયારૂપી હાથ આપીને ભવ્ય સમાજને-ભવ્ય જીવોના સમૂહને કૃપા વડે દુર્ગતિમાં જતાં પકડી રાખો છો માટે આપના દયા ભાવને ધન્ય છે. તે જીવોને આપની દયારૂપી હાથનો આધાર ન હોત તો નક્કી તેઓ નરક રૂપી ઉંડા કૂવામાં પડ્યા હોત તે દુ:ખી જીવો ઘડીએ ઘડીએ રૂદન કરી રહ્યા હોત તે વખતે દુ:ખથી પીડાયા છતાં (આપના સિવાય) બીજા કોનુ શરણુ મેળવત? ૯૩

ક્લેશહીણો નિર્વિકારી દેહ શોભે આપનો,
તેને નિરખતાં પણ અભવ્ય બને નિધાન ન હર્ષનો;
જિમ કાકને ન ગમે ધરાખ ધરાખનો શો દોષ છે?
જે આપ ન ગમો તેહને ત્યાં આપનો શો દોષ છે? ૯૪

અર્થ:—હે પ્રભુ! આપનું શરીર ક્લેશ રહિત તથા કોઈ પણ પ્રકારના વિકાર રહિત જણાય છે. (સંસારી મનુષ્યોમાં ક્રોધ, શોક, હર્ષ ઈર્ષા વગેરે વિકારો હોવાથી તે તે વિકારો દ્વારાએ આકૃતિ પણ બદલાય છે, પણ પ્રભુ વિકારોને દૂર કરનાર હોવાથી પ્રભુનો દેહ પણ નિર્વિકારી છે) આવા પ્રકારના આપને જોવા છતાં પણ અભવ્ય જીવો હર્ષના નિધાન–ભંડાર બનતા નથી અથવા આનંદી થતા નથી તેમાં આપનો કાંઈ દોષ નથી કારણ કે જેમ કાગડાને દ્રાક્ષ ભાવતી નથી તેમાં દોષ દ્રાક્ષનો નહિ પણ કાગડાનો પોતાનોજ છે[1] તેમ અભવ્ય જીવને આપ ન ગમો તેમાં આપનો દોષ નહિ પણ તે અભવ્યનોજ દોષ છે. ૯૪

છે હાસ્ય સાધન રાગનું તિમ શસ્ત્ર સાધન દ્વેષનું,
વળી જે વિલાસો કામના તે પ્રબલ સાધન મોહનું;
તેં હાસ્યને દૂર કર્યો નવિ શસ્ત્ર રાખ્યા પાસમાં,
ન વિલાસને હૈડે ધર્યા તેથી હું હરખું દીલમાં. ૯૫

અર્થ:—હાસ્ય એ રાગનુ–પ્રીતિ થવાનું સાધન–નિમિત્ત છે. તેમ શસ્ત્ર–હથીઆર એ દ્વેષનું–વૈરનું સાધન છે. વલી કામના–વિષય સુખના જે વિલાસો–સ્ત્રી વગેરે પદાર્થો તે પ્રબલ મોહનું કારણ છે. જુઓ–અષ્ટકજીમાં કહ્યુ છે કે–
रागोऽङ्गनासंगमनानुमेयः, द्वेषो द्विपद्दारणहेतुगम्यः ॥ मोहः कुवृत्तागमदोषसाध्यः–नो यस्य देवः स चैवमर्हन् ॥ १ ॥

---

૧ આ બાબત જુઓ–દુહો–ભાગ્યહીનકું ના મીલે ભલી વસ્તુ કર ભોગ ॥ દ્રાક્ષ પકે મુખ પાકતે, હોત કાગ કે રોગ ॥ ૧ ॥

હે પ્રભુ તમે તેમાંના હાસ્યને તો છેટો કર્યો છે-નાશ કર્યો છે. કારણ કે હાસ્ય લાવનારૂં જે હાસ્ય મોહનીય નામનું કર્મ તેનો તમે સંપૂર્ણ ક્ષય કર્યો છે અને હાસ્ય જે રાગનું નિમિત્ત છે તે નિમિત્તનો નાશ થવાથી આપનામાંથી રાગ દૂર થયો છે વળી દ્વેષ-વૈરનું સાધન શસ્ત્ર તે તો તમે તમારી પાસે રાખ્યુંજ નથી તેમજ વિલાસ-વૈભવાદિક તેને તો તમે બાહ્યથી દૂર કર્યા છે એટલુજ નહિ પણ તમારા ચિત્તમાંએ તેની લાલસા નથી આ પ્રમાણે હાસ્યાદિ કારણોનો નાશ કરવા પૂર્વક તમે રાગ, દ્વેષ, અને મોહનો નાશ કર્યો હોવાથી નિરંતર આપને જોઇને-ભક્તિ કરીને હું મારા હૃદયમાં આનંદ પામું છું ૯૫

**તુજમાં રહેલા ગુણ અનંતા કેમ હું બોલી શકું,**
**જડબુદ્ધિ હું છું ભક્તિરાગે કંઇક પણ બોલી શકું;**
**જાણી શકો છો આપ મારા ચિત્ત કેરા ભાવને,**
**ભવભવ પસાયે આપના ગણગુણ તણો મલજો મને. ૯૬**

અર્થ.—હે પ્રભુ! તમારામાં અનતાં ગુણો રહેલા છે તે તો હું શી રીતે બોલી શકું. પરંતુ જડ બુદ્ધિવાળો છતાં પણ હું આપ પ્રત્યેના ભક્તિ રાગથી કાંઇક બોલુ છું આપ મારા મનના ભાવને જાણનાર છો. તે છતાં પ્રગટ બોલીને માગું છું કે આપની કૃપાથી ભવોભવ મને તેવા ગુણોનો ગણ-સમુદાય મલજો ૯૬

આપના ગુણ ગણી શકાય તેમ નથી તે જણાવે છે:—

મષિપુંજ નિલગિરિ જેટલો હોવે જલધિરૂપ ભાજને,
કાગળ રસા પડ સમ બનાવે કલમ સુરતરૂ શાખને;
એ સર્વ સાધનથી લખે હંમેશ કુશલ સરસ્વતી,
તોયે કદી ન લખી શકાયે આપના ગુણ છે અતિ. ૯૭

અર્થ.—જલધિ એટલે સમુદ્રરૂપી ભાજન–પાત્ર હોય અને નીલગિરિ જેટલો મષિપુજ–શાહીનો ઢગલો હોય. તથા લખવા માટે રસાપડ–પૃથ્વીના પડ સમાન કાગળ બનાવ્યો હોય તથા સુરતરૂ–કલ્પવૃક્ષની શાખની–ડાળીની કલમ બનાવે. એ પ્રમાણે સઘળી સામગ્રી મેળવીને સૌથી ચતુર એવી સરસ્વતી દેવી હંમેશાં આપના ગુણો લખ્યા કરે તો પણ આપના ગુણોની સંખ્યા એટલી બધી મોટી છે કે તે કદાપિ પણ લખી શકાય જ નહિ. ૯૭.

સંસાર ઘોર અપાર છે તેમાં બૂડેલા ભવ્યને,
હે તારનારા નાથ! શું ભૂલી ગયા નિજ ભક્તને;
મારે શરણ છે આપનું નવિ ચાહતો હું અન્યને,
તો પણ મને પ્રભુ તારવામાં ઢીલ કરો શા કારણે ?. ૯૮

અર્થ:—આ સંસાર ઘોર–ભયંકર છે, અનેક પ્રકારના જન્મ મરણ વગેરે દુઃખોથી (દુઃખના સાધનોથી) ભરેલો છે વળી અપાર છે એટલે પાર વિનાનો છે એટલે જેનો છેડો નજીક નથી. આવા સંસારમાં બડતા ભવ્ય જીવોને તારનાર–ઉદ્ધાર કરનારા હે નાથ! તમારા ભક્ત એવા મને કેમ ભૂલી ગયા? મારે તો આપનોજ આધાર છે હું કોઈ અન્ય દેવને

ચાહતો નથી માટે મારો ઉદ્ધાર કરવામાં હે પ્રભુ! તમો શા માટે ઢીલ કરો છો? ૯૮

છો આપ બેલી દીનના ઉદ્ધારવામાં દીનને,
આજે ઉપેક્ષા આદરો છો તે ઉચિત શું? આપને;
મૃગબાલ વનમાં આથડે તિમ ઘોર ભવમાંહે મને;
મૂક્યો રખડતો એકલો આપે કહો? શા કારણે. ૯૯

અર્થ:—આપ તો ગરીબના બેલી–સહાય કરનાર ગણાઓ છો. તો મારા જેવા ગરીબનો ઉદ્ધાર કરવામાં આજે જે બેદરકારી રાખો છો તે શું આપ જેવાને યોગ્ય છે? જેમ હરણનું બાલક વનમાં અથડાયા કરે તેમ મને આ ભયંકર સંસારરૂપી વનમાં શા માટે એકલો રખડતો મૂક્યો છે? તેનું શું કારણ છે? તે આપ સાહેબ કૃપા કરી કહો ૯૯

ભયથી બનેલો ગાભરો હું ચઉ દિશાએ રખડતો,
આધારથી અલગો થયેલો આપવિણ દુઃખ પામતો;
ધારક અનંતા વીર્યના દેનાર ટેકો જગતને,
હે નાથ! ભવ અટવી ઉતારી કર હવે નિર્ભય મને. ૧૦૦

અર્થ:—સંસારના દુઃખોથી ગાભરો બનેલો–ગભરાએલો હું ચાર ગતિરૂપી ચારે દિશાઓમાં રખડ્યા કરૂં છું. એમ આશ્રય રહિત થએલો હું આપના વિના દુઃખ પામું છું. આપ અનંતા વીર્ય–બલ–પરાક્રમના ધારણ કરનાર છો. (કારણ કે આપે વીર્યાન્તરાય કર્મનો સંપૂર્ણ ક્ષય કરેલો છે) વળી તમે જગતના દુઃખી જીવોને આશ્રય આપનાર

છો. માટે હે સ્વામી આ સંસારરૂપી જંગલમાંથી બહાર કાઢી હવે મને નિર્ભય-ભય રહિત બનાવો ૧૦૦

જિમ સૂર્ય વિણ ના કમલ ખીલે તેમ તુજ વિણ માહરી,
હોવે કદી ના મુક્તિ ભવથી માહરી એ ખાતરી:
જિમ મોર નાચે મેઘને જોઈ હું દેખી આપને,
તિમ નાચ કરૂં હરખાઈને મનમાં ધરી શુભ ભાવને. ૧૦૧

અર્થ:—જેમ સૂર્યોદય થયા સિવાય સૂર્ય વિકાસી કમળ પ્રફુલ્લિત થતું નથી તેમ તમારા આશરા સિવાય મારી પણ આ સંસારમાંથી મુક્તિ-બંધનમાંથી છુટકારો થવાનો નથી, તેની મને પૂરી ખાત્રી છે. વળી જેમ મેઘ-વરસાદ જોઈને મયૂર આનંદિત થઈને નૃત્ય કરવા લાગે છે, કેકારવ કરે છે તેમ હું પણ આપને જોઈને મનમાં શુભ ભાવને ધારણ કરીને હર્ષથી નૃત્ય કરૂં છું (નાચુ છું) ૧૦૧

શું કર્મ કેરો દોષ આ? અથવા શું મારો દોષ છે?
શું ભવ્યતા નહિ માહરી? હતકાલનો શું દોષ છે?
અથવા શું મારી ભક્તિ નિશ્ચલ આપમાં પ્રગટી નથી?
જેથી પરમપદ માગતાં પણ દાસને દેતા નથી. ૧૦૨

અર્થ:—હે પ્રભુ પરમ પદ જે મોક્ષ તે માગવા છતાં પણ આપના સેવકને તે આપતા નથી તો તેમા શું મારા કર્મનો વાંક છે? અથવા મારો પોતાનોજ વાંક છે? અથવા શું મ્હારામાં ભવ્યત્વપણું[1] નથી? અથવા તો આ પાંચમા

[1]. મોક્ષ જવાને યોગ્ય જીવ તે ભવ્ય અને મોક્ષે જવાની યોગ્યતા તે ભવ્યતા. હુ ભવ્ય છુ કે નહિ- એવો પ્રશ્ન જેના મનમાં

આરારૂપી પતિતકાલનો હોય છે? અથવા આપને વિષે મારી દૃઢ ભક્તિ પ્રગટ થઈ નથી? કે મારી ભક્તિમાં કાંઈ ખામી છે? ૧૦૨

**હું સ્પષ્ટ બોલું તુજ કને છે આપનું શરણું મને,**
**આ લોક માંહે સ્વપ્નમાં પણ ચાહતો નવિ અન્યને;**
**હે નાથ! મારા પ્રાણના મુજ માત તાત ખરા તમે,**
**મુજ સત્ય જીવિત બંધુ ગુરૂ સામી વલી સાચા તમે. ૧૦૩**

અર્થઃ—હું આપની આગળ સ્પષ્ટ-પ્રગટ રીતે કહું છું કે મને આપનુજ શરણુ છે આપ સિવાય મારે કોઇ આશ્રયસ્થાન ( આશરો ) નથી. આ સંસારમાં રહેલો હું સ્વપ્ને પણ અન્ય દેવને ઇચ્છિતો નથી (કારણુ કે તમેજ સાચા દેવ છો—વીતરાગ છો અને બીજાઓ તો નામનાજ દેવ છે એવી મારી સંપૂર્ણ ખાતરી છે) હે નાથ! મારા તમેજ ખરા માતા અને પિતા છો (જેમ માતા-પિતા પુત્રના રક્ષક છે તેમ તમેજ મારા રક્ષક હોવાથી માબાપ છો) મારા સાચા જીવનબંધુ-ભાઈ પણ તમેજ છો કારણુ કે ભાઇની જેમ દુઃખમાં સહાય કરનાર આપજ છો. સત્ય ધર્મને દેખાડો છો, માટે સાચા ગુરૂ પણ તમેજ છો વળી તમેજ મારા સ્વામી પણ છો (કારણુ કે આપ મારૂં પાલન કરો છો ) ૧૦૩

**તરછોડશો જો આપ તો હોશે ગતિ શી માહરી,**
**થલ માંહિ જે ગતિ માછલાની હાલ તે ગતિ માહરી;**

ઉત્પન્ન થાય તે ભવ્ય જાણવો એમ શ્રી આચારાંગ સૂત્રની ટીકામા પૂજ્યશ્રી શીલાંકાચાર્યે કહ્યું છે.

મેં સત્ય અનુભવથી કર્યું છે થીર મનને આપમાં,
સર્વજ્ઞ પ્રભુજી તેહ સઘલું આપની છે જાણમાં. ૧૦૪

અર્થ:—હે પ્રભુ! જો આપ મારો તિરસ્કાર કરશો તો મારી દશા કેવી થશે? જેમ કોઈ માછલાને પાણીમાંથી કાઢીને થલ-જમીન ઉપર મૂકે અને જેમ તે પાણી વિના તરફડ્યા કરે છે તેવી મારી પણ અવસ્થા થશે કારણ કે મેં સાચા અનુભવથી સારી રીતે પરીક્ષા કરવા વડે મારા મનને આપના વિષેજ સ્થિર કર્યું છે આ બધી વાત તમારા જાણવામાં પણ સારી રીતે છે કારણ કે હે પ્રભુ! તમે તો સર્વજ્ઞ છો (કેવલજ્ઞાન વડે સર્વ જાણનાર છો) તો મારા પરિણામ તો જાણોજ એમાં નવાઇ શી? ૧૦૪

તુમ ભાનુ સરખા ભુવનમાંહિ કમલસમ મન માહરૂં;
તુજ બિંબ આજ નિહાલતાં ઝટ ચિત્ત વિકસે માહરૂં;
જીવો અનંતા તુમ બચાવો કિમ મને ન બચાવશો,
કેવી દયા આ આપની જાણું ન આપ જણાવશો. ૧૦૫

અર્થ:—હે પ્રભુ! તમો પૃથ્વીને વિષે સૂર્ય સમાન છો અને મારૂં મન કમલ સરખુ છે કારણ કે તમારી પ્રતિમાના દર્શન કરતાં મારૂં મન તરતજ પ્રફુલ્લિત થાય છે-આનંદી બને છે. હે સ્વામી! તમે અનન્તા જીવોને બચાવો છો તો મને એકને શું નહિ બચાવો. આ આપની કેવા પ્રકારની દયા કહેવાય તે હું જાણી શકતો નથી તો આપ તે જણાવશો ૧૦૫

ધન ભાગ્ય મ્હારા આજ પાવન સંપજ્યો મુજ આતમા,
દરિસણે આનંદ હોવે અસંખ્યેય પ્રદેશમાં;
સંસ્કાર ઉચ્ચ વધારનારૂં ભાવપ્રભુ દેખાડશે,
પ્રભુ આપનું દર્શન અમોલું મુક્તિ ઠાણ પમાડશે. ૧૦૬

અર્થ:—આપનાં દર્શન થયાં તેથી મારૂં અહોભાગ્ય હું માનું છું વળી આજ મારો આત્મા પવિત્ર બન્યો છે. તેમજ આપના દર્શન કરવાથી મારા અસંખ્યાતા[1] પ્રદેશોમાં આનંદ થયો છે ઉચ્ચ સંસ્કાર વધારનારૂં એવુ આપનું દર્શન ભાવપ્રભુને[2] ઓળખાવનારૂં થશે તથા અમૂલ્ય આપનુ દર્શન મને મોક્ષસ્થાનની જરૂર પ્રાપ્તિ કરાવશે ૧૦૬.

---

૧ એક જીવના અસંખ્યાત પ્રદેશો હોય છે દરેક જીવના પ્રદેશોની સંખ્યા અસંખ્યાતી છે. અને તે અસંખ્યાતુ દરેકને સરખું છે. ચૌદ રાજલોક ( લોકાકાશ )ના પ્રદેશો જે અસંખ્યાતે છે તેટલાજ અસંખ્યાતે એક જીવના પ્રદેશો છે.

૨ ભાવપ્રભુ—સાક્ષાત્ તીર્થંકર તે ભાવપ્રભુ જાણવા. પ્રભુના ૪ નિક્ષેપા આ પ્રમાણે—૧ નામ પ્રભુ એટલે પ્રભુ એવુ નામ. ૨ સ્થાપના પ્રભુ એટલે પ્રભુની પ્રતિમા ૩. દ્રવ્યપ્રભુ એટલે પ્રભુના જીવો જે તીર્થંકર થવાના છે વગેરે. ૪ ભાવપ્રભુ એટલે સાક્ષાત સમોસરણમાં બિરાજમાન તીર્થંકર ભગવાન પ્રભુની સ્થાપના ભાવપ્રભુને ઓળખાવનારી છે આ બાબત જુઓ સાક્ષિપાઠ ચૈત્યવંદન ભાષ્યનો–"नामजिणा जिणनामा–ठवणजिणा पुण जिणिंदपडिमाओ ॥ दव्वजिणा जिणजीवा–भावजिणा समवसरणत्था ॥ १॥

જિમ આમ્રકેરી મંજરીને જોઇ કોયલ કલસ્વરે,
ટહુકા કરે બહુ હોંશથી સુણનારને ખુશી કરે;
તિમ હર્ષદાતા નાથ ! નેહે વદન તારૂં દેખતાં,
જે મૂર્ખ તે પણ શીખતો ક્ષણ વારમાંહે બોલતા. ૧૦૭

અર્થ:—જેવી રીતે આંબાની મંજરી–મહોરના ગુચ્છાઓને જોઇને કોયલ પક્ષી મધુર સ્વરથી હર્ષપૂર્વક ટહુકા કરે છે એટલે ટૂહુ ટૂહુ એ પ્રમાણે મીઠા સ્વરે ગાય છે અને સાંભળનારને ખુશી કરે છે, તેવી રીતે હર્ષને પમાડનારા હે નાથ! તમારૂં મુખ કમલ સ્નેહપૂર્વક જોતાં જે મૂર્ખ હોય તે પણ ક્ષણ માત્રમાં બોલતા શીખી જાય છે. ૧૦૭.

કંઇ આવડે ના બોલતા આને વિચારી ઇમ મને,
તરછોડશો ના નાથ ! મારા આશરો કેનો મને;
નવ અંક સરખા સંત મોટા ભેદ ભાવ તજે સદા,
નમનાર નરને નેહથી નિરખે હરે તસ આપદા. ૧૦૮

અર્થ:—આને કાંઈ બોલતાં આવડતું નથી એવું વિચારી હે દયાળુ પ્રભુ! મને તરછોડશો નહિ–મારી અવગણના કરશો નહિ કારણ કે હે નાથ! તમારા સિવાય મને બીજા કોનો આધાર છે? વળી સજ્જન પુરૂષો તો નવના[1] અંક જેવા

[1] નવના આંકનો ઘડીઓ એવો છે કે ગુણાકાર કર્યા પછી આવેલા તેના આંકડાનો સરવાળો નવનો નવ આવે છે જેમ કે–નવ એકુ નવ ૯, એટલે ૯, નવે દુ અટાર ૧૮, ૧+૮=૯ નવે તરી સત્તાવીસ ૨૭, ૨+૭=૯, નવે ચોક છત્રીસ ૩૬, ૩+૬=૯, નવે પાંચ પીસ્તાલીસ ૪૫,

હોય છે. કારણકે તેઓ હંમેશાં ભેદ ભાવ-આ પોતાનો અને આ પારકો એવો ભેદ ભાવ ( જૂદાઈ ) રાખતા નથી તેમજ સજ્જન પુરૂષ નમનાર મનુષ્યને સ્નેહદષ્ટિથી જુએ છે. અને તેની આપત્તિને હરણ કરે છે, હે પ્રભો! આપ પણ તેવાજ છો. માટે સેવકને સ્નેહથી નિહાળી સુખી બનાવો. ૧૦૮

કાલુ વદે અછતું વદે શિશુ આલજાલ વચન કહે,
તો પણ પિતા તે સાંભળીને હર્ષને શું ના લહે ?
તેવીજ રીતે આપનો આ ભક્ત પણ જિમ તિમ કહે;
તો પણ કહો ન પમાડતો મુદ આપને આ અવસરે. ૧૦૯

અર્થ:—જેમ બાલક કાલી કાલી વાણી બોલે, અછતુ-ન હોય તે બોલે, જેમ તેમ વચન કહે તે છતાં પણ તેવાં વચન સાંભળીને શું પિતા હર્ષ પામતો નથી? અથવા પામે છેજ. તેવીજ રીતે બાળક સમાન આપનો આ ભક્ત પણ પિતા સમાન આપની આગળ જેમ તેમ-જેવાં તેવાં વચન બોલે, તોપણ આ પ્રસંગે તે આપને શું આનંદ પમાડતો નથી? તે કહો ૧૦૯.

જિમ ભુંડ અશુચિસ્થાનકે દોડેજ નિજ અભ્યાસથી,
ચલ ચિત્ત દોડે તિમ વિષયમાં ભૂરિ ભવ અભ્યાસથી;

---

૪+૫=૯, નવે છક ચોપન ૫૪, ૫+૪=૯, નવે સતે ત્રેસઠ ૬૩, ૬+૩=૯. નવે અઠે બોતેર ૭૨, ૭+૨=૯, નવે નવે એકાસી ૮૧, ૮+૧=૯. દશે નવે નેવુ ૯૦, ૯+૦=૯ એ પ્રમાણે નવનો આંક એવો છે, કે તે પોતાની સંખ્યામા ઓછાવત્તાપણુ ( વધારો ઘટાડો થવા રૂપ 'ભેદ') કરતો નથી,

જાતાં નિવારૂં તોય પણ હરરોજ દોડી જાય છે,
તેને તમે અટકાવજો દીલડું અપાર દુભાય છે. ૧૧૦

અર્થ:—જેમ ભુંડ-કુક્કર ગમે તેવા સારા સ્થાનમાં રાખ્યું હોય તે છતાં પ્રથમના અભ્યાસથી-ટેવ પડી જવાથી અપવિત્ર સ્થાન (વિષ્ટાદિ) તરફ દોડે છે તેવી રીતે મારૂં ચંચળ મન પણ ભૂરિ-ઘણા-અનાદિકાળના સંસારમાં રખડતાં વિષયાદિ સેવનના અભ્યાસથી અશુચિ સમાન વિષયાદિ તરફ દોડે છે વિષયાદિની વાસનાઓમાં લલચાય છે. વિષયાદિ તરફ જતાં રોકવાને પ્રયત્ન કરવા છતાં પણ હમેશાં તે તરફ લલચાયા કરે છે. કૃપા કરીને મારા મનને તે વિષયો તરફ જતાં રોકજો. કારણ કે મારૂં મન તેવી પ્રવૃત્તિથી પાછું હઠતું નથી. જેથી ઘણા તીવ્ર દુ:ખો અનુભવે છે માટેજ અકળાય છે. ૧૧૦.

આ ભક્ત શીર આણા ન ધારે આ વિકલ્પ શું આપને?
જેથી વિનયથી બોલતાં પણ દો નહિ ઉત્તર મને;
સેવક બન્યો હું આપનો તિણ ઉચ્ચ કોટીએ ચઢયો,
તોયે હૃદયના શત્રુઓનો જુલ્મ હજુ પણ ના ટળ્યો. ૧૧૧

અર્થ:—આ ભક્ત આજ્ઞાનુ પાલન કરતો નથી એવો વિચાર શુ આપને આવે છે? જે કારણ માટે વિનયપૂર્વક બોલવા છતાં પણ મને જવાબ આપતા નથી. વળી આપનો સેવક બનવાથી હું ઉચ્ચ દશાએ પહોંચ્યો, તે છતાં મારા હૃદયના શત્રુઓ જે રાગ, દ્વેષ, વિષયો વગેરે તેમનો જુલમ

હજુ સુધી દૂર થયો નથી એટલે હજુ સુધી હું રાગ-દ્વેષ વગેરે જે ભાવશત્રુઓ મને દુઃખ આપનારા છે તેમને ઓછા કરી શકયો નથી ખાત્રી છે કે-આપની કૃપાથી તે શત્રુઓને હરાવીશ. ૧૧૧.

જો આપ સર્વ નમેલ જનને શૂરવીર બનાવતા,
તો ખલસમા ઉપસર્ગ સવિ કિમ પૂંઠ મુજના છોડતા;
પીડે મને ચારે કષાયો તેહથી હું તુજ કને,
આવી ઉભો જ્ઞાની છતાં પણ નાથ! કિમ ન જુઓ મને. ૧૧૨

અર્થ:—હે પ્રભુ! તમને નમસ્કાર કરનાર સર્વ જનોને તમે શૂરવીર-બળવાન બનાવો છો તો પછી ખલ સમા-દુષ્ટ જનની સરખા આ સર્વ ઉપસર્ગો મારી પૂંઠ કેમ છોડતા નથી એટલે મારો કેડો કેમ મૂકતા નથી તથા ક્રોધ, માન, માયા અને લોભ એ ચારે કષાયો મને પીડા કરી રહ્યા છે. એટલે ચારે કષાયોમાં હું લપટાએલો છું. તેથી હું તમારી પાસે આવીને ઉભો છુ-તમારે શરણે આવેલો છું. તે સઘળું હે નાથ! તમે જ્ઞાની હોવાથી જાણો છો છતાં મને કેમ જોતા નથી? ૧૧૨

વર ગંધહસ્તી જેહવા શ્રુતબોધ ચક્ષુ દાયકા,
વર ધર્મચક્રી આપ મારા સર્વ સંકટ પાયકા;
પુરૂષોત્તમ પ્રભુ આપ વળી પુંડરીક જેવા આપ છો,
પુરૂષસિંહ સમા તમે જિનરાજ જગદાધાર છો. ૧૧૩

અર્થ:—હે પ્રભુ! તમો ઉત્તમ ગંધહસ્તી[1] સમાન છો વળી શ્રુતબોધ-સમ્યક્જ્ઞાન-શ્રુતજ્ઞાનરૂપી ચક્ષુ આપનાર છો ઉત્તમ [2]ધર્મચક્રને ધારણ કરનારા તેમજ સર્વ સંકટો-માંથી મારા પાયક-રક્ષણ કરનારા છો. હે પ્રભુ! આપ પુરુષોમાં ઉત્તમ છો. તેમજ પુંડરીક[3] કમલ સમાન છો વળી પુરૂષોમાં સિંહ સમાન હે જિનેશ્વર! આ જગતના પ્રાણીઓને તમારો આધાર છે. ૧૧૩.

**શત્રુ તણા પંઝા વિષે સપડાયલા આ દાસને,**
**છોડાવવામાં છો સમર્થ સદા તમે આવા ક્ષણે;**
**ના ધ્યાન આપો હે દયાલુ! ઉચિત તે શું આપને?**
**સાચું કહું છું એમ કરવું ખચિત અઘટિત આપને. ૧૧૪**

---

૧ ગંધહસ્તી—જેમ ગંધહસ્તીની ગંધથી બીજા હાથીઓ દૂર ભાગી જાય છે તેમ આપની આગળથી ઉપદ્રવ અને કર્મરૂપી મદોન્મત્ત હાથીઓ નાશી ગયા છે માટે આપ ગંધહસ્તી સમાન છો

૨ જેમ ચક્રવર્તી ચક્રરત્ન વડે ચારે દિશાઓમા જય મેળવે છે. તેમ પ્રભુએ દાનાદિક ચાર પ્રકારના ધર્મના ઉપદેશ વડે જગતના જીવોને વશ કર્યા છે માટે પ્રભુને ધર્મચક્રવર્તી કહ્યા છે. આ બાબતનો શ્રી ભગવતી-સમવાયાંગ-આવશ્યકસૂત્રાદિ ગ્રંથોમા સારો વિસ્તાર કર્યો છે.

૩. પુંડરીક કમળ—જેમ કમળ કાદવ તથા જલમાંથી અનુક્રમે ઉત્પન્ન થયું અને વધ્યુ છે, છતા તે કાદવ અને જળથી અદ્ધર-અલિપ્ત રહે છે, તેમ પ્રભુ પણ સંસારરૂપી કાદવમાથી ઉત્પન્ન થઈને અને ભોગ રૂપી પાણી વડે વૃદ્ધિ પામ્યા છતા તે (બેઉ)નાથી અલિપ્ત રહે છે. માટે પ્રભુદેવને પુંડરીક કમલ જેવા કહ્યા છે

અર્થ:—કર્મરૂપી શત્રુઓના પંજામાં સપડાએલા એવા આ તમારા સેવકને આ સમયે તેના સપાટામાંથી મૂકાવવાને તમો હમેશાં શક્તિમાન (સમર્થ) છો માટે હે પ્રભુ! આ વખતે તમો મારા તરફ લક્ષ આપતા નથી તે શું આપને યોગ્ય છે? હું ખરેખર સત્ય કહું છું કે આવું (મારા તરફ દુર્લક્ષ્ય રાખવું) તે આપ જેવાને ખરેખર વ્યાજબી નથી ૧૧૪.

**સંસાર સાગરને તરેલા પૂજ્ય પ્રભુજી આપને,**
**જોતાં ભવે વસવા રતિ જરી ના રહે આ દાસને;**
**પણ શું કરૂં ? આ ઘોર આંતર શત્રુઓ કનડે મને,**
**તે જુલ્મ જો અટકાવશો તો નાથ ! આવીશ તુજ કને. ૧૧૫**

અર્થ:—હે પ્રભુજી! સંસારરૂપી મહાસાગરમાંથી તરી ગએલા સિદ્ધસ્વરૂપી, કર્મરહિત એવા આપને જોઈને આ આપના દાસને આ સંસારમાં રહેવા જરા પણ પ્રીતિ નથી પરંતુ લાચાર છું કે મારાથી સંસારને છોડવાનું કાંઇ થઇ શકતું નથી કારણ કે આ ભયંકર અંદરના દુશ્મનો–રાગ દ્વેષાદિ કષાયો તથા વિષયાદિક મને સતાવી રહ્યા છે. માટે હે નાથ! એ અંદરના શત્રુઓના જુલમને જો અટકાવશો તો હું તમારી પાસે આવીશ. (એટલે જો મારા રાગ દ્વેષાદિ કષાય નાશ પામે તો મારી પણ આપના સરખી સ્થિતિ થાય અથવા મને પણ મોક્ષ પ્રાપ્તિ થાય) ૧૧૫

હે ધીર ! ભવ આધીન તારે તેમ ભવનો પાર જે,
તેહ પણ આધીન તારે તારવામાં ઢીલ જે;
તે કિમ ? તમારા દાસને તાર્યા વિના છુટકો નથી,
જિમતિમ કરો પણ આપને હું છોડવાનો કદી નથી. ૧૧૬

અર્થઃ—હે ધૈર્યવાન્ પ્રભુ ! જેમ ભારેકર્મી એવા અમને આ સંસારમા રાખવાનું તમારા હાથમાં છે તેમ આ ભવથી પાર ઉતારવાનું પણ તમારા હાથમાં છે, તો મને આ સંસારમાંથી તારવામાં આપ ઢીલ કેમ કરો છો ? આ (તમારા) ભક્તજનને તાર્યા વિના છુટકોજ નથી. માટે આપ ગમે તેમ કરો પણ હું તમને કદાપિ છોડવાનો નથી એ નક્કી જાણવું. ૧૧૬.

માટે કરો ઉદ્ધાર મારો ઢીલ પ્રભુજી ના કરો,
કરૂણા કરી વિનયે કરેલી વિનંતિ મુજ સાંભલો;
સંતો સુખડની જેહવા જે આપતા નિજ વસ્તુને,
મોટાઇ દેવામાં સદા તે જાણમાં છે આપને. ૧૧૭

અર્થઃ—તેથી હે પ્રભુ ! મારો આ સંસારમાંથી ઉદ્ધાર કરો આ બાબતમાં ઢીલ કરો નહિ મારા ઉપર દયા લાવીને વિનયપૂર્વક નમ્રતાથી કરેલી આ મારી વિનતિ—અરજ સાંભળીને ધ્યાનમાં લો સત્પુરૂષો જરૂર સુખડ—ચન્દનના ઝાડની જેવા હોય છે. (સુખડને કાપો, બાળો અગર ઘસો તોપણ તે છેદનાર જીવોને પણ પોતામાં રહેલી સુગન્ધ આપે છે) જેથી ઉત્તમ પુરૂષો પોતાની પાસેની વસ્તુને આપનારા હોય

છે. કારણ કે દેવામાંજ હંમેશાં મોટાઇ રહેલી છે તે તો આપના જાણવામાં છેજ ( કારણ કે આપ તો સર્વજ્ઞ છો )૧૧૭.

**કરૂણા નહિ પ્રભુ આપની તેથી લહીને દીનતા,**
**હું જન્મ મરણ કરૂં ઘણા સંસારમાં નહિ થીરતા;**
**ભૂલ્યો ભમ્યો પ્હેલાં પ્રભુ તુજ બિંબ આજ નિહાલતા,**
**હૃદપાર આનંદી બન્યો ખોટા વિભાગો દૂર જતાં. ૧૧૮**

અર્થ:—હે પ્રભુ! હજુ સુધી આપની મારા પ્રત્યે કૃપાદૃષ્ટિ નથી તેથી દીનતા-ગરીબાઇ ધારણ કરીને હું ઘણા જન્મ મરણ કરૂં છુ અને આ સંસારમાં મને કોઈ ઠેકાણે સ્થિરતાની[1] પ્રાપ્તિ નથી આપના દર્શન થયા પ્હેલાં અત્યાર સુધી હું ભૂલમાં ભમ્યો. પરંતુ આજે તમારા બિંબને-પ્રતિમાને જોઇને અત્યંત આનંદિત થયો છું. કારણ કે મારા વિભાવો[2] દૂર થયા છે. ૧૧૮.

---

૧ સ્થિરતા—સંસારમા જીવને કોઈ ઠેકાણે નિરંતર સ્થિરતા છેજ નહિ કારણ કે વધારેમા વધારે આયુષ્ય ૩૩ સાગરોપમ હોય છે. તે પણ પૂરૂં થઈ જાય છે અને બીજે જન્મ લેવો પડે છે. તેમજ જ્યા સુધી યોગ રહેલો છે, ત્યા સુધી આત્મપ્રદેશોનુ કંપનપણુ હોવાથી સ્થિરતા નથી. માટે ખરી સ્થિરતા અયોગી થાય ત્યારે એટલે મોક્ષમા સિદ્ધશિલા ઉપર જીવ પહોચે ત્યારે સ્થાન નહિ બદલવારૂપ તેમજ આત્મ પ્રદેશોની સ્થિરતારૂપ એમ બને પ્રકારની સ્થિરતાની પ્રાપ્તિ થાય છે પ્રભુનુ પૂજન-દર્શન ભક્તિ વગેરે તેવી સ્થિતિ જરૂર પમાડે

૧. વિભાવો—આત્માથી પર વસ્તુઓ તે વિભાવ કહેવાય તેવા

**તુજ પૂર્ણતા સ્વાભાવિકી વરરત્ન કાંતિ પ્રભા સમી;**
**મુજ પૂર્ણતા પરભાવની માગ્યાં ઘરેણાંના સમી,**
**એવું વિચારી ચિત્ત મારૂં થીર બન્યું તુજ બિંબમાં,**
**નિર્મલ સ્વરૂપે શોભતા પ્રભુ તાહરી ન અજાણમાં. ૧૧૯**

અર્થઃ—હે વીતરાગ દેવ! શ્રેષ્ઠ જાતિવંત રત્નની કાન્તિના તેજ જેવી તમારી પૂર્ણતા (જ્ઞાનાદિક સ્વગુણો સંપૂર્ણ સ્વરૂપે પ્રકટ થાય) તે સ્વાભાવિક છે તે કોઇનાથી લઈ શકાય તેવી નથી પરંતુ મારી પૂર્ણતા (મેં માની લીધેલી પૂર્ણતા) પરભાવની હોવાથી માગી લાવેલાં ઘરેણાં સરખી છે. (જેમ માગી લાવીને પહેરેલાં ઘરેણા વડે કોઇ પોતાને પૈસાદાર માને તો તે ધનવાન (પૈસાદાર) પણ ટુંક સમયનુંજ છે, કારણ કે ઘરેણાં ઉતારી પાછા માલીકને આપવા પડવાના છે તેમ મેં પરભાવ એટલે આત્માથી જુદા જે શરીર ધન કુટુંબ, રાગાદિક તે પૌદ્ગલિક વસ્તુઓને મારી માનીને પૂર્ણતા કલ્પેલી છે તે તો અસ્થિર અથવા ચંચળ છે કારણ કે તે તો નાશવંત છે અથવા મારે તેમને અહીં-આંજ મૂકીને આયુષ્ય પૂર્ણ થયે બીજે જવાનુ છે. તે મારી સાથે આવનાર નથી. માટે મારી પૂર્ણતા ખરી પૂર્ણતા નથી) આ પ્રમાણે મને યથાર્થ–સત્ય વિચાર આવ્યો હોવાથી અથવા આત્મસ્વરૂપ જાણ્યું હોવાથી મારૂં ચિત્ત તમારા બિંબને વિષે

---

શરીર, સ્ત્રી, પુત્ર, ઘર, દોલત વગેરે વિષે સમજુ ભવ્ય જીવોએ મમતા ન રાખવી.

સ્થિર થયું છે. તમારી ભક્તિમાં આસક્ત થયું છે આ વાત કર્મમલથી રહિત થએલા હોવાથી નિર્મલ સ્વરૂપમાં વિરાજમાન હે પ્રભુ! આપની જાણ બહાર નથીજ. આ બાબત જુઓ

સાક્ષિપાઠ–જ્ઞાનસારમા–पूर्णता या परोपाधेः–सा याचितकमंडनम् ॥ या तु स्वाभाविकी सैव–जात्यरत्नविभा निभा ॥ १ ॥ ૧૧૯.

આનંદના દેનાર પ્રભુ દેખાડજો શિવપંથને,
આ મૂર્ખને સમજાવજો નેહે ઉચિત સત્યાર્થને;
સંસારના વિસ્તારને વિણસાવનારા આપ છો,
ત્રણ લોકમાં પણ મુકુટ જેવા તીર્ણ તારક આપ છો. ૧૨૦

અર્થ.—હે સત્ય (વાસ્તવિક) આનંદના આપનાર પ્રભુ! મને કલ્યાણ માર્ગ જે મોક્ષપથ તે બતલાવજો અને સ્નેહપૂર્વક પદાર્થોના યોગ્ય સત્ય અર્થ મને મૂર્ખને સમજાવજો વળી આપ સંસારનો વિસ્તાર–વૃદ્ધિ તેને વિણસાવનારા –નાશ કરનારા છો અને સ્વર્ગ, મૃત્યુ અને પાતાલ સ્વરૂપ ત્રણ લોકને વિષે તમે મુગટ સમાન એટલે શ્રેષ્ઠ છો તેમજ આપ સંસારથી તરેલા અને બીજાના તારક છો. એટલે સંસાર સમુદ્ર તર્યા હોવાથી તીર્ણ છો તથા ભવ્ય જીવોને તારતા હોવાથી તારક પણ છો ૧૨૦.

ભવ સાગરે રખડી રહેલા જીવને હોડી સમા,
વળી સાર્થવાહ સમા તમે સંસારરૂપ કાંતારમાં;
અનન્ત પૂર્ણાનન્દ પૂરે પૂર્ણ નિર્વાણે રહ્યા,
પ્રત્યક્ષ નિરખું ભક્તિથી હું આપને મુજ દીલ વસ્યા. ૧૨૧

અર્થ:—હે પ્રભુ ! ભવ સમુદ્રમાં ડૂબતા જીવોને બચાવનાર હોવાથી તમે વહાણુ સમાન છો. (જે પોતે તરે છે અને બીજાને પણ તારે છે) વળી સંસારરૂપી કાંતાર–જંગલમાં ભૂલા પડેલા જીવોને સત્ય માર્ગે ચઢાવનારા હોવાથી તમો સાર્થવાહ–સાર્થપતિ સમાન છો અને અનન્ત[૧] અને સંપૂર્ણ[૨] યથાર્થ આનંદના પૂરથી–સમૂહથી પૂર્ણ–ભરેલા નિર્વાણમાં–મોક્ષસ્થાન (મુક્તિ)માં તમે રહેલા છો, તો પણ ભક્તિવડે કરીને હું આપને મારા મનમાં રહેલા પ્રત્યક્ષ–સાક્ષાત્ જોઉં છુ. ૧૨૧

તુજ બિંબ જોતાં દીલ હરખે એજ સાચી ભવ્યતા,
ક્રોધ દાવાનલ શમાવું ભાવ નિર્મલ પ્રકટતા;
કરૂણા સુધાકર માહરા ચિત્તે ન આવો જ્યાં સુધી,
આ પાપ પુંજો કનડગત બહુવાર કરતા ત્યાં સુધી. ૧૨૨

અર્થ:—હે જિનરાજ ! આપની પ્રતિમાના દર્શન કરવાથી દીલ હરખે ને મન પ્રસન્ન થાય તેજ સાચી–સત્ય ભવ્યતા–મોક્ષે જવાની યોગ્યતા (નીશાની) જાણવી આપને જોતાં નિર્મલ ભાવ પ્રકટ થવાથી ક્રોધરૂપી દાવાનલ–વનનો અગ્નિ શાન્ત પડે છે માટે હે કૃપારૂપી અમૃતની ખાણ જેવા

---

૧ અનન્ત—આ શ્રી સિદ્ધભગવતના સુખનો નાશ નથી માટે અનન્ત. આવેલુ કોઇવાર જવાનુ નથી

૨ સપૂર્ણ—પ્રભુએ વિભાવ દશાનો પૂરેપૂરો નાશ કરેલો હોવાથી પૂરેપૂરો પ્રગટ થએલો છે–માટે તે આનંદ સપૂર્ણ કહેવાય.

હે પ્રભુ! જ્યાં સુધી આપ મારા ચિત્તમાં આવો નહિ ત્યાં સુધી આ પાપના પુંજો-સમૂહો મને ઘણીવાર હેરાનગતિ કરે છે. ૧૨૨.

પ્રભુ આપ હૃદયે આવતા તો પાપ સઘલા દૂર જતાં,
સિંચી અમે શુભ ભાવ અમૃત શાંતિ સાચી પામતા;
જેની ઉપર મીઠી નજર પ્રભુ આપની પડતી નથી,
તેહ જન રાગાદિથી પીડાય ત્યાં અચરિજ નથી. ૧૨૩

અર્થ.—હે પ્રભુ! જો આપ હૃદયમાં આવો એટલે જે ભવ્યજનો આપનું ખરા ભાવથી સ્મરણ કરે છે તેનાં સઘળાં પાપો દૂર થાય છે-નાશ પામે છે તેજ પ્રમાણે ગુણ સ્મરણરૂપી અમૃત સિંચીને-છાંટીને અમે સાચી શાંતિને પામીએ છીએ અમારી બાહ્ય ઉપાધિઓ નાશ પામે છે હે પ્રભુ! જેના ઉપર આપની મીઠી નજર પડતી નથી એટલે જે મનુષ્યો આપનુ બહુ માનથી ધ્યાન કરતા નથી તેઓ રાગાદિક અભ્યન્તર શત્રુઓથી પીડા પામે તેમાં કાંઈ પણ આશ્ચર્ય નથી. ૧૨૩

શરણું લીધાથી આપનું મન ભય વિનાનું સંપજે,
ગુરૂનીજ સાચવણી થકી ભવ્યો શિવાલયને ભજે;
કરૂણા સ્વરૂપી શુભ કઠેડો નરકકૂપ ઉપરે કર્યો,
આપેજ તેથી ભક્તજનને દુર્ગતિનો ભય ગયો. ૧૨૪

અર્થઃ—હે જિનેશ્વર! આપનું શરણ લેવાથી મન ભય વગરનુ થાય છે. ભય મનમાંથી દૂર થાય છે. વળી તેવા

અવસરે ભક્ત જનો ગુરૂ મહારાજની સાચવણી થકી એટલે સત્ય ઉપદેશરૂપી આધારવડે શિવાલય એટલે મોક્ષને પ્રાપ્ત કરે છે. હે પ્રભુ! આપેજ નરકરૂપી ભયકર કૂવાને વિષે કરૂણારૂપી સારો કઠેડો બનાવેલો છે તેથી કરીને ભક્ત જનોનો દુર્ગતિનો એટલે નરક તિર્યંચ વગેરે અશુભ ગતિનો ભય નાશ પામ્યો છે ૧૨૪.

સંક્લેશ સવિ સંહારનારા નિર્વિકારી આપ છો,
સ્ત્રી હાસ્ય હેતિ અક્ષમાલા છોડનારા આપ છો;
નિરખી વિભાવાનંદિ જીવો જે જરી ના હરખતા,
તેઓ બિચારા નિજ તણા દોષે રીબાતા રખડતા. ૧૨૫

અર્થ:—હે પ્રભુ! તમે સર્વ સંક્લેશ–સાસારિક દુ:ખોનો નાશ કરનારા છો. વળી આપ નિર્વિકારી એટલે વિકાર રહિત છો (કારણ કે વિકારના હેતુઓનોજ આપે નાશ કરેલો છે) આપે સ્ત્રીનો ત્યાગ કર્યો છે કારણ કે તમારો વેદ–વિષયાભિલાષ નાશ પામ્યો છે અને આપે હાસ્ય–હસવાનો પણ ત્યાગ કર્યો છે (હાસ્ય મોહનીય નામનું કર્મ કે જેના ઉદયથી હસવું આવે છે તેનો પણ આપે ક્ષય કર્યો છે) તેમજ હેતિ–શસ્ત્રને પણ આપે છોડી દીધેલ છે (કારણ કે આપને કોઇની સાથે શત્રુવટ છેજ નહિ) વળી અક્ષમાલા–રૂદ્રાક્ષની માલાનો પણ તમે ત્યાગ કર્યો છે કારણ કે તમારે કોઇનો જાપ કરવાની જરૂરજ રહી નથી આવા સ્વરૂપવાળા આપને

પણ જોઇને જે વિભાવાનંદી[1]–(ભવાભિનંદી) જીવો જરા પણ હર્ષ પામતા નથી તે બાપડાઓ પોતાનાજ કર્મ દોષથી સંસારમાં રીબાયા કરે છે એટલે દુ:ખી થાય છે. અને રઝળ્યા કરે છે એટલે ચાર ગતિઓમાં ભમ્યા કરે છે ૧૨૫.

**તે ભરત ભૂમિ ભાગ્યશાલી જ્યાં પ્રભુ વિચર્યા તમે,**
**ચારે ગતિના જંતુઓને શાંતિદાયક છો તમે;**
**ઉપજે કમલ કાદવ વિષે જિમ રજ ધરે ના લેપને,**
**ઇમ ભવ વિષે રહેતાં છતાં પ્રભુ ના ધરો રજ લેપને. ૧૨૬**

અર્થ:—હે પ્રભુ! જ્યાં આપ વિચર્યા છો એટલે જે ભૂમિને આપે આપના ચરણકમલની રજથી પાવન કરેલી છે તે અમારી ભારતભૂમિ પણ ભાગ્યશાળી છે. વળી તમે નરકાદિક ચારે ગતિઓના જીવોને શાંતિ આપનાર છો જેમ કમલ કાદવને વિષે ઉત્પન્ન થવા છતાં અને જલથી વૃદ્ધિ પામવા છતા તે કાદવથી અને પાણીથી જરા પણ લેપાતું નથી તેવીજ રીતે હે પ્રભુ! તમે પણ આ ભવ–સંસારને વિષે રહેલા હતા છતાં પણ તેમા જરા પણ લેપાણા નથી–આસક્ત થયા નથી ૧૨૬

૧ જીવની બે દશા—સ્વભાવદશા અને વિભાવદશા સ્વભાવ જે પોતાના જ્ઞાનાદિક ગુણો તેને વિષે રમણ કરવુ તે સ્વભાવદશા તેમા જેમને આનંદ છે તે સ્વભાવાનંદી જાણવા. તેમનાથી ઉલટા કે જેઓ આત્માથી પર જે પુદ્ગલાદિક એટલે શરીર ધન, કુટુંબ, મહેલ, બગીચા સ્ત્રી વગેરેમા મમત્વ રાખનારા છે, અને તેમના સંયોગથી સુખ અને વિયોગથી દુ ખ પામનારા તે વિભાવાનંદી જાણવા.

ઇગ કોડિ સટ્ઠિ લાખ કલશે આપને ન્હવરાવતા,
ચોસઠ હરિ હોવેજ નિર્મલ એજ અચરિજ પામતા;
કર્મ રૂપી પાંદડાંને છેદનારૂં વ્રત લહી,
ચઉ નાણ રૂપી મૌન ભાવે પ્રભુ ફર્યા ભૂતલ મહી. ૧૨૭

અર્થઃ—ચોસઠ[૧] ઇન્દ્રો એક ક્રોડ અને સાઠ[૨] લાખ

---

૧. ૬૪ ઇન્દ્રો આ પ્રમાણે-૧૦ પ્રકારના ભુવનપતિ દેવોમા દરેકને વિષે બે બે ઇન્દ્ર હોવાથી ભુવનપતિના ૨૦ ઇન્દ્રો, ૮ પ્રકારના વ્યન્તરને વિષે બે બે ઇન્દ્ર એટલે વ્યન્તરના ૧૬ ઇન્દ્રો, તેમજ ૮ પ્રકારના વાણવ્યન્તરને વિષે પણ બે બે ઇન્દ્રો એટલે વાણવ્યન્તરના ૧૬ ઇન્દ્રો, જ્યોતિષિમા એક ચંદ્ર અને એક સૂર્ય એમ ૨ ઇન્દ્રો. (જો કે ચદ્ર સૂર્ય અસંખ્યાત છે તેથી તેમના ઇન્દ્ર પણ અસખ્યાતા થાય પણ સમાન જાતિની અપેક્ષાએ બે ગણ્યા છે) તથા વૈમાનિક દેવોમા ૧૨ દેવલોકના મળી ૧૦ ઇન્દ્રો છે. (કારણ કે નવમા દશમા દેવલોક વચ્ચે ૧, તથા ૧૧મા ૧૨મા સ્વર્ગ વચ્ચે ૧ એક છે.) ૨૦+૧૬+૧૬+૨+૧૦=૬૪ ઇન્દ્રો છે. આ સર્વે કલ્પોપપન્ન કહેવાય નવ ગ્રૈવેયક તથા પાચ અનુત્તરવાસી દેવતાઓ અહમિન્દ્રો છે. તેઓ પ્રભુના કલ્યાણકોમા જતા નથી તેમનો એવો આચાર છે માટે જતા નથી તેથી કલ્પાતીત કહેવાય.

૨ એક ક્રોડ અને ૬૦ લાખ કળશાભિષેક આ પ્રમાણે-રત્નના, સોનાના, રૂપાના, રત્ન-સુવર્ણના, રત્ન-રૂપાના, સુવર્ણ-રૂપાના, રત્ન-સુવર્ણ-રૂપાના, તથા માટીના એમ આઠ જાતના કળશો તેમા એક એક જાતના આઠ હજાર હોય માટે ૮૦૦૦ ને આઠે ગુણતા ૬૪૦૦૦ થાય તેટલા વડે ૨૫૦ અભિષેક કરાય માટે ૬૪૦૦૦ને×૨૫૦ વડે ગુણતા ૧૬૦૦૦૦૦૦ કળશાભિષેકો જાણવા.

કળશો વડે આપને ન્હવરાવે છે અને તેઓ (ઇંદ્રો) નિર્મલ[1] થાય છે તેજ અમને આશ્ચર્ય લાગે છે. વળી કર્મરૂપી પાંદડાને નાશ કરનાર સંયમવ્રત લઇને ચાર[2] જ્ઞાની થઇને મૌન ભાવે[3]–મુંગા રહીને હે પ્રભુ! અણુગારપણે પૃથ્વીતલ ઉપર વિચર્યા ૧૨૭

**નિર્મમ કૃપાલુ આપ છો નિર્ગ્રંથ મોટા તે છતાં,**
**છો ઋદ્ધિવાળા નાથ મારા સૌમ્ય તેજસ્વી છતાં;**
**સંસારથી ભય રાખનારા આપ ધીર વડા છતાં,**
**પૂજે ઘણાંયે દેવ પ્રેમે આપને માનવ છતાં. ૧૨૮**

અર્થ:—હે પ્રભુ આપ નિર્મમ–મમત્વ ભાવ રહિત છો આપને કોઇ પ્રત્યે મારાપણું નથી અને આપ દયાળુ

---

૧ અહીં વિરોધાભાસ છે કારણ કે ન્હવરાવે છે પ્રભુને છતાં નિર્મલ થાય છે ઇન્દ્રો ન્હાય તે નિર્મલ થવા જોઇએ, તે છતા ઇન્દ્રો પ્રભુને ન્હવરાવતા પ્રભુ ઉપરના ભક્તિ ભાવ વડે નિર્જરાવાળા થાય છે તેથી તેમનો કર્મમલ નાશ પામવાથી તેઓની નિર્મળતા જાણવી.

૨ તીર્થંકરો મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન અને અવધિજ્ઞાન સાથે લઇને છેલ્લા ભવમા ઉત્પન્ન થાય છે અને જ્યારે રાજ્યાદિ છોડીને દીક્ષા ગ્રહણ કરે તે વખતેજ ચોથુ મન પર્યવ જ્ઞાન ઉપજે માટે દીક્ષા લઇ વિહાર કરતાં ચાર જ્ઞાનને ધારણ કરનારા પ્રભુ કહ્યા.

૩ પ્રભુ દીક્ષા પોતાની મેળેજ લે છે તેમને ગુરૂ હોતા નથી. માટે પ્રભુ સ્વયંબુદ્ધ કહેવાય છે. દીક્ષા લીધા પછી જ્યા સુધી છદ્મસ્થાવસ્થા છે અથવા કેવલજ્ઞાન ઉપજ્યુ નથી ત્યા સુધી પ્રભુ પ્રાયે ઘણુ કરીને ઉપદેશ આપતા નથી માટે મૌની કહ્યા.

છો ( કારણ કે સંસારી જીવોને સુખી થવાનો ઉપદેશ આપો છો ) વળી તમે મોટા નિર્ગ્રંથ-સાધુ છતાં પણ હે મારા નાથ! તમેજ ઋદ્ધિવાળા છો. કુટુંબ દોલત, ઘર વગેરે ગ્રન્થીઓ ( પરિગ્રહ )નો ત્યાગ કર્યો હોવાથી નિર્ગ્રંથ એટલે સાધુ (પરિગ્રહથી સર્વથા મુક્ત) છો એટલે સંસારી વસ્તુઓની અપેક્ષાએ તદ્દન નિર્ધન છો છતાં તમેજ ઋદ્ધિવાળા છો કારણ કે આત્મિક સુખના દેનારા જ્ઞાનાદિક રત્નો જે ખરી ઋદ્ધિ છે તે તમારામાં સંપૂર્ણ છે. તથા તેજસ્વી છતાં તમેજ સૌમ્ય છો ( ઘાતી કર્મોનો ક્ષય કર્યો હોવાથી પ્રગટ થએલ અનંત જ્ઞાનાદિના પ્રતાપે આપનું તેજ એટલું બધુ છે કે જો ભામંડલ ન હોય તો સંસારી જીવો આપના તરફ જોઇ પણ શકે નહિ. તે છતાં તમો તેઓને અત્યંત શાત જણાઓ છો. કારણ કે આપના અતિશયની અસરથી, જાતિથી-જન્મથી વૈરવાળા જીવોનાં વૈરો પણ નાશ પામે છે, અને તેઓ શાંતિને અનુભવે છે અને આપ ધૈર્યવંતમાં શ્રેષ્ઠ છતાં આ સંસારથી ભય રાખનારા છો. વલી તમે મનુષ્ય છો તે છતાં પણ દેવતાઓ સુદ્ધાં તમને પૂજે છે ( એ પ્રમાણે વિરોધાભાસ જણાવતી પ્રભુની અલૌકિકતા આ ગાથામાં જણાવી છે.) ૧૨૮.

**પ્રભુ હું સનાથ બન્યો હવે તુજ ચરણનો લહી આશરો,**
**જર જમીન જોરૂં તુચ્છ લાગે કાચ મણિનો આંતરો;**
**મોહે બગાડયું માહરૂં તેથી ન જાણ્યા આપને,**
**સાચો મણિ પરખ્યો હવે હું ના થઇશ વશ મોહને. ૧૨૯**

અર્થઃ—હે પ્રભુ! હવે મને આપના ચરણ કમલનો આશ્રય મળેલો હોવાથી હું સનાથ-નાથવાળો-આશ્રયવાળો

થયો છું. (અત્યાર સુધી મને સાચા દેવ મળ્યા નહોતા, પરંતુ આપને ઓળખીને મેં સાચા દેવને ઓળખ્યા છે.) તેથી જેમના ઉપર મારી અત્યંત આસક્તિ હતી તે જર-ધન-દોલત, જમીન-મહેલ, બગીચા વગેરે તથા જોરૂ-સ્ત્રી (જેમને હું મારૂં સર્વસ્વ માનતો તે) હવે મને તુચ્છ-અત્યંત હલકાં-કિંમત વિનાના જણાય છે. કારણ કે તમારી અને તેમની વચ્ચે કાચ અને મણિ જેટલો અંતર (ફેર) રહેલો છે એમ તેની મને ખાત્રી થઈ છે અત્યાર સુધી હું મોહમાં ફસાએલો હોવાથી આપને ખરા સ્વરૂપે ઓળખી શકયો નહોતો પરંતુ સાચા મણિ સમાન તમને મેં સત્ય સ્વરૂપે ઓળખ્યા હોવાથી હવે હું મોહને (મોહના સાધનને) આધીન થવાનો નથી ૧૨૯.

**પુણ્યગણના કણ સમી તુજ ચરણરજ હું માનતો,**
**તે જસ શિરે લ્યે સ્થાન તેને મોહનો ડર ભાગતો;**
**જિમ લોહચુંબક લોહ ખેંચે ભક્તિ ખેંચે મુક્તિને,**
**મલજો ભવોભવ સાત્ત્વિકી ભક્તિ હું વીનવું આપને. ૧૩૦**

અર્થ.—હે પ્રભુ! આપના ચરણ કમલની રજને હું પુણ્ય રૂપી ધાન્યના સમૂહના કણ-દાણા સરખી માનું છું. કારણ કે તે રેતીના કણીયા જેમના મસ્તકને વિષે સ્થાન પામે (પડે) તે મનુષ્યને મોહનો ભય ભાગી જાય છે-જતો રહે છે તથા જેમ લોહચુંબક પોતાના ગુણથી લોઢાને પોતાના તરફ આકર્ષે છે તેમ સાચી ભક્તિરૂપી લોહચુંબક મુક્તિને પોતાની (ભક્તની) તરફ ખેંચે છે-મોક્ષને નજીક

લાવે છે. માટે મને ભવોભવ આપની સાત્વિકી ભક્તિ મળો એવી મારી આપની આગળ વિનંતિ છે ૧૩૦.

તુજ મૂર્ત્તિદર્શનને ચહું રોગી દવાને જિમ ચહે,
તુજમાં રહો મન માહરૂં મુજ આતમા એહી ચહે;
થાકી જાઉં છું બોલતાં જડબુદ્ધિ બોલું કેટલું,
કરૂણા કરીને તારજો જિનરાજ માગું એટલું. ૧૩૧

અર્થ.—જેમ રોગવાળો માણસ દવાને ઈચ્છે છે તેમ સંસારરૂપી રોગથી પીડાએલો હું તમારી મૂર્તિનાં દર્શન સ્વરૂપ દવાને ભવોભવ ઇચ્છું છુ મારા આત્માની એજ ચાહના છે કે મારૂં મન તમારે વિષે-તમારા ધ્યાનમાં લીન રહે હુ મંદ બુદ્ધિવાળો હોવાથી બોલતાં પણ થાકી જાઉં છુ. માટે હે જિનેશ્વર! હુ તો ટુંકામાં એટલુંજ માગું છું કે મારા ઉપર દયા લાવીને મને આ સંસાર સમુદ્ર-માંથી તારજો ૧૩૧

એવી રીતે પૂજાનું સ્વરૂપ અને તે પ્રસંગે પ્રભુદેવની સ્તુતિ પણ વિસ્તારપૂર્વક કહીને હવે ગુરૂવંદનના સ્વરૂપનો આરંભ કરે છે—

પૂજા પછી ગુરૂવંદના પ્રચ્ચખ્ખાણ ગુરૂ સાખે કરે,
ગુરૂપદ પ્રથમ ગુરૂવંદનામાં ગુરૂસ્વરૂપ શ્રુતે ઉચ્ચરે;
અંગ ત્રીજું વિવિધ ભાંગે ગુરૂ સ્વરૂપ વર્ણન કરે,
ભવ્યજન સંક્ષેપ માંહે આ પ્રમાણે દીલ ધરે. ૧૩૨

અર્થ.—એમ પ્રભુની બે પ્રકારે પૂજા પૂર્ણ કરીને, ત્યાંથી (મંદિરમાંથી) નીકળીને પછી શ્રી ગુરૂ મહારાજને વંદન કરવું જોઇએ પછી ગુરૂની સાક્ષીએ પચ્ચખાણ કરવું ગુરૂવંદનમાં પ્રથમ ગુરૂપદ આવેલુ છે તેમાં ગુરૂનું સ્વરૂપ શ્રુતમાં—(સિદ્ધાન્તમા) આ પ્રમાણે કહ્યું છે શ્રી સ્થાનાંગ નામના ત્રીજા અંગમાં ગુરૂનું સ્વરૂપ વિવિધ પ્રકારના ઘણા ભાગોએ વર્ણવેલું છે અને તે (હવે પછીની ગાથાઓમા કહેવાતું) ગુરૂનું વર્ણન ભવ્યજનો સંક્ષેપમાં આ પ્રમાણે હૃદયમા ધારણ કરે—ધારી રાખે ૧૩૨.

ગુરૂ કેવા હોય તે કહે છે.—

મૈત્રી પ્રમુખ શુભ ભાવનાઓ ચિત્તમાંહે રાખતા,
સવિ જીવ શાસન રસિક કરવા સર્વદા વળી ચાહતા;
ઉત્તર ગુણોને જાળવીને પાંચ મોટા વ્રત ધરે,
બોલે ન અવગુણ અન્યના તિમ સ્હેજ પરગુણ ઉચ્ચરે. ૧૩૩

અર્થ:—જેઓ મૈત્રી[1] વગેરે સારી ભાવનાઓ પોતાના મનમાં ભાવે છે વળી જેઓ સર્વ જીવોને શાસનરસિક કરવા એટલે જૈનધર્મમાં રસ લેતા કરવાને હમેશાં ચાહે છે-ઇચ્છા

---

૧ ભાવનાઓ એટલે ચિન્તવન અથવા વિચારણા વિશિષ્ટ ધર્મની અપેક્ષાએ તે ચાર છે—૧ મૈત્રી ભાવના એટલે સર્વ જીવો મારા મિત્રો છે, કોઇ મારૂ દુશ્મન નથી એવી વિચારણા. ૨ પ્રમોદ ભાવના—પોતાથી અધિક ગુણવંતને જોઇને મનમા ખુશી થવુ તે. ૩ કારૂણ્ય ભાવના—દુઃખી જીવોને જોઇને મનમા દયાભાવ રાખવો તે. ૪ માધ્યસ્થ ભાવના—ધર્મહીન તથા પાપી જીવોને સમજાવતાં છતાં

રાખે છે. જેઓ ઉત્તર ગુણોને[1] સાચવવા પૂર્વક પાંચ મહાવ્રતને[2] ધારણ કરે છે અથવા પાળે છે જે ગુરૂ બીજાના અવગુણ બોલતા નથી તથા બીજાના થોડા ગુણને પણ ઉચ્ચરે છે—પ્રગટ કહી બતાવે છે. ૧૩૩

**સાદાઇ સંતોષે ધરે પર જીવને દુઃખીયો કલી,**
**ચિત્તે ધરે જે શોકને ન કરે પ્રશંસા આપની;**
**પથ ન્યાયનો છોડે નહિ નિજ યોગ્યતા ન અતિક્રમે,**
**સામો કહે કડવું, છતાં પણ ક્રોધથી ના ધમધમે. ૧૩૪**

અર્થ:—જેઓ સંતોષ પૂર્વક સાદાઇને ધારણ કરે છે, તથા અન્ય જીવને દુ:ખીઓ જાણીને જે મનમાં શોક ધરે છે—દીલગીર થાય છે વળી પોતે પોતાનાં વખાણ કરતા નથી. ન્યાયનો—નીતિનો માર્ગ મૂકતા નથી, તેમજ પોતાની યોગ્ય-

---

ન માને તો પણ તેના ઉપર ક્રોધ ન કરતા ક્ષમા રાખવી તે આ ચાર સિવાય બીજી અનિત્યાદિ ૧૨ ભાવનાઓ તથા પાચ મહાવ્રતની ૨૫ ભાવનાઓ પણ જાણવી.

૧ ઉત્તરગુણ—પાચ મહાવ્રતને વિશેષે કરી ગુણ કરનારા હોવાથી ઉત્તર ગુણ કહેવાય તે પિંડ વિશુદ્ધિ વગેરે જાણવા

૨ મહાવ્રત—શ્રાવકના વ્રતોની અપેક્ષાએ મોટાં હોવાથી મહાવ્રત કહેવાય છે તે પાંચ-૧ પ્રાણાતિપાત વિરમણવ્રત—જીવહિંસાનો સર્વથા ત્યાગ. ૨ મૃષાવાદ વિરમણવ્રત—અસત્યનો સર્વથા ત્યાગ. ૩ અદત્તાદાન વિરમણવ્રત—અદત્ત (ચોરી)નો સર્વથા ત્યાગ ૪ મૈથુન વિરમણવ્રત—મૈથુનનો સર્વથા ત્યાગ. ૫ પરિગ્રહ વિરમણવ્રત—પરિગ્રહનો સર્વથા ત્યાગ.

તાને ઓળંગતા નથી અને સામો માણસ કડવું વચન કહે છતાં પણ જેઓ ક્રોધી થઇને ધમધમતા નથી એટલે ક્ષમા ગુણ રાખે છે ૧૩૪.

હવે ગુરૂના યથાર્થ ગુણો જણાવે છેઃ—

દોષો મટાડે ઉષ્ણ નીર જિમ કષ્ટ કાલે પણ યથા,
દોષો મટાડે અન્યના આપત્તિ કાલે જે તથા;
નિજ ગુણ રમણતા રંગ રંજિત સ્વપર ઉપકારે રતા,
સમતા સુધારસ ઝીલતા ચારે કષાયો છોડતા. ૧૩૫

અર્થ —જેવી રીતે કષ્ટકાલે એટલે પેટમાં દુ:ખાવો થયો, તાવ વગેરે રોગાદિકના પ્રસંગે ઉનું પાણી મનુષ્યના દોષોને–રોગોને શાન્ત કરે છે, તેવી રીતે ગુરૂ પણ અન્યના–બીજાઓના સંકટ વખતના દુ:ખોનો નાશ કરનારા હોય છે વળી નિજ ગુણ આત્માના ગુણો જે જ્ઞાન, દર્શન, ચારિત્રાદિક તેને વિષે રમણતા એટલે તન્મયપણુ તેના રંગરંજિત એટલે આનંદમાં આસક્ત છે તેમજ જે ગુરૂ સ્વપર એટલે પોતાના તથા પરના–અન્ય જીવોના ઉપકારને વિષે રતા–આસક્ત છે તથા સમતા–સમભાવ (રાગ દ્વેષની ઓછાશ) રૂપી અમૃત રસને ઝીલે છે એટલે જેઓ શાન્ત પ્રકૃતિવાળા છે વળી જેઓ ચાર કષાયો–ક્રોધ, માન, માયા અને લોભને તજે છે ૧૩૫

ચાલુ પ્રસંગે ગુરૂની જરૂરીયાત જણાવે છે—

ગુણ રયણ સાયર ગુરૂ વિના ડાહ્યા છતાં નવિ ધર્મને,
જાણે યથા છે નેત્ર તોયે દીપ વિણ નવિ અર્થને;

સુત નીરોગ બનાવવા માતા દવા કડવી દીએ,
હિત કાજ ભવિના ગુરૂ પ્રસંગે વેણ કડવા પણ કહે. ૧૩૬

અર્થ:—જેમ માણસને નેત્ર છે તે છતાં પણ દીવા વિના ( ઉપલક્ષણથી સૂર્યના પ્રકાશ વિના પણ ) અર્થને એટલે પદાર્થને જાણી શકતો નથી તેવી રીતે માણસ ડાહ્યો-બુદ્ધિમાન હોય છતાં પણ જ્ઞાનાદિક અથવા ગાંભીર્યાદિક ગુણો રૂપી રત્નોના સમુદ્ર ગુરૂ વિના ધર્મને યથાર્થરૂપે સમજી શકતો નથી ( માટે ધર્મ સ્વરૂપ જાણવા માટે ગુરૂ મહારાજની અવશ્ય જરૂર છે ) વળી જેમ માતા પોતાના બાળકને રોગ રહિત કરવા તેના ઉપર સ્નેહ છતાં બાળકને ન ગમે તેવી કડવી દવા પાય છે તેવી રીતે ગુરૂ મહારાજ પણ ભવ્ય જીવોના હિતને માટે કડવાં વચનો પણ કહે છે ૧૩૬

વેણ મીઠા બોલનારા વૈદ્ય ગુરૂ મંત્રી સહી,
દરદી તણું ચેલા તણું નૃપનું બગાડે ક્રમ અહીં;
રોગીને રૂચતું કહે જો વૈદ્ય તો રોગી મરે,
શ્રદ્ધાલુને રૂચતું કહે ગુરૂ આત્મહિત તો ના કરે. ૧૩૭

અર્થ:—કડવાં વચન કહીશ તો સામાને ખોટું લાગશે એવા ઇરાદાથી તે ખોટે રસ્તે જતો હોય તે જાણવા છતાં પણ સામાને સારૂં લગાડવા માટે એકલાં મીઠાં વચન બોલનાર એવા વૈદ્ય, ગુરૂ તથા મંત્રી નક્કી અનુક્રમે રોગીના, ચેલાના તથા રાજાના હિતને બગાડે છે–નુકશાન કરે છે જો વૈદ્ય રોગીને જે પસંદ આવતું હોય તે કરવાનું કહે ( એટલે

વૈદ્ય જાણે છે કે અમુક અમુક અપથ્ય દરદીને નહિ ખાવા યોગ્ય વસ્તુ જેના પ્રત્યે દરદીને ખાસ ભાવ છે તે જો તે વાપરશે તો તેથી તેના રોગો મટવાને બદલે વધશે તે છતાં પણ વૈદ્ય જો તેને તે વસ્તુઓનો નિષેધ ન કરે ) તો તેથી આખરે રોગીનું મરણ થાય છે જેથી વૈદ્ય દરદીના લાભને બદલે નુકસાન માટે થાય છે તેવીજ રીતે જે મનુષ્ય ગુરૂ પ્રત્યે શ્રદ્ધાવાળો છે તેને સારૂં લગાડવા માટે ગુરૂ ગમે તે કરવાને કહે અને જો તે આત્માને નુકસાનકારક માર્ગે લઇ જાય છે તેવું જાણવા છતાં તેને તે કાર્યોમાંથી રોકે નહિ તો તે ગુરૂ તેનુ (ભક્તનુ) આત્મહિત કરી શકતા નથી ૧૩૭

જો ભૂપની છે ભૂલ છતાં દીવાન હાજી હા કરે,
તો હિત બગાડે ભૂપનું શું સજ્જનો એવું કરે ?
સત્ય બીનાને જણાવે વૈદ્ય ગુરૂ મંત્રીવરા,
જિમ હાટ હાટ હિરા નહિ તિમ તે જનો હિતકર ખરા. ૧૩૮

અર્થ:—રાજા અમુક કાર્યમા ભૂલ કરે છે તેવું જાણવા છતાં પ્રધાન “રાજા નારાજ થશે” એવું માનીને તેમાં હાજી હા કર્યા કરે અને તે કાર્ય કરતા રોકે નહિ તો તે રાજાના હિતને નુકસાન કરનારો થાય છે માટે જે સજ્જન પુરૂષો હોય તેઓ શુ આ પ્રમાણે કરે ? અથવા નજ કરે માટે જે ઉત્તમ વૈદ્ય, ગુરૂ અને મન્ત્રી હોય તેઓ તો (સામાને ખોટુ લાગતું હોય તો પણ ) સત્ય હકીકતને જણાવે છે જેમ હાટ હાટ ( દુકાને દુકાને) હીરા-ઝવેરાત હોતું નથી

તેમ હીરા સમાન હિતકારી આવા ઉત્તમ ગુરૂ પણ જ્યાં ત્યાં હોતા નથી ૧૩૮.

હવે ગુરૂની ભાવ દયા અખૂટ છે, તે જણાવે છે—

ભાન ભૂલી ભદ્રનું બહુ દોડધામ કરી અરે,
આ બિચારો દુર્ગતિમાં દુઃખ સહેશે બહુ ખરો;
એ કરૂણા દીલ ધરતા ગુરૂ સદા હિતકર કહે,
જસ પુણ્ય પૂરા જાગતાં તે તેહવા ગુરૂને લહે. ૧૩૯

અર્થ:—ભદ્ર એટલે પોતાનું હિત ભૂલીને આ જીવ ઘણી દોડાદોડ કરી પૌદ્‌ગલિક સુખના સાધનોની પાછળ આથડ્યા કરે છે. હું નહિ કહુ તો એ બિચારો નરકાદિ દુર્ગતિઓમાં જઇને ખરેખર ઘણાં દુ:ખો સહન કરશે આવા પ્રકારનો દયાભાવ પોતાના હૃદયને વિષે ધારણ કરનાર ગુરૂ મહારાજ હમેશાં હિતકર (જીવોને ફાયદાકારક વચન) કહે છે માટે જે જીવોના પુણ્ય પૂર્ણ જાગતા હોય, એટલે જેમને શુભ કર્મનો પૂરેપૂરો ઉદય હોય તે જીવોજ ઉપર કહ્યા તેવા ગુણવંત ઉત્તમ ગુરૂને પ્રાપ્ત કરવાને ભાગ્યશાળી થાય છે ૧૩૯.

તોફાન તારા આકરા ગુરૂ જોઇને કડવું કહે,
તો પણ ખીજાઇશ ના જરીએ પૂજ્ય મારૂં હિત ચહે;
એમ મનમાં માનજે માતાપિતાથી અધિક એ,
નિઃસ્વાર્થ ગુરૂ મુજ તારવાને શ્રેષ્ઠ શીખામણ દીએ. ૧૪૦

અર્થ:—હે જીવ! તારા તરફથી થતા આકરા (આત્માને અહિતકારી) તોફાનો-અયોગ્ય કાર્યો જોઇને ગુરૂ કડવાં વચન

પણ કહે તો પણ તું ગુરૂ ઉપર લગાર માત્ર પણ ખીજાઈશ નહિ–ગુસ્સો કરીશ નહિ પરંતુ મનમાં એવું વિચારજે કે મારા પૂજ્ય ગુરૂ મહારાજ મારૂં ભલુંજ ઇચ્છે છે વળી ગુરૂ તો માબાપથી પણ અધિક છે કારણ કે માબાપને તો સ્વાર્થ–પોતાની મતલબ છે, પરંતુ કોઇ પ્રકારના સ્વાર્થ વિનાના ગુરૂ મહારાજ તો મને તારવાને માટે–મારા ભલાને માટે ઉત્તમ શિખામણ આપે છે ૧૪૦

રોગને અનુસાર ઓસડ વૈદ્ય આપે રોગીને,
ભૂલને અનુસાર બોલે તાહરા ગુરૂજી તને;
રોગીના માતા પિતા દુઃખ દેણ ઓસડ દ્યે છતાં,
અહિત કર આ વદ્ય છે ઇમ તે કહી શું બોલતા ?. ૧૪૧

અર્થ:—જેમ વૈદ્ય રોગને અનુસારે દરદીને દવા આપે છે તેમ ગુરૂ મહારાજ પણ તારી જેવી ભૂલ હોય તે પ્રમાણે તને મીઠાં અગર કડવાં વચનો વડે શિખામણ આપે છે શું વૈદ્ય દુઃખદેણ એટલે જે પીવી ન ગમે તેવી કડવી દવા બાળકને આપે તો પણ રોગી બાળકના મા બાપ "આ વૈદ અહિતકર અથવા નુકસાન કર્તા છે" એવું કદાપિ પણ બોલે છે ? અથવા નથીજ બોલતાં ૧૪૧.

આ કેમ શિવગામી બને ઇમ લાગણી જેને ઘણી,
મનમાં હશે તે પૂજ્ય ગુરૂને ચાહના નહિ અર્થની;
તે છતાં શિક્ષા દીએ કિમ ? ઇમ જરૂર વિચારજે,
ગુરૂ દેવનો ઉપકાર માની સારગ્રાહી તું થજે. ૧૪૨

અર્થ:—હે જીવ! ગુરૂ જ્યારે કડવાં વચનોથી તને શિખામણ આપે ત્યારે તું વિચાર કરજે કે ગુરૂ મહારાજને અર્થની એટલે દ્રવ્ય વગેરેની કોઇ પણ પ્રકારની ઇચ્છા નથી તે છતાં મને કડવાં વચનો વડે પણ શિખામણ આપવાનું તેમને શું પ્રયોજન છે? એટલે ગુરૂને તો કાંઈ કાર્યસિદ્ધ કરવાનું નથી ત્યારે ઉપદેશ શા માટે આપે છે? ગુરૂને તારા પ્રત્યે લાગણી છે કે આ જીવ સંસારની ઉપાધિઓથી સંપૂર્ણ રીતે છુટીને ક્યારે શિવગામી-મોક્ષે જનારો બને? આવી લાગણી હોવાથી ઉપદેશ આપે છે. માટે ગુરૂ મહારાજનો ઉપકાર માનીને સારને ગ્રહણ કરનારો તું થજે ૧૪૨

હવે ગ્રંથકાર શ્રી ગુરૂ મહારાજના વચનનો પ્રભાવ જણાવે છે:—

હીરો શરાણ ઘસાયેલો નૃપ મુકુટમાંહિ જડાય છે,
ગુરૂ વેણ કડવા સાંખનારા ભવ્ય પૂજનિક થાય છે;
નાણ ગુણ અતિશય વધારે ચરણ થીરતા આદરે,
દુર્મતિને દૂર કરે ને ચિત્તને નિર્મલ કરે. ૧૪૩

અર્થ:—જેવી રીતે શરાણ ઉપર ઘસાઇને-કષ્ટ સહન કરીને તેજસ્વી બનેલો હીરો રાજાના મુગટમાં જડાય છે-ઉચ્ચ સ્થાનને પ્રાપ્ત કરે છે તેવીજ રીતે ગુરૂનાં કડવાં લાગે તેવાં છતાં પણ હિતકારી વચનોને સહન કરનારા ભવ્ય જનો લોકોમાં પૂજવા યોગ્ય બને છે કારણ કે ગુરૂનાં વચનો પ્રમાણે વર્તનાર ભવ્ય જીવો જ્ઞાન ગુણમાં ઘણો વધારો કરે

છે. ચારિત્રમાં સ્થીરતા પામે છે ગુરૂ આજ્ઞાવર્તી જીવો ખરાબ બુદ્ધિને દૂર કરે છે તેમજ ચિત્તને નિર્મલ કરે છે-ચિત્તના પરિણામ નિર્મળ બનાવે છે ૧૪૩.

હવે કુગુરૂનો ત્યાગ અને સદ્‌ગુરૂની સેવા કરવાનું કહે છેઃ—

**શિષ્ય હોવે લાલચુ તિમ હોય ગુરૂ જો લોભિયા,**
**થાય ઠેલમઠેલ નરકે બેઉની નિષ્ફલ બન્યા;**
**બેઉ બૂડે જેમ બાપડા પત્થર તણી જિમ નાવમાં,**
**બેઠેલાના શા હાલ ? શુભ ગુરૂ આશરો ભવરાનમાં. ૧૪૪**

અર્થઃ—જો શિષ્ય લાલચુ હોય તેમજ ગુરૂ પણ લોભી હોય એટલે બન્ને દીક્ષા લેવાનુ પ્રયોજન ચૂકીને પૌદ્‌ગલિક વાંછાઓમાં ફસાએલા હોય તો બન્ને આત્મસિદ્ધિમાં નિષ્ફળ બને છે[1] અને અંતે નરકાદિ દુર્ગતિમાં ગમન કરનારા થાય છે એવી રીતે ગુરૂ અને શિષ્ય બન્ને બૂડે છે-સંસારમાં રખડ્યા કરે છે માટેજ આવા ગુરૂને પત્થરના નાવની એટલે વહાણની ઉપમા આપી છે. કારણ કે પત્થરનું નાવ પોતે બૂડે છે અને તેમાં બેઠેલાને પણ બૂડાડે છે તેથી પત્થરના વહાણમાં બેઠેલાના જેવી હાલત કુગુરૂની સેવા કરનારની થાય છે માટે સુગુરૂજ ભવરાનમાં-સંસાર રૂપી અરણ્યમાં આધારભૂત છે ૧૪૪

---

૧ શાસ્ત્રકારે કહ્યું છે કે-गीभिर्गुरूणां परुपाक्षराभिस्तिरस्कृता यांति नरा महत्त्वम् ॥ अलब्धशाणोत्कपणा नृपाणां, न जातु मौलौ मणयो विशंति ॥ १ ॥
ગુરૂ લોભી ને લાલચુ ચેલા, દોનુ નરકમાં ઠેલમઠેલા

ઉત્તમ ગુરૂ દીપક સમા અઘ તિમિર દૂર હઠાવતા,
નાણ કિરિયા મુક્તિપથને સાધતા બતલાવતા;
અજ્ઞાન રૂપ તિમિરે બનેલા અંધના જ્ઞાનાંજને,
ખુલ્લા કરે જે નયન તેવા ગુરૂ નમીએ પ્રતિદિને. ૧૪૫

અર્થ:—ઉત્તમ ગુરૂ મહારાજ દીપક સમાન છે કારણ કે દીપક પોતાના પ્રકાશથી અંધકારને દૂર કરે છે તેમ ગુરૂ અન્યના અઘ એટલે પાપરૂપી તિમિર—અંધકારને દૂર કરે છે વળી જ્ઞાન અને ક્રિયા એ બંને વડે પોતે મોક્ષ માર્ગને સાધે છે અને અન્ય જીવોને પણ મોક્ષ માર્ગ બતાવે છે. માટે જે ગુરૂ અજ્ઞાનરૂપી અન્ધકારથી આંધળા થયેલા મનુષ્યોના ચક્ષુઓને જ્ઞાનરૂપી અંજન વડે કરીને (આંજીને) ખુલ્લા કરે છે—દેખતા કરે છે અથવા અજ્ઞાની જીવોને જ્ઞાન રૂપી ચક્ષુની પ્રાપ્તિ કરાવે છે તેવા ગુરૂ મહારાજને હે જીવ! દરરોજ નમસ્કાર કરજે. ૧૪૫.

નિજ આત્મનું હિત ચાહનારે તેજ ગુરૂને સેવવા,
પોતે તરે જે શક્ત પરને તારવા જિમ હોડીઆ;
નિર્દોષ પ્રભુના માર્ગમાં પોતે ચલંતા અન્યને,
નિઃસ્પૃહ બનીજ ચલાવતા તું ના જઇશ કુગુરૂ કને. ૧૪૬

અર્થ:—પોતાના આત્માનું ભલું ઇચ્છનારે તે ગુરૂની સેવા કરવી જોઇએ કે જેઓ લાકડાના વહાણ સમાન હોય. જેમ વહાણ પોતે સમુદ્રને વિષે તરે છે અને તે વહાણના

આશ્રય કરનારાઓને પણ તારે છે. તેવા વહાણ સમાન જે નિર્દોષ–ખામી વિનાના–પ્રભુના માર્ગમાં પોતે ચાલે છે. એટલે પ્રભુની આજ્ઞા મુજબ ચાલનારા છે તેમજ નિઃસ્પૃહ એટલે કોઈ પણ જાતની બદલો લેવાની ઇચ્છા વિનાના બનીને બીજાઓને પણ સદુપદેશ વડે તે પ્રભુના માર્ગે ચલાવે છે. તેવા સદ્ગુરુનો આશ્રય કરવો, પરંતુ કુગુરુની પાસે જવું નહિ ૧૪૬.

મિથ્યાત્વને દૂરે કરે જે શ્રુત રહસ્ય જણાવતા,
કારણ સુગતિને કુગતિના પુણ્ય પાપ પ્રકટ પ્રકાશતા;
આ યોગ્ય કરવા એહ બીજું ભેદ ઇમિ પરખાવતા,
આદર્શ જીવનને બનાવે તેજ ગુરૂ વિણ કોઈ ના. ૧૪૭

અર્થ—જે ગુરૂ અન્યના મિથ્યાત્વને દૂર કરે છે. વળી જે શ્રુત એટલે સિદ્ધાન્તના રહસ્યને–સારને જણાવે છે–સમજાવે છે તથા સદ્ગતિને મેળવવાનું કારણ દાનાદિ પુણ્ય કાર્યો છે, અને નરકાદિ દુર્ગતિનું કારણ હિંસાદિ પાપ કાર્યો છે એમ પ્રગટ રીતે જણાવે છે વળી આ કાર્ય કરવા યોગ્ય છે અને આ કાર્ય કરવા યોગ્ય નથી એવી રીતે કરવા લાયક અને નહિ કરવા લાયક કાર્યના ભેદની સમજણ આપનાર છે અને તેવા દયાળુ ગુરૂ મહારાજ ભવ્ય જીવોના જીવનને ચાટલા જેવું ઉજ્વલ બનાવે છે આવું ઉત્તમ કાર્ય ધરનારી ગુરૂઓ કોઇ દિવસ કરી શકેજ નહિ ૧૪૭.

આ જીવને નરકરૂપી ખાણુમાં પડતાં ખરૂં રક્ષણુ કરનાર કોણુ છે? તે સમજાવે છે:—

માત પિતા તિમ ભાઇ નારી મિત્ર પુત્રો નાથ તે,
જે ગજ સુભટ રથ અશ્વ રાખે તેમ ચાકર વર્ગ તે;
પડતાં નરક રૂપ ખાણમાં આ જીવનું રક્ષણ કરે,
ઇમ કિમ બને ? ગુરૂ દેવ સાચા દુઃખથી રક્ષણ કરે. ૧૪૮

અર્થઃ—જ્યારે સંકટ આવે ત્યારે જીવને બચાવવાને મા બાપ, ભાઇ, સ્ત્રી, મિત્ર, પુત્ર કોઇ પણુ સમર્થ નથી તેઓ. આ જીવને નરક રૂપી ખાણુમાં પડતાં બચાવવાને સમર્થ નથી. એટલુજ નહિ પરંતુ નાથ એટલે સ્વામી અથવા તે રાજા કે જેની પાસે હાથીઓ, યોદ્ધાઓ, રથ, ઘોડા વગેરેનો હિસાબ નથી તે પણુ સમર્થ નથી વળી ચાકરોનો સમૂહ પણુ દુઃખથી રક્ષણુ કરવાને શક્તિમાન નથી અને જીવને કર્મને આધીન થયા વિના છુટકો નથી કુટુંબ પરિવાર માટે બાંધેલાં કર્મ તો તે કરનાર જીવને ભોગવવાના છે અને પાપ કાર્યો કરીને ઉપાર્જેલાં દ્રવ્યમાં તો સર્વ ભાગ પડાવે છે માટે જીવનું સંકટથી રક્ષણુ કરનાર તો ગુરૂ મહારાજ છે કારણુ કે તેઓ જીવને સત્ય ધર્મનો ઉપદેશ કરી પાપ કાર્ય કરતાં રોકે છે, અને તે પ્રમાણે વર્તનારને દુર્ગતિમા જવું પડતું નથી[1] ૧૪૮

૧ આ બાબતમા અખા ભગતે પણ કહ્યુ છે કે—
ગુરૂ ગુરૂ નામ ધરાવે સહુ, ગુરૂને ઘેર બેટા ને વહુ,
ગુરૂને ઘેર ઢાઢા ને ઢોર, અખો કહે આપે વળાવા ને આપે ચોર

સાચું સ્વરૂપ સમજાવતા ગુરૂરાજ વિણ તું અન્યને,
નરક રક્ષક ના સમજજે એમ કીધું પ્રવચને;
ગણિ કેશિના સુપસાયથી રાજા પ્રદેશી દેખને,
પામ્યા અમરના સ્થાનને ના છોડજે ગુરૂ ચરણને. ૧૪૯

અર્થ:—સિદ્ધાન્તમાં પણ કહ્યું છે કે હે જીવ! આત્માનું ખરૂં સ્વરૂપ સમજાવનાર ગુરૂ મહારાજ વિના બીજા કોઇને નરકથી બચાવનાર તું સમજીશ નહિ દૃષ્ટાન્ત તરીકે તું પ્રદેશી રાજાનો વિચાર કર કે જેઓ કેશી ગણધરના સારા ઉપદેશ રૂપી સાધનથી દુર્ગતિમા જતા બચી દેવગતિને[1] પામ્યા માટે ગુરૂરાજની ચરણસેવાને તુ છોડીશ નહિ ૧૪૯

પ્રભુ વીર ધર્મકથી હતા મતિમંત મંત્રી અભય હતો,
તે કાલ પણ ન કરી શકયો જે કાર્ય શ્રેણિક ભૂપ તો;
તે જીવ રક્ષણ હેમચંદ્ર સૂરીશના ઉપદેશથી,
મોજે કર્યુંજ કુમારપાલે સુખ સદા ગુરૂ શરણથી. ૧૫૦

અર્થ.—જેમની આગળ ચરમ તીર્થંકર મહાવીર સ્વામી પોતેજ ધર્મકથી–ધર્મનો ઉપદેશ કરનાર હતા જેમની પાસે અતિશય બુદ્ધિશાળી અભયકુમાર નામના શ્રેષ્ઠ મંત્રીશ્વર હતા

---

બીજા ગ્રંથોમા પણ–ગુરૂ કીધા મે સર્વે સાથ, ઘરડા બલદને ઘાલી નાથ ॥ ધન હરે ને ધોખો ન હરે, એવા ગુરૂ કલ્યાણ શું કરે? ॥ ૧ ॥

૧. સૂર્યાભનામે દેવ થયા આનો વિસ્તાર શ્રીરાજપ્રશ્નીય ઉપાંગમાં કરેલો છે.

તેવા શ્રેણિક રાજા પણ તે વખતે જે કાર્ય ન કરી શકયા તે જીવરક્ષણનું-અમારીનુ કાર્ય કલિકાલ સર્વજ્ઞની પદવી મેળવનાર હેમચન્દ્ર સૂરીશ્વરના ઉપદેશથી ગુજરાતના રાજા પરમ શ્રાવક કુમારપાલ મહારાજે હર્ષપૂર્વક કર્યું માટે ગુરૂ મહારાજના આશ્રયથી હમેશાં સુખ પ્રાપ્તિ છે ૧૫૦

**પચ્ચખ્ખાણ કરતાં આદિમાં એવા ગુરૂને વંદીએ,**
**વંદનતણા બહુ ભેદ વંદન ભાષ્યથી અવધારીએ;**
**નીચ ગોત્ર હોવે ક્ષીણ ને ઉંચ ગોત્ર વળી બંધાય એ,**
**ઢીલા બને નિજ કર્મ ફલ એ વંદનાના જાણીએ. ૧૫૧**

અર્થ:—એવી રીતે ગુરૂ મહારાજનુ સ્વરૂપ કહ્યું એવા ગુરૂની આગળ પચ્ચખ્ખાણ કરતાં પહેલાં વંદન કરવું તે ગુરૂવંદનના[1] ઘણા ભેદો છે તે ગુરૂવદન નામના ભાષ્યથી જાણવા વંદનથી પૂર્વબદ્ધ નીચ ગોત્ર હોય તેનો ક્ષય થાય છે તે સાથે વળી નીચ ગોત્રનો બધ અટકે છે અને ઉચ ગોત્ર બધાય છે તથા પ્રથમના બાંધેલા પાપ કર્મો પણ ઢીલા પડે છે પાપકર્મના સ્થિતિ રસ વગેરે ઓછા થાય છે. આવા પ્રકારનુ ગુરૂ વદન કરવાનું ફલ જાણવું. ૧૫૧.

---

૧ ગુરૂવદનના મુખ્ય ત્રણ પ્રકાર છે:—૧ ફેટાવંદન તે બે હાથ જોડી કપાળે લગાડવાથી થાય છે. ૨ થોભવંદન તે બે ખમાસમણ દેવાવડે થાય છે. તથા ૩ દ્વાદશાવર્તવંદન તે ગુરૂને બે વાંદણા દેવાથી થાય છે.

ગુરુવંદનના ફલનું દષ્ટાન્ત આ ગાથામાં દેખાડે છે.—

ચાર નરક ગમન ટળ્યું ક્ષાયિક સુદર્શન ઉદ્ભવ્યું,
જિનનામ બાંધ્યું કૃષ્ણ ભૂપે વંદના ફલ ઇમ લહ્યું;
છ ગુણો વિનય ગુણ નમ્રતા ગુરૂપાદ પંકજ પૂજના,
પ્રભુ આણની આરાધના શ્રુતધર્મ શિવપદ સાધના. ૧૫૨

અર્થ:—કૃષ્ણ મહારાજે બાવીસમા તીર્થંકર શ્રી નેમનાથને તથા તેમના સાધુ પરિવારને વંદન કરતાં પૂર્વબદ્ધ સાતમી નરકના દલીયાં ખપાવીને ત્રીજી નરકના કર્યા એટલે તેમની ચાર નરકો ઓછી થઈ વળી સર્વ શ્રેષ્ઠ ક્ષાયિક[૧] સમકિતને પ્રાપ્ત કર્યું જિનનામ કર્મ બાધ્યું જેથી તેઓ આવતી ચોવીશીમાં પ્રભુશ્રી વીરની જેવા પદ્મનાભ નામે તીર્થંકર થશે. એ પ્રમાણે ગુરુવંદનનું ફલ કૃષ્ણ મહારાજે મેળવ્યું તથા ગુરુવંદન કરતાં છ ગુણો (લાભ) પ્રાપ્ત થાય છે તે આ પ્રમાણે—૧ વિનય ગુણ, ૨ નમ્રતા–અભિમાનનો નાશ, ૩ ગુરૂના ચરણ કમલની સેવા, ૪ તીર્થંકરની આજ્ઞાનું આરાધન, ૫ શ્રુતધર્મની સાધના, ૬ મોક્ષ પદની પ્રાપ્તિ ૧૫૨

---

૧ ક્ષાયિક સમકિત—અનંતાનુબંધી ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર તથા સમકિત મોહની મિશ્ર મોહની અને મિથ્યાત્વ મોહની એ સાતના સર્વથા (મૂલથી) ક્ષય કરવાથી ક્ષાયિક સમકિત થાય છે. એ સમકિતી અબુદ્ધાયુ હોય તો તે ભવમાજ મોક્ષે જાય છે પૂર્વબુદ્ધાયુ હોય તો ત્રણ ચાર ભવે અને કોઇક પાચમે ભવે પણ મોક્ષે જાય છે.

હવે ગુરૂને વંદન કરી કયા ભાંગે પચ્ચખ્ખાણ લેવું, તે જણાવે છે:—

ફલ ગુણ ધરીને ચિત્તમાંહે ભાવથી વંદન કરી,
ગુરૂ પાસ પ્રત્યાખ્યાન લીજે ચાર ભાંગાને સ્મરી;
ગુરૂ જાણ તિમ લેનાર હોવે જાણ એ ભાંગો ખરો,
ભગવતી સ્થાનાંગ પ્રત્યાખ્યાન ભાષ્યે વિસ્તરો. ૧૫૩

અર્થ:—એવી રીતે વંદનના ફલને તથા ગુણને મનમાં વિચારીને ભાવપૂર્વક ગુરૂને વંદન કરીને પચ્ચખ્ખાણના ચાર ભાંગાનું સ્મરણ કરવા પૂર્વક ગુરૂની પાસે પચ્ચખ્ખાણ લેવું. પચ્ચખ્ખાણ કરાવનાર ગુરૂ જાણ હોય તથા પચ્ચખ્ખાણ લેનાર શિષ્યાદિક પણ જાણ હોય એ શુદ્ધ ભાંગો છે. આ પચ્ચખ્ખાણનું શ્રી ભગવતીસૂત્રમાં અને શ્રી સ્થાનાંગસૂત્રમાં તથા પ્રત્યાખ્યાન ભાષ્યમાં વિસ્તારપૂર્વક વર્ણન કરેલું છે. ૧૫૩.

વિરતિ ફલ અપ્રમાદ જીવન તત્ત્વ એનું જાણીએ,
સર્વ મુનિને વંદીને શુભ શર્મ શાતા પૂછીએ;
એમ કરતા કર્મ કેરી નિર્જરા બહુ પામીએ,
પૃચ્છા સફલતા કાજ નિયમે ગ્લાન આદિ તપાસીએ. ૧૫૪

૧ પચ્ચખ્ખાણના ૪ ભાગા આ પ્રમાણે.—૧ પચ્ચખ્ખાણ કરાવનાર જાણ અને કરનાર જાણ. ૨ કરાવનાર જાણ અને કરનાર અજાણ. ૩ કરાવનાર અજાણ અને કરનાર જાણ ૪ કરનાર અજાણ અને કરાવનાર પણ અજાણ આ ચાર ભાંગામાંથી પ્રથમના ત્રણ ભાગે પ્રત્યાખ્યાન કરવાની અનુજ્ઞા છે તેમાં ત્રીજા ભાંગા કરતા બીજો અને બીજાથી પ્રથમ ભાંગો ઉત્તમ જાણવો.

અર્થ:—પચ્ચખ્ખાણ કરવાથી વિવિધ પ્રકારે વિરતિ-રૂપી ફ્લ તથા અપ્રમાદ–પ્રમાદ રહિત જીવન થાય છે. એ પ્રમાણે સંક્ષેપમાં પચ્ચખ્ખાણનું ફળ જાણવું. પચ્ચખ્ખાણ કર્યા પછી સર્વે મુનિને પણ વંદન કરીને તેમને સુખશાતા પૂછવી કારણ કે એ પ્રમાણે સર્વ મુનિઓને વંદન કરવાથી કર્મની ઘણી નિર્જરા થાય છે. તેમજ ગ્લાન ( રોગી ) સાધુ વગેરે મુનિઓની દવા વેયાવચ્ચ વગેરે બાબતમાં તપાસ કરવી એમ શ્રાવક કરે તોજ સાચી સુખશાતા પૂછી કહેવાય ૧૫૪

ગણુમાંય હોવે ગ્લાન વૃદ્ધો બાલ કેઇક મુનિવરા,
તજવીજ સમાધિ સાધનોની તસ કરે શ્રાવક ખરા;
નિજ શક્તિ અનુસારે કરે પણ ના ઉપેક્ષા આદરે,
સંબંધિથી પણ અધિક માને સાધુને શ્રુત ઉચ્ચરે. ૧૫૫

અર્થ:—ખરા શ્રાવક ગણુમાં (એક આચાર્ય વગેરેના પરિવારમાં) જે કોઈ મુનિ રોગી હોય, વૃદ્ધ હોય, તેમજ બાલ એટલે નવીન દીક્ષિત હોય તેમના સમાધિ–સુખ શાન્તિના સાધનોને માટે હમેશા તપાસ રાખે. તથા પોતાની શક્તિના અનુસારે વૈયાવૃત્યાદિક કરે પણ કોઇ જાતની ઉપેક્ષા–બેદર-કારી રાખે નહિ સિદ્ધાંત કહે છે કે શ્રાવક–સાધુ મુનિરાજને પોતાના પુત્રાદિ સંબંધી અથવા સગાં વહાલાંથી પણ અધિક ગણે ૧૫૫

જ્ઞાનાદિ સાધનની જરૂરી હોય પણ મુનિરાજને,
ધ્યાન આપે તેહમાં સુણીએ ઉપાસક સૂત્રને;

આનંદ આદિ દશે તણી બીના હૃદય અવધારીએ,
ભગવતીમાં તુંગિયાના શ્રાવકો સંભારીએ. ૧૫૬

અર્થ:—ઉપાસક સૂત્ર (ઉપાસક દશાંગ)માં કહ્યું છે કે મુનિરાજને પણ જ્ઞાન, દર્શન, ચારિત્ર વગેરેના જે જે ઉપકરણોની જરૂરીઆત હોય તે બાબત શ્રાવકોએ જરૂર ધ્યાન આપવું. શક્તિ અને ભાવ પ્રમાણે તે વસ્તુઓ લાવી આપવી. વળી આનંદ શ્રાવક વગેરે દશ[1] શ્રાવકોની કથાઓ હૃદયમાં વિચારવી. તેઓએ મુનિવરોની ભક્તિ કેવી રીતે કરી છે? તેનો વિચાર કરવો વળી ભગવતીસૂત્રમાં કહેલા તુંગીયા નગરીના[2] શ્રાવકોનુ સ્મરણ કરવું. ૧૫૬.

એવી રીતે સર્વે સાધુઓને વંદન કરીને તથા સુખશાતા પૂછીને પછી શ્રાવકે ગુરૂ પાસે વ્યાખ્યાન શ્રવણ કરવું. ત્યાં કેવી રીતે બેસવું? તેનું વર્ણન કરે છે.—

ગુરૂ પાસ પ્હેલાં શ્રાવકાદિક જેહ આવ્યા તેમને,
વંદન કરી બેસી વિનયથી સાંભળે શ્રુત વયણને;

---

૧ આનદ વગેરે મહાવીર પ્રભુના પરમ ભકત દશ શ્રાવકો હતા, જેમની કથા તથા ઋદ્ધિ વગેરેનુ વર્ણન વર્ધમાન દેશના વગેરેમા આપેલું છે દશ શ્રાવકોનાં નામ આ પ્રમાણે—૧ આનદ, ૨ કામદેવ, ૩ ચુલિની પિતા ૪ સુરાદેવ ૫ ચુલ્લશતક ૬ કુડકોલિક ૭ સકાલપુત્ર ૮ મહાશતક, ૯ નંદિની પિતા ૧૦ સાલહિપિતા.

૨ તુગિકા નામની નગરી હતી. તેમાં પૂર્વે કહેલા ગુરૂ ભકિત આદિ ગુણવાળા શ્રાવકો તે નગરીમાં વસતા હતા તેનો અધિકાર શ્રી ભગવતી સૂત્રમાં આપેલો છે.

બહુ નિકટ નહિ બહુ દૂર નહિ ઉચ્ચાસને ગુરૂથી નહી,
કદી બેસીએ આશાતના પ્રભુશાસ્ત્રની માંહે કહી. ૧૫૭

અર્થ:—પોતાથી પ્રથમ જે શ્રાવકો ગુરૂ મહારાજની પાસે આવ્યા હોય તેમને વંદન કરવું. કારણ કે તેઓ આરંભ સમારંભ છોડીને તમારી પહેલાં વ્યાખ્યાન સાંભળવા આવ્યા છે. તેવા વિશિષ્ટ ગુણવંત સાધર્મી ભાઈઓ પણ વન્દન કરવા યોગ્ય છે. ત્યાર પછી ઉચિત સ્થાને બેસીને ગુરૂના મુખેથી સિદ્ધાન્તનાં વચનો સાંભળવાં ગુરૂની આગળ કેવી રીતે બેસવું તે કહે છે:—ગુરૂથી ઘણી નજીક ન બેસવું, તેમજ ગુરૂથી બહુ દૂર પણ ન બેસવું વળી ગુરૂ મહારાજ કરતાં ઉંચા આસને બેસવું નહિ કારણ કે ઉંચા આસને બેસીએ તો પ્રભુએ કહેલ શાસ્ત્રમાં ગુરૂની આશાતના લાગે એમ કહેલું છે. ૧૫૭.

આ બીનાને સ્પષ્ટ સમજાવે છે:—

જાય ગુરૂ પર શ્વાસ બેસી નિકટ જો શ્રુત સાંભળે,
દૂર તો ન સુણાય ઉંચા તેમ સરખા આસને;
હોય અવિનય તેજ પડખે બેસતાં પાછળ વળી,
નજીક સામે બેસતાં આડાશ વંદકને વળી. ૧૫૮

અર્થ:—જો ગુરૂ મહારાજની તદ્દન નજીક બેસીને સિદ્ધાન્ત સાંભળે તો શ્રાવકનો શ્વાસોશ્વાસ ગુરૂના ઉપર જાય છે. તેથી આશાતના થાય છે. જો ગુરૂથી બહુ દૂર બેસે તો ગુરૂ મહારાજે કહેલાં વચનો સંભળાય નહિ ગુરૂથી ઉંચા

આસને બેસે અથવા ગુરૂના આસનથી સરખા આસને બેસે તો ગુરૂનો અવિનય થાય છે. તેમજ ગુરૂના પડખે બેસતાં તથા ગુરૂને અડકતાં પાછળ બેસતાં પણ તેજ અવિનયરૂપ આશાતના થાય છે વળી ગુરૂની નજીક સામે બેસતાં બીજા વંદન કરનારાઓને આડાશ પડે છે. ૧૫૮.

હવે આગમ સાંભળતાં કેવી રીતે બેસવું તે કહે છે:—

**વાળે પલાંઠી નહિ ચડાવે પગ ઉપર પણ પગ નહિ,**
**પક્ષપિંડની જિમ નહિ તિમ પગ પસારીને નહિ;**
**વિકથા અને નિદ્રા તજીને મસ્તકે અંજલિ કરી,**
**ભક્તિ બહુમાને સુણો આગમ પ્રમાદી નહિ થઈ. ૧૫૯**

અર્થ:—આગમની વાણી સાંભળીએ ત્યારે પલાંઠી વાળીને બેસવું નહિ, તથા પગ ઉપર પગ ચડાવીને પણ બેસવું નહિ પક્ષપિંડની[1] પેઠે બેસવું નહિ તેમજ પગ પહોળા કરીને પણ બેસવું નહિ વળી વિકથા[2] રાજકથા વગેરે કરવી તે તજીને તથા નિદ્રા-વ્યાખ્યાનમાં ઉંઘવું, ઝોકાં ખાવાં વગેરે તજીને મસ્તકને વિષે બે હાથ જોડીને એમ અંજલિ રચીને પ્રમાદ દૂર કરીને ભક્તિ તથા બહુમાન પૂર્વક સિદ્ધાન્તનું શ્રવણ [3]કરવું. ૧૫૯.

---

૧. પક્ષપિંડ—બે પગના ઢીંચણ ઉભા રાખી તેની આજુબાજુથી કેડ સુધી ખેસ અગર લુગડુ બાંધવુ તે પક્ષપિંડ કહેવાય

૨ વિકથાનુ વર્ણન શ્રી સ્થાનાંગ સૂત્રના ચોથા અધ્યયનમાં વિસ્તારથી કર્યું છે.

૩. निद्दाविकहापरिवज्जिएहिं-पंजलिउडेहिं ॥
भत्तिबहुमाणपुव्वं-सुणेअव्वं जिणवयणं ॥ १ ॥

હવે આગમનું સ્વરૂપ કહે છે:—

વસ્તુ સ્વરૂપ જણાય જેથી તેહ આગમ જાણીએ,
સૂર્ય દર્પણ દીપ ઔષધ ચંદ્ર અગ્નિ સમાન એ;
બાહ્ય વસ્તુ જણાવવાથી સૂર્યના સરખો કહ્યો,
નિજ સ્વરૂપ દેખાડવાથી ચાટલા સરખો કહ્યો. ૧૬૦

અર્થ:—જેનાથી વસ્તુ સ્વરૂપ એટલે જીવ અજીવ વગેરે દ્રવ્યોનું સ્વરૂપ જાણીએ તે આગમ જાણવો. પવિત્ર શાસ્ત્રોમાં તે આગમને સૂર્યની, ચાટલાની, દીવાની, ઔષધ-(દવા)ની, ચન્દ્રની તથા અગ્નિની ઉપમા આપેલી છે. જેમ સૂર્યના પ્રકાશથી આપણે બાહ્ય પદાર્થોને જોઈ શકીએ છીએ તેમ આગમથી બાહ્ય પદાર્થોનુ જ્ઞાન થતુ હોવાથી આગમને સૂર્ય સમાન કહેલો છે તથા જેમ દર્પણની અંદર આપણે આપણું પોતાનું રૂપ એટલે શરીરનું પ્રતિબિંબ જોઈ શકીએ છીએ તેમ આગમ પણ આપણને આપણું સ્વરૂપ એટલે આત્મસ્વરૂપ જણાવે છે માટે આગમને દર્પણ અથવા અરિસાની ઉપમા આપેલી છે ૧૬૦.

હવે તેજ આગમની બાકી રહેલી જુદી જુદી ઉપમાઓ સમજાવે છે:—

આંતર તિમિર હરવા થકી દીપક સરીખો પણ કહ્યો,
મિથ્યાત્વ વ્યાધિ મટાડવાથી તે દવા જેવો કહ્યો;
નિજ સ્વરૂપાનન્દ દાયક ચંદ્રની સરખો કહ્યો,
કર્મ ઇંધન બાળવાથી અગ્નિની જેવો કહ્યો. ૧૬૧

અર્થઃ—જેમ દીવો અન્ધકારનો નાશ કરે છે તેમ આગમ-સિદ્ધાન્ત આપણા આન્તર તિમિર એટલે અજ્ઞાન અથવા મોહરૂપી અન્ધકારનો નાશ કરે છે, એમ શ્રુતસ્તવ (પુખ્ખરવરદી)માં કહ્યું છે. જુઓ તે પાઠ-" तमतिमिरपडल-विद्धंसणस्स सुरगणनरिंदमहियस्स इत्यादि " માટે આગમને દીવાની ઉપમા આપેલી છે જેવી રીતે ઓસડ આપણા રોગોને મટાડે છે તેમ આ આગમ આપણા મિથ્યાત્વાદિ રૂપી રોગને મટાડનાર હોવાથી તેને દવાની ઉપમા આપી છે તથા ચન્દ્ર જેમ પોતાની શીતળતા વડે આપણને આનન્દ આપે છે તેમ આગમ આપણને નિજ સ્વરૂપ એટલે જ્ઞાન દર્શન તેમાં રમણતા-તન્મયપણા રૂપી આનંદ આપનાર હોવાથી આગમને ચન્દ્રની ઉપમા આપી છે અને અગ્નિ જેમ લાકડાને બાળે છે તેમ આગમ અનુસારે વર્તનાર ભવ્ય જનો પોતાના કર્મરૂપી લાકડાને બાળતા હોવાથી આગમને અગ્નિની ઉપમા આપી છે. ૧૬૧.

હવે તેવા આગમ રૂપ નેત્રથી શું શું જણાય? તે કહે છે.—

**પ્રભુના વચન તે આંખ સાચી એહથી જાણે નરા,**
**શુભ દેવ તેમ કુદેવને ઝટ કુગુરૂને ગુરૂ ખરા;**
**ધર્મ તેમ અધર્મને ગુણવંત ને ગુણ હીનને,**
**શું ઉચિત કરવાને અનુચિત શર્મ દુઃખના હેતુને. ૧૬૨**

અર્થઃ—પ્રભુના વચન એટલે આગમ તેજ સાચી આંખ છે. કારણ કે આગમથી મનુષ્યો શુભ દેવને એટલે [1]સુદેવને

---

૧. સકલ કર્મોથી મુક્ત, અગર દોષોથી રહિત તે સુદેવ.

અથવા સત્ય દેવને તથા કુદેવ[1] એટલે ખોટા દેવને ઓળખી શકે છે. તેવીજ રીતે કુગુરૂ[2] એટલે અશુભ ગુરૂને તથા ખરા એટલે સાચા શુભ ગુરૂને અથવા સદ્ગુરૂને[3] જાણે છે. ધર્મ[4] તથા અધર્મને[5], જ્ઞાનાદિક ગુણવાળાને તથા ગુણ રહિતને પણ આગમથી શ્રોતાઓ સમજે છે. કરવા યોગ્ય કાર્યને, તથા અનુચિત એટલે નહિ કરવા યોગ્ય કાર્યને, વળી શર્મ એટલે સુખના હેતુઓને પણ પ્રભુના વચનોએ શ્રોતાઓ જાણી શકે છે. ૧૬૨

**સુણનાર પ્રભુના વચનને જાણે કહેલા ભાવને,**
**માટેજ દશ વૈકાલિકે ભાખ્યું સુણો એ ભાવને;**
**જિન વચન મીઠાં સાંભળી કલ્યાણને વળી પાપને,**
**બંને પિછાને ચરણ સાધે તેમ પર ઉપકારને. ૧૬૩**

અર્થ:—પ્રભુના વચનને સાંભળનાર જીવો ઉપર કહેલા ભાવોને જાણે છે માટે શ્રી દશ વૈકાલિક સૂત્રમાં જે

---

૧. રાગ દ્વેષ સહિત, સ્ત્રી સંસર્ગાદિ દોષયુક્ત તે કુદેવ.

૨ હિંસાદિકમાં તત્પર કંચન કામિની વગેરેને રાખનાર, વેષમાત્ર ધારક તે કુગુરૂ

૩ પાંચ મહાવ્રતધારક, કંચન કામિનીના ત્યાગી, નિર્મલ મોક્ષ માર્ગની સાધના કરનાર તે સદ્ગુરૂ.

૪ દુર્ગતિમાં પડતા જીવોને બચાવે તે ધર્મ જીવદયામય.

૫ જે જીવહિંસાદિ પાપ કાર્યોમાં ધર્મ માનવો તે અધર્મ.

કહ્યું છે એ બીનાને સાંભળો.[1] તે આ પ્રમાણે:–જિનરાજનાં મીઠાં વચનો સાંભળીને પોતાના કલ્યાણને–હિતને તેમજ પાપને એ બંનેને સારી રીતે ઓળખીને ભવ્ય જીવો ચારિત્રને સાધે છે તેમજ પારકાના ઉપકારને પણ સાધે છે. ૧૬૩

હવે જૈનેન્દ્રાગમ બીજા શાસ્ત્રોથી શ્રેષ્ઠ છે તે જણાવે છે:–

**અનુયોગ કરિયાણા તણું વર હાટ આગમ જાણને,**
**પરશાસ્ત્ર સમ માને નરા જે મૂર્ખતાએ તેહને;**
**તે ઝેર જેવું અમૃત માને અગ્નિ જેવું પાણીને,**
**તિમિરના જત્થા સરીખા માનતા રવિ તેજને. ૧૬૪**

અર્થ:—હે ભવ્ય જીવો! અનુયોગરૂપી[2] કરિયાણાનું ઉત્તમ હાટ–સંગ્રહસ્થાન એટલે દુકાનની જેવો આગમ છે એમ જાણો. કારણ કે તેમાં દરેક વિષયનો સમાવેશ કરેલો છે જે મનુષ્યો મૂર્ખપણાથી આ આગમને અન્ય શાસ્ત્રોના

---

१. पढमं नाणं तओ दया, एवं चिट्ठइ सव्वसंजए ॥
अण्णाणी किं काहि, किं वा नाहीइ छेयपावगं ॥१॥
દશ વૈ૦ ચોથા અધ્યયનમાં

૨. અનુયોગ–ચાર પ્રકારે છે. ૧ ચરિતાનુયોગ–જેમાં ઉત્તમ પુરૂષોના ચરિત્રનું વર્ણન આપેલુ હોય તે ૨ ગણિતાનુયોગ–જેમાં ગણિતનો વિષય મુખ્ય હોય તે. ૩ ચરણકરણાનુયોગ–જેમા ક્રિયા તથા આચારોનું પ્રતિપાદન કરેલુ હોય તે ૪ દ્રવ્યાનુયોગ–જેમાં ષડ્દ્રવ્યો, નવ તત્ત્વો, નય, સપ્તભંગી વગેરેનુ વર્ણન આપેલુ હોય તે. વિશેષ વર્ણન મે લખેલી શ્રી નવતત્ત્વ વિસ્તરાર્થની અને શ્રી સિદ્ધ્ પ્રકરની પ્રસ્તાવનાથી જાણવુ,

જેવા માને છે તેઓ અમૃતને ઝેર જેવું માને છે, પાણીને અગ્નિ જેવું માને છે. તથા સૂર્યના તેજને અંધકારના સમૂહ જેવા માને છે. ભાવાર્થ એ કે બીજા શાસ્ત્રો તે કુશાસ્ત્રો છે, કારણ કે તેમાં કહેલો ધર્મ તે સંસારને વધારનાર છે માટે ઝેર વગેરેની જેવા છે જ્યારે જૈનાગમ સંસારનો નાશ કરનાર હોવાથી તે અમૃત વગેરેની જેવા છે. માટે જૈનાગમની બીજા શાસ્ત્રો સાથે સરખામણી થઈ શકેજ નહિ ૧૬૪

નિજ શત્રુ માને મિત્રને તિમ સર્પ ફુલની માલને,
પત્થર ગણે ચિંતામણિને ચંદ્ર કેરી કાંતિને;
આતપ ઉનાળાનો ગણે અમૃત પ્રમુખ સમ નાથનો,
આગમ ગણો ને અન્ય શાસ્ત્રો વિષ પ્રમુખ જેવા ગણો. ૧૬૫

અર્થઃ—કોઇ માણસ પોતાના મિત્રને પોતાનો શત્રુ માને, તેમજ ફૂલની માલાને સર્પ માને, ચિન્તામણિ રત્નને પત્થર સમાન ગણે, વળી ચન્દ્રની કાન્તિને ઉનાળાના તાપ સમાન માને તે જેમ મૂર્ખ કહેવાય છે તેની જેમ જે જૈનાગમને અન્ય શાસ્ત્રોની જેવા માને છે તે પણ મૂર્ખ જાણવો.-અહીં પ્રભુના આગમને અમૃત વગેરે ઉત્તમ પદાર્થોની જેવા જાણવો, અને અન્ય શાસ્ત્રોને ઝેર વગેરેની જેવા ગણવા ૧૬૫

હવે આગમને નહિ સાંભળનારા જીવો કેવા ગણાય તે કહે છે:—

આગમ દયા રસથી ભરેલો જેઓએ ના સાંભળ્યો,
ડાહ્યા જનો બોલે મનુજ ભવ તેમનો એળે ગયો;
મન શૂન્ય તેઓનું નકામા કાન પણ તેઓ તણા,
ગુણ દોષની ન વિચારણા ઉચિત જ ચિત્તે તેમના. ૧૬૬

અર્થ:—જેઓએ દયા-કરૂણા રસથી ભરેલા પ્રભુના આગમને સાંભળ્યો નથી તેમનો મનુષ્ય ભવ ફોગટ ગયો છે, એમ ડાહ્યા મનુષ્યો કહે છે. તેમનું મન પણ શૂન્યની-ભમેલા ચિત્તવાળાની જેમ નકામું છે તેમજ તેમના કાન ફોગટ છે અને તેમના મનમાં ગુણ દોષનો ઉચિત વિચાર પણ જાગતો નથી ૧૬૬

આગમ નહિ સાંભળનારા જીવો શું શું જાણતા નથી? તે કહે છે:—

દેવ નરક સ્થાન આયુ પ્રાણ તનુ કાય સ્થિતિ,
દુ:ખ શર્મ હેતુ મુણે ન તેઓ સિદ્ધિ સિદ્ધોની સ્થિતિ;
ષટ દ્રવ્ય તિમ નવ તત્ત્વ સત્તા શ્રેણી વળી અપવર્તના,
ઉદ્વર્ત્તના સ્થિતિઘાત વળી રસઘાત નિજ કર્મો તણા. ૧૬૭

અર્થ:—જેઓએ આગમ સાભળ્યો નથી, તેઓ દેવના નરકના તિર્યંચના અને મનુષ્યના રહેવાના સ્થાન, તેમનું આયુષ્ય, પ્રાણ, શરીર, કાયસ્થિતિ[1], દુ:ખના હેતુઓ તથા

---

૧. કાયસ્થિતિ—ફરીને તેને તે અવસ્થા પામવી તે. જેમકે પૃથ્વીકાય મરીને પૃથ્વીકાયપણે ઉત્પન્ન થાય તો કયાં સુધી થાય તેનું કાલમાન.

સુખના હેતુઓ, સિદ્ધિ–મોક્ષ; સિદ્ધના જીવોની સ્થિતિ, છ દ્રવ્યો, નવ તત્ત્વો, સત્તા,[1] શ્રેણિ,[2] વળી પોતાના કર્મોની અપવર્તના[3], ઉદ્વર્તના,[4] સ્થિતિઘાત[5] તથા રસઘાતને[6] જાણી શકતા નથી ૧૬૭

**સંક્રમ નિષેક ઉદય અબાધા વિવિધ ભેદો જીવના,**
**અનુયોગ લોક સ્વરૂપ નય ગમ ભંગમાન પદાર્થના;**
**ઉત્સર્ગ વિધિ અપવાદ તેમ નિષેધ ગર્ભિત સૂત્રને,**
**તેઓ ન જાણે ના સુણે જેઓ જિનાગમ વચનને. ૧૬૮**

અર્થ.—જેઓ જિનેશ્વરના આગમના વચનોને

---

૧. સત્તા—બાંધેલા કર્મો જ્યા સુધી આત્માથી ખરે નહિ ત્યા સુધીની કર્મોની અવસ્થા

૨. શ્રેણિ—બે પ્રકારની છે. ઉપશમશ્રેણિ તથા ક્ષપકશ્રેણિ. મોહનીય વગેરેને ઉપશમાવવા માટે ઉપશમશ્રેણિ કરાય તથા મોહાદિને ખપાવવા માટે ક્ષપકશ્રેણિ કરાય તથા ગુણશ્રેણિ પણ લઈ શકાય.

૩ અપવર્તના—જેથી સ્થિતિ તથા રસનુ ઘટવું થાય તેવા અધ્યવસાયાદિ

૪ ઉદ્વર્તના—સ્થિતિ તથા રસનુ વધવુ થાય તેવા અધ્યવસાય વગેરે

૫ સ્થિતિ ઘાત—સત્તામા રહેલી સ્થિતિઓને ઓછી કરવી તે.

૬. રસઘાત—સત્તામા રહેલ રસને ઓછો કરવો તે

સાંભળતા નથી તેઓ સંક્રમને,[૧] નિષેકને,[૨] ઉદયને,[૩] અબાધાને,[૪] તથા જીવોના જુદા જુદા ભેદોને જાણતા નથી વળી તેઓ અનુયોગને, લોકસ્વરૂપને,[૫] નયોને,[૬]

---

૧. સંક્રમ—એક પ્રકૃતિનાં દલિકાદિકનુ અન્ય પ્રકૃતિરૂપે પરિ-ણમન. જેમકે અશાતા વેદનીયરૂપે બાંધેલા દલિયા શાતા વેદનીયરૂપે કરવાં તે પ્રાયે પોતાની સજાતીય પ્રકૃતિમાં થઇ શકે કર્મપ્રકૃતિ આદિમાં વિસ્તારથી બીના છે.

૨. નિષેક—એક સમયમાં બાધેલા કર્મ તે લતા કહેવાય છે. તેમા સમયે સમયે ઉત્તરોત્તર સમયે ઓછા ઓછા ભોગવાય એવી જે ગાયના પુચ્છડાના આકારે દલિકની રચના તે નિષેક. તેમાં પહેલા નિષેકમાં ઘણા દલિક, બીજામા હીન, ત્રીજામાં તેથી હીન એ પ્રમાણે રચના થાય.

૩. ઉદય—બાધેલા કર્મોનુ જે ભોગવવુ તે તેના બે પ્રકાર છે. ૧ રસોદય–જે પ્રકારે બાંધ્યુ તે પ્રકારે ભોગવવુ તે. ૨ પ્રદેશોદય–જે પ્રકૃતિપણે બાંધ્યુ તેનાથી બીજે પ્રકારે ભોગવાય તે દરેક કર્મના દલિકો જરૂર ભોગવાય શ્રી પ્રજ્ઞાપનાસૂત્ર–લોકપ્રકાશાદિથી વિસ્તાર સમજવો.

૪. અબાધા—બાધેલુ કર્મ બધાયા પછી અમુક વખત સુધી ઉદયમા ન આવે તે કાલને અબાધ કાલ કહે છે. શ્રી સંવેગમાલાથી વિસ્તાર સમજવો

૫. લોકસ્વરૂપ—ચૌદ રાજલોક જે છ દ્રવ્યોથી ભરેલા છે તેનુ સ્વરૂપ

૬. નયો—અપેક્ષા પૂર્વકનુ વચન તેના દ્રવ્યાર્થિક તથા પર્યાયાર્થિક એમ બે ભેદ છે. તથા નૈગમ, સંગ્રહ, વ્યવહાર, ઋજુસૂત્ર, શબ્દ, સમભિરૂઢ અને એવંભૂત એમ સાત ભેદો છે.

'ગમ[1] ભંગ[2] (સપ્તભંગીને) તથા પદાર્થો (દ્રવ્યો) ને અને પ્રત્યક્ષાદિ પ્રમાણને જાણતા નથી. વળી ઉત્સર્ગસૂત્રને,[3] વિધિસૂત્રને,[4] અપવાદસૂત્રને તેમજ નિષેધસૂત્રને[6] જાણી શકતા નથી માટે જિનાગમ અવશ્ય સાંભળવો જોઇએ ૧૬૮

હવે આગમથી અલગા રહેનારા ભવ્ય જીવોના કેવા હાલ થાય ? તે કહે છે—

**આ નરક રૂપી અંધ કૂવો તેહમાં તેઓ પડે,**
**કૃતકર્મને અનુસાર તેઓ તિરિગતિમાં પણ સડે;**
**પામે ન તેઓ મુક્તિરમણી શ્રવણ વિણ જિનવયણના,**
**ઇમ જાણીને ચેતન ! સદા સુણ તેહ ના રાખીશ મણા. ૧૬૯**

---

૧ ગમ—સરખી બીનાવાળા આગમના સરખા પાઠ (બોધ-ટીકા અથવા માર્ગ એવા અર્થો પણ પ્રસંગાનુસાર થઇ શકે છે.)

૨. ભંગ—સપ્તભંગી -(૧) સ્યાત્ અસ્તિ (૨) સ્યાત્ નાસ્તિ, (૩) સ્યાત્ અસ્તિ નાસ્તિ (૪) સ્યાત્ અવક્તવ્ય (૫) સ્યાત્ અસ્તિ અવક્તવ્ય, (૬) સ્યાત્ નાસ્તિ અવક્તવ્ય, (૭) સ્યાત્ અસ્તિ નાસ્તિ અવક્તવ્ય એમ સાત ભાગા છે

૩. ઉત્સર્ગસૂત્ર—ચારિત્રાદિકના રક્ષણનો મૂળ (સામાન્ય) માર્ગ જણાવનાર સૂત્ર

૪ વિધિસૂત્ર—જેમા શું કરવું તે જણાવ્યુ હોય તે.

૫. અપવાદસૂત્ર—ચારિત્રના રક્ષણ માટે ઉત્સર્ગ માર્ગને ટકાવનારૂં સૂત્ર.

૬. નિષેધસૂત્ર—ક્યાં ક્યાં કાર્યો ન કરવાં ? તે બીના જણાવનારૂ સૂત્ર.

અર્થ:—જેઓ જિનવચનને સાંભળતા નથી તેઓ કરેલા કર્મને અનુસારે નરકરૂપી [1]અંધ કૂવામાં પડે છે. વળી તિર્યંચગતિની અંદર ગએલા તેઓ ત્યા સડે છે–રીબાયા કરે છે તેમજ તેઓ જિનેશ્વરના વચનને સાંભળતા નથી માટે મુક્તિરૂપી સ્ત્રીને મેળવી શકતા નથી. એવું જાણીને હે ચેતન! હે આત્મા! તું જિનરાજના વચનો સાંભળજે. તે સાંભળવામાં કોઇ પણ પ્રકારની આળસ વિગેરે સેવીને ખામી રાખીશ નહિ ૧૬૯

જિનેશ્વરનાં વચનો સાંભળવાથી શા શા લાભ થાય? તે જણાવે છે:—

હંમેશ શ્રુત સુણનારને હોવેજ આત્મિક ઉન્નતિ,
જિણ વયણ ત્રિપુટી શુદ્ધ તે આપે નિરંતર સન્મતિ;
દૂરે હઠાવે આધિ વ્યાધિ તિમ ઉપાધિ ઝેરને,
નાળવેલ સમું કહ્યું તીર્થંકરે એ કારણે. ૧૭૦

અર્થ:—હમેશાં સિદ્ધાન્તને સાંભળનાર ભવ્ય જીવોની આત્મિક ઉન્નતિ થાય છે (એટલે તેનો આત્મા કષાયાદિકથી ખસતાં ખસતાં સમતામય ઉચ્ચ નિર્મલ દશા પામતો જાય છે.) વળી જિનરાજના વચન ત્રિપુટી (કષ, છેદ અને તાપથી) શુદ્ધ છે. તે હમેશાં સારી બુદ્ધિ આપે છે વળી આધિ

---

૧ અંધ કૂવો—જેમ એકાંતમા આવેલા અંધારા કૂવામા પડેલો જીવ ત્યાથી નીકળી શકતો નથી તેમ તેવા ઠેકાણે કોઇની સહાય પણ મળતી નથી અને અત્યંત દુઃખી થાય છે. તેવી રીતે નરકને વિષે પડેલો જીવ પણ તેથી પણ ઘણુ દુઃખ પામે છે: ત્યાં તેને કોઈ મદદ દઈ શકતુ નથી.

(મનની પીડા) વ્યાધિ (શરીરની પીડા) તથા ઉપાધિ (બાહેરની પીડાઓ) તે રૂપી ઝેરને દૂર કરે છે. માટેજ તીર્થંકરોએ શ્રુત શ્રવણને નોળવેલ[1] સમાન કહ્યું છે. ૧૭૦.

જિનવચણ સાંભળવા થકી વશ હોય મન રૂપ વાંદરો,
જિમ લગામ થકીજ ચાલે અશ્વ વશ થઈ પાંસરો;
શુભ ગતિના હેતુઓમાં પણ ગણ્યું શ્રુત શ્રવણને,
શ્રુત શ્રવણ રંગે પૂર્ણ રંગી ના કદી દુઃખીયા બને. ૧૭૧

અર્થ.—જેમ ઘોડો લગામથી વશ થઇને સીધો ચાલે છે, તેવી રીતે મનરૂપી વાંદરો જિનેશ્વરનાં વચન સાંભળવાથી વશ થાય છે. એટલે મન આડુ અવળુ દેડવાને બદલે સ્થિર થાય છે. (આર્ત રૌદ્ર ધ્યાન કરતું અટકી શુભ ધ્યાનમાં જોડાય છે) વળી શ્રુત એટલે સિદ્ધાન્તના શ્રવણને પણ સદ્ગતિ પામવાના ઘણા કારણોમાં મુખ્યપણે ગણ્યું છે. માટેજ શ્રુતના સાંભળવાના રાગમાં જે હંમેશાં પૂરેપૂરા આસક્ત હોય છે તે કદાપિ દુઃખી થતા નથી ૧૭૧.

હવે જિનવાણીની મીઠાશ અપૂર્વ છે એમ જણાવે છે.—

જ્યાં સુધી ના સાંભળે ભવ્યો જિનાગમ વચનને,
ત્યાં સુધી મીઠા ગણે અંબી દ્રાખ સાકર ઇક્ષુને;
જિન વાણીની મીઠાશ અતિશય જેમના હૃદયે ઠસી,
તેઓ જરૂર તરછોડતા એ ચારને કાઢી હસી. ૧૭૨

[1] ૧. નોળવેલ—એક જાતની વનસ્પતિ છે જેને સુંઘવાથી નોળીઆને સર્પદંશથી ચઢેલું ઝેર નાબુદ થાય છે.

અર્થ:—જ્યાં સુધી ભવ્ય જીવો જિનરાજના સિદ્ધાન્તના વચનો સાંભળતા નથી ત્યાં સુધી અમૃત, દ્રાક્ષ, સાકર તથા શેરડીને મીઠા ગણે છે. અથવા એ ચારની મધુરતા જિનવાણીની મીઠાશ આગળ કાંઇ ગણતરીમા નથી. માટે જેમના હૃદયમાં જિનેશ્વરની વાણીની અત્યત મીઠાશ ઠસી છે–ચોક્કસપણે રહેલી છે અથવા જેઓ જિનેશ્વરના વચનમાં દૃઢ રાગવાળા થએલા છે, તેઓ એ અમૃત વગેરે ચારે પદાર્થોની મીઠાશને હસી કાઢીને તેમનો (અમૃત આદિનો) જરૂર તિરસ્કાર કરે છે ૧૭૨.

ચારે નિરાશ થઇ ગયા અમૃત ગયું સુરલોકમાં,
દ્રાખ જંગલમાં ગઈ સાકર લીએ તૃણ વદનમાં;
ચક્ષુ ચઢાવી રીસ પડતી કોલમાં કવિ વીર કહે,
બોધ સાધન કલ્પના પણ ઇમ વિશેષાવશ્યકે. ૧૭૩

અર્થ:—જિનરાજની વાણીની મીઠાશને પારખનાર જીવોથી તરછોડાયેલા ઉપર કહેલા અમૃતાદિ ચારે પદાર્થો નિરાશ થઇ ગયા તેથી અમૃત તો આ મનુષ્ય લોક તજીને દેવલોકમાં જતું રહ્યું. દ્રાક્ષ પણ જંગલમાં જતી રહી સાકર તો પોતાના બચાવની ખાતર મુખમાં ઘાસના તરણાને લેવા લાગી અને શેરડી તો રીસ ચઢાવી કોલુમાં (શેરડી પીલવાના યંત્રમાં) પડવા લાગી. આ પ્રમાણે પં વીરવિજયજી કવિએ કલ્પના વડે બોધ આપ્યો છે આવા પ્રકારની કલ્પનાઓ પણ બોધ–જ્ઞાનનાં સાધન રૂપ છે એમ વિશેષાવશ્યકમાં[1] કહ્યું છે. ૧૭૩

૧. "कप्पियं ववहारियं", વગેરે.

જિનવાણી સાંભળવાથી ઇષ્ટપ્રાપ્તિ ઉપર અવંતીસુકુમાલનું દૃષ્ટાન્ત કહે છે:—

**નલિની ગુલ્મ વિમાનના અધ્યયનની આવૃત્તિને,**
**રાતે કરે મુનિરાજ સુણતાં અવંતિ સુકુમાલને;**
**જાતિ સ્મરણ પ્રગટે ગુરૂની પાસ હોંશે આવતા,**
**એ વિમાન તણા સુખો શાથી મળે? ઇમ પૂછતાં. ૧૭૪**

અર્થ:—રાત્રીએ મુનિરાજ "નલિનીગુલ્મ નામના વિમાનના અધ્યયનનુ" પુનરાવર્તન (આવૃત્તિ) કરતા હતા જે સાંભળીને 'અવંતીસુકુમાલને' જાતિસ્મરણ જ્ઞાન પ્રગટ થયું પછીથી ગુરૂની પાસે હર્ષપૂર્વક આવીને એ વિમાનનાં સુખોની પ્રાપ્તિ કેવી રીતે થાય? એ પ્રમાણે ગુરૂને પૂછવા લાગ્યા ૧૭૪

**સંયમ વિના એ ના મળે ઉત્તર ગુરૂ એવો દીએ,**
**પણ ત્યાં જવાની તીવ્ર ઇચ્છા તેહથી સંયમ લીએ;**
**આણ ગુરૂની મેળવી શમશાન કાઉસ્સગ્ગે રહે,**
**શીયાલણી તન ખાય તોએ પૂર્ણ સમતાએ સહે. ૧૭૫**

અર્થ:—અવંતી સુકુમાલના પ્રશ્નના જવાબમાં ગુરૂએ જવાબ આપ્યો કે ચારિત્ર વિના એની પ્રાપ્તિ નથી. અવંતી સુકુમાલને ત્યાં જવાની અત્યંત ઇચ્છા હોવાથી તેમણે ગુરૂની પાસે ચારિત્ર લીધુ ત્યાર પછી ગુરૂની આજ્ઞા લઈને શ્મશાનમાં જઈને કાઉસગ્ગ ધ્યાનમાં રહેલા છે. ત્યાં (પૂર્વ ભવની શત્રુ) શીયાલણી તેમના શરીરનું ભક્ષણ કરે છે તો પણ શીયાલણી

— ૧. અવંતી-સુકુમાલ—ભદ્રા માતાના પુત્ર થાય. તે મહાધનાઢ્ય શ્રાવક હતા શ્રી પરિશિષ્ટ પર્વ વગેરેમા વિસ્તારથી તેમનું ચરિત્ર કહ્યુ છે.

ઉપર જરા પણ રોષ લાવ્યા સિવાય પૂર્ણ શાંતિથી તે દુઃખને સહન કરવા લાગ્યા ૧૭૫.

શત્રુને પણ મિત્ર માને આયુ પૂરે તે ક્ષણે,
નિજ ઇષ્ટ સ્થાને જઈ ઠરે સુણતાંજ આગમ વયણને;
પૂર્વ ભવ અણમાનીતી મરી હોય એહ શીયાલણી,
દ્વેષથી ઉપજાવતી ઉપસર્ગની પીડા ઘણી. ૧૭૬

અર્થઃ—મુનિરાજ શ્રી અવતી સુકુમાલજી મહારાજ સમતા ભાવે દુઃખને સહન કરતાં શત્રુરૂપ શીયાલણીને પણ મિત્ર માને છે તે વખતે પોતાનુ આયુષ્ય પૂર્ણ થવાથી મરીને પોતાના ઇચ્છિત સ્થાને (નલિની ગુલ્મ વિમાને) પહોંચ્યા. એ પ્રમાણે આગમનાં વચન સાંભળીને શ્રી અવતી સુકુમાલ મહારાજ પોતાના ઇષ્ટ સ્થાનને પામ્યા આ શીયાલણી તે તેમના પૂર્વ ભવની અણમાનિતી સ્ત્રી હતી તેથી તેણે પૂર્વના વૈરને લીધે ઘણા ઉપસર્ગો કરીને પીડા ઉપજાવી. ૧૭૬.

આ ગાથામાં પૂજ્ય શ્રી શય્યંભવસૂરિજીનુ દ્રષ્ટાન્ત કહે છેઃ—

કષ્ટં અહો કષ્ટં અહો ઈત્યાદિ વાણી સાંભળી,
વિપ્ર શય્યંભવ લહે વર બોધ સંયમને વળી;
શ્રુત કેવલી થઈ રચિત દશવૈકાલિકે સુત મનકને,
અલ્પ જીવનમાંય પણ હેઝે પમાડે સ્વર્ગને. ૧૭૭

અર્થઃ—જ્યારે બ્રાહ્મણો એકઠા થઇને યજ્ઞ કરી રહ્યા હતા તે વખતે શય્યંભવ બ્રાહ્મણે ત્યાં આવેલા મુનિના

अहो कष्टं अहो कष्टं—तत्त्वं न ज्ञायते परं ॥ વગેરે વચન સાંભળી તે દ્વારાએ બોધ પામીને ચારિત્ર લીધું ત્યાર પછી શ્રુત કેવલી (ચૌદ પૂર્વધર) થઈને પોતાના મનક નામના પુત્ર કે જેનુ થોડુંજ આયુષ્ય હતું તેના હિતને માટે દશ વૈકાલિક નામના સૂત્રની રચના કરી અને તેને સંભળાવી તેને આનંદ પૂર્વક સ્વર્ગની પ્રાપ્તિ કરાવી ૧૭૭.

આ ગાથામાં ચિલાતી પુત્રનું દૃષ્ટાન્ત કહે છે:—

**મુનિએ કહેલા ત્રણ પદો ઉપશમ વિવેક સુસંવરો,**
**સુણતાં ચિલાતી પુત્ર ટાળી મોહ થઇ નીડર ખરો;**
**થઇ થીર કાયોત્સર્ગમાં કીડીઓ તણા ચટકા સહી,**
**સમભાવથી સુખીઓ થયો સહસ્રારની ઋદ્ધિ લહી. ૧૭૮**

અર્થ:—વિદ્યાચારણ મુનિએ કહેલા ઉપશમ વિવેક અને સંવર એ ત્રણ પદો સાંભળીને ચિલાતીપુત્ર મોહ છોડી દઈને સાચા બહાદુર થઇને કાઉસગ્ગમાં સ્થીર બન્યા તે વખતે કીડીઓએ ચટકા ભરીને શરીરને ચાલણી જેવું બનાવી દીધું તો પણ સમ ભાવ પૂર્વક તે દુઃખને સહન કરીને મરણ પામીને સહસ્રાર નામના આઠમા દેવલોકની સમૃદ્ધિ પામીને સુખી થયા આ પણ ગુરૂએ કહેલા આગમના વચનનો મહિમા જાણવો ૧૭૮

ચાલુ પ્રસંગે બીજા પણ દ્રષ્ટાંતો આપે છે:—

**વર મંત્ર સમ જૈનાગમે ગોવિંદ વાચક શ્રુતધરા,**
**થઈજાય સદ્ગતિ અભય બનતા શ્રવણથી સંયમધરા;**
**જિનરાજ ભાવી સમય થશે અંબડ અને સુલસા વળી,**
**દેવ નરભવ શ્રેષ્ઠ પામે સફલ મુક્તિતણી રળી. ૧૭૯**

અર્થ:—ઉત્તમ મંત્ર સમાન જિનરાજના આગમથી ગોવિંદ નામના બ્રાહ્મણ શ્રુતને ધારણ કરનારા થઇને સદ્‌ગતિને પામ્યા. વળી શ્રેણિક મહારાજાના પુત્ર મન્ત્રીશ્વર અભયકુમારે પણ શ્રી વીર પ્રભુની વાણી સાંભળીને સંયમધરા—ચારિત્રને સ્વીકાર્યું. અંબડ પરિવ્રાજક તથા સુલસા શ્રાવિકા પણ ભાવી સમય એટલે આવતી ચોવીસીમાં તીર્થંકરો થશે. એમ જિનવાણી સાંભળવાથી ઉત્તમ દેવભવ તથા મનુષ્યભવ મળે છે તથા મોક્ષના મનોરથ પણ સફળ નીવડે છે ૧૭૯.

**સમૃદ્ધિ પંડિતતા પ્રતિષ્ઠા પ્રભુ વચન શ્રવણે કરી,**
**જિનવચન મોદક રાતિદિન બુધ ખાય તૃપ્તિ નહિ જરી;**
**નહિ અંધતા નહિ મૂકતા જડતા નહિ મતિ મંદતા,**
**અમૃત રસાયણ જિનવચનથી જન મરણ ભય ટાલતા. ૧૮૦**

અર્થ:—વળી વિશેષમાં જિનરાજની વાણી સાંભળવાથી સમૃદ્ધિ એટલે સારી ઋદ્ધિઓ, પંડિતતા—ચતુરાઈ; પ્રતિષ્ઠા—માન આબરૂ વગેરેની પ્રાપ્તિ થાય છે પંડિત પુરૂષો જિનેશ્વરના વચનરૂપી મોદક—મિષ્ટાન્ન રાત દિવસ ખાય તો પણ જરાએ ધરાતો નથી (ભાવાર્થ એ છે કે પૌદ્‌ગલિક મોદક અમુક હદ સુધીજ ખવાય છે તથા કાયમ ખવાઇ શકાતા નથી. ખાધા ઉપર જો ખાવા જાય તો ભાવતા પણ નથી, અરૂચિ થાય છે અને રાતે ન ખવાય ત્યારે જેમને પ્રભુના વચન શ્રવણરૂપી ભાવમોદકમાં આસક્તિ થએલી છે તેમને જેમ જેમ સાંભળે તેમ તેમ તેના ઉપર અધિક અધિક ભાવ જાગૃત થાય છે. અરૂચિ થતી નથી અને ગમે તે

ટાઇમે ખાઈ શકાય છે વળી જેઓ જિન વચન સાંભળે છે તેઓ અંધ થતા નથી. અને મુકતા–બ્હેરાપણું પામતા નથી જડપણું પામતા નથી મતિમંદતા અથવા બુદ્ધિની ઓછાશને પામતા નથી તથા અમૃત અને રસાયણ સમાન જિનેશ્વરના વચનના સાંભળનારા ભવ્ય જીવો મરણનો (ઉપલક્ષણથી જન્મનો) ભય પણ જરૂર ટાળે છે ૧૮૦

**બુદ્ધિની મુંઝવણ ટળે ઉન્માર્ગથી સવળા કરે,**
**સંવેગ સમ ગુણ ઝટ પમાડે હર્ષ સાત્ત્વિક થીર મળે;**
**સુલભ સુરતરૂ કામઘટ ચિંતામણિ ભવ સાગરે,**
**અત્યંત દુર્લભ જિનવચનરૂપ વ્હાણથી ભવિજન તરે. ૧૮૧**

અર્થ:—વળી જિનેશ્વરના વચન સાંભળનાર ભવ્ય જીવોની બુદ્ધિની મુંઝવણ–અમુઝણ (અમુક પ્રસંગે શું કરવુ? વિગેરે) દૂર થાય છે. જિનવચન ઉન્માર્ગ–અવળે માર્ગે જનારને સવળા કરે–સીધા માર્ગે અથવા સાચા માર્ગમાં લાવે છે વળી સંવેગ–સંસારના વિષયસુખો પ્રત્યે ઉદાસીનતા અને મોક્ષાભિલાષ તથા સમગુણ એટલે સમતાભાવ અથવા રાગદ્વેષની ઓછાશ જલ્દી પ્રકટ કરે છે તથા જિનવચનના શ્રવણથી સાત્વિક હર્ષ જે જ્ઞાનાદિક ગુણોની રમણતારૂપ છે તેની સ્થિરતા થાય છે વળી સંસારરૂપ સમુદ્રમાં સુરતરૂ–કલ્પવૃક્ષ કામઘટ–કામકુંભ (ઇષ્ટ આપનાર ઘટ) તેમજ ચિન્તામણિ રત્ન એ બધા મળવા સુલભ છે પણ જિનવચન મળવું દુર્લભ છે. આવા પ્રકારના ઘણી મશ્કેલીથી મેળવાય તેવા જિનેશ્વરના વચનરૂપી વહાણને મેળવીને ભવ્યજન

સંસાર સમુદ્રને તરી શકે છે માટે જિનવચનમા ઘણો આદરભાવ રાખવો. ૧૮૧

એવી રીતે ગુરૂ મહારાજ આગળ સિદ્ધાન્તના શ્રવણનુ ફલ કહ્યું. તે શ્રવણ કર્યા પછી શ્રાવકે શુ શું કરવું ? તે આ ગાથામાં કહે છે:—

**ગુરૂદેશના એવી સુણી જોડાય શુભ વ્યવહારમાં,**
**ત્યાં ધર્મ કુલને સાચવે રાખે ન મન કૂટ યોગમાં:**
**સમકિતવંતા જીવડા અણછૂટકે વ્યાપારમાં,**
**જોડાય મન અલગા રહે જિમ ધાવ રાજકુમારમાં. ૧૮૨**

અર્થ:—એવી હિતકારી ગુરૂ મહારાજના મુખેથી દેશના-ઉપદેશ સાંભળ્યા પછી શ્રાવક પોતાના જે શુભ વ્યવહાર કાર્યો વેપારાદિક તેમાં જોડાય ત્યા પણ પોતાના ધર્મની મર્યાદાને અને કુલની મર્યાદાને સાચવીને મનમા કૂડ કપટ રાખે નહિ અથવા વેપાર કરતાં ઓછુ આપવુ, વધારે લેવું, કહ્યા પ્રમાણે માલ ન આપવો, અજાણ્યો જાણીને ભાવમાં છેતરવું, છેતરપંડી કરવી, જૂઠ બોલવું વગેરેના ત્યાગ કરી નીતિમાર્ગે દ્રવ્ય ઉપાર્જન કરે સમકિતવતા જીવો ન છુટકેજ (આજીવિકા ચલાવવા પૂરતાજ) વ્યાપારમા જોડાય છે પણ મનમાં તો ચારિત્રની ઇચ્છા રાખીને ન્યારા હોય છે જેમ રાજકુંવરને ધવરાવતાં છતાં પણ ધાવનું મન તો પોતાના પુત્રને વિષે હોય છે. તેમ શ્રાવકે જરૂર સર્વવિરતિ ચારિત્ર તરફ લક્ષ્ય રાખવું જોઇએ ૧૮૨

શ્રાવકે કેવી જાતના વેપાર ન કરવા તથા વેપાર કેવી રીતે કરવો તે કહે છે:—

વિકટ કર્માદાન છોડે કૂટ તોલા પરિહરે,
ઓછું દીએ ન લીએ અધિક નહિ ભેળસેળ કદી કરે;
કૂડાં ન માપાં માન રાખે કૂટ ક્રય વિક્રય તજે,
લોક લોકોત્તર વિરૂદ્ધ વ્યવહાર તજતાં સુખ ભજે. ૧૮૩

અર્થ:—શ્રાવકે આકરાં કર્માદાનનો[1] ત્યાગ કરવો. કારણ કે તેથી ઘણા જીવોનો ઘાત થાય છે. વળી ખોટાં તોલનો ત્યાગ કરવો જોખવામાં અથવા માપવામાં ઓછું ન આપવું. તેમજ લેતી વખતે છેતરીને વધારે લેવું નહિ વળી માલમાં ભેળસેળ કરીને વેચવું નહિ સમજુ શ્રાવકો માપવાના માપાં તથા વાર, ગજ વગેરે માપ તે ખોટાં રાખે નહિ. ખરીદ કરવામાં તેમજ વેચવામાં કપટનો ત્યાગ કરે જે ઘરાકને છેતરતો નથી તેના ઘરાકની વૃદ્ધિ થાય છે અને તેના ઉપર લોકો વિશ્વાસ રાખે છે એ પ્રમાણે આ લોકમાં નિંદવા યોગ્ય અને પર લોકમાં દુઃખદાયી એવા કૂડ કપટવાળા વ્યાપારનો ત્યાગ કરવાથી તે શ્રાવક સુખને ભોગવનારો થાય છે. ૧૮૩

આ ગાથામાં વ્યવહાર શુદ્ધિનો અર્થ તથા વ્યવહાર શુદ્ધિનો લાભ સમજાવે છે:—

---

૧. કર્માદાન—જે વેપાર અથવા ધધામાં (જીવ હિંસાદિ) ઘણો આરંભ કરવો પડતો હોવાથી તેમા ઘણા જીવોની હિંસા થાય, જેથી ઘણા કર્મનુ આદાન—આવવુ થતું હોવાથી કર્માદાન કહેવાય છે. તે ૫ દર છે અ ગાર કર્મ વગેરે પાંચ કર્મ, લાખનો વેપાર વગેરે પાચ કુવાણિજ્ય તથા ય ત્રપિલણ કર્મ વગેરે બીજા પાંચ મળીને કુલ ૧૫ કર્માદાન છે. તેનો શ્રાવકે ત્યાગ કરવો.

મન વચન કાયાની સરલતા શુદ્ધિ એ વ્યવહારની,
ધર્મ કેરૂં મૂલ એ એથીજ શુદ્ધિ ધર્મની;
વ્યવહાર ચોખ્ખો રાખનારા અર્થ ચોખ્ખો મેળવે,
આહાર શુદ્ધિ એમ હોતાં દેહ શુદ્ધિ જાળવે. ૧૮૪

અર્થ:—મન વચન અને કાયાની જે સરલતા અથવા કપટ રહિતપણું તે વ્યવહારની શુદ્ધિ કહેવાય છે પણ જેઓના મનમાં કાંઇ હોય, બોલવામાં કાંઇ હોય અને કાયાથી આચરવામાં તેથી જુદુ જ હોય તેઓ દુર્જન ગણાય છે અને તેઓના ઉપર લોકો વિશ્વાસ રાખતા નથી. માટે વેપાર કરતાં વ્યવહાર શુદ્ધિ અવશ્ય રાખવી અને સરલતા એ ધર્મનું મૂલ છે તેથીજ ધર્મની શુદ્ધિ છે. જેઓ કૂડ કપટ તથા વિશ્વાસભંગ વગેરે કર્યાં વિના ચોખ્ખો-સાફ વ્યવહાર રાખે છે તેઓ દ્રવ્ય પણ ચોખ્ખું-નીતિનું મેળવે છે. જેઓ ન્યાય માર્ગે દ્રવ્ય કમાય તેઓજ આહાર શુદ્ધિ રાખનારા છે. અને જેઓ આહાર શુદ્ધિ સાચવે છે તેઓજ શરીર શુદ્ધિ જાળવી શકે છે. ૧૮૪

શુદ્ધદેહી ધર્મલાયક નિજ ક્રિયા સફલી કરે,
તપ નિયમ શીલ ગુણને ધરી સુરશર્મ શિવસંપદ વરે,
પ્રવચન પ્રભાવક એહ ભાખ્યો છેદ સૂત્રે ગુરૂવરે,
ધર્મ બાધક વક્રતાને કેમ સજ્જન દીલ ધરે. ૧૮૫

અર્થ:—જે શુદ્ધ દેહી (ચોખ્ખા શરીરવાળો) હોય છે તેનેજ ધર્મ લાયક કહ્યો છે. અને તેની કરેલી ક્રિયા પણ સફલ-ફળ આપનારી છે. તેજ જીવ તપ, નિયમ તથા શીલ-

સદાચારને ધારણ કરીને સુરશર્મ એટલે દેવલોકના સુખ તથા શિવસપદ એટલે મોક્ષની સંપત્તિને મેળવે છે. આવાજ સદાચારીને છેદ સૂત્રોમાં પૂર્વાચાર્યોએ પ્રવચનના-શાસનના પ્રભાવક કહેલા છે. આ પ્રમાણે સરલ વ્યવહારનું પરંપરાએ ફળ હોવાથી સજ્જન પુરૂષ ધર્મમાં બાધા કરનાર વક્રતા-કપટને શા માટે ધારણ કરે? અર્થાત્ સજ્જન પુરૂષ કપટને ધારણ નજ કરે ૧૮૫

આહારને અનુસાર બુદ્ધિ તે પ્રમાણે ગતિ મળે,
પાપ ભય દીલ રાખનારો દુર્ગતિમાં ના ફરે;
અન્યાય સાધી મેળવેલું દ્રવ્ય બહુ ક્ષણ ના ટકે,
અલ્પાયુ તેવા પરભવે હોવે નિરય તિર્યંચ કે. ૧૮૬

અર્થ:—આહારના અનુસારે બુદ્ધિ હોય છે કારણ કે જેઓ સાત્વિક (માંસ મદિરાદિક રહિત) આહાર વાપરનારા છે તેઓની બુદ્ધિ સન્માર્ગે જનારી હોય છે કહેવત છે કે-આહાર તેવો ઓડકાર, અને બુદ્ધિ પ્રમાણે ગતિ કહી છે તેથીજ 'મતિ તેવી ગતિ' એવી કહેવત છે. માટે જે માણસ પોતાના હૃદયમા પાપનો ભય રાખનારો છે તે નરકાદિ દુર્ગતિમા રખડતો નથી વળી અન્યાય કરીને મેળવેલું ધન લાંબો વખત ટકતું નથી માટે અન્યાયથી ધન મેળવનારા પરભવમાં ટુંકા આયુષ્યવાળા થાય છે અથવા તો નારકી અગર તિર્યંચના ભવને પામે છે ૧૮૬

હવે અન્યાયનુ ફલ કહે છે.—

સામા તણી દેખી હવેલી ઝુંપડી ના તોડવી,
અન્યાયી જન બહુ દ્રવ્ય પામે પણ શકે ના ભોગવી;
કાતર યથા કાપેજ મલમલ તેમ માદરપાટને,
તિમ પાપ કાતર ના તજે નિર્ધન અને ધનવાનને. ૧૮૭

અર્થઃ—સામા માણસની હવેલી જોઇને પોતાની ઝુંપડી પાડી નાખવાની મૂર્ખાઇ ન કરવી. કારણ કે ઝુંપડી પાડવાથી હવેલી બનતી નથી અને પોતાની ઝુપડીનો નાશ થાય છે તેવીજ રીતે સામો માણસ અન્યાય કરીને ઘણુ ધન કમાય છે માટે હું પણ અન્યાય કરીને ઘરાકોને છેતરીને ઘણું ધન કમાઉં એવો વિચાર પણ મનમા ન લાવવો કારણ કે ધન મળવુ અગર ન મળવું તે અન્યાયને આધીન નથી, પણ ભાગ્યાધીન છે અને ન્યાયથીજ ભાગ્ય વધે છે કદાચ અન્યાય કરનારો માણસ પૂર્વના પુણ્યયોગે ઘણુ ધન પેદા કરે તો પણ તે ભોગવી શકતો નથી જરૂર યાદ રાખવુ કે જેમ કાતર મલમલને જલ્દી કાપે છે તેમ માદરપાટને પણ મોડા કાપે છે, તેમ પાપરૂપી કાતર પણ ધનવાન અથવા ધન રહિતને છોડતી નથી અર્થાત્ પાપ કરનારને પાપનું ફળ ભોગવવુંજ પડે છે ૧૮૭.

અન્યાયી લોકો લોભથી આવા વિચારો કરે છેઃ—

ધન તેજ ઉત્તમ લોકમાં ઉંચ નીચ પણ ધનથી બને,
ધનથીજ કષ્ટ હણાય તેથી ધન કમાવું ઇષ્ટ મને;
એવું વિચારી કુમતિ વશ થઇ કરી પ્રપંચો આકરા,
દેખાવ ઋજુતાનો કરીને ધન ઉપાર્જે જે નરા. ૧૮૮

અર્થ:—ધનજ લોકમાં ઉત્તમ છે જે માણસ પાસે ધન હોય છે તેજ લોકોમાં ઉત્તમ મનાય છે. ધન હોય તો નીચ માણુસ પણ ઉચ બને છે ધનથી સકટોનો નાશ કરી શકાય છે માટે આ દુનીયામાં એક ધનજ સાર છે અથવા પૈસોજ મારો પરમેશ્વર છે તેથી એક તાન થઈને દ્રવ્ય પેદા કરવું આવા વિચારો કરીને દુષ્ટ બુદ્ધિને વશ થઇને જે અનેક પ્રકારના આકરા નિંદનીય છળ કપટો કરે તથા સરળતાનો ખોટો આડંબર કરીને ઘરાકોને વિશ્વાસ પમાડીને જે મનુષ્યો ધન પેદા કરે છે. ૧૮૮.

તેવા જીવોની શી દશા થાય? તે જણાવે છે:—

બહુ જીવ સાથે વેર બાંધી ભોગમાં પ્રીતિ ધરી,
તે દુર્ગતિમાં સંચરે જ્યાં વેદનાઓ આકરી;
ધન હેતુ વધ બંધાદિનો ધન કુગતિદાયક ઇમ કલી,
ના માનજે પુરૂષાર્થ ધનને ધર્મ સાધક તું જરી. ૧૮૯

અર્થ—પૂર્વે કહેલી ગાથામાં કહ્યા પ્રમાણે અનેક જીવોને છેતરીને ઘણા જીવો સાથે વૈર બાંધનારા જીવો વળી સાંસારિક વિષયોમાં આસક્તિ ધારણ કરનારા લોભી મનુષ્યો નરકાદિ દુર્ગતિઓમાં જાય છે જ્યાં ઘણી આકરી–દુઃખે સહન કરાય તેવી વેદનાઓ ભોગવવી પડે છે માટે હે જીવ! ધનને માટે જીવોના વધ બધન વગેરે કરવા પડતાં હોવાથી ધન દુર્ગતિને આપનાર છે એમ જાણીને ધન રૂપી પુરૂષાર્થને[1] તું જરા પણ ધર્મની સાધનામાં મદદગાર માનીશ નહિ ૧૮૯

[1] પુરૂષાર્થ—ચાર પ્રકારના પુરૂષાર્થ છે—૧ ધર્મ, ૨ અર્થ, ૩ કામ, અને ૪ મોક્ષ

ખાતર તણા બાકા વિષે અંદર અને વળી બ્હારથી,
પકડાયેલો જિમ ચોર દુઃખી હોય કૃત નિજ કર્મથી;
તિમ જીવ પોતે આચરેલા કર્મના ઉદયે સહે,
પીડા ઘણી જે દેખતાં ડાહ્યા જનો કરૂણા લહે. ૧૯૦

અર્થ:—જેવી રીતે પોતેજ ખાતર પાડવા કરેલા છીંડામાં અંદરથી અને બહારથી સપડાએલો ચોર[1] દુઃખી થાય, તેવી રીતે જીવ પણ પોતેજ કરેલા કર્મના ઉદયથી ઘણા પ્રકારની વેદનાઓ સહન કરે છે જે જોઇને ડાહ્યા મનુષ્યોના મનમાં ઘણી દયા ઉત્પન્ન થાય છે ૧૯૦

કર્મ બાંધતાંજ જરૂર ચેતવું જોઇએ એ જણાવે છે.—

અજ્ઞાનથી બાંધ્યાં કુકર્મો ભોગવ્યા વિણ ના ખસે,
પ્રજ્ઞાપના સૂત્રે કહ્યું અનુભૂત કર્મ દલિક ખસે;

૧. બે ચોરો રાત્રીએ ચોરી કરવા નીકળ્યા. એક શેઠના મકાનમાં ચોરી કરવા માટે ખાતરીયાથી બાકોરૂ પાડયુ, પછી એક ચોર બાકોરામા માથું નાખી અડધો અંદર પેઠો આ દરમિઆન શેઠ જાગી ગયા. તેમણે બાકોરામાથી અંદર પેસતા ચોરને દીઠો, તેથી ઉઠીને બાકોરામાથી અંદર આવેલું ચોરનુ માથું પકડયુ બહાર ઉભેલા ચોરને આ વાતની જાણ થતાં તે બાકોરામા રહેલા ચોરના પગ પકડીને બહારની બાજુ ખેચવા લાગ્યો. આ પ્રમાણે શેઠ તેને અંદર ખેંચવા પ્રયત્ન કરે છે અને બહાર રહેલો ચોર તેને બહાર કાઢવા માટે બહારથી ખેંચે છે. એવી રીતે પોતેજ પાડેલા બાકોરામા સપડાએલો તે ચોર અંદરથી અને બહારથી ખેંચાતાં ઘણે ઠેકાણે ઉઝરડા ભરાવા વિગેરે દુઃખથી દુઃખી થયો

રાખે અરે જેવું ડહાપણ કર્મ તરૂફલ ચાખતાં,
તેવું જરૂર તું રાખજે ભઈ! કર્મ તરૂને વાવતાં. ૧૯૧

અર્થ.—અજ્ઞાનથી-અજાણપણે બાધેલાં કુકર્મો-ખરાબ કર્મો ભોગવ્યા વિના ખસતા નથી એટલે નાશ પામતા નથી - માટેજ શ્રી પ્રજ્ઞાપના સૂત્રમાં કહ્યું છે કે જે કર્મ અનુભવાય તે કર્મનાં દલિકો આત્માથી દૂર થાય છે અથવા ખરી જાય છે એટલે બાધેલાં કર્મોને ( રસોદય અથવા પ્રદેશોદયથી ) ભોગવ્યા સિવાય છુટકો નથી તેથી હે ભાઇ ! કર્મરૂપી વૃક્ષનાં ફલ ભોગવતાં તને (જે) ડહાપણ સૂઝે છે કે જો આવાં, પાપ કર્મો મે આગલ બાંધ્યા ન હોત તો મારે દુ.ખી થવાનો વખત આવત નહિ તેવુ ડહાપણ કર્મરૂપી વૃક્ષને વાવતી વખતે એટલે ખરાબ કર્મ બાંધતી વખતે ( પાપ કરતાં ) તું - જરૂર રાખજે જેથી પછીથી પસ્તાવો કરવાનો વખત આવે નહિ[1] ૧૯૧

અજ્ઞાનથી આવું ન કરવુ જોઇએ તે જણાવે છે—

સંસારી જીવો આપ કાજે અન્ય કાજે પણ ઘણાં,
કરતાં સમજ દૂરે કરી વ્યાપાર મીલ કૃષિ આદિના;
જે બાંધવોને કાજ કરતા પાપ કર્મો આકરા,
દુઃખના સમે કર્મો તણા ના ભાગ લેશે તે જરા. ૧૯૨

અર્થ.—આ સંસારમાં જીવો અજ્ઞાન તથા મોહને વશ થઈને પોતાને માટે તથા બીજાને માટે એટલે પોતાના

૧ કહ્યું છે કે-બંધ સમય ચિત્ત ચેતીએ, ઉદય મહા બલવાન.

કુટુંબ પરિવારના માટે ખરી સમજણને દૂર કરીને મહા આરંભના વ્યાપારો-જેવા કે મીલ જીન તથા ખેતી વગેરેના કરે છે. જેમાં ઘણા જીવોની હિંસા થતી હોવાથી તેવા વ્યાપારો કરનારને ઘણો પાપબંધ થાય છે પરંતુ જે કુટુંબ કબીલા માટે આવા પ્રકારનાં આકરાં પાપકર્મો કર્યાં છે તેઓ આરંભના કાર્ય કરનારને બાંધેલ પાપકર્મોના ઉદયથી દુઃખનો સમય આવે છે ત્યારે તેના દુઃખમાં જરા જેટલો પણ ભાગ લેતા નથી માટે હે જીવ! પાપકર્મો કરતાં પહેલાં ચેત અને તેવા કર્મોથી પાછો ફર ૧૯૨.

ચાલુ પ્રસંગે વિવેકથી આવી વિચારણા કરવી જોઇએ:—

કર્મો કરીને મેળવેલી માલ મીલકત પામવા,
પુત્રો જઈ કોર્ટ વિષે ઝગડાજ કરશે નવનવા;
ધન ભાગ લેશે તે બધા ના ભાગ લેશે કર્મનો,
સૌ સ્વાર્થના ભેગા ભળ્યા મેળો સમજજે પંખીનો. ૧૯૩

અર્થ:—વળી પાપ કર્મો કરીને એકઠાં કરેલ ધન દોલત મેળવવા માટે તારાજ પુત્રો કોર્ટમાં જઈને નવા નવા પ્રકારના ઝઘડાઓ કરશે. અને તેંજ મેળવેલા ધનની અંદરથી ભાગ લઈને તારા શત્રુ જેવા બનીને જુદા રહેશે પણ તેં કરેલા કર્મમાથી જરા પણ ભાગ લેશે નહિ. પરંતુ કહેશે કે પોતે કર્યા છે તેવાં તે ભોગવશે આપણને એમાં શું? માટે હે ભાઈ! તું સમજ કે જે પુત્ર સ્ત્રી પરિવાર વગેરે, જેમને તેં તારાં માનેલાં છે તે તો સૌ સ્વાર્થ માટેજ ભેગા

થએલા છે. માટે જ્યાં સુધી પોતાનો સ્વાર્થ સધાશે ત્યાં સુધીજ તારી આગળ રહેનારાં છે. માટે તેમને પંખીના મેળા સમાન જાણજે. જેમ સાંજે ચારે બાજુથી આવીને ઝાડ ઉપર પક્ષીઓ ભેગાં થાય છે અને સવાર પડતાંજ ચારે દિશાઓમાં વિખરાઈ જાય છે. અને ઝાડ તો એકલુંને એકલુંજ રહે છે. તેવીજ સ્થિતિ અહીં તારી સમજવી. ૧૯૩.

આ ગાથામાં કયાં કાર્યો કરનાર જીવ નરકનું આયુષ્ય બાંધે છે તે જણાવે છેઃ—

**પ્રભુ વીર બારે પર્ષદામાં મધુર સ્વરથી ઇમ કહે,**
**ચઉ કારણે જીવો ઘણાં એ નરક પીડાને લહે;**
**આરંભ બહુ મમતા ઘણી હિંસા કરે પંચિંદ્રિની,**
**આહાર કરતાં માંસનો પામે કુપીડા નરકની. ૧૯૪**

અર્થઃ—શ્રી મહાવીર પરમાત્મા બાર[1] પ્રકારની સભામાં મધુર સ્વરથી આ પ્રમાણે કહે છે ઘણા જીવો મુખ્ય ચાર હેતુઓથી નરકની પીડાને પામે છે એટલે ચાર હેતુઓ વડે નરકનું આયુષ્ય બંધાય છે ૧ આરંભ (જેથી ઘણા જીવોનો ઘાત થાય તેવાં કાર્યો) વડે ૨ બહુ મમતા (ધન ધાન્યાદિક પરિગ્રહ ઉપર અત્યંત મમત્વ) વડે. ૩ પંચેન્દ્રિય જીવોની

---

૧ બાર પ્રકારની સભા આ પ્રમાણે—ભુવનપતિ, વ્યન્તર, જ્યોતિષી અને વૈમાનિક એ ચાર પ્રકારના દેવ અને ચાર પ્રકારની દેવીઓ મળી આઠ, તથા સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા એ ચાર મળી કુલ ૧૨ પ્રકારની પર્ષદા જાણવી

હિંસા કરવાથી ૪. માંસનો આહાર કરવા વડે. એવી રીતે મુખ્યતાએ આ ચાર પ્રકારનાં કાર્યો વડે જીવો નરકની મહા પીડાને પામે છે. જુઓ સાક્ષિપાઠ—શ્રી સ્થાનાંગ સૂત્રના ચોથા અધ્યયનનો—चउहिं ठाणेहिं जीवा नेरइयत्ताए कम्मं पकरंति—तं जहा—महारम्भयाए महापरिग्गहयाए कुणिमाहारेणं पंचिंदियवहेणं ॥ ૧૯૪.

આ ગાથામાં તિર્યંચ ગતિમાં જવાના કારણો કહે છે:—

માયા કરંતાં જૂઠ વદતાં તેમ ઉત્કંચન કરે,
વિવિધ ઠગબાજી કરંતા તિરિગઇમાં સંચરે;
ઠગતાંજ ભોળા જીવને પર પાસ વાત છુપાવતા,
થીર મૌન સેવન તેહ ઉત્કંચન પ્રભુજી બોલતા. ૧૯૫

અર્થ:—જીવો તિર્યંચ ગતિમાં પણ ૪ હેતુઓ વડે જાય છે:—૧ માયા અથવા કપટ કરવાથી, ૨ જૂઠ—અસત્ય બોલવાથી ૩ ઉત્કચન કરવાથી, ૪ જુદા જુદા પ્રકારની ઠગબાજી—છળકપટ કરવાથી એમ ચાર હેતુઓ વડે જીવ તિર્યંચ ગતિમાં જઇને દુ:ખી થાય છે. પ્રભુએ ઉત્કચનનો અર્થ આ પ્રમાણે કહ્યો છે. ભોળા—વિશ્વાસુ જીવોને ઠગવાના ઇરાદાથી બીજાની આગળ (જાણતાં છતાં) વાત છુપાવવી, અને સ્થિરતા પૂર્વક (જાણી જોઇને) મૌનનું સેવન કરવું તે ચાલાકીનુ નામ ઉત્કંચન કહેવાય ૧૯૫

આ ગાથામાં મનુષ્યગતિમાં તથા દેવગતિમાં જવાનાં કારણો કહે છે—

કરૂણા વિનય સરલ સ્વભાવે નિરભિમાન દશા ધરે,
ચઉ કારણે મનુજાયુ બાંધી મનુજ ગતિમાં સંચરે;
સંયમ સરાગ અણુવ્રતો નિષ્કામ નિર્જરણા બલે,
વળી બાલ તપ ચઉ કારણે ગતિ દેવની જીવને મલે. ૧૯૬

અર્થ:—મનુષ્યાયુ બાંધવાના પણ મુખ્ય ચાર હેતુઓ છે. તે આ પ્રમાણે-૧ કરૂણા-દુ:ખી જીવો ઉપર દયા ભાવ રાખવો તે ૨ વિનય-ગુરૂ તથા વડેરાનો વિવેક મર્યાદા વગેરે સાચવવી તે ૩ સરલ સ્વભાવ-કપટ રહિતપણું. તથા ૪ નિરભિમાન દશા-અહંકારનો ત્યાગ આ ચાર મુખ્ય કારણોથી મનુષ્યાયુ બાંધીને જીવ મનુષ્યગતિમાં જાય છે. તથા ૧ સરાગસંયમની સાધના ૨ અણુવ્રતો-શ્રાવકનાં વ્રતો. (દેશવિરતિ)ની આરાધના. ૩ નિષ્કામ નિર્જરા અથવા અકામ નિર્જરા ૪ બાલ તપ-અજ્ઞાન તપસ્યા એ ચાર હેતુઓથી જીવને દેવગતિની પ્રાપ્તિ થાય છે. ૧૯૬.

શ્રાવકે કેવુ કાર્ય કરવું જોઇએ ? અને કોની સોબત ન કરવી ? તે આ ગાથામા જણાવે છે :—

અબુધ ન કરે ધર્મ કેરી જેમ નિંદા તે ક્રિયા,
શ્રાવક કરે નટ વિટ પરસ્ત્રી સંગિ તેમ જુગારિયા;
એવા તણા સંગે ખચિત હોવેજ નિંદા ધર્મની,
ઉભય લોકે શ્રેણિ પામે આકરા બહુ દુ:ખની. ૧૯૭

અર્થ:—અબુધ એટલે અજ્ઞાની જીવો પણ ધર્મની નિન્દા ન કરે તેવી ક્રિયા શ્રાવકે કરવી. વળી નટ એટલે નાટક

કરનારા, વિટ એટલે ભાંડ, ભવૈયા, વગેરે તથા પારકાની સ્ત્રીનો સંગ કરનારા તેમજ જુગારીઓની સોબત શ્રાવકે કરવી નહિ. કારણ કે તેવાઓની સોબત કરવાથી ખરેખર ધર્મની નિન્દા થાય છે તેવી સોબતથી આ લોક અને પર-લોક એમ બંને લોકમાં અત્યન્ત ભયંકર દુઃખની પરંપરાની પ્રાપ્તિ થાય છે માટે ભવ્ય શ્રાવકોએ તેવાઓની સોબત કદાપિ કરવી નહિ. ૧૯૭.

નીચની સોબત શા માટે ન કરવી તે દૃષ્ટાન્તો દઈને સમજાવે છે.—

**વ્યાધિ મરણ દરિદ્રતા નિજ વાસ અટવીમાં વરો,**
**પણ નીચ સંગ ઉચિત નહી વિષ વેગથી આ આકરો;**
**સહવાસથી ગુણ દોષ પ્રકટે તલ સુગંધી પુષ્પથી,**
**આમ્રમાં કડવાશ આવી નિંબ કેરા સંગથી. ૧૯૮**

અર્થ:—આ જીવને વ્યાધિ–રોગ, મરણ, ગરીબાઈ તથા જંગલમાં રહેવાનું પ્રાપ્ત થાય તે સારૂં છે પણ વિષ વેગ એટલે ઝેરના વેગથી પણ આકરો (તીવ્ર દુઃખદાઈ) ભયંકર નીચનો સંગ (સોબત) કરવો તે કોઈ રીતે યોગ્ય નથી કારણ કે વિષનો વેગ એકજ ભવનું મરણ આપનાર છે ત્યારે નીચની સોબત આ જીવને ભવોભવ–ઘણા ભવ સુધી દુર્ગતિ આપનારી થાય છે કહેવત છે કે 'સોબત તેવી અસર' માટે સારી સોબતથી ગુણો અને ખરાબ સોબતથી દોષો પ્રકટે છે, તેથી નીચની સોબત તજવા યોગ્ય કહી છે. આ બાબત જુઓ દૃષ્ટાંત–ઉત્તમ પુષ્પની સોબતથી તલમાં સુગન્ધી

પ્રગટે છે, અને કડવા લીંબડાની સોબતથી આંબાને વિષે કડવાશ પ્રગટ થાય છે એ ખરેખર સોબતનીજ અસર છે ૧૯૮

છેદાય કદલી બોરડીના સંગથી તિમ લોહના,
સંગે સહે બહુ માર ઘણનો અગ્નિ જે પૂજે જના;
ખારૂં બને સરિતા તણું જલ સંગથી સાગરતણા,
નીચ કેરા સંગથી રાવણ લહ્યો ગણ દુઃખના. ૧૯૯

અર્થઃ—વળી બોરડી–બોરના ઝાડ પાસે ઉગેલી કદલી–કેળ બોરડીની સોબતથી છેદાય છે–બોરડીના કાંટા તેને વાગે છે. કહ્યું છે કે–दुसतनिकस वसीए नहि, वसी न करीए वात्त, किदली बोर संगते, छेदत उनके पात ॥ १ ॥ તથા જેને મનુષ્યો પણ પૂજે છે તે અગ્નિ–દેવતાને લોઢાની સોબતથી ઘણનો આકરો માર લુહારને હાથે સહન કરવો પડે છે તેમજ સમુદ્રની સોબતથી સરિતા–નદીનું મીઠું પાણી તે પણ ખારૂં બની જાય છે વળી નીચની સોબતથી રાવણ રાજાને પણ ઘણા દુઃખના ગણ–સમૂહની પ્રાપ્તિ થઇ માટે નીચની સોબત નજ કરવી જોઇએ ૧૯૯

પર્વત ઉપર વનચર તણી સાથે ભ્રમણ કરવું વરૂં,
પણ ઇંદ્ર ભુવને મૂર્ખ સંગતિ ના ઉચિત દુઃખ ઘે ઘણું;
ખલ સંગ છંડી તેલ પામે દેવ કેરા શીર્ષને,
બહુ દોષ જાણી શ્રાદ્ધ છંડે નીચ કેરા સંગને. ૨૦૦

અર્થઃ—પર્વત જેવા વિકટ સ્થાનમાં વનચર–જંગલમાં વસનારા જંગલી પ્રાણીઓની સાથે રખડવું તે સારૂં છે, પરંતુ

ઇન્દ્રના મહેલ જેવા ઉત્તમ સ્થાનમાં પણ ઘણા દુઃખને આપનારી મૂર્ખ માણુસની સોબત કરવી, એ સારૂં નથી. કહ્યું છે કે– वरं पर्वत दुर्गेषु–भ्रान्तं वनेचरै सह ॥ न मूर्खजनसंपर्कः–सुरेन्द्रभवनेष्वपि ॥१ ॥ તલમાં રહેલું તેલ તલમાં રહેલા ખલ–ખોળની સોબત છોડવાથી દેવના મસ્તકને વિષે ચઢે છે, એવું વિચારી ઉત્તમ શ્રાવકોએ પણ નીચની સોબત બહુ દોષવાળી છે એમ જાણી નીચની સોબતનો જરૂર ત્યાગ કરવો ૨૦૦.

**હોવે કુબુદ્ધિ કુસંગથી નીચ બુદ્ધિથી હલકી ક્રિયા,**
**એવી ક્રિયા કરવાથકી જીવો લહે દુઃખ બહુ ઇહાં;**
**ઉત્સર્ગ માર્ગે સંગ તજવો તેમ જો ન બની શકે,**
**તો કરે ગુણીસંગ ઔષધ યોગ જિમ જીવન ટકે. ૨૦૧**

**અર્થઃ**—ખરાબ સોબતથી કુબુદ્ધિ–ખરાબ મતિ થાય છે. અને હલકી બુદ્ધિથી મૂર્ખ જીવો હલકટ–નિંદનીય કાર્યો કરે છે. અને એવાં હલકાં કામો કરવાથી આ લોકમાં પણ તે જીવો ઘણાં દુ.ખોને પામે છે. શાસ્ત્રમાં કહ્યુ છે કે– कुसंगते कुबुद्धिः स्यात्–कुबुद्धेः कुप्रवर्त्तनम् ॥ कुप्रवृत्तेः भवेज्जंतु–भाजनं दुःखसंततेः ॥१॥ માટે ઉત્સર્ગ માર્ગ–સીધો અથવા સરળ માર્ગ તો એ છે કે કોઇની પણ સોબત ન કરવી અને તેમ જો ન બની શકે તો ગુણવંત પુરૂષોનો સંગ કરવો કારણ કે ગુણીજનોનો સંગ ઔષધ (દવા) જેવો છે જેમ ઔષધના સંયોગથી જીવનનો ટકાવ થાય છે તેમ ગુણી જનોની સોબતથી દોષો દૂર થાય છે અને ગુણો પ્રગટ થાય છે અને ભવિષ્યમાં નિઃસંગપણું જરૂર પામી શકાય છે.

નીતિ શાસ્ત્રમાં કહ્યું છે કે-संगः सर्वात्मना त्याज्यः-स चेत्त्यक्तुं न शक्यते॥ सद्भिः सहकर्त्तव्यः-सतां संगो हि भेषजम् ॥१॥ ૨૦૧

ચાંદનીથી રાત જ્યોત્સ્ની તમ થકીજ તમસ્વિની,
સંગને અનુસાર ખ્યાતિ તેહવી વસ્તુ તણી;
દોરો ચઢે પ્રભુ શીશ જિમ વર પુષ્પમાલા સંગથી,
મોટાઈ તુચ્છ પદાર્થ પણ પામેજ ગુણીના સંગથી. ૨૦૨

અર્થ:—જેમ ચાંદનીથી એટલે ચંદ્રના પ્રકાશથી (તેની સોબતથી) રાત્રી પણ જ્યોત્સ્ની એટલે અજવાળી કહેવાય છે. તેમ તેજ રાત્રી-અંધકારની સોબતથી તમસ્વિની એટલે અંધારી (રાત) કહેવાય છે એ પ્રમાણે સોબતને અનુસારે વસ્તુની પણ સારી અથવા ખોટી ખ્યાતિ-પ્રસિદ્ધિ થાય છે જેમ ફૂલની ઉત્તમ માલાની સોબત કરવાથી તે ફૂલોમાં પરોવેલો દોરો પણ પ્રભુના મસ્તક ઉપર ધારણ કરાય છે માટે ગુણવંત પુરૂષોની સોબતથી હલકા પદાર્થો પણ મોટાઇને-ચઢતીને પામે છે. માટે ગુણી પુરૂષોનીજ સોબત કરવી એ વ્યાજબી છે ૨૦૨

હવે ગ્રંથકાર ગુણવંત પુરૂષોની સોબતથી ઉત્તમ લાભ થાય છે, એ બીના વિવિધ દૃષ્ટાંતો દઇને જણાવે છે:—

નિર્ગુણ બને ગુણવંત પૂજનિક મેઘની વચ્ચે રહી,
હરિબાણ પણ શોભા લહે ગુણિસંગ લાભ મણા નહી;

વંદ્ય હોવે મૃત્તિકા ગંગા તણા સંગે કરી,
જિનવર થશે નવ ભવ્ય જીવો વીરપ્રભુ સંગે કરી. ૨૦૩

અર્થઃ—ગુણવંતની સોબતથી ગુણ રહિત પણ ગુણવાન તથા પૂજનીય થાય છે. જુઓ–મેઘની (વાદળાંની) વચ્ચે રહેવાથી હરિબાણ–ઇન્દ્ર ધનુષ્ય અથવા મેઘ ધનુષ્ય શોભાને પામે છે. માટે ગુણવાનની સોબતથી સંપૂર્ણ લાભ થાય છે તેમાં જરા પણ નવાઈ નથી. વળી પવિત્ર ગંગા નદીની સોબતથી ત્યાંની માટી પણ વંદનીય થાય છે. તથા ચરમ જિનવર શ્રી વીર પ્રભુની સોબતથી નવ[1] ભવ્ય જીવો આવતી ચોવીસીમાં તીર્થંકરો થવાના છે. ૨૦૩.

મહિમા લહે લઘુ માન્યસંગે જેમ શશીના સંગથી,
મૃગ ગગન લંઘે શક્ય કાર્ય બનેજ ગુણિના સંગથી;
સુખડ શીતલ તેહથી પણ ચંદ્ર શીતલ બુધ ગણે,
તેથી અધિક શીત સંગ ગુણિનો વિઘ્ન ટાળે ક્ષણે ક્ષણે. ૨૦૪

અર્થઃ—માન આપવા લાયક સત્પુરૂષોના સંગથી (ગુણીજનની સોબતથી) લઘુ (નાના–હલકા) જન પણ મોટા-

૧. વર્તમાન શાસન નાયક શ્રી વીર પ્રભુની સોબતથી તીર્થંકર થનારા ૯ જણના નામ આ પ્રમાણેઃ—૧ શ્રેણિક, ૨ સુપાર્શ્વ, ૩ ઉદાયી, ૪ પોટ્ટિલ, ૫ પેઢાલ, ૬ શંખ, ૭ શતક, ૮ સુલસા, ૯ રેવતી. આ નવેના જીવનચરિત્ર માટે શ્રી સ્થાનાગસૂત્રના નવમા અધ્યયનાદિને અનુસારે લખેલ ‘શ્રી તીર્થંકર નામ કર્મ’ આ નામનો લેખ વાચવાની ભલામણ કરૂ છુ. તે લેખ ‘શ્રી જૈન સત્ય પ્રકાશ’ માસિકમા છપાયો છે.

ઇને પામે છે. જુઓ દષ્ટાંત–ચંદ્રની સોબતથી હરણ પણ ગગન અથવા આકાશને ઓળંગે છે, અને ગુણી પુરૂષોની સોબતથી અશક્ય કાર્ય પણ શક્ય બને છે. સુખડ–બાવના ચંદન શિતળ ગણાય છે, તેનાથી[1] પણ ચંદ્રને પંડિત પુરૂષો અધિક શીતળ ગણે છે. તે ચંદ્રથી પણ ગુણી પુરૂષોની સોબત વધારે શીતલ છે કે જે ગુણીની સોબત પળે પળે વિઘ્નો–સંકટોને દૂર કરે છે ૨૦૪.

હવે પૂર્વની બીના સચોટ સમજાવવા સાથે સત્સંગનો લાભ જણાવે છે—

ફેંકે વિદૂર અઘટિત વિચારો ચિત્તને નિર્મલ કરે,
ગુણિસંગ પાપ ગણો ઘટાડે પુણ્યવૃદ્ધિ સદા કરે;
વિસ્તાર કરૂણાનો કરે જંગલ વિષે મંગલ કરે,
બહુ લબ્ધિ કેવલ નાણને ગૌતમ તણા સંગી વરે. ૨૦૫

અર્થ:—વળી ગુણી પુરૂષોની સોબત આવેલા અયોગ્ય વિચારોને વિદૂર–ઘણે દૂર કાઢે છે તેમજ ગુણી પુરૂષોની સોબતથી નવા અયોગ્ય વિચારો આવતા નથી વળી સત્સંગ ચિત્તને નિર્મલ કરે છે તેમજ મનને ખુશ કરે છે સત્સંગથી પાપના સમૂહો ઘટી જાય છે અને હંમેશાં પુણ્યની અથવા શુભ કર્મોની વૃદ્ધિ થાય છે, અને તે જંગલને વિષે અથવા સંકટવાળા પ્રસંગે પણ મંગલ અથવા કલ્યાણ કરે છે જુઓ—

---

૧. चंदनं शीतलं लोके, चंद्रनादपि चंद्रमाः ॥
चंद्रचंदनयोर्मध्ये शीतलः साधुसंगमः ॥१॥

દેવાધિદેવ શ્રી વીર પ્રભુના પ્રથમ ગણધર શ્રી ગોતમ સ્વામીની સોબત કરનાર એટલે તેમના હાથે દીક્ષિત થનારા ભવ્ય જીવો ઘણા પ્રકારની લબ્ધિને તથા કેવલજ્ઞાનને પણ પ્રાપ્ત કરતા (પ્રકટાવતા) હતા એમ સમજીને સોબત કરવી હોય તો ઉત્તમ ગુણવંત (જ્ઞાન ક્રિયામાં આદરવાળા) પુરૂષોનીજ કરવી જોઇએ આ બાબત કહ્યુ છે કે—

दूरीकरोति कुमर्ति विमलीकरोति, चेतश्चिरंतनमघं चुलुकीकरोति ॥ भूतेषु किं च करुणां वहलीकरोति-संगः सतां किमु न मंगलमातनोति ॥ १ ॥ (અર્થ સ્પષ્ટ છે) ૨૦૫.

ઉત્તમ પુરૂષો સોયની જેમ બેનું એક કરે પણ એકના બે તો નજ કરે તે જણાવે છે—

સંસાર કડવું ઝાડ તેના બે ફલો અમૃત સમા,
ઉત્તમવચન રસસ્વાદ સજ્જનસંગ અનુપમ ભુવનમાં;
બેઉ પાસે જેમની તે સોય જેવા ગુણિજનો,
કાતર તણી જિમ ભેદ ન કરે સાંધતા ધરી મુદ ઘણો. ૨૦૬

અર્થ:—સંસાર રૂપી કડવા ઝાડના બે ફળો અમૃતની જેવાં કહ્યા છે એક તો મધુર જિનેશ્વરના વચનના રસનો આસ્વાદ, અને બીજું સજ્જન પુરૂષની સોબત એ પ્રમાણે બે ફળો સંસારમાં ઉપમા રહિત છે. આ બંને પ્રકારના ફળો જેમની પાસે હોય તે ગુણવાન માણસો સોય જેવા કહ્યા છે, કારણ કે તેઓ જ્યાં જ્યાં જાય ત્યાં કાતરની પેઠે ભેદ કરતા નથી પણ ઘણા આનંદપૂર્વક મેળ કરાવે છે (જેમ

કાતર અખંડ વસ્ત્રના કકડા કરે છે તેવી રીતે દુર્જનો જ્યાં જ્યાં જાય ત્યાં નારદપણું કરી ભેદ પડાવે છે. ત્યારે સજ્જન પુરૂષો જેમ સોય-કાતરથી થયેલા વસ્ત્રના ખંડને સાંધીને એક બનાવે છે તેમ જ્યાં જ્યાં જાય ત્યાં ભેદ-કુસંપ દૂર કરાવે છે માટે સજ્જનોને સોય સમાન કહ્યા છે ૨૦૬

સાચી આંખ કઇ ? તેથી લાભ શો ? તે જણાવે છે:—

**પ્રથમ આંખ વિવેક બીજી આંખ ગુણિજન સંગતિ,**
**જસ પાસ બેમાંની ન એકે તાસ ઉન્માર્ગે ગતિ;**
**સન્માર્ગ ગતિ હોવે વિવેકે તિમ વિવેકી સંગથી,**
**જીવ તન જૂદા સ્વભાવે એમ બોધ વિવેકથી. ૨૦૭**

અર્થ:—મનુષ્યોને જે ચક્ષુઓ છે તે ચર્મચક્ષુ કહેલી છે પણ ખરી ચક્ષુ તો એક વિવેકરૂપી આખને કહી છે, અને બીજી આંખ તે ગુણવાન માણસોની સોબતને કહી છે. આ બે પ્રકારની આંખોમાથી જેની પાસે એકે આંખ નથી તેઓ ઉન્માર્ગે-અવળે માર્ગે ગમન કરનારા થાય છે. કારણ કે વિવેકથી સન્માર્ગે-સવળા અથવા સાચા માર્ગે ગતિ થાય છે અથવા વિવેકીની સોબતથી સન્માર્ગે ગતિ થાય છે અહીં જીવ તથા શરીર સ્વભાવે જુદા છે એવું જ્ઞાન વિવેકથી પ્રકટ થાય છે ૨૦૭

ક્યા મહાપુરૂષે સત્સંગને અંતિમ કાલે ચાહ્યો ? તે જણાવે છે.—

**શાસ્ત્રનો અભ્યાસ જિનપદ નતિ સુસંગતિ આર્યની,**
**દોષવાદે મૌન ગુણગણ વારતા શુભ વૃત્તની;**

સર્વને પણ પ્રિય અને હિત વચન વદવું આત્મની,
શુભ ભાવનાજ ભવે ભવે એ સાત વચ્ચે મુક્તિની. ૨૦૮

અર્થ:—(૧) શાસ્ત્રનું અધ્યયન કરવું (૨) જિનેશ્વરના ચરણમાં નમસ્કાર. (૩) આર્યજનની હમેશાં સારી સોબત (૪) અન્યના દોષ કહેવામાં મૌન રહેવુ (૫) સારા આચરણ-વાળા ભવ્ય પુરૂષોના ગુણના સમૂહની વાર્તા કરવી (૬) સર્વને પ્રિય લાગે તેવું અને હિતકારી વચન કહેવું, તથા (૭) સાતમું આત્માના સ્વરૂપની વિચારણા કરવી. એ સાતની પ્રાપ્તિ મોક્ષપદને પામું, ત્યાં સુધીમાં વચલા ભવોમાં ભવોભવ મલજો. (એમ મરણની નજીકના ટાઇમે મહામંત્રી શ્રી વસ્તુ-પાલે માગણી કરી હતી એમ આગળના શ્લોકની સાથે આ શ્લોકનો સંબંધ છે) ૨૦૮.

મલજો મને ઇમ વસ્તુપાલે ભાવના અંતિમ ક્ષણે,
રાખી તિહાં ગુણિસંગ ચાહ્યો આર્યસંગતિ સુવચને;
હેયથી અલગા રહે જે અર્થને એ આર્યના,
ઉપદેશતા ચોથા ઉપાંગે વચન મલયગિરીશના. ૨૦૯

અર્થ:—આગલી ગાથામાં કહ્યા પ્રમાણે સાત વાનાં મને ભવોભવ મલજો એ પ્રમાણે મંત્રીશ્વર વસ્તુપાલે પોતાના અન્તિમ ક્ષણે–મરણ વખતે ભાવના રાખી. તેમાં તેમણે "આર્યસંગતિ" એ વચન વડે ગુણીજનના સંગની ચાહના રાખી છે.[1] આર્ય શબ્દની વ્યાખ્યા કરતાં પરમપૂજ્ય

૧. शास्त्राभ्यासो जिनपदनतिः संगतिः सर्वदार्यैः,
सद्वृत्तानां गुणगणकथा दोषवादे च मौनं ।

सर्वस्यापि प्रियहितवचो भावना चात्मतत्त्वे,
संपद्यन्ताम् मम भवभवे यावदाप्तोऽपवर्गः ॥१॥

૧ આચાર્ય મહારાજ શ્રી મલયગિરિજી મહારાજની જન્મભૂમિ આદિની બીના મલી શકતી નથી. પરંતુ પરમાર્હત રાજર્ષિ પરમ શ્રાવક કુમારપાલ રાજાને પ્રતિબોધ પમાડનાર કલિકાલ સર્વજ્ઞ શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજના સમયમા તેઓશ્રી હયાત હતા, એમ શ્રી જિનમંડનગણિએ બનાવેલ કુમારપાલ ચરિત્રમા આપેલી આ નીચેની હકીકત ઉપરથી જાણી શકાય છે–" એક વખત પૂજ્યપાદ શ્રી હેમચંદ્રસૂરીશ્વરજીએ બીજા ગચ્છના શ્રી દેવેન્દ્રસૂરિજી મહારાજ અને શ્રી મલયગિરિજી મહારાજની સાથે કલાકુશલતાદિ પ્રયોજનથી ગૌડ દેશમા વિહાર કર્યો. તે અવસરે શ્રી રૈવતક (ગિરિનાર) ગિરિની ઉપર ઉત્તરસાધક પદ્મિની સ્ત્રીની સાક્ષિએ પરમ પ્રભાવક કલિકાલ લોકોત્તર કલ્પવૃક્ષ શ્રી સિદ્ધચક્રની આરાધના કરી, ત્યારે ઇંદ્રના સામાનિકદેવ શ્રી સિદ્ધચક્રાધિષ્ઠાયક શ્રી વિમલેશ્વરદેવે પ્રત્યક્ષ થઇને ત્રણે પૂજ્ય પુરૂષોને વરદાન માગવા કહ્યુ. તેમાં (૧) શ્રી હેમચંદ્રાચાર્યે 'રાજાને પ્રતિબોધ કરી શકવાનુ' વરદાન માગ્યુ (૨) અને શ્રી દેવેન્દ્રસૂરિજી મહારાજે "ઉપદ્રવવાળી કાંતિનગરીથી જિનમંદિરને નિરૂપદ્રવ સ્થાનકે લઇ જવાનુ" વરદાન માગ્યુ. (૩) તથા આચાર્ય શ્રી મલયગિરિજી મહારાજે "શ્રી જૈન સિદ્ધાંત ગ્રંથોની ઉપર સરલ સુબોધક ટીકા કરવાનું" વરદાન માગ્યુ. આ પાઠ ઉપરથી બારમા સૈકાની છેવટના ભાગમા અને તેરમા સૈકાની શરૂઆતમા શ્રીમન્મલયગિરિજી મહારાજની હયાતિ કહી શકાય તેમજ ઐતિહાસિક ગ્રંથોના સૂક્ષ્મ અવલોકનથી નિ:શંક કહી શકાય છે કે તેઓશ્રી એક અપૂર્વ પ્રસિદ્ધ ટીકાકાર હતા. અને એ તો મને અનુભવસિદ્ધ છે કે–આ આચાર્યજીની ટીકા બનાવવાની ભવ્ય સરલ પ્રણાલિકા મારા જેવા

[૧]શ્રીપ્રજ્ઞાપના સૂત્રની અંદર આર્ય શબ્દનો અર્થ આ પ્રમાણે કર્યો છે કે જેઓ હેય-ત્યાગ કરવા યોગ્ય નિન્દનીય કાર્યોથી છેટા રહે તે આર્ય જાણવા ૨૦૯.

---

ઘણાએ બાલ જીવોને સ્પષ્ટ બોધદાયક નીવડી છે. તેમણે એક વ્યાકરણ શાસ્ત્ર બનાવવા ઉપરાંત ૧૫ મહા ગ્રંથોની ઉપર સરલ ટીકા બનાવી છે. તે આ પ્રમાણે-૧ શ્રી વ્યવહાર (છેદ ગ્રંથની) વૃત્તિ ૨ પાર્શ્વર્ષિના શિષ્ય શ્રી ચંદ્રમહત્તરાચાર્યે જે નવહજાર શ્લોક પ્રમાણ સ્વોપજ્ઞ ટીકા સહિત ૩૮૯ ગાથા પ્રમાણ 'પંચસંગ્રહ' બનાવ્યો તેની ઉપર ૧૮૮૫૦ શ્લોક પ્રમાણ ટીકા બનાવી ૩. શ્રી દેવવાચક કૃત નંદીસૂત્ર વૃત્તિ. ૪. છઠ્ઠા કર્મગ્રંથની ટીકા ૫ ઉમાસ્વાતિ વાચકના શિષ્ય શ્રી શ્યામાચાર્યે બનાવેલ શ્રી પ્રજાપના સૂત્રની વૃત્તિ ૬ ચંદ્રપ્રજ્ઞપ્તિ (ઉપાંગસૂત્રની) વૃત્તિ. ૭ સૂર્યપ્રજ્ઞપ્તિ (ઉપાગસૂત્રની) વૃત્તિ ૮ જ્યોતિષ્કરંડક પ્રકીર્ણક વૃત્તિ ૯ જીવાભિગમ વૃત્તિ ૧૦ ક્ષેત્રસમાસ વૃત્તિ. ૧૧ ધર્મસંગ્રહણીવૃત્તિ ૧૨ રાજપ્રશ્નીયોપાગવૃત્તિ. ૧૩. બૃહત્કલ્પની અર્ધ પીઠિની વૃત્તિ (જે પાછળથી શ્રી ક્ષેમકીર્તિસૂરિએ પૂરી કરી છે) ૧૪. શ્રી આવશ્યકસૂત્રવૃત્તિ ૧૫. શ્રી ભગવતીના ૨૦ મા શતકની વૃત્તિ

૧. આ શ્રી પ્રજ્ઞાપના સૂત્ર એ ઉપાગસૂત્ર છે. ઉપાગનો સબંધ અંગસૂત્રની સાથે જરૂર હોય છે કારણ કે અંગસૂત્રોની બીનાનો વિસ્તાર ઉપાગ સૂત્રોમા હોય છે એમ "**अंगार्थविवरणरुपमुपांगसूत्र**" આ ઉપરથી જાણી શકાય છે જેથી શ્રી સમવાયાગસૂત્રનુ આ ઉપાગ સમજવુ તેમા જીવપદ સ્થાનપદ અને શરીર ભાપા લેશ્યા વિગેરે પદાર્થોના સ્વરૂપ સમજાવનારા બીજા પણ અધ્યયનરૂપ અનેક પદો ગોઠવ્યા છે સર્વ મળી ૩૬ પદો છે તેને બનાવનારા શ્રી ઉમાસ્વાતિ વાચકના શિષ્ય શ્યામાચાર્ય હતા.

સોબતને અનુસારે ફલ (અસર) થાય છે તે દૃષ્ટાન્ત પૂર્વક આ ગાથામાં દેખાડે છે:—

સંસર્ગને અનુસાર ફલ દેખો તપેલા લોહમાં,
બિંદુ પડે વિણસેજ મુક્તાસમ નલિની પત્રમાં;
છીપમાં પડંતાં હોય મોતી વૃષ્ટિ બિંદુ સ્વાતિમાં,
સંગ જેવો રંગ તેવો એમ પણ જો તુંબમાં. ૨૧૦

અર્થ:—જેવી સોબત તે પ્રમાણે ફલ (અસર) જણાય છે જેમકે તપેલા લોઢા ઉપર પાણીનું ટીપુ પડે તો તેનો નાશજ થાય તેનું નામ નિશાન પણ રહેતું નથી તેજ પાણીનું બિન્દુ કમલના પાંદડા ઉપર હોય તો મુક્તા સમ એટલે મોતીના દાણા જેવુ શોભે છે. વળી સ્વાતિ નક્ષત્રમાં વરસેલુ તે બિન્દુ છીપના પેટમાં (મધ્યે) જાય તો સાક્ષાત્ મોતીજ બની જાય છે એથી સાબીત થયું કે જેને જેવી સોબત થાય તેવી તેને અસર થાય છે એ વિષે તુંબડાનુ (આગળ કહેવાતું) દૃષ્ટાંત પણ તું વિચારજે. ૨૧૦

પૂર્વ શ્લોકમા સૂચવેલુ તુંબડાનુ દૃષ્ટાંત સ્પષ્ટ સમજાવે છે.—

રૂધિર પીએ કેઇ તારે કેઇ સાગર તુંબડાં,
પાત્રલીલા અનુભવે યતિ હાથ કેઈ તુંબડાં;
વંશ સંયોગે મધુર રસ ગાય કેઇક તુંબડાં,
નીચ સંગે નીચ હોવે ઉચ્ચ સંગે વળી વડા. ૨૧૧

અર્થ—તુંબડુ જો કાપાલિકના હાથમાં જાય તો તે તેનો લોહી પીવામાં ઉપયોગ કરે છે. તેજ તુંબડા વડે કેટલાક સમુદ્રમાં તરી પણ શકે છે વળી જો તે તુંબડાં યતિના હાથમાં જાય તો પાત્રાની શોભાને પામે છે તેમજ કેટલાક તુંબડાં જેનો વાંસની સાથે સંયોગ થાય એટલે જો તેનો તંબુરો બનાવે તો તે મધુર અવાજે ગાય છે જેમ તુંબડાને નીચની સોબત થાય તો તેનો નીચ કાર્યમાં ઉપયોગ થાય અને સારાની સોબત થાય તો સારા કાર્યમાં તેનો ઉપયોગ થાય તેમ નીચ માણસની સોબતથી નીચપણાની પ્રાપ્તિ થાય છે અને ઉચ્ચ માણસની સોબતથી સદાચાર પાલવાની ચાહના થાય છે ૨૧૧

ગુણવંતની સોબત શ્રેષ્ઠ છે એમ જુદા પ્રકારે તે સમજાવે છેઃ—

સંસારખિન્નજનો તણી વિશ્રામભૂમિ ત્રણ કહી,
તેમાં ગણ્યો ગુણિસંગ જેથી અંશ પણ ધોખો નહિ;
સ્વર્ગ વાનાં ષટ્ કહ્યા જિનધર્મમતિ ગુણિસંગતિ,
વિનય અંગજ આદિમાં ગુણિસંગની ગણના થતી. ૨૧૨

અર્થ.—સંસારથી ઉદ્વેગ પામેલા માણસોની ત્રણ વિશ્રામ[1] ભૂમિઓ કહેલી છે તેમાં પણ ગુણીજનની સોબત

---

૧. વિશ્રામભૂમિ—જેમ થાકેલા મનુષ્યને વિસામો લેવાની જરૂર પડે છે અને તે માટે વિસામા બાંધેલા હોય છે તેને વિશ્રામભૂમિ કહે છે. તેમ આ સંસારમાં રખડવાથી થાકેલા જીવોને માટે

ગણાવી છે. તે ગુણીજનની સોબતથી જરા પણ ધોખો (નુકશાન) લાગતો નથી વળી જૈન ધર્મમાં બુદ્ધિ, ગુણીની સોબત, વિનયી પુત્ર વગેરે સ્વર્ગ જેવા છ વાનાં કહેલાં છે [2] તેની અંદર પણ ગુણવાન જનની સોબતની ગણતરી કરેલી છે ૨૧૨

આહ્લાદ કોઈ અપૂર્વ પ્રગટે ચિત્તમાં ગુણિસંગથી,
તેવો કદી પ્રકટે નહિ ઉત્તમ રસાયણ સ્વાદથી;
અમૃત થકી નહિ રાજ્યથી નહિ તે વળી સુત લાભથી,
ચિંતામણિ પ્રમુખે નહિ લાભો ઘણા ગુણિસંગથી. ૨૧૩

અર્થ.—ગુણી જનની સોબતથી ચિત્તમાં કોઇક અપૂર્વ-(પૂર્વે નહિ અનુભવેલો) તેવા પ્રકારનો આલ્હાદ—આનંદ પ્રગટ થાય છે આ ગુણી જનની સોબતથી જે અપૂર્વ આનંદ પ્રકટે તે આનંદ ઉત્તમ રસાયણના ચાખવાથી પણ કદાપિ પ્રગટ થતો નથી વળી અમૃતથી, રાજ્યથી, પુત્રના લાભથી અથવા ચિન્તામણિથી પણ ગુણી પુરૂષોના સંગથી થતા આનંદ સરખો આનંદ પ્રગટ થતો નથી કારણ કે આ બધી વસ્તુઓની પ્રાપ્તિથી થતો આનંદ પૌદ્ગલિક અને અસ્થિર છે. જ્યારે ગુણીજનની સોબતથી થતો આનંદ આત્મિક અને સ્થિર છે વળી ગુણીજનની સોબતથી બીજા પણ ઘણા લાભો થાય છે ૨૧૩

---

'વિસામારૂપ—આશ્રયનું સ્થાન હોવાથી વિશ્રામભૂમિ કહેલી છે જુઓ સૂક્તમુક્તાવલી પાનુ ૩૫. શ્લોક ૨૧ મો

[2] સૂક્ત મુ૦ પાનું ૩૫ મુ શ્લો૦ ૨૨ મો.

હવે નિર્ગુણી જનની સોબત કરવાથી થતા દોષો વિવિધ દૃષ્ટાંતો દઇને કવિ આ પ્રમાણે કહે છે:—

નિર્ગુણ નરોની સોબતે હોનાર દોષો કવિ કહે,
બાલે કમલને જેમ હિમ મોટાઇને જે તિમ દહે;
વંટોલિયો જિમ વાદલાંને તેમ નિર્ગુણસંગતિ,
ધન ધાન્ય કેરી વૃદ્ધિને સંહારતી દે દુઃખતતિ. ૨૧૪

અર્થ:—જેમ હિમ કમલને બાળી નાખે છે તેમ નિર્ગુણીની સોબત મોટાઇનો નાશ કરે છે. વળી વંટોળીયો જેમ વાદળાંના સમૂહને વિખેરી નાખે છે તેમ નિર્ગુણી જનની સોબત ધન ધાન્ય વગેરેની વૃદ્ધિનો (આબાદિનો) નાશ કરે છે અને વિશેષમાં દુઃખતતિ–દુઃખોની પરંપરાને આપે છે માટે નિર્ગુણી પુરૂષોની સોબત કરવીજ નહિ ૨૧૪

હાથી બગીચાને ઉખાડે તિમ દયાને જે સહી,
તોડે ગિરિને વજ્ર તિમ જે કુશલને છેદે સહી;
કાષ્ટો થકી અગ્નિ વધે જેથી કુમતિ વાધે વળી,
મૂલ વેલડીનું કંદ તિમ અન્યાયનું મૂલ જે વળી. ૨૧૫

અર્થ:—જેમ બગીચામાં પેઠેલો હાથી તેની અંદર આવેલાં ઝાડો, વેલા, છોડવા વગેરેને ઉખેડી નાખીને ખેદાન મેદાન કરી નાખે છે, તેમ નીચની સોબત દયા–કરૂણા રૂપી વૃક્ષનો નિશ્ચયે નાશ કરે છે એટલે નીચની સોબત કરનારમાં દયાનો અંશ રહેતો નથી. વળી જેમ વજ્ર પર્વતોને તોડી નાખે છે, તેમ નીચની સોબત કુશલને–કલ્યાણને નક્કી છેદી

નાખે છે-નાશ કરે છે તથા અગ્નિમાં કાષ્ઠો-લાકડાં નાખવાથી જેમ અગ્નિ વધે છે, તેમ નિર્ગુણી જનોની સોબત કુમતિ-(દુષ્ટ બુદ્ધિ)નો વધારો કરે છે. વળી વેલડીનું મૂલ (ઉત્પત્તિ સ્થાન) કંદ કહેલું છે, તેમ નીચની સોબત અન્યાય (અનીતિનું) મૂલ (ઉત્પત્તિસ્થાન) કહેલું છે. માટે નીચની સોબત બીલકુલ કરવીજ નહિ ૨૧૫

દુર્જનના સંગથી તેવાજ ગેરફાયદા જણાવે છે.—

તે સંગને નિર્ગુણતણા કરવો ઉચિત શું ? તે જને,
કલ્યાણને જે ચાહતો ના બેસવું તેની કને;
સંસ્કાર સારા તેમ હલકા ગુણિ અગુણના સંગથી,
દૃષ્ટાંત ગિરિશુક પુષ્પશુકનું એમ જાણ્યું શાસ્ત્રથી. ૨૧૬

અર્થ.—જે મનુષ્યો પોતાના કલ્યાણને (હિતને) ચાહનારા છે, તે મનુષ્યોએ નિર્ગુણી જનોની સોબત કરવી શું યોગ્ય છે? અર્થાત્ બિલકુલ યોગ્ય નથી. એટલુંજ નહિ પણ તેવાની પાસે બેસવું પણ ઉચિત નથી કારણ કે ગુણીની સોબતથી સંસ્કારો (છાપ) પણ સારા પડે છે. અને ગુણ-રહિતની સોબતથી હલકા-નીચ સંસ્કારો આવે છે. આ પ્રમાણે શાસ્ત્રમાં આપેલા ગિરિશુક તથા પુષ્પશુકના (આગળ કહેવાશે તે) દૃષ્ટાન્તથી જાણ્યું છે. (ટુંકામાં તે દૃષ્ટાન્ત આગલી ગાથામાં દેખાડે છે) ૨૧૬.

પૂર્વ શ્લોકમાં સૂચવેલા બે પોપટનું દૃષ્ટાન્ત આ પ્રમાણે:—

માતા પિતા બે પક્ષિના ના ભિન્ન તોયે મુનિ કને,
વસનાર પક્ષી હોય સારો પર વસે હિંસક કને;
તે કારણે તેવો બને સંક્ષેપ આ ચિત્તે ધરી,
હે શ્રાદ્ધ! ગુણિનો સંગ કરજે તેહથી દુઃખ નહિ જરી. ૨૧૭

અર્થ:—એક સ્થળે એક પોપટ તથા મેના વસતાં હતાં તેમને બે બચ્ચાં થયાં આ પ્રમાણે તે બંનેના માબાપ એક હતા તથા જન્મ પણ સાથે થએલો હતો. તે બંને બચ્ચાંઓને પારધીએ પકડીને તેમાનું એક શેઠને વેચાતું આપ્યું, અને બીજું બચ્ચું હિંસકને આપ્યુ તે શેઠની નજીકમા મુનિ વસતા હોવાથી તે પક્ષીને મુનિ પાસે વસવાનો લાભ મળવાથી તે પક્ષીમાં સારા સસ્કાર પડયા, જેથી તે મિષ્ટ વચન બોલે છે, અને આવનાર માણસનુ સારા શબ્દો વડે સન્માન કરે છે અને હિંસક પાસે ગએલુ તે પક્ષી હિંસકના જેવું બને છે, અપશબ્દો બોલતાં શીખે છે. એ પ્રમાણે સોબતની અસર પક્ષીઓ ઉપર પણ પડે છે એવું સંક્ષેપમાં કહેલ આ દૃષ્ટાન્ત હૃદયમાં ધારણ કરીને હે શ્રાવક! તું ગુણીજનની સોબત કરજે જેથી તને જરા પણ દુઃખ થશે નહિ. ૨૧૭.

ગુણગણ ધરી ઉત્તમ બનેલા ભવ્ય કેરી સંગતિ,
વાંછિત દીએ શું ના? નરોના ઇષ્ટ સઘલા દે અતિ;
હલકા વિચારો દૂર કરે ટાળેજ આંતર તિમિરને,
તેહી કરાવે ભાન તત્ત્વાતત્ત્વનું સત્સંગીને. ૨૧૮

અર્થ:—ગુણના સમૂહને ધારણ કરવાથી શ્રેષ્ઠ બનેલા ભવ્યજનની સોબત ક્યા ઇચ્છિતને આપતી નથી? અથવા મનુષ્યોના સઘળા ઇષ્ટને આપે છે કારણ કે ગુણીની સોબત હલકા–નીચ અથવા આર્ત રૌદ્ર ધ્યાનના વિચારોને દૂર કાઢે છે વળી આન્તર–આત્માના ગુણને ઢાંકનાર અભ્યન્તર અંધકારનો (જ્ઞાનાવરણીયાદિ કર્મોનો) નાશ કરે છે. અને સજ્જનનો સંગ તત્ત્વાતત્ત્વનું–સાચા ખોટાનું ભાન કરાવે છે. અથવા પોતાને હિતકારી શું છે? અને નુકસાનકારી શું છે? તેની સમજણ સત્સંગ કરાવે છે ૨૧૮.

આ ગાથામાં સત્સંગના લાભ ગણાવે છેઃ—

સંતોષમય જીવન બનાવે ન્યાય વૃત્તિની વળી,
વૃદ્ધિ કરે ગુણગણતણી યશને વધારે તે વળી;
નિજ ધર્મમાં સ્થિર ધીર કરે તિમ દુર્ગતિને સંહરે,
એ લાભ સત્સંગતિ તણો જે ભવ્ય તે તેને કરે. ૨૧૯

અર્થ:—સજ્જન માણસોની સોબત માનવ જીવનને સન્તોષમય બનાવે છે. તથા ન્યાયવૃત્તિમાં વધારો કરે છે. પોતામાં રહેલા ગુણના સમૂહમાં પણ વધારો કરે છે તેમજ તે યશનો પણ વધારો કરે છે. વળી પોતાની ફરજ બજાવવામાં જીવને સ્થિર–નિશ્ચલ બનાવે છે. તથા સંકટના પ્રસંગે ધૈર્યવાન બનાવે છે. દુષ્ટ બુદ્ધિનો નાશ કરે છે આ પ્રમાણે સત્સંગના લાભ જાણીને ભવ્યજનો અવશ્ય તે સત્સંગને કરે. ૨૧૯.

ખરૂ સુખ સત્સંગથી મળે છે. તે વિના સુખને ચાહનારો મૂર્ખાઈ ભરેલુ કેવું કામ કરે છે. તે જણાવે છે:—

**નિર્બુદ્ધિ જે સોબત તજી ગુણીની ચહે કલ્યાણને,**
**જીવદયા દૂરે તજીને ચાહતો તે પુણ્યને;**
**ઇચ્છા કરે યશની ધણી દૂરે તજીને ન્યાયને,**
**ઇચ્છા કરે છે દ્રવ્યની પણ છોડતો ન પ્રમાદને. ૨૨૦**

અર્થ:—જે બુદ્ધિ રહિત જીવો ગુણીજનની સોબત તજીને પોતાના કલ્યાણને અથવા હિતને ઇચ્છે છે તેઓ જીવદયા-અહિંસા છોડીને પુણ્ય મેળવવાને ચાહે છે અથવા જીવદયા વિના પુણ્યની ઇચ્છા કરવી ફોગટ છે તેમ સત્સંગ છોડીને કલ્યાણની ઇચ્છા કરવી એ નકામી છે. વળી ન્યાયને છોડીને કોઇ યશ-કીર્તિની ઇચ્છા કરે, અથવા પ્રમાદ-આળસને છોડયા સિવાય જે દ્રવ્ય મેળવવાની ઇચ્છા કરે તેવી ઇચ્છા કરનારા જીવો મૂર્ખ ગણાય છે. કારણકે તેમ કરવાથી જેમ યશ તથા દ્રવ્ય ન મળે, તેમ સત્સંગ છોડનારનું પણ કલ્યાણ થતું નથી ૨૨૦.

**પ્રતિભા વિનાનો તે ચહે રચવાજ કવિતાને વળી,**
**ઉપશમ દયા વિણ ચાહતો કરવા તપસ્યાને વળી;**
**અલ્પ બુદ્ધિ છતાં ચહે ગંભીર શાસ્ત્રાધ્યયનને,**
**ચક્ષુ વિનાનો તે ચહે છે દેખવા ઘટ આદિને. ૨૨૧**

અર્થ:—વળી જે માણુસ સત્સંગને તજીને પોતાનું હિત ઇચ્છે છે, તે માણુસ પ્રતિમા-કવિત્વ શક્તિ રહિત છતાં

કવિતા કરવાની ઈચ્છા કરનાર મૂર્ખ માણુસની બરાબર (જેવો) છે. અથવા જે કવિત્વ શક્તિ વિનાનો હોય, તે કવિતા રચી શકતો નથી તેમ સત્સગ વિના કલ્યાણુની આશા નિષ્ફળ છે વળી જેમ ઉપશમ (શાન્તિ) તથા દયા (કરૂણા) રહિત માણુસની તપસ્યા કરવાની મ્હેનત પણ ફોગટ છે, અને જેમ અલ્પ બુદ્ધિ–ટુંકી બુદ્ધિ છતાં ગભીર–ઉંડા રહસ્યવાળા શાસ્ત્રના અભ્યાસની ઇચ્છા રાખવી જેમ નકામી છે, અને જેમ આંખો રહિત અંધની ઘટ પટ વગેરે વસ્તુઓને જોવાની ઇચ્છા નિરર્થક છે. તેવીજ રીતે સત્સંગ વિના સ્વહિતની ઈચ્છા રાખવી એ ફોગટ જાણવી. ૨૨૧.

**વાંછા કરે છે ધ્યાન કરવા પણ ચપલતા ચિત્તની,**
**એ આઠ વાનાં ના બને ખામીજ છે નિજ હેતુની;**
**પુણ્યાદિ કાર્યો નીપજે ના, જો મણા કરૂણાદિની,**
**કલ્યાણ ના હોવે કદી સોબત વિના ગુણવંતની. ૨૨૨**

અર્થઃ—જેના ચિત્તની ચપળતા–ચંચળતા હોય તે છતાં તે ધ્યાન કરવા ચાહે તો તે બનેજ નહિ એવી રીતે ઉપર કહેલ આઠ કાર્યો જે થતા નથી તેનું કારણ એ છે કે–તે દરેક કાર્યોમાં નિજ હેતુ એટલે પોત પોતાનાં કારણોનીજ મુખ્ય ખામી છે જેમ પુણ્યાદિ કાર્યોમાં તે કારણની એટલે કરૂણા–દયા ભાવ વગેરે કારણોની ખામી છે, તેથી પુણ્ય વગેરે કાર્યો બની શકેજ નહિ તેવીજ રીતે ગુણી જનની સોબત વિના કદાપિ પણ કલ્યાણ થઇ શકતું નથી. ૨૨૨.

હે જીવ! જો તું બુદ્ધિના ગણને ચહે છે પામવા,
વળી આપદાને દૂર કરવા ન્યાય માર્ગે ચાલવા;
યશ કીર્તિને વળી પામવા દુર્જનપણું સંહારવા,
સદ્ધર્મને આરાધવા તિમ પાપનાં ફલ રોકવા. ૨૨૩

અર્થ:—હે ચેતન! જો તારી વિવિધ પ્રકારની બુદ્ધિના સમૂહને મેળવવાની ઇચ્છા હોય, અને આપત્તિઓને દૂર કરવાની ઇચ્છા હોય, તથા નીતિના માર્ગને અનુસરવાની, યશ[1] અને કીર્તિને મેળવવાની, દુર્જનપણાનો નાશ કરવાની, સદ્ધર્મને આરાધન કરવાની તેમજ પાપના અશુભ ફળને રોકવાની ઇચ્છા હોય તો તારે શુ કરવાની જરૂર છે? તે આગળની ગાથામાં દેખાડે છે. ૨૨૩

સુરઋદ્ધિ ઉત્તમ મુક્તિની વરમાલ ઝટપટ પામવા,
ચાહેજ છે તો સંગને કરજે સદા ગુણવંતના;
તું જાણ જીવ નિમિત્તવાસી તેહ જેવા હેતુને,
પામે લહે તે ભાવને ના ભૂલજે હિત વચનને. ૨૨૪

અર્થ:—વળી હે જીવ! તારે દેવતાની દિવ્ય ઋદ્ધિઓને તથા શ્રેષ્ઠ મોક્ષની વરમાલાને જલ્દી પામવી હોય એટલે મોક્ષ પણ મેળવવાની ઇચ્છા હોય તો હમેશાં ગુણીજનોની સોબત

---

૧. એક દિશામા વ્યાપે તે કીર્તિ અને સર્વ દિશામા ફેલાય તે યશ કહેવાય છે. કહ્યું છે કે—एकदिग्गामिनी कीर्त्तिः—सर्वदिग्गामुकं यशः ॥

ણકે આ જીવ નિમિત્તવાસી છે એટલે જેવા નિમિત્ત ળે તેવા તેવા પરિણામોને પામે છે. માટે જો સત્સંગ ારા નિમિત્તોની પ્રાપ્તિ થાય, તો જીવ તેને લઈને સારાં કાર્યો પ્રત્યે પ્રેરાય છે. અને ખરાબ સોબત વગેરે અનિષ્ટ નિમિત્તો મળે, તો જીવ અશુભ અથવા અનુચિત કાર્યો કરવા પ્રેરાય છે માટે આ જીવ નિમિત્તવાસી છે એ શિખામણના અથવા કલ્યાણના વચનને તું ભૂલીશ નહિ ૨૨૪.

આ ગાથામાં સત્સંગનું ફળ કોને મળ્યું ? તે દૃષ્ટાંત કહે છે:—

સત્સંગ ફલ પામ્યો દિવાકર જે પુરોહિત સુત હતો,
ત્રણ મિત્રનું દૃષ્ટાંત ગુરૂની પાસ તે અવધારતો;
નિત્ય પર્વ શ્રેષ્ઠ પ્રણામ મિત્રો સોમદત્ત પ્રધાનના,
સંકટ સમયમાં શાંતિ ત્રીજો આપતો બે સ્વાર્થના. ૨૨૫

અર્થ:—જે પુરોહિતનો પુત્ર દિવાકર નામે હતો તેને સત્સંગનુ ફળ આ પ્રમાણે મળ્યુ તેણે ગુરૂ (તેમની પાસે) ની સોબત કરવાથી ત્રણ મિત્રનું દૃષ્ટાન્ત સાંભળ્યુ તે આ પ્રમાણે.—સોમદત્ત નામના પ્રધાનને ત્રણ મિત્રો હતા ૧ નિત્યમિત્ર, ૨ પર્વમિત્ર, અને ૩ ઉત્તમ પ્રણામ મિત્ર આ ત્રણ મિત્રો પૈકી પ્રથમના બે સ્વાર્થના સગા હતા અને ત્રીજો પ્રણામ મિત્ર સંકટ વખતમાં (દુઃખના સમયમાં) અપૂર્વ-સંપૂર્ણ શાંતિ આપનાર હતો ૨૨૫.

આ ત્રણ મિત્રોનો ઉપનય ગુરૂ મહારાજ આત્મિક જીવનમાં આ પ્રમાણે ઘટાવીને સમજાવે છે:—

આત્મિક જીવનમાં એ ધરે નિત્યમિત્ર સમ તનુ ગુરૂ કહે,
પોષાય તે નિત કર્મ કોપે ના જરી મદદે રહે;
પર્વ મિત્ર સમા સગાંઓ માત્ર આશ્વાસન દીએ,
પણ આત્મહિત ન જરા કરે સૌ સ્વાર્થ સંગી જાણીએ. ૨૨૬

અર્થઃ—જેમ માણુસની પાસે દ્રવ્ય હોય છે ત્યારે સ્વાર્થી માણુસોનાં ટોળાં હમેશાં તેની પાછળ મિત્રતાનો ડોળ કરતાં ફર્યા કરે છે. પરંતુ જ્યારે તે માણુસનું દ્રવ્ય ખલાસ થઇ જાય અને તેને જ્યારે મદદની જરૂર હોય ત્યારે તે સ્વાર્થીઓ તેને એકલો મૂકીને ચાલ્યા જાય છે અને તે નિત્ય મિત્રો તેને કાંઇ કામમાં આવતા નથી. તેની પેઠે આ આત્માને પોતાનું શરીર એ નિત્યમિત્ર જેવું (હંમેશના પરિચયવાળું) જાણવું. જીવ તેને હમેશાં ઇષ્ટ પદાર્થોથી પોષે છે. આત્મા તેને માટે કંઇ કંઇ જાતનાં પાપકર્મો કરે છે, પરંતુ તે અંત સમયે (મરણ વેલાએ) આત્માની જરા પણ મદદમાં રહેતું નથી. હવે બીજા પર્વ મિત્ર સમાન સગાંઓ જાણવા. તેઓ પણ પોતાના સ્વાર્થ માટે આ જીવની પાસે કંઈ કંઈ જાતનાં પાપ કર્મો કરાવે છે. જ્યારે આ જીવ આપત્તિમાં હોય ત્યારે ઉપરના દેખાવનું આશ્વાસન આપવા સિવાય બીજું કાંઈ પણ આત્મહિત કરતા નથી. માટે આ બંને પ્રકારના મિત્રો સ્વાર્થની સગાઇ રાખનારા જાણવા. ૨૨૬.

સુપ્રણામ મિત્ર જિનેશ ભાષિત ધર્મ છેલ્લા પણ ક્ષણે,
શરણે જતાં યે શર્મને રાખે સદા નિર્ભયપણે;

સંક્ષેપમાં ઉપદેશ ગુરૂનો સાંભળી સંયમ લહી,
સુરઋદ્ધિનો અનુભવ કરી શિવ પામશે કર્મો દહી. ૨૨૭

અર્થ:—હવે ત્રીજો ઉત્તમ પ્રણામમિત્ર તે જિનેશ્વર ભગવાને કહેલો ધર્મ જાણવો. જે ધર્મ ભવ્ય જીવને મરણની છેલ્લી ઘડીએ પણ શરણ લેવાથી સુખને આપનાર થાય છે, તથા હંમેશા ભય રહિતપણે ( નિર્ભય–નીડર ) રાખે છે. આ પ્રમાણે જેમ સોમદત્ત પ્રધાનને પ્રથમના બે મિત્રોએ કાંઈ સહાય ન કરી અને તે પ્રધાન ત્રીજા પ્રણામ મિત્રની મદદથી રાજાનો ભય ટાળી નિર્ભય બન્યો તેમ ધર્મની સોબતથી (સાધના કરવાથી) આત્માનું હિત કરી શકાય છે એવો ટુંકાણમાં ગુરૂનો ઉપદેશ સાંભળીને તે પુરોહિતનો પુત્ર દિવાકર ગુરૂની આગળ ચારિત્રને લઇને અને તેની પરમ ઉલ્લાસથી સાધના કરીને ત્યાંથી દેવલોકનાં સુખ ભોગવીને અંતે સકલ કર્મોનો નાશ કરી મોક્ષ સુખને પામશે ( આ પ્રમાણે સત્સંગતિનું ફળ જાણીને દરેક ભવ્ય જીવે દિવાકરની જેમ સત્સંગનો આદર કરવો એમ આગળના શ્લોકમાં જણાવે છે ) ૨૨૭

નિજ આત્મહિતને ચાહનારા શ્રાવકે ઉત્તમતણી,
સંગતિ સદા કરવી દયા દાક્ષિણ્યતા ધરવી ઘણી;
ધૈર્ય દુઃખમાં રાખવું નિત ન્યાય પંથે ચાલવું,
ખોટા વિચારો છોડવા પ્રિય સત્યહિત મિત બોલવું. ૨૨૮

અર્થ:—એ પ્રમાણે ઉપરનું દૃષ્ટાન્ત સમજીને પોતાનું આત્મકલ્યાણ ઇચ્છનારા શ્રાવકે ઉત્તમ જનોની સોબત હમેશાં-

કરવી વળી દુઃખી જનો પ્રત્યે ઘણો દયાભાવ રાખવો જેમ પોતાના પુત્ર વગેરેને દુઃખી જોઇને લાગણીથી તત્કાલ ઈલાજ કરવામાં આવે છે, તેમ ઉત્તમ શ્રાવકોએ કોઇ પણ જીવ દુઃખી થતો હોય, ત્યારે તેનો ઉપાય વિલંબ કર્યા સિવાય શક્તિને અનુસારે જરૂર કરવો જોઇએ આમ કરવામાં 'આ મારો અને આ પર ( બીજો )' આવો ભેદભાવ રખાયજ નહિ, તેમજ ઉદાર આશયવાળા ભવ્ય શ્રાવકોને તેમ કરવું છાજેજ નહિ ભેદભાવ રાખે એ હલકો ગણાય કહ્યું છે કે "अयं निजः परो वेत्ति, गणना लघुचेतसां ॥ उदारचरितानां तु, वसुधैव कुटुंबकम् ॥ १ ॥ આ પ્રમાણે ઉત્તમ શ્રાવકોનું વર્તન જોઇને જેમનું દુઃખ દૂર કરવાને માટે આપણે યોગ્ય પ્રયત્ન કર્યો, તેમાનાં કંઈક ભદ્રિક જીવો સન્માર્ગને પામે છે. શ્રાવકધર્મની અનુમોદના કરે છે અને કહે છે કે–" જૈનો ! તમારૂં ભલું થજો ' આ આશીર્વાદના અમૂલ્ય વચનો તેમના મોંઢામાંથી નીકળે, એ ખરા અંતરના સમજવા આવા જીવો શ્રી જૈનેન્દ્રશાસનની અનુમોદના કરે તેના પરિણામે આ ભવમાં અથવા પરભવમાં જરૂર જૈનેન્દ્રશાસનને પામે, તેની ઉલ્લાસથી પૂર્ણ આરાધના કરી આત્મકલ્યાણ સાધે આમ થવામાં જરૂર સમજવું જોઇએ કે–ખરૂં કારણ 'શ્રાવકે પ્હેલાં તેને દુઃખમાંથી બચાવ્યો' એ છે. બદલો લેવાની ઇચ્છાથી ઉત્તમ શ્રાવકોએ કોઇનું કામ કરવુંજ નહિ જેથી ભવિષ્યમાં 'આનું મેં કામ કર્યું હતું તોએ એણે કંઇ કદર કરી નહિ' આવો વિચાર ન આવે કારણ કે કોઇનું આપણે ભલું કરીએ, તેથી પુણ્યાનુબંધિ પુણ્ય બંધાય, એટલે આ ભવમાં

તો સુખી રહીએ એમાં નવાઈ શી? પણ પરભવમાં પણ ઉત્તમ શ્રાવક કુલમાં જન્મ મલે, જેથી નિરાંતે ધર્મમય સુખી જીવન ગુજારી શકાય અને મુક્તિપદ મલે, એમ સમજીને દુઃખી જીવોની ઉપર જરૂર લાગણી રાખવી ‘શ્રાવકો વિશેષે કરીને દયાળુ હોય છે, તેઓના મહોલ્લામાં જઇશું તો કંઈ પામીશું’ આ ઇરાદાથી જેટલા પ્રમાણમાં દુઃખીજનો શ્રાવકના મહોલ્લામાં જતા આવતા દેખાય છે તેટલા પ્રમાણમાં બીજા સ્થળે તેમ દેખાતુંજ નથી. વ્યાજબીજ છે કે બીજાના દુઃખ ટાળવાથીજ સુખી જીવન ગુજારી શકાય જેમ સામાને શાંતિ આપી હોય, તો તેના તરફથી આપણે શાંતિ મેળવી શકીએ તેમજ કોઈપણ કામ કરવામાં દાક્ષિણ્યતા ધારણ કરવી, (રાખવી) અને લજ્જાળુ બની ડહાપણનો ઉપયોગ કરવો. તેમા દાક્ષિણ્યતા એટલે બીજાનુ કાર્ય બજાવવામાં અને કહેવું માનવામાં પોતાની ઉત્સાહપૂર્વક અનુકૂલતા જણાવવી. આવા ગુણને ધારણ કરનારા ઉત્તમ શ્રાવકો જે વખતે સામો માણસ ‘કૃપા કરીને મારૂં આટલુ કાર્ય કરી આપો, અથવા કરાવી દ્યો’ આવી માગણી કરે, તે વખતે પોતાનું જરૂરી કાર્ય પણ એક બાજુ રાખીને સામાનું કામ કરવામાં (પરોપકાર કરવામાં તીવ્ર લાગણી દર્શાવીને તેને પૂર્ણ સંતોષ પમાડે છે આવા પરગજુ ઉત્તમ (માણસોનુ) શ્રાવકોનું જન સમુદાયમા સારૂં માન જળવાય, એમાં નવાઇ શી? સમજવાનું એ છે કે–અનેક ભવ્ય જીવોની મનની લાગણીને પોતાની તરફ ખેંચવાનું અપૂર્વ સાધન કોઇ પણ હોય, તો તે એકજ પરોપકાર (બીજાનું કામ બજાવવું, એ) છે. વસ્તુ-

સ્થિતિ એમ હોવાથી તેવા દાક્ષિણ્ય ગુણવાલા ભવ્ય શ્રાવકોનું વેણ તમામ જીવો માને છે, એટલુંજ નહિ, પણ તેમણે બતાવેલા નિષ્કંટક રસ્તે હોંશે દોરાય છે, માનવ જીવનને ઉચ્ચ કોટીનું બનાવે છે. આજ કારણથી શ્રાવકે પોતાનું નિર્મલ વર્તન એવું રાખવુ કે જે જોઇને સામો માણસ પોતાની ધાર્મિક પ્રવૃત્તિમાં અનુમોદના કરીને જરૂર જોડાય. મોહનીય કર્મના ઉછાળાને લઇને કદાચ ધર્મ માર્ગમાં અરૂચિ થઈ હોય, તેવા વિકટ પ્રસંગમાં પણ છેવટ સામાની શરમથી પણ દાક્ષિણ્ય ગુણવાળા ભવ્યજીવો ધર્મ સાધન છોડતા નથી. આ બાબત દૃષ્ટાંત દેવાની ખાસ જરૂર છે. કારણ કે બાલજીવોને ચાલુ પ્રસંગ યથાર્થ સમજવામાં તે મદદગાર છે. માટેજ કહ્યું છે કે "न हि दृष्टांतं विना दार्ष्टान्तिकस्य सिद्धिर्भवितुमर्हति ' આ મુદ્દાથી દાક્ષિણ્ય ગુણને ધારણ કરનાર શ્રી ક્ષુલ્લકકુમારની બીના ટુંકામાં જણાવું છું

શ્રી સાકેતપુરમાં પુંડરીક નામે રાજા હતા. તેમને કંડરીક નામે નાના ભાઇ હતા. તે યુવરાજપદે નીમાયા હતા. યુવરાજ કંડરીકને યશોભદ્રા નામે સ્ત્રી (રાણી) હતી. રાજા પુંડરીક તે (યશોભદ્રા)ને જોઇને મોહિત થયો. આ મોહનાજ પાપે તેણે કંડરીકને આડખીલી જાણીને મારી નાખ્યો પોતાના શીલને સાચવવાને માટેજ યશોભદ્રાએ પોતાના પતિની કરૂણ સ્થિતિ દેખતાં વૈરાગ્ય પામીને સિંહની પેઠે આત્મિક વીર્યોલ્લાસ ફોરવીને દીક્ષા લીધી. અને તે આનંદથી આરાધવા લાગી. દીક્ષા લીધા પહેલાં તેને (યશોભદ્રાને) ગુપ્ત ગર્ભ હતો. 'આ વાત જણાવું તો કદાચ દીક્ષા મને ન મળી શકે' આ ઇરા-

હાથી પોતાના ગુરૂણી કીર્ત્તિમતી સાધ્વીને આ બીના કહી ન હતી જેથી તે અજાણ હતા અનુક્રમે ગર્ભ વધતાં ગુરૂણીએ જાણ્યુ, ને યશોભદ્રા સાધ્વીને પૂછીને ખાત્રી કરી. શ્રાવિકાને વાત કરી તેની દેખરેખમાં સારી સારવાર થઈ. અવસરે પુત્ર જન્મ્યો અનુક્રમે આઠ વર્ષનો થયો, ત્યારે આચાર્ય શ્રી અજિતસેનસૂરિજીએ દીક્ષા આપી નામ "મુનિ ક્ષુલ્લકકુમાર" રાખ્યુ ઉલ્લાસથી સંયમની સાધના કરી રહ્યા છે તેવામા વસંત ઋતુમાં જુવાન પુરૂષો વિવિધ પ્રકારની ક્રીડા કરી રહ્યા છે, આ જોઈને ચારિત્ર મોહોદયથી તે મુનિને સંયમથી ખસવાની ભાવના જાગી આ બીના તેમણે બીજા સાધુને જણાવી ત્યારે તેણે કહ્યું કે–હે મહાનુભાવ! તમારા જેવા કુલીન મુનિરાજે આવા દુર્ગતિમાં લઈ જનારા વિચારો કરવા એ તદ્દન ગેરવ્યાજબી છે પાપમય સંસારરૂપી કચરાનો ત્યાગ કરીને કયો સમજુ માણસ ફરી તેની ચાહના કરે? હે મુનિરાજ! જે (ઝેર) ત્યાગ કર્યું તેને ફરી લેવા ઇચ્છા કરાયજ નહિ, એવું ડહાપણ તો તિર્યંચોમાં પણ દેખાય છે જુઓ સર્પમાં બે જાતિ હોય છે. ૧ એક–અગંધન કુલના સર્પો ૨. ગંધન કુલના સર્પો. તેમાં અગંધન કુલના સર્પ જેને કરડે, તે ઝેર પ્રાણાંત કષ્ટમાં પણ ફરી ચૂસવા ચાહેજ નહિ. મંત્રવાદી ઘણી ધમકી બતાવે, તો પણ મરણ સ્વીકારે પણ વમેલું ઝેર કોઇ દિવસ ચૂસશેજ નહિ. જ્યારે સર્પ જેવા તિર્યંચમાં પણ આવી સમજણ હોય છે, તો પછી હે મુનિરાજ! તમે મનુષ્ય છતાં વમેલા (ત્યાગ કરેલા) ભોગોને કેમ ચાહો છો? યાદ રાખજો કે 'ભોગથી

સુખ મળે એમ માનવું એ ભયંકર ભૂલ ભરેલું છે કારણ કે જેઓ સુખની ઇચ્છાથી ભોગને સેવે છે, તેઓ ભયંકર રોગોની વેદના અહીં ભોગવીને નરકાદિ દુર્ગતિના આકરા દુઃખો ભોગવે છે

ભોગના સેવનથી આ ભવ અને પર ભવ એમ બંને ભવ બગડે છે કહ્યું છે કે–आत्मसुखार्थं क्रियते भोगः पश्चाद् भवति शरीरे रोगः ॥ रोगे जाते मरणं शरणं–तदपि न मुञ्चति पापाचरणम् ॥ १ ॥ ડાહ્યા માણસે કોઈ પણ કાર્યની શરૂઆત કરતાં પહેલાં 'આનું ભાવી પરિણામ (ફલ) સારૂં આવશે કે બુરૂ ? જો સારૂં પરિણામ જણાય, તો કાર્યની શરૂઆત કરવી. નહિ તો વિપરીત કાર્ય કરતાં તેનાં માઠાં પરિણામ ( ફલ ) એવા ભોગવવા પડે છે કે જેથી ઠેઠ સુધી પશ્ચાત્તાપ થયા કરે છે કહ્યું છે કે–सगुणमपगुणं वा कुर्वता कार्यजातं, परिणतिरवधार्या यत्नतः पंडितेन ॥ अतिरभसकृतानां कर्मणामाविपत्तेर्भवति हृदयदाही शल्यतुल्यो विपाकः ॥ १ ॥ હે મુનિરાજ ! હવે કઇ સમજો આ કાર્ય (વ્રતથી ચૂકવું) એ ભવિષ્યમાં જરૂર દુર્ગતિમા લઈ જશે નીતિ શાસ્ત્રકારે શીખામણ દીધી છે કે–વગર વિચાર્યું કાર્ય કોઇ દિવસ ન કરવું, કારણ કે તેમ કરીએ તો અવિવેક થાય, તેથી ભવિષ્યમાં ઘણી વિપત્તિઓ ભોગવવી પડે જેઓ દીર્ઘદૃષ્ટિથી વિચાર કરીને કામ કરે છે, તેજ ઉત્તમ પુરૂષો દ્રવ્ય ભાવ સંપત્તિના સુખ ભોગવી શકે છે. કહ્યું છે કે ( उपजाति वृत्तम् ) सहसा विदधीत न क्रिया–मविवेकः परमापदां पदं ॥ वृणुते हि विमृश्यकारिणं गुणलुब्धाः स्वयमेव संपदः ॥ १ ॥

આવી રીતે સમજાવતાં છતાં ક્ષુલ્લક મુનિ ન સમજ્યા. જેથી તે અન્ય મુનિરાજે સાધ્વી શ્રી યશોભદ્રા (ક્ષુલ્લક મુનિની માતા)ને જણાવી. ત્યારે તેણે (સાધ્વીએ) ક્ષુલ્લક મુનિને સંયમમાં સ્થિર કરવા ઘણો પ્રયત્ન કર્યો, છેવટે કહ્યું કે "તું જેમ તારી ઇચ્છાથી બાર વર્ષ સુધી સંયમમાં રહ્યો, તેમ મારા વચનની ખાતર હવે પણ બાર વર્ષ સુધી સંયમની સાધના કર." ક્ષુલ્લક મુનિ આ વચન સાંભળીને દાક્ષિણ્યતા (માતા આદિ વડીલના વચનનો તિરસ્કાર–લોપ કેમ કરાય? આવા) ગુણને લઇને બાર વર્ષ સુધી સંયમ માર્ગમાં રહ્યા. એમ તેજ (દાક્ષિણ્યતા) ગુણને લઇને ગુરૂણીજી કીર્તિમતીજી સાધ્વીનું અને શ્રી અજિતસેન સૂરિ મહારાજનું અને ઉપાધ્યાયજીનું પણ વચન માન્યું. જેથી એ પ્રમાણે દાક્ષિણ્યતા ગુણે અડતાળીસ વર્ષ સુધી ક્ષુલ્લક મુનિને સંયમમાં ટકાવ્યા. છેવટે ભોગની લાલસાથી માતાએ આપેલ મુદ્રરત્ન અને રત્નકંબલ લઇને જો કે પુંડરીકના રાજ્યમાં આવ્યા, પણ ત્યાં નાટક જોવાનો પ્રસંગ મળ્યો, તેમાં આખી રાત હેઠ સુધી એક નટડી નાચ કરીને છેવટે (થોડું નાટક બાકી રહ્યું, ત્યાં) ઝોકાં ખાવા લાગી ત્યારે તેને મોટી નટડીએ ગીતમાં સમજાવ્યું કે–"હે સુંદરી! રાત્રિના ઘણા ભાગ સુધી સારામાં સારૂં ગાયન–નાચ વિગેરે કરીને હવે થોડા સમય માટે શું કામ પ્રમાદ કરી કર્યા ઉપર પાણી ફેરવે છે?" આ સાંભળીને ક્ષુલ્લકે વિચાર્યું કે–આ વચનમાંથી મારે પણ સમજવું જોઇએ કે જીંદગીનો ઘણો ભાગ સંયમ સાધીને સફલ કર્યો, તો હવે 'બ્હોત ગઇ ને થોડી રહી' આ કહેવત પ્રમાણે જીંદગીનો

છેલ્લો ભાગ શા માટે બગાડવો ? જો હું સમજું હોઉ, તો મારાથી તેવું કામ થાયજ નહિ. આવી ઉત્તમ વિચારણા કરી મુનિ સંયમ માર્ગમાં ફરી સ્થિર થયા એ નટડીના વચને તો યુવરાજ યશોભદ્ર, મંત્રી જયસંધિ, શ્રીકાંતા સાર્થવાહી અને કર્ણપાલ માવતને પણ સદ્બુદ્ધિ જગાડી અને સંયમ લેવા તત્પર બનાવ્યા. જેથી ક્ષુલ્લક મુનિ એ ચારે જણાને લઇને ગુરૂની પાસે આવ્યા તેમણે અનુમોદના કરી, અને ક્ષુલ્લક મુનિ સ્થિરપણે સંયમ સાધવામાં ઉજમાલ થયા. પરિણામે આત્મકાર્યના સાધક બન્યા

આ દૃષ્ટાન્તમાંથી શ્રાવકોને સમજવાનું મલે છે કે– દાક્ષિણ્યતા ગુણ જરૂર ધારણ કરવો, જેથી ધર્મ માર્ગમાં સ્થિરતાથી ટકી શકાય અને કર્મમેલથી મલિન બનેલા આત્માને અલ્પ સમયમાં નિર્મલ બનાવી શકાય. દાક્ષિણ્યતા કરવી ખરી, પણ જેમાં પાપનું પોષણ થતું હોય, તેવા કાર્યમાં દાક્ષિણ્યતા કરાયજ નહિ. પુણ્યબંધના અને કર્મનિર્જરાના સાધનભૂત ધાર્મિક કાર્યોમાં તે ખૂશીથી કરવી. કારણ કે તેમ કરવામાં બંનેનું હિત સમાયલું છે. એમ દાક્ષિણ્યતા ગુણનું સ્વરૂપ ટુંકામાં જણાવ્યું. ઉત્તમ શ્રાવકોએ દાક્ષિણ્યતા ગુણની માફક લજ્જા ગુણ પણ જરૂર ધારણ કરવો. આ લજ્જા ગુણ બીજા અનેક ગુણોને પ્રકટાવે છે. ઉત્તમ ભવ્ય જીવોના હૃદયમાં પ્રાણાંતે પણ અકાર્ય ( પાપ) કરવાની લગાર પણ ઇચ્છા થાયજ નહિ, એ લજ્જા ગુણનોજ પ્રભાવ છે. પાપ કાર્યમાં લજ્જા રાખવાની હોય પણ ધર્મારાધનમાં લજ્જા હોયજ નહિ. સદાચાર સેવવાની તીવ્ર

ઉત્કંઠા અને જે ધર્મનું કાર્ય શરૂ કર્યું, તેમાં સ્નેહ કે બલાત્કારને આધીન થયા વગર ઠેઠ સુધી ઉત્સાહી રહેવું, આમ થવામાં લજ્જા એજ કારણ છે.

લજ્જા ગુણને ખાસ કરીને ઉત્તમ કુલની સાથે સંબંધ હોય છે કારણ કે પ્રત્યક્ષ દેખાય છે કે ઉત્તમ કુળમાં જન્મેલા પુરૂષો લજ્જાળુ હોય છે. આ બાબત ચંડરૂદ્રાચાર્યના શિષ્યના દૃષ્ટાંતે સ્પષ્ટ સમજાશે. તે બીના ટુંકામાં આ પ્રમાણે—કુલવાન શેઠનો દીકરો પોતાના મિત્રોની સાથે આચાર્ય મહારાજની પાસે ગયો. મશ્કરીમા મિત્રોએ કહ્યું કે આ દીક્ષા લેવા આવ્યો છે આ સાંભળીને ગુરૂએ લોચ કરવા માંડયો, ને થોડીવારમાં ઘણો લોચ કરી પણ નાંખ્યો, ત્યારે શેઠના દીકરાએ વિચાર્યું કે–"મારી અડધી દીક્ષા તો થઇ ગઈ, હવે આવી સ્થિતિમા ફરવુ એ શરમ ભરેલું ગણાય, માટે હવે તો દીક્ષા લીધી એનો નિર્વાહ કરવો એજ વ્યાજબી છે." આવો વિચાર કરી દીક્ષા લીધી, અને સમતા ભાવે ગુરૂનો માર પણ સહન કરીને તે મુનિએ કેવલજ્ઞાન મેળવ્યું, અને છેવટે આ બીના જાણી ગુરૂ પણ ક્ષમા ગુણ ધારણ કરી કેવલી બન્યા. મશ્કરીમા ભાર ભેરું કામ શેઠના દીકરાએ પૂરૂં કર્યું, એ લજ્જા ગુણનોજ પ્રભાવ સમજવો. પૂર્વકૃત પાપકર્મના ઉદયથી પ્રાપ્ત થએલા દુ:ખમાં ધીરજ રાખવી. કારણુ કે સુખ કે દુઃખ તે પૂર્વે બાંધેલા કર્મોનું ફલ છે એટલે શાતા વેદનીય કર્મના ઉદયે આ જીવ સુખને ભોગવે છે અને અશાતા વેદનીય કર્મના ઉદયે દુઃખને ભોગવે છે. આવો વિચાર કરીને સંપત્તિના સમયમાં એટલે પોતાને સુખના દહાડા હોય, ત્યારે

અક્કડ ન થવું, (ગર્વ ધારણ કરવો નહિ; મારા જેવો દુનિયામાં બીજો કોણ સુખી છે? આવી મગરૂરી ધારણ કરવી નહિ.) પણ સાવચેત થઈને લક્ષ્મી આદિનો દાનાદિ સત્કાર્યોમાં સદુપયોગ કરવો તેમાં વિલંબ (ઢીલ) કરવોજ નહિ. યાદ રાખવું કે-જેટલા દિવસ સુખ સાહ્યિબી ભોગવી, એનો અર્થ એ કે તેટલા દિવસનું પુણ્ય ખાલી થયું. એટલે જેમ જેમ સુખના દહાડા લંબાય, તેમ તેમ પુણ્યની મુડી જરૂર ખાલી થાય છે, એમ સમજવું. આ બાબત જુઓ સાક્ષિપાઠ-શ્રી વર્ધમાનસૂરિએ બનાવેલા વાસુપૂજ્ય ચરિત્રમા દાનના પ્રસંગે શ્રી રતિસાર વર્ણન ચાલે છે ત્યાં અવસરે જણાવ્યું છે કે-कार्यं संपदि नानन्द, पूर्वपुण्यभिदे हि सा ॥ नैवापदि विषादश्च सा हि प्राक्पापपिष्टये ॥१॥ અહીં ગ્રંથકાર એ પણ સમજાવે છે કે દુઃખના સમયમાં સમજુ શ્રાવકોએ (શ્રાવકાદિ ભવ્ય જીવોએ) કદી પણ હાય વોય કરવી નહિ, લગાર પણ ગભરાવું નહિ. આ સમયે તો જરૂર ખૂશી થવુ જોઈએ. કારણ કે આત્માને એમ આશ્વાસન આપવુ કે-હે જીવ! આ કર્મ લેણીયાત પોતાનુ લેણું લેવા આવ્યો છે આ વખતે તું સારી સ્થિતિમા છે. કારણ કે તારી પાસે જ્ઞાન ખજાનો ભરપૂર છે.

અહીં એક દૃષ્ટાંત સમજી લે-તે એ કે "એક આબરૂદાર સરાફને ત્યાં એક બીજા માણસે લાખ રૂપિયા જમે મૂક્યા અમુક ટાઈમ વીત્યા બાદ તે સરાફને ત્યાં તે માણસ મૂંડી લેવા આવ્યો. આ વખતે દેનાર સરાફને ત્યાં બે લાખ રોકડા પડ્યા છે, તેથી તે માગનારને દેતી વખતે એમજ કહેશે કે-હે ભાઇ! તમે તમારા લાખ રૂપિયા ખૂશીથી લઇ

જાઓ, અને મનમાં એમ વિચારશે કે–આ લેણદાર પહેલાં આવ્યો હોત, તો કદાચ મારે ના કહેવી પડત, પણ બહુ સારૂ થયું કે–આજે આવ્યો કારણ કે રોકડ ભરપૂર છે” આ દૃષ્ટાંતમાંથી બોધ એ લેજે કે લાખ રૂપિયા (માગનારને) દેનાર સરાફ જેવો તું છે. તે જેમ દેવું ચૂકવે છે, તેમ તારે કર્મરાજાનું દેવુ ચૂકવવાનું છે. સરાફની પાસે જેમ રોકડ ભરપૂર હતી, તેમ તારી પાસે જ્ઞાન ખજાનો ભરપૂર છે ( એટલે તું સમજણના ઘરમાં રહ્યો છે ) માટે દેવું ચૂકવતી વખતે લગાર પણ ઉદાસ થઇશ નહિ સારૂં થયું કે આ મનુષ્ય ભવમાં પાપકર્મના ફલ ભોગવવાનો સમય આવ્યો કારણ કે કર્મનુ સ્વરૂપ જાણુવામાં છે કે–બાંધતી વખતે ચેતે તેને દુઃખ હોયજ નહિ, તે વખતે ન ચેત્યો તેથી આ દુઃખનો સમય આવ્યો. હવે તો હે જીવ ! તું જેટલા દિવસ દુઃખ ભોગવીશ, તેટલા દિવસનો પાપરૂપી કચરો ખાલી થશે ઘરમાંથી કચરો જતો હોય ત્યારે તો ખૂશી થવુ જોઇએ આ તારા આત્મરૂપી ઘરમાંથી પાપરૂપી કચરો ખાલી થાય છે, માટે આનંદમાં રહે હાય વોય કરવાથી તો ઉલ્ટાં બીજાં ચીકણાં કર્મો બધાશે.

પંડિત–મૂર્ખ–રાજા–રંક–રોગી–નીરોગી એમાંના કોઇને પણ કર્મરાજા છોડતો નથી. ફેર એટલો પડે છે કે–જ્ઞાની પુરૂષો કર્મ ફલને સમતાભાવે ભોગવે છે, ત્યારે અજ્ઞાની જીવો તેવા અવસરે ધૈર્ય ગુમાવી બેસે છે. બાંધેલા કર્મોનાં ફલ બનેને જરૂર ભોગવવાં પડે છે એવું જેમ જૈન સિદ્ધાંત સ્પષ્ટ જણાવે છે, તેમ ભગવદ્ ગીતા પણ પોતાની માન્યતા

પ્રમાણે સ્વીકારે છે. ત્યાં કહ્યું છે કે–ज्ञानिनोऽज्ञानिनश्चात्र-समे प्रारब्धकर्मणि ॥ न क्लेशो ज्ञानिनो धैर्यात्-क्लिश्यत्य-ज्ञोऽधैर्यतः ॥ १ ॥ આ ચાલુ પ્રસંગે "ઓ દીન બી વીત જાયગા" આ દૃષ્ટાંત જરૂર યાદ રાખવુ (જેથી દુ.ખના સમયમાં ધૈર્ય ટકી શકે) તે ટુંકામાં આ પ્રમાણે–એક રાજાને મહા બુદ્ધિશાલી દીવાન (મંત્રી) હતો તે રાજ્ય ચલાવવામાં અને રાજા અને પ્રજા વચ્ચેનો પ્રેમભાવ જાળવવામાં હોશિયાર હતો આ ગુણને લઇને રાજા તેની ઉપર બહુ રાજી રહે છે એક વખત રાજાની આગળ કોઇ દુષ્ટ માણસે કહ્યુ કે–" આ દીવાન તમને પદભ્રષ્ટ કરવાને કોશીશ કરી રહ્યો છે" રાજાને "કાન હોય પણ સાન ન હોય" જેથી આ ખોટી બીનાને પણ સાચી માનીને હમેશના નિયમ મુજબ જ્યારે બીજે દિવસે સવારે દીવાન કચેરીમા આવ્યા, તે વખતે ક્રોધમાં આવીને રાજાએ હુકમ ફરમાવ્યો કે "હે સીપાઈ! દીવાનને કેદમાં પૂરી દો." હુકમ પ્રમાણે સિપાઈ દિવાનને કેદમાં લઈ ગયા. અહીં દીવાન વિચારે છે કે–નક્કી કોઈ દુષ્ટ માણસે રાજાના ખોટી રીતે કાન ભંભેર્યા છે, નહિ તો મને બીનગુનેગારને ગુનો પણ જણાવ્યા વિના કેદમાં કેમ પૂરે? 'રાજાએ દિવાનને ભોજન પણ ન આપવું' એવો હુકમ કર્યો હતો. જેથી દીવાનને ખાવાનું પણ મલતું નથી આવો દુઃખનો સમય છે, તો પણ જ્ઞાની દીવાન લગાર પણ ખેદ કરતા નથી, અને આત્માને આશ્વાસન દેવા માટે આનંદ પૂર્વક એજ શબ્દ બોલે છે કે–'ओ दीन वी वीत जाय गा' દીવાનના મોંઢા ઉપર લગાર પણ ઉદાસીનતા દેખાતી નથી ઉપરના શબ્દો

સિપાઈઓએ પણ સાંભળ્યા, પણ તેનો અર્થ તેઓ સમજતા નથી કેટલોક સમય વીત્યા બાદ રાજાએ દીવાનની ખબર પૂછી ત્યારે સીપાઇઓએ કહ્યુ કે–હે રાજન્! દીવાન તો બહુજ આનંદમાં રહે છે, ને 'ઓ દીન વી વીત જાય ગા' આવુ બોલે છે રાજા વિચારે છે કે–આ વાકયનો અર્થ શો હશે? દીવાનને બોલાવીને પૂછુ, તો આનો ખુલાસો મળે. રાજાએ સિપાઇને કહ્યું કે–દીવાનને બોલાવો રાજાના હુકમથી સિપાઇ દીવાનને કચેરીમા રાજાની આગળ લાવ્યો રાજાએ પૂછયું કે–'ઓ દીન વી વીત જાય ગા' આ વાક્યનો અર્થ શો? દીવાને કહ્યું કે–હે રાજન્! આનો અર્થ કહેતાં આપનો અવિનય થાય, માટે હું અર્થ કહેવા ચાહતો નથી

રાજાએ કહ્યુ કે–અવિનયની ફીકર કરવી નહિ ખરો અર્થ નીડરપણે જણાવો હવે તમને કેદખાનામાં નહિ રાખીએ આવા નિર્ભય વચન સાંભળીને દીવાને કહ્યું કે 'ઓ દીન વી વીત જાયગા' આનો અર્થ આ પ્રમાણે છે– કોઇને સુખના દહાડા હોય કે કોઇને દુઃખના દહાડા હોય, બન્ને જણાએ સમજવું જોઇએ કે 'ઓ દીન વી વીત જાયગા' એટલે સુખના દહાડા કાયમ રહેતા નથી, તેમજ દુઃખના દહાડા પણ કાયમ રહેના નથી. આ નિયમ પ્રમાણે હે રાજન્! તમારા સુખના દહાડા છે તે પણ કાયમ રહેવાના નથી, અને મારે દુઃખના દહાડા છે, તે પણ કાયમ રહેવાના નથી જ્યારે સુખના દહાડા હોય, ત્યારે સમજુ માણસે મગરૂર ન થવુ જોઇએ, અન્યાય ન કરવો જોઇએ, કારણ કે અન્યાય કરવાથી બાધેલાં કર્મો પોતાનેજ ભોગવવાના છે અને જ્યારે

દુઃખના દહાડા હોય, ત્યારે ગુંઝાવુ નહિ, કારણુ કે આવા સમયે મનથી વિશેષ લાગણી રાખીને કાયથી ધર્મારાધન કરવામાં આવે, સમતાભાવ રાખીએ, આત્મસ્વરૂપની ચિંતવના નિરંતર કરીએ, તો જરૂર પુણ્યનું જોર વધે આ વખતે એમ બને છે કે-જેમ વધારે બળવાન માણસ નબળા માણુસને દબાવી શકે, તેમ પુણ્ય (નું જોર વધે ત્યારે તે) બળિયું બને ત્યારે અલ્પ બળવાળા પાપનું જોર ટકી શકતું નથી એ તો જગજાહેર છે કે-પાપના ઉદયથી દુઃખ મળે છે. હે રાજન્! મેં પાછલા ભવમાં તમારૂ અનિષ્ટ કર્યું હશે, તેનું મને આ ફલ મળ્યું છે. આમાં ડાહ્યા માનવે એકલા બાહ્યનિમિત્ત (તમે વગેરે)ને મુખ્ય નિમિત્ત કારણુ તરીકે ન જ માનવા જોઇએ કર્મ રાજા જે સ્થિતિમા મૂકે, તેમાં આનંદ માનવો એ જીવન, અને તે સિવાયનુ મરણુ સમજવું. દીવાને કહેલી આ બીના સાંભળીને રાજાએ પોતાની ભૂલ કબુલ કરી અને આ દૃષ્ટાંતમાંથી બોધ લઇને જીવનમાં ઉતાર્યો દીવાનને કેદખાનામાંથી મુક્ત કર્યો. ભવ્ય શ્રાવકોએ દીવાનની માફક દુઃખના સમયે ધૈર્ય રાખવું. તેમજ હમેશા ન્યાયના માર્ગે ચાલવું વળી ખોટા અશુભ વિચારોનો ત્યાગ કરવો. તથા બોલતી વખતે મિત-પ્રમાણુસર અથવા જરૂર પૂરતું, તે વળી પ્રિય, સત્ય અને હિતકારી બોલવું એમ શ્રી યોગશાસ્ત્રમાં કહ્યું છે. ૨૨૮

ગ્રંથકાર શ્રાવકને ઉપયોગી હિતશિક્ષા આપે છેઃ—

દુર્જનતણી પાસે ન કરવી પ્રાર્થના તે આકરા,
આરંભને છોડી થવું માર્ગાનુસારી ગુણધરા;

**સંતોષમય જીવન ગુજારે જિમ સમાધિ મરણને,**
**અંતિમ ક્ષણે પામે તથા શ્રાવક કરે વ્યવસાયને. ૨૨૯**

અર્થઃ—વળી શ્રાવકે વેપાર કરતાં દુર્જનની પાસે પ્રાર્થના ન કરવી કારણ કે એક વાર પણ દુર્જનના સપાટામાં સપડાયા પછી તેના પ્રપંચમાંથી નીકળવુ મુશ્કેલ થાય છે વળી પૂર્વે કહેલા કૃષિ-ખેતી વગેરે ઘણા પાપવાળા આરંભ કાર્યોનો ત્યાગ કરીને માર્ગાનુસારીના પાંત્રીસ ગુણોને ધારણ કરનારા થવું તે માર્ગાનુસારીના ૩૫ ગુણો ટુંકામાં આ પ્રમાણે—આ ગુણો શ્રાવક ધર્મના માર્ગમાં જોડનારા તથા ટકાવનારા છે, માટે માર્ગાનુસારી ગુણો કહેવાય છે. તેના ઘણાં ભેદો છે, તો પણ મુખ્ય ગુણો ૩૫ છે. તેમાં—

૧ ન્યાયસંપન્ન વિભવ—શ્રાવકે ન્યાયથી ધન ઉપાર્જન કરવું જોઇએ અન્યાયથી મેળવેલુ ધન લાંબો ટાઈમ ટકેજ નહિ ખાનારની બુદ્ધિમાં જરૂર ફેરફાર થાય કોઇએ સોંપેલી રકમ હોય, તેમાંથી ઉચાપત કરવી, એ અન્યાય કહેવાય. માપમાં, વ્યાજમાં અને વેપાર વિગેરેમાં ભદ્રિકજનોને છેતરવા નહિ કોઈને આડુ અવળું ઉધું ચતું સમજાવીને પૈસો મેળવે એ પણ અન્યાયજ કહેવાય ન્યાયથી પેદા કરેલુ ધન ભલે ઓછું હોય તો પણ એ (સો મણ લોઢા કરતાં) પાશેર સોના જેવું સમજવું.

૨ શિષ્ટાચાર પ્રશંસક—શ્રાવકે ઉત્તમ જ્ઞાન અને ક્રિયામય સદાચાર ( અથવા સદાચારી પુરૂષો )ની પ્રશંસા કરવી.

રાજવિરૂદ્ધ કાર્ય કરવું નહિ, હિંસાદિ દોષોનો તથા સાતે વ્યસનોનો ત્યાગ કરવો વિગેરે સદાચારને જરૂર સાધવો

૩ સરખા કુલ અને શીલ (ધાર્મિક વર્તન) વાળાની સાથે વિવાહ કરી શકાય, તેમાં ગોત્ર જુદુ હોવું જોઇએ. એક ગોત્રમાં તેમ ન થઈ શકે બંનેનો (પતિ અને સ્રીનો) એક સરખો ધર્મ હોવો જોઇએ તેમ હોય તો ધર્મ સાધનામાં વિશેષ અનુકૂલતા જાળવો શકાય છે ધાર્મિક ઝગડાઓ થતા નથી. સંપમય જીંદગી ગુજારી શકાય

૪ પાપભીરૂ–ઉત્તમ શ્રાવકે 'પાપનો બદલો પોતાનેજ ભોગવવાનો છે' એમ સમજીને પાપકાર્ય કરતાં જરૂર ચેતવું. પહેલેથી ચેતનારને ભવિષ્યમાં દુઃખ ન હોય કહ્યુ છે કે– 'બંધ સમય ચિત્ત ચેતીએ, ઉદય મહા બલવાન અથવા ઉદયે શો સંતાપ"

૫ દેશાચાર પ્રમાણે વર્ત્તન રાખવુઃ–જે દેશમાં રહેતા હોઈએ તેને અનુસરીને ધર્માદિને વાંધો ન આવે તેવા આચાર વિચાર તરફ લક્ષ્ય રાખી પ્રવૃત્તિ કરવી.

૬ કોઈનો પણ અવર્ણવાદ (નિંદા વચન) બોલવો નહિ. તેમાં ચતુર્વિધ સંઘની તથા રાજાદિ અધિકારી પુરૂષોની ક્યારે પણ નિંદા નજ કરવી જોઇએ નિંદા કરવાથી નીચ ગોત્ર કર્મ બંધાય છે

૭ જ્યાં પેસવાના અને નીકળવાના અનેક રસ્તા (દરવાજો વિગેરે) હોય, તેવા ઘરમાં શ્રાવકે રહેવું નહિ, કાર-

ણુ કે તેવા ઘરમાં રહેનારને ચોરાદિનો ઉપદ્રવ થાય તથા તેવા ઘરમાં રહેતાં સ્ત્રી આદિ કુટુંબી જનો જીવનમર્યાદા–આબરૂ પણ જાળવી શકે નહિ. તથા જે ઘર ચારે બાજુથી ઢાંકેલુ હોય, ત્યાં પણ શ્રાવકે રહેવું નહિ, કારણ કે તેવા સ્થલે અગ્નિ સર્પ વિગેરેના ઉપદ્રવના પ્રસગે જલ્દી પેસવાની અને નીકળવાની પૂરેપૂરી મુશ્કેલી નડે છે શ્રાવક જ્યાં રહે ત્યા આજુબાજુના આડોશીપાડોશી ધર્મી હોવા જોઇએ અને તેમ હોય તોજ કુટુબના ધાર્મિક સંસ્કારો ટકે છે. પાડોશી ખરાબ હોય તો બાલકો વિગેરે કુટુબીજનો તેનુ તેવું વર્ત્તન જોઇને ‘ રાત્રિભોજન, અભક્ષ્યનુ ખાવુ, ખરાબ ભાષા બોલવી વિગેરે ’ ખરાબ પ્રવૃત્તિ કરવા મડી જાય છે .

૮–જેઓ ઉત્તમ ધાર્મિક વિચાર કરે, વિચારીને ખપ પૂરતુ પરહિતકારી સત્ય બોલે, તથા કાયાથી આવશ્યક પ્રભુ. પૂજા દાનાદિ ધર્મની આરાધના કરે તેવા ધર્મિષ્ઠ પુરૂષોની સોબત કરવી આવા પુરૂષો બીજાને પણ સમજાવીને (સારણા–વારણા–ચોયણા–પડિચોયણા કરીને) ધર્મમા જોડે છે તેમની સોબત કરવાથી પોતાની ભૂલ સુધરે, આપણું ધર્મમય જીવન બને, પાપ કાર્ય કરતા ડરીએ અને આત્મકલ્યાણ સ્હેજે સાધી શકાય મિત્ર પણ આવાજ સદાચારી જીવોને કરવા કારણ કે તેવા ઉત્તમ શ્રાવકાદિ ભવ્ય જીવોને શાસ્ત્રમાં કલ્યાણ મિત્ર કહ્યા છે. જ્યાં સદાચારી બહુ શ્રુત સાધર્મિક ભવ્ય જીવો માંહે માંહે ઉત્તમ ચારે અનુયોગ ગર્ભિત વિચારોની આપ લે કરે, તે આયતન કહેવાય શ્રાવકે તેવા ઉપાશ્રયાદિ સ્થાનને સેવનારા ઉત્તમ સાત્વિક પુરૂષોની સોબત કરવી.

સાત્વિક પુરૂષો નિર્મલ શ્રદ્ધાગુણને ધારણ કરે છે શ્રી આનંદ શ્રાવક, સુલસા, રેવતી શ્રાવિકાદિની માફક દૈવિક પરીક્ષાના પ્રસંગે પણ ધર્મથી ચલાયમાન થયા નથી તેઓ જમતી વખતે બીજાને દઇનેજ જમે છે તથા કષાયો સેવતા નથી, સાચુ બોલે છે, તથા મેધા–બુદ્ધિ–ધૈર્ય–વિનય–દયા ને ધારણ કરે છે, અને આત્માદિ પદાર્થોનું નિર્દોષ જ્ઞાન મેળવે છે તથા ઉલ્લાસથી સરલતા પ્રધાન ઉત્તમ–નિરભિલાષ પ્રવૃત્તિ કરનારા હોય છે. એમ તો બીજા શાસ્ત્રોમાં પણ રૂપાન્તરે (બીજી રીતે) કહ્યું છે તે આ પ્રમાણે—सत्त्वं रजस्तमस्त्रीणि विज्ञेयाः प्रकृतेर्गुणाः ॥ तैश्च युक्तस्य चित्तस्य–कथयाम्यखिलान्गुणान् ॥ १ ॥ ॥ शार्दूलविक्रीडितवृत्तम् ॥ आस्तिक्यं पविज्यभोजनमनुत्तापश्च तथ्यं वचः । मेधाबुद्धिधृतिक्षमाश्च करुणा ज्ञानं च निर्दंभता ॥ कर्मानिंदितमस्पृहं च विनयो धर्मः सदैवादराद्–एते सत्त्वगुणान्वितस्य मनसो गीता गुणा ज्ञानिभिः ॥ १ ॥ તેમજ શ્રાવકે રાજસી અને તામસી પુરૂષોની સોબત ક્યારે પણ નજ કરવી જોઇએ તેમાં રાજસી પુરૂષો ક્રોધી હોય છે, નિર્દયપણે સામાની ઉપર પ્રહાર કરે છે, ભોગ સાધનને માટે ઘણું કષ્ટ સહન કરે છે, તેમને સાંસારિક તુચ્છ સુખની ઇચ્છા વધારે હોય છે, તેઓ ભોગતૃષ્ણાના ગુલામ બને છે, માયાને સેવે છે; જૂઠું બોલે છે અધીરતા અને અહંકારવાળા હોય છે, લક્ષ્મી આદિની મોઝમજા ભોગવે છે અને તેવી સ્થિતિમાં મદોન્મત્ત બને છે ભોગ સાધન મેળવવા માટે ઘણી મુસાફરી કરે છે. અને તેમને ઐહિક સુખની તીવ્ર લાલસા હોય છે આ વાત રૂપાન્તરે બીજા શાસ્ત્રોમાં પણ કહી છે. તે આ પ્રમાણે–(શાર્દૂલવિક્રીડિ-

तवृत्तम् ) क्रोधस्ताडनशीलता च बहुलं दुःखं सुखेच्छाऽधिका। दम्भः कामुकताऽप्यलीकवचनं चाधीरताहंकृतिः॥ ऐश्वर्यादभिमानिताऽतिशयितानन्दोऽधिकं चाटनं । प्रख्याता हि रजोगुणेन सहितस्यैते गुणाश्चेतस ॥ २ ॥ तथा

તામસી પુરૂષો-શ્રદ્ધા ગુણ વિનાના હોય છે, અપ્રસન્ન (સખેદ) રહે છે, બહુજ આળસુ હોય છે, અને તેમની બુદ્ધિ મલિન હોય છે, તેઓ અકાર્ય સેવીને રાજી થાય છે, ઘણી નિદ્રા સેવે છે, જ્ઞાનમાર્ગથી વેગળા રહે છે, તેમજ મૂઢ અને ક્રોધાંધ હોય છે આ વાત સંક્ષેપમાં બીજી રીતે અન્યત્ર આ પ્રમાણે કહી છે-( शार्दूलविक्रीडितवृत्तं ) नास्तिक्यं सुविषण्णताऽतिशयिताऽऽलस्यं च दुष्टा मतिः। प्रीतिर्निन्दितकर्मशर्मणि सदा निद्रालुताऽहर्निशम् ॥ अज्ञानं किल सर्वतोऽपि सततं क्रोधांधता मूढता । प्रख्याता हि तमोगुणेन सहितस्यैते गुणाश्चेतसः ॥३॥ સાત્ત્વિક પુરૂષો વિશિષ્ટ જ્ઞાન ક્રિયા મય ધાર્મિક જીવન ગુજારે છે અને તેઓ ભવાન્તરે ઉંચે ( દેવલોકમાં અથવા મોક્ષમાં) જાય છે, રાજસી પુરૂષોનું લોભપ્રધાન જીવન હોય છે અને તામસી પુરૂષો-પ્રમાદ-મોહ-અજ્ઞાન દંભાદિ દોષોને સેવીને ભવાંતરે અધોગતિમાં જાય છે सत्त्वात्संजायते ज्ञानं-रजसो लोभ एव च ॥ प्रमादमोहौ तमसो -भवत्यज्ञानमेव च ॥१॥ ऊर्ध्वं गच्छन्ति सत्त्वस्थाः-मध्ये तिष्ठंति राजसाः ॥ जघन्यगुणवृत्तिस्थाः-अधो गच्छंति तामसाः ॥२॥

૯ શ્રાવકે પોતાના મહા ઉપકારી માતાપિતાની આજ્ઞા પ્રમાણે જરૂર વર્તવુ સવારે તેમને બંને હાથ જોડી વંદન કરવું. વિનયથી ભક્તિ કરવી તેમ કરવામાં પોતે માતા પિતાનો આશીર્વાદ મેળવીને સુખી જીવન ગુજારી શકે છે. માતા પિતાનો

અવિનય કદી પણ કરવો નહિ તેમને ધાર્મિક પ્રવૃત્તિમાં અને પરલોક સાધનામાં કુલીન પુત્રોએ જરૂર મદદ કરવી

૧૦ શ્રાવકે શાંતિમય ધાર્મિક જીવન ગુજારવા માટે જ્યાં રાજાઓનો માંહોમાંહે વિરોધભાવ ચાલતો હોય, તથા રોગચાલો અને દુકાલ હોય, ત્યાં રહેવુંજ નહિ

૧૧ શ્રાવકે જેથી દેશ–જાતિ–કુલ–દેવ–ગુરૂ–ધર્મ–માતા–પિતા આણરૂને લાંછન (ડાઘ–કલંક) લાગે તેવું કામ કદી પણ કરવુ નહિ. મોહાદિને વશ થઇને જેઓ તેવું કરે છે, તેમને આ ભવમાં ભયંકર વેદના ભોગવવી પડે છે, અને પરભવમાં દુર્ગતિના દુઃખો ભોગવે છે

૧૨ આવક (પેદાશ)ના પ્રમાણમાં ખર્ચની મર્યાદા બાંધવી દેખાદેખી ખર્ચ કે દેવુ વધારવાની ટેવ ન રાખવી, કારણ કે તેમ કરવાથી ભવિષ્યમાં અચાનક મુંઝવણ આવી પડે છે. માટેજ કુટુંબમાં વડીલે કરકસર અને સાદાઇની પદ્ધતિ પડે, તેવી યોજના કરવાની ખાસ જરૂરીયાત છે. આવક વધે તો તે સાધર્મિક ભક્તિ આદિ ઉત્તમ કાર્યોમાં જરૂર વાપરી દેવી જોઇએ શુભ ખાતાની કે ધાર્મિક ખાતાની જે રકમ વાપરવાની હોય, તેનો જલ્દી નક્કી કર્યા પ્રમાણે સદુપયોગ કરવો. એમાં પોતાના નિમિત્તે કે કુટુંબના નિમિત્તે તેનો લગાર પણ અંશ વાપરી શકાયજ નહિ ભૂલથી તેમ થતું હોય તો ન થાય, તેમ જરૂર કાળજી રાખવી, અને ભૂલની શુદ્ધિ કરવી પ્રસંગે શ્રાવકે યાદ રાખવુ કે સાધારણ ખાતાની

રકમ–જ્ઞાનકાર્યમાં અને દેવાદિના કાર્યમાં વાપરી શકાય, અને જ્ઞાન ખાતાની રકમ દેવાદિના કાર્યમાં વપરાય, પણ સાધારણ ખાતાના કાર્યમાં ન વપરાય તથા દેવ દ્રવ્યની રકમ પ્રભુદેવના અને મંદિરના કાર્યમાંજ વાપરવી. પણ જ્ઞાનના અને સાધારણ ખાતાના કાર્યમાં નજ વાપરી શકાય

૧૩ ધનને અનુસારે શ્રાવકે વેષ રાખવો તેમજ તેવો વેષ રાખવો કે જેથી પોતાની આબરૂ જળવાય પ્રભુ દેવ અને ગુરૂના દર્શન–વંદનાદિ પ્રસંગે દહેરામા ઉપાશ્રયે ઉઘાડા માથે જઇ શકાય નહિ દેવપૂજનના અવસરે, પૌષધ, ઉપધાન વહેનાદિ પ્રસંગે માથું ખુલ્લું રહે તેનો વાધો હોયજ નહિ

૧૪ શ્રાવકે બુદ્ધિના આઠ ગુણોને સમજીને યાદ કરવા હમેશા તે પ્રમાણે પ્રવૃત્તિ કરવી, તે આઠ ગુણો આ પ્રમાણે– ૧ પ્રભુદેવે કહેલા શાસ્ત્રોને સાભળવાની તીવ્ર ચાહના રાખવી ૨ તેવા સિદ્ધાંતોને ઉલ્લાસથી નિરંતર સાભળવા ૩–સાંભળીને અર્થ સમજવો ૪ સમજીને તે યાદ રાખવો ૫ જિજ્ઞાસા બુદ્ધિએ તેમા તર્ક કરવા (તે સામાન્ય જ્ઞાન) ૬ તેમ કરીને વિસ્તારથી વસ્તુતત્ત્વનો બોધ મેળવવો ૭ અર્થનુ જ્ઞાન લેવું ૮ આ વસ્તુનુ સ્વરૂપ આવુ છે, જેમકે ચેતના સ્વરૂપવાળો જીવ છે. વિગેરે નીર્ણય રૂપે જ્ઞાન મેળવવુ (તે તત્ત્વજ્ઞાન કહેવાય )

૧૫ અમૃત, સાકર, શેલડી અને દ્રાક્ષથી પણ વધારે મીઠી ધર્મના સ્વરૂપને જણાવનારી શ્રી જિનવાણી સાંભળવી, જેથી

પોતાની ધાર્મિક ફરજો સમજાય અને તે પ્રમાણે પ્રવૃત્તિ કરીને જરૂર આત્મહિત સાધી શકાય

૧૬ અજીર્ણ (ખાધેલું અનાજ ન પચે તે) અનેક રોગોને ઉપજાવે છે. આ બાબત ભાવપ્રકાશાદિ અનેક વૈદ્યક ગ્રંથોમા કહ્યું છે કે-" अजीर्णप्रभवा रोगाः " આવુ અજીર્ણ હોય ત્યારે ધર્મિષ્ઠ શ્રાવકોએ જમવું નહિ (નવુ ભોજન લેવું નહિ) તેવી સ્થિતિમાં જમવાથી ધાર્મિક સાધનામા જરૂર ખલેલ પ્હોચે, રોગાદિની પીડા ભોગવવી પડે, એમ સમજીને ખાધેલુ અનાજ પચી જાય, પછી નવુ ભોજન લેવું.

૧૭ ભૂખ લાગે ત્યારે ખાવું, ટાઇમ બીનટાઇમે જમવાથી આરોગ્ય સચવાય નહિ. તેમા પણ ઊણોદરિકા તરફ જરૂર લક્ષ્ય રાખવું આહારનો જેટલો ભાગ ગળેથી સુખે કરી ઉતારી શકીએ તેટલા ભાગનુ નામ એક કોળીઓ કહેવાય બીજા ગ્રંથોમાં કુકડીના ઇડાના આકાર જેટલો જે આહારનો ભાગ તે કોળીયો કહેવાય, એમ કહ્યુ છે સામાન્ય નિયમે પુરૂષનો આહાર ૩૨ કવલનો અને સ્ત્રીનો આહાર ૨૮ કવલનો જાણવો એમા ઉમરના અને અવસ્થા વિશેષના પ્રમાણમાં ઓછાશ પણ સભવે.

૧૮ ધર્મ, અર્થ અને કામ આ ત્રણમાં માહોમાંહે એક બીજાની જેમ મહત્તા અને અનુકૂલતા જળવાય, તેવી રીતે પ્રવૃત્તિ કરવી, એટલે ત્રણેમાં ધર્મ અગ્રેસર છે, એમ સમજીને શ્રાવકે પહેલી ધાર્મિક પ્રવૃત્તિ જાળવીનેજ બીજી પ્રવૃત્તિ કરવી ઉચિત છે. યાદ રાખવું કે ધર્મથીજ દ્રવ્ય વિગેરે તમામ

સુખના સાધનો મળે છે. ધર્મને આગળ કરીને ચાલનારા ભવ્ય જીવો કોઈ પણ દિવસ દુઃખને લગાર પણ પામતા નથી. ધર્મને સાધવાથીજ ધનાદિની વૃદ્ધિ થાય છે. કહ્યું છે કે-ધર્મ વધંતા ધન વધે-વધત વધત વધ જાય ॥ ધર્મ ઘટંતા ધન ઘટે-ઘટત ઘટત ઘટ જાય ॥૧॥ ધાર્મિક નિયમને માન આપીને દ્રવ્યાદિ મેળવે તે લાંબો ટાઇમ જરૂર ટકે, ત્યાં અગ્નિ ચોર રાજાનો તલભાર પણ ભય હોયજ નહિ-કહ્યું છે કે-चत्वारो धनदायादा -धर्माग्निनृपतस्कराः ॥ ज्येष्ठवंध्ववमानेन-त्रयः कुप्यन्ति वांधवाः ॥१॥ હે માનવ! તું માથે પાઘડી પહેરે છે તે એમ સમજાવે છે કે હે માનવ! તુ પા-ઘડીનો (૬ મીની-ટનો) પણ ભરોસો રાખીશ નહિ કારણ કે અચાનક જીવનદોરી તૂટતાં વાર નહિ લાગે બાહ્ય જીવનની સુખાકારીને માટે પુદ્ગલાનંદી જીવોએ મ્હેલ, બગીચા, દવાખાના વિગેરે સાધનો માન્યા છે. તે દૃષ્ટિએ પણ આત્મિક જીવનની ઉન્નતિને માટે ધર્મની આરાધના કરવીજ જોઇએ કારણકે તેથીજ આત્મા નિર્મલ બનીને પૂર્ણ સ્થિર શાંતિમય પરમપદને પણ સાધવા સમર્થ થઇ શકે છે આ ઇરાદાથી ઉત્તમ શ્રાવકે ધર્મારાધન થોડો ઘણો ટાઇમ જરૂર કરવું જ જોઇએ તેવા પ્રકારના નિય-મિત ટાઇમટેબલ પ્રમાણે વર્તવાથી સર્વ અનુકૂળતા જાળવી શકાય છે.

૧૯ અતિથિ દાન એટલે સુપાત્રે દાન દેવું ને અનુકંપા દાન પણ ચૂકવુ નહિ.

૨૦ ગોષ્ઠામાહિલ, જમાલિ વિગેરેના જેવો શ્રાવકે કદા-ગ્રહ (ખોટી ઝકડ-લેપકડ) કરવો નહિ.

૨૧ વ્રત વિગેરે વિશિષ્ટ ગુણોને ધારણ કરે તે ગુણી પુરૂષ કહેવાય. તેવાનો પક્ષપાત કરવો, એટલે તેમની બહુમાન પૂર્વક સેવના કરવી, જેથી પોતાનું જીવન નિર્મલ બની શકે

૨૨ શાસ્ત્રકાર મહર્ષિ ભગવંતોએ તથા રાજાએ જે દેશમાં જવાની ના પાડી હોય, અને જે ટાઇમે જે કાર્ય કરવાની ના પાડી હોય, અનુક્રમે તે દેશમાં જવું નહિ, ને તે ટાઇમે તે કામ કરવું નહિ. કારણકે તેમ કરવામાં અનેક જાતની વગર જોઈતી આપત્તિ ભોગવવી પડે છે

૨૩ પોતાની શક્તિનો વિચાર કરીને ઇષ્ટ (કરવા ધારેલ ઉચિત) કાર્યનો આરંભ કરવો ગજા ઉપરાંત કામ કરવાથી પરાજય પામીએ અને તેમ કરવું એ પડતીનું ચિહ્ન છે. પરમપૂજ્ય ન્યાયાચાર્ય શ્રી યશોવિજયજી મહારાજે કહ્યું છે કે—" ઉચિત ક્રિયા નિજ શક્તિ છંડી, જે અતિ વેગે ચઢતો; પણ ભવ સ્થિતિ પરિપક્વ થયા વિણ, જગમાં દીસે પડતો—૧
ધન્ય તે મુનિવરારે, જે ચાલે સમભાવે.

એ પ્રમાણે શ્રાવકે પોતાના બલાબલનો પણ જરૂર વિચાર કરવો. કારણકે તેમ જે ન કરે, તેને વગર મોતે મરવું પડે છે. ચાર કામ વગર મોતે મારનારા છે. તે આ—૧ જે પરસ્ત્રીગમન, દેવદ્રવ્યભક્ષ્ય વિગેરે ભયંકર ગેરવ્યાજબી કાર્ય કરે ૨ જે સગાં સંબંધિમાં નારદ વિદ્યાનો પ્રયોગ કરી ઝઘડા ઉભા કરે અગર કરાવે. ૩ જે પોતાથી અધિક બલવાળા પુરૂષની સાથે લડવા તૈયાર થાય. ૪ અને જે દોત્રની પાણુ જેવા સ્રીવર્ગનો વિશ્વાસ કરે. કહ્યું છે કે —अनुचितकर्मारंभः—

स्वजनविरोधो वलीयसा स्पर्द्धा ॥ प्रमदाजनविश्वास-मृत्यो-र्द्वाराणि चत्वारि ॥ १ ॥

૨૪ વ્રત જ્ઞાનાદિ ગુણવંત પુરૂષોની પૂજા (પર્યુપાસના-ભક્તિ-વિનય) કરવી

૨૫ પોષણ કરવા લાયક પુત્રાદિ સ્વજન નોકર વિગેરેનું પોષણ કરવું, તેમના ધાર્મિક સંસ્કાર કેમ મજબુત થાય તે તરફ જરૂર લક્ષ્ય રાખવું અવસરે શાંતિથી અને પ્રેમથી હિતશિક્ષા આપીને સન્માર્ગમાં જોડવા, બીનસમજણને લઇને અવળે રસ્તે જતા હોય તો અટકાવવા.

૨૬ જેમાં પોતાનું, દેશ, સંઘ, જ્ઞાતિ, સ્વજનાદિનું અહિત સમાયેલું હોય, તેવું કામ ભયંકર દુ.ખ આપનાર છે, આવો દીર્ઘદ્રષ્ટિ વાપરીને વિચાર કરીને તેવું પ્રાણાંતે પણ ઉત્તમ શ્રાવકોએ નજ કરવું. જે કરવાથી સ્વપરહિત થાય, તેવું કામ જલ્દી જરૂર કરવું.

૨૭ દુર્લભ માનવભવ પામીને હવે મારે શું કરવું જોઇએ? શુ ન કરવું જોઇએ? કયા પદાર્થો ખાવા લાયક નથી? વિગેરે જરૂરી જે જાણવા જેવું હોય, તેને જાણવું. છોડવા લાયક જીવહિંસા વિગેરેને જરૂર છોડવા.

૨૮ અવસરે કોઇએ આપણું કામ કર્યું હોય, દુઃખના સમયમાં મદદ કરી હોય, ધર્મમાર્ગમાં આપણને આગળ વધાર્યા હોય, તેવા ઉપકારી પુરૂષોનો ઉપકાર જરૂર માનવો, તેની આજ્ઞા પ્રમાણે વર્ત્તવું, ઉપકારનો યથાશક્તિ બદલો

આપવો. સમજુ શ્રાવક ‘ગરજ મટીને વૈદ્ય વેરી’ એવું કામ તો કરેજ નહિ કારણકે તેમાં ઘણું નુકસાન ભોગવવું પડે.

૨૯–વિનય, દાન, વિવેક વિગેરે ગુણોથી લોકોને આપણું વર્ત્તન જોઇને પ્રેમ જાગે તેવું સારૂં ધાર્મિક વર્તન કાયમ રાખવું અનીતિ કે લોકધર્મ વિરૂદ્ધ વર્તન કરીએ તો લોકો ફિટકાર આપે, માટે શ્રાવકે તેમ કરવુંજ નહિ

૩૦–લજ્જા ગુણ ધારણ કરવો, પ્રાણાંત કષ્ટે પણ લીધેલા વ્રતો છોડવા નહિ, કારણકે તેમ કરવાથી બને ભવ બગડે, અને લોકમાં અપકીર્ત્તિ–અવિશ્વાસ ફેલાય, મનમાં ખેદનો પાર રહે નહિ કહ્યું છે કે–

वरं प्राणपरित्यागो, न व्रतपरिखंडनम् ॥
मृत्योश्च क्षणिकं दुःखं, मानभंगो दिने दिने ॥१॥

૩૧–સર્વ જીવો સુખને ચાહે છે, મરવાને ચાહતા નથી કારણકે સર્વને પોતાના પ્રાણ વ્હાલા હોય છે કીડીથી માંડીને તપાસીએ તો ઠેઠ હાથી સુધીના તમામ જીવોને જીવવુ વ્હાલું છે, માંકડ જેવાને પણ પકડવા જઇએ તો તે તરતજ ભાગી જાય છે, એથી સાબીત થાય છે કે સર્વને જીવવું વ્હાલું છે કહ્યુ છે કે–अमेध्यमध्ये कीटस्य, सुरेन्द्रस्य सुरालये ॥ समाना जीवितस्याशा, समं मृत्युभयं द्वयोः ॥१॥ હજારો સાઇંટીફિસ્ટો ભેગા થાય તોએ તેમાંના એકમાં પણ તાકાત નથી કે એક માખીની પાંખ પણ બનાવી શકે જ્યારે બનાવવાનો અધિકાર નથી તો તેના (સામાના) પ્રાણ લેવાનો અધિકાર કઈ રીતે હોઇ શકે? એમ સમજીને ઉત્તમ શ્રાવકોએ દ્રવ્યાદિના

ભોગે પણ સામાના પ્રાણ જરૂર બચાવવા, અને બીજાને જરૂર ધર્મના રસ્તે દોરવા, ઘરમાં દસ જગ્યાએ ચંદરવા બાંધવા જયણા પૂર્વક પ્રવૃત્તિ કરવી, એમ કરવાથી લાંબુ જીવન ભોગવી શકાય, અને સુખ સાહિબી પણ ટકી શકે

૩૨. શ્રાવકે સ્વભાવ શાંત રાખવો, જેથી પોતે સુખમય જીવન ગુજારી શકે સપને વધારી શકે અને બીજાનું પણ ધાર્મિક જીવન ટકાવી શકે. કષાય સેવવા નહિ, સમતા ભાવ વધારવો, સામો ભૂલ કરે તો શાંતિથી સમજાવવો.

૩૩ શ્રાવકે પરોપકાર કરવામા હમેશાં શૂરા થવું સાધર્મિક બંધુઓ આર્થિક સ્થિતિમાં નબળા હોય, તો યથાશક્તિ મદદ કરીને જરૂર તેમને ટકાવવા. તેમ કરવામાં જિન શાસનને ટકાવવા જેટલો લાભ કહ્યો છે આ બાબત આગળ વિસ્તારથી સમજાવીશ

૩૪ (૧) કામ (૨) ક્રોધ, (૩) લોભ, (૪) માન, (૫) મદ, (૬) હર્ષ આ છ શત્રુઓ આત્માને ભયકર નુકશાન કરે છે, માટે તે અતરંગ શત્રુ કહેવાય છે તેમાં ૧. કામ–વિષયવાસના ૨ ક્રોધ–મનમાં બળવું અથવા સામાને લાલચોળ થઈને કઠોર વેણ બોલવાં ૩. લોભ–દ્રવ્યાદિને વધારે વધારે મેળવવાની તીવ્ર લાગણી (વલોપાત) ૪. મદ–જ્ઞાનાદિમાં મારા જેવો કોઇ નથી આવી ભાવના તેના આઠ ભેદ અને દરેક મદથી કોને કેવા ગેરલાભ થયા ? તે બીના શ્રી સવેગમાલા ગ્રથમા જણાવી છે જિજ્ઞાસુએ ત્યાંથી જોઈ લેવી

૫. માન-અહંકાર. ૬. પાપ કરીને રાજી થવુ તે હર્ષ. સમજુ શ્રાવકે આ છ કટ્ટા શત્રુઓનો જરૂર ત્યાગ કરવો.

૩૫ ઈંદ્રિયોને વશ કરવી-પ્રભુદેવના આગમની વાણીને સાંભળવી એ લગામનું કામ કરે છે. જેમ લગામથી ઘોડાને વશ કરી શકાય, તેમ આગમની વાણી રૂપી લગામથી ઇંદ્રિયો રૂપી ઘોડાને વશ કરી શકાય છે સ્વચ્છંદપણે રહેલી આ ઇંદ્રિયો સંસારી જીવોને ચારે ગતિનાં દુઃખ પમાડે છે જુઓ હાથીને સ્પર્શનેન્દ્રિયની પરાધીનતાને લઇને ઘણાં અસહ્ય દુઃખો ભોગવવાં પડે છે માછલું લોઢાના કણેકવાળા કાંટામાં ભરાઇને મરણ પામે છે એ રસનેન્દ્રિયનું પાપ સમજવું. ઘ્રાણેન્દ્રિયના પરવશપણાને લઇને ભમરાને કમળના ડોડામાં ભરાઈ જઇને છેવટે મરવું પડે છે. તથા ચક્ષુરિંદ્રિયની લોલુપતાને લઇને પતંગિયું દીવાની જ્યોતમાં ઝપલાઇને મરણ પામે છે અને હરિણ શ્રોત્રેન્દ્રિયની લોલુપતાથી પારધીના હાથે મરણ પામે છે. કહ્યું છે કે-

> " रसनामें मीन मरे, नयनमें पतंगा,
> श्रवणमें कुरंग मरे, भोगमें मातंगा,
> सुगंधमें भ्रमर मरे, जगत पंच रंगा,
> विबुध करण संग तजे, धर्म मे अभंगा ॥१॥

ઇંદ્રિયોના આવા વિકટ દુઃખોની વિચારણા કરીને ભવ્ય શ્રાવકોએ ઈંદ્રિયોને કાબુમાં રાખી ધર્મારાધન જરૂર કરવુ જેથી આત્મિક લક્ષ્મીનો વૈભવ જલ્દી સાધી શકાય તથા હે શ્રાવક! તું અત્યંત લોભનો ત્યાગ કરીને સંતોષવાળું જીવન ગુજારજે. આ બાબત શેલડી ચાવનારનું દૃષ્ટાંત સંવેગમાલામાં કહ્યું છે.

વળી શ્રાવકે તેવા પ્રકારના સરલ-નિર્દોષ વ્યવસાય-ધંધા વેપાર કરવા જોઇએ જેથી મરણની છેલ્લી ઘડીએ [1]સમાધિ મરણની પ્રાપ્તિ થાય ૨૨૯.

નીચે જણાવેલી હિતશિક્ષા શું સાચા શ્રાવકો ભૂલે ખરા કે ? નજ ભૂલે એમ જણાવે છેઃ—

**સર્વ પાપસ્થાન છોડે વ્યસન સાતે પરિહરે,**
**સટ્ટો કરે ન લગાર અણધાર્યું મરણ એથી ખરે;**
**અન્યકૃત ઉપકાર સમરે ઉચિત બદલો પણ દીએ,**
**કર્મ કારણથી બચી આદર્શ જીવન જાળવે. ૨૩૦**

અર્થઃ—શ્રાવકે સર્વે અઢાર પાપસ્થાનકોનો ત્યાગ કરવો તથા સાતે[2] વ્યસનો છોડી દેવાં કોઈ પણ જાતનો સટ્ટાનો વ્યાપાર ન કરે, કારણ કે સટ્ટાનો વ્યાપાર કરવાથી અચાનક મરણ (હાર્ટફેલ) પણ થાય છે. (આ સટ્ટાના ધંધાથી દરેકને વગર મહેનતે પૈસાદાર થવાની ઇચ્છા આ જમાનામાં થાય છે, પણ દ્રવ્ય મળવું અથવા ન મળવું તે પુણ્યને આધીન છે તથા વગર મહેનતનો પૈસો લાંબો વખત ટકતો

---

૧. સમાધિ મરણઃ—શમતા પૂર્વકનુ મરણ મરતી વખતે પ્રાપ્ત થતી ચિત્તની સ્થિરતા. શ્રી પંચસૂત્રમા આ બાબતનો સારો વિસ્તાર કરેલો છે

૨ સાત વ્યસનો આ પ્રમાણે—૧ માંસ ખાવું, ૨ મદિરાપાન ૩ મૃગયા-શિકાર, ૪ વેશ્યાગમન, ૫ દ્યૂત-જુગાર, ૬ પરસ્ત્રી લંપટતા ૭ ચોરી. આ સાતમાના એક એક વ્યસનથી પણ જીવો ઘણા દુખી થયા છે તો સાતનુ તો શું કહેવું ?

નથી. તેમજ તે ધંધાથી આર્ત ધ્યાન ઘણી વાર થયા કરે છે. કેટલાએ પૈસાદાર અને આબરૂદાર માણસોએ આ ધંધામાં ફસાઇને પોતાની આબરૂ તથા પૈસો ગુમાવ્યો છે નબળી સ્થિતિમાં લોકો આગળ મોં નહિ દેખાડી શકવાથી કેટલાએ માણસોએ ઝેર વગેરે ખાઇને આપઘાત કર્યાના પ્રસંગો પણ બન્યા છે માટે સુખી થવાની ઇચ્છાવાળાએ આ અત્યંત હાનિકારક ધંધામાં પડવું નહિ) તથા ઉત્તમ શ્રાવકો બીજાએ કરેલા ઉપકારને યાદ રાખે, તેમજ પોતાની શક્તિને અનુસારે ઉપકારીને યોગ્ય બદલો પણ આપે, તથા કર્મબંધના કારણથી[1] અલગ રહીને આદર્શ–ધાર્મિક જીવન જીવે ૨૩૦.

શુદ્ધ વ્યવહાર જણાવીને શ્રાવક તે પછી શું કરે ? તે હવે ગ્રંથકાર જણાવે છે.—

**ભોજન પ્રસંગે પૂર્ણ રંગે દાન મુનિને દેઇને,**
**સાધર્મિ વાત્સલ્યાદિ સાધી પરિજનો સંભાળીને;**
**લીધેલ પ્રત્યાખ્યાન પારી ઉચિત ભોજન વાપરે,**
**વિસ્તાર એનો આગમે સંક્ષેપ શ્રુતધર ઉચ્ચરે. ૨૩૧**

અર્થ:—ત્યાર પછી ભોજન કરવાના ટાઇમે મુનિરાજનો યોગ હોય તો તેમને પૂરેપૂરા ઉલ્લાસથી વહોરાવીને તથા શક્તિ પ્રમાણે સાધર્મિક વાત્સલ્ય[2] કરીને તેમજ નોકર

---

૧. શ્રી સંવેગમાલામાં કર્મબંધના કારણોથી બચવાનો સ્પષ્ટ ઉપાય બતાવ્યો છે. શ્રી જૈનધર્મ પ્રચારક સભાએ છપાવી છે

૨ સાધર્મિક વાત્સલ્ય–પોતાના સમાન ધર્મ પાળનાર તે સાધર્મિક. તેમનો પોતાની શક્તિ પ્રમાણે અન્નપાનાદિ વડે ઉચિત આદર સત્કાર

ચાકર વગેરે હોય તો તેમની પણ સંભાળ લઈને ત્યાર પછી પોતે ગુરૂ પાસે લીધેલું પચ્ચખ્ખાણુ પારીને ઉચિત-કલ્પે તેવું ભોજન વાપરે આગમમાં આ સબંધી ઘણો વિસ્તાર છે, તેનો વિધિ શ્રુતધરોએ ટુંકાણમાં આ પ્રમાણે કહ્યો છે ૨૩૧

**વ્યાપાર ન્યાય પ્રધાન કરીને ઉચિત ભોજનના ક્ષણે,**
**શ્રાવક ઘરે આવે કરી તૈયાર શુભ નૈવેદ્યને;**
**ઘરમંદિરે નૈવેદ્ય કેરો થાલ પ્રભુ આગલ ધરે,**
**મુનિને નિમંત્રણ વિનય ને બહુમાનથી નિયમા કરે. ૨૩૨**

અર્થ:—ઉપર કહી ગએલી રીતે ન્યાય-નીતિપૂર્વક પોતાનો ધંધો કરીને ભોજનને યોગ્ય અવસરે શ્રાવક પોતાને ઘેર આવે ત્યાર બાદ ભોજન માટે રાંધેલી રસોઈમાંથી ઉત્તમ નૈવેદ્યને તૈયાર કરીને થાલમાં મૂકીને ઘર મંદિરમાં પ્રભુદેવની સામે [1]મૂકે વળી મુનિરાજને આહાર માટે ઘણા વિનય અને આદરપૂર્વક નિમન્ત્રણ કરે ૨૩૨

---

કરવો તે આ પ્રસંગે ચંદ્રાવતી નગરીના ૩૬૦ કરોડાધિપતિઓ કે જેઓ હમેશાં ક્રમસર સાધર્મિક વાત્સલ્ય કરતા હતા, સાધર્મિકભાઈની આર્થિક સ્થિતિ નબળી જાણે તો તેને ખાનગી મદદ પણ કરીને મૂલ સ્થિતિએ પ્હોંચાડવા ચૂકતા નહિ તેમનું દૃષ્ટાંત સમજવું સાધર્મિકને ટકાવવાથી શાસન ટકાવવા જેટલો જરૂર લાભ થાય છે બીજાને શાંતિ પમાડનાર ભવ્ય જીવોજ સાચી શાંતિ પામી શકે છે, આ વાત ભૂલવી ન જોઇએ

૧. આ પ્રાચીન રિવાજ હતો સાધર્મિક વાત્સલ્યાદિ પ્રસંગે વિવેકી શ્રાવકો હાલ પણ તે પ્રમાણે કરે છે. એથી પ્રભુની આગળ

હવે શ્રાવક કઈ રીતે મુનિને નિમંત્રણાદિ કરે તે જણાવે છે:—

નિઃસ્પૃહી મુનિરાજને નિર્દોષ આસન બેસવા,
વિનતિ કરે પરિવાર સહ વિધિ સાચવીને વાંદવા;
વૈદ્યના દૃષ્ટાંતથી દેશાદિ મીમાંસા કરી,
અશનાદિ વ્હોરાવે વિધાને દાન ભૂષણને ધરી. ૨૩૩

અર્થ:—સ્પૃહા રહિત મુનિરાજને નિમન્ત્રણ કરીને (વ્હોરવા માટે તેડી લાવીને) તેમને નિર્દોષ આસન ઉપર બેસવા માટે વિનતિ કરે ત્યાર બાદ શ્રાવક વિધિપૂર્વક પોતાના પરિવાર સાથે તેમને વંદન કરે. વૈદ્યના[1] દૃષ્ટાન્તથી દેશ કાલ વગેરેની મીમાંસા-વિચારણા કરે ત્યાર પછી દાનના પાંચ ભૂષણને સાચવીને અશન વગેરે ચાર[2] પ્રકારના આહારને વ્હોરાવે ૨૩૩.

---

નૈવેદ્ય થાળ (ભોજનની પ્હેલાં) જરૂર મૂકવો જોઇએ. એ શ્રાવકનો ધાર્મિક વ્યવહાર છે. તે પછી ભોજન કરાય એમ સ્હેજે સમજી શકાય છે શ્રી ઉપદેશ પ્રાસાદ શ્રાદ્ધવિધિ આદિમાં આ બાબત વિસ્તારથી કહ્યું છે.

૧. જેમ વૈદ્ય દરદીને તેનો દેશ, કાળ, ભાવ વગેરે તપાસીને પછી યોગ્ય દવા આપે છે, તેમ ઉત્તમ શ્રાવકો પણ સાધુ મુનિરાજને ગોચરી વ્હોરાવતા સાધુ મુનિરાજ સબંધી દેશ, શીત ઉષ્ણ ઋતુ સંબંધી કાલ, તથા મુનિરાજના ભાવ-પરિણામ એટલે અમુક વસ્તુ લેવાની ઇચ્છાવાળા છે કે કેમ ? વગેરે જાણીને મુનિરાજને વ્હોરાવે. ( અશનાદિ આહાર આપે )

૨. ચાર પ્રકારના આહાર આ પ્રમાણે —

શ્રાવકે મુનિને વ્હોરાવતાં બહુજ સાવધાની રાખવી તે કહે છે:—

દાયક અને ગ્રાહક ઉભયને દોષ જિમ લાગે નહિ,
તેમ વ્હોરાવે મુનિને દોષને જાણી સહી;
આવશ્યકે નિર્યુક્તિમાં ને પિંડ નિર્યુક્તિ શ્રુતે,
બીના કહી શ્રુતધર ગુરૂએ જે મુણે ગીતાર્થ તે. ૨૩૪

અર્થ:—શ્રાવકે ગુરૂને વ્હોરાવતી વખતે દાયક-વ્હોરાવનાર (પોતે) તથા ગ્રાહક એટલે વ્હોરનાર મુનિરાજ એ બનેને જેવી રીતે દોષ લાગે નહિ તેવી રીતે વ્હોરાવવું. અહીં વ્હોરાવનાર શ્રાવકે પોતાના નિમિત્તે લાગતા દોષોને નક્કી જાણવા જોઇએ આ દોષો સબધી વિસ્તારપૂર્વક હકીકત આવશ્યક સૂત્રની નિર્યુક્તિમાં તથા પિંડ નિર્યુક્તિમાં શ્રુતધર-શ્રુતજ્ઞાની શ્રીભદ્રબાહુ સ્વામીએ કહેલી છે. જે શ્રાવકો તે દોષોને જાણે તેઓ અમુક અંશે ગીતાર્થ કહી શકાય ૨૩૪.

હવે ગ્રાહક સુપાત્રના ચાર ભેદ બતાવે છે.—

ગ્રાહકતણા ચઉ ભેદ જિનપતિ રત્નપાત્ર સમા વરા,
નિરભિલાષી ગોચરી ન મળે તદા તપ ગુણધરા;

---

૧. અશન-જે ખાવાથી ભૂખ તરત મટે તેવા ઘઉં, મગ, ચોખા વગેરેના પદાર્થો.

૨ પાન—તરસ મટાડનાર પાણીની જાતિઓ.

૩. ખાદિમ—જે ખાવાથી તૃપ્તિ ઓછી થાય તેવા ફૂલ વગેરે.

૪. સ્વાદિમ—પાન, સોપારી વગેરે.

**મુનિરાજ કંચનપાત્ર જેવા સાભિલાષ નિબંધને,**
**વ્રતધારી શ્રાવક રજત ભાજન જેહવા ઇમ પ્રવચને. ૨૩૫**

અર્થઃ—ગ્રાહક એટલે દાન લેનારના ચાર પ્રકાર છે તેમાં સૌથી ઉત્તમ હોવાથી રત્નપાત્ર સમાન જિનપતિ–વિચરતા તીર્થંકર પ્હેલા નંબરના ગ્રાહક જાણવા તે પ્રભુદેવ નિરભિલાષી–અભિલાષા રહિત છે. ગોચરી[1] નહિ મળે તો તપ ગુણમાં વૃદ્ધિ થશે અને મળશે તો તે દ્વારાએ ધર્મધ્યાનાદિ સાધનામાં મદદ થશે એવા પરિણામથી કોઇ પણ પ્રકારની અભિલાષા કરતા નથી બીજા નંબરના ગ્રાહક સુવર્ણ પાત્રની જેવા સાધુ મુનિરાજને કહ્યા છે, કારણ કે તેઓ અભિલાષા સહિત છે તથા વ્રતધારી એટલે દેશવિરતિ શ્રાવકને સિદ્ધાન્તમાં રૂપાના પાત્ર (વાસણ) જેવા ત્રીજા નંબરના ગ્રાહક કહ્યા છે ૨૩૫

**તામ્રભાજન જેહવા સમ્યકત્વ ગુણ ધારક નરા,**
**મુનિદાન ગુણરાગી નિરાશંસી કહ્યા દાયક નરા;**
**નિર્દોષ પ્રાસુક દેય જાણી પૂજ્ય જિનવર આદિને,**
**પ્રતિલાભીએ ના ભૂલીએ જ્ઞાનાદિની ચઉ ભંગીને. ૨૩૬**

અર્થઃ—હવે ચોથા પ્રકારના ગ્રાહક તે તાંબાના વાસણ જેવા સમકિતધારી મનુષ્યોને કહ્યા છે. એ પ્રમાણે ચાર પ્રકા-

---

૧. ગોચરી—જેમ ગાય ચરતી વખતે આમનેમ ઉગેલા ઘાસને થોડું થોડુ ચરતી જાય છે તેમ મુનિરાજ પણ ઘણા ઘરે ફરતા ફરતા થોડો થોડો આહાર ગ્રહણ કરે એ મુદ્દાથી મુનિરાજના આહાર પાણીના ગ્રહણને ગોચરી કહી છે.

રના ગ્રાહકને દાન આપવાનું ફલ પણ તેવાજ ક્રમે જાણવું. એટલે તીર્થપતિ તે ઉત્તમ ગ્રાહક. તેમને દાન આપવાનું ફલ પણ સહુથી વધારે કહ્યુ છે. તેથી ઉતરતું મુનિરાજને દાન આપવાનુ ફલ જાણવું, તેથી દેશવિરતિને દાન દેવાનું ફલ ઉતરતું જાણવું. તેથી સમકિતીને દાન દેવાનું ફલ ઉતરતું જાણવુ તેમા તીર્થંકર રૂપી પાત્રને દાન આપવાનો પ્રસંગ તો કોઇક જીવોને કવચિત મળે છે હવે ગ્રંથકાર દાન દેનારે કયા કયા ગુણો ધારણ કરવા તે કહે છે મુનિરાજને દાન ઘે, તેમાં દાનમાં તથા મુનિના ગુણમાં રાગવાળા દાયક હોય, તેમજ નિરાશસી–દાનના કોઈ પણ પ્રકારના પૌદ્દગલિક ફળની ઈચ્છા ન કરે એટલે નિયાણા રહિત હોય તે ઉત્તમ દાયક કહ્યા છે. માટે તેવા નિરાશસી બનીને શ્રાવકે દોષ રહિત તથા પ્રાસુક–કલ્પે તેવી દેય–આપવા લાયક વસ્તુનું સ્વરૂપ જાણીને તે નિર્દોષ વસ્તુઓ પૂજ્ય શ્રીજિનેશ્વર પ્રભુ વગેરેને વ્હોરાવવી અહી વ્હોરાવતાં જ્ઞાન–અજ્ઞાનની ચતુર્ભંગીને[1] ધ્યાનમાં રાખવી ૨૩૬.

હવે મુનિરાજને દાન આપવાનું ફલ કહે છે.—

મુનિરાજને નિર્દોષ દેતાં નિર્જરા એકાંતથી,
નહિ પાપ અંશે ઉષ્ણ કાલે દીર્ઘ મારગ હેતુથી;

---

૧ જ્ઞાન અજ્ઞાનના ૪ ભાગા આ પ્રમાણે—૧ ગ્રાહક અને દાયક બને જાણ ( આ ભાગો ઉત્તમ ) ૨. ગ્રાહક જાણ અને દાયક અજાણ ૩ ગ્રાહક અજાણ અને દાયક જાણ. (આ બે ભાગા મધ્યમ) અને છેલ્લો ૪ ગ્રાહક અજાણ અને દાયક અજાણ (આ ભાગો નકામો.)

દુષ્કાળ આદિક કારણે અપ્રાસુકાદિ આપતાં,
બહુ નિર્જરા તિમ પાપ થોડું ભગવતીમાં ભાખતા. ૨૩૭

અર્થ:—જે ભવ્ય જીવો નિર્મલભાવે સાધુ મુનિરાજને નિર્દોષ-દોષ રહિત કલ્પનીય દાન આપે છે તેમને એકાંતપણે કર્મોની નિર્જરા-કર્મનો ક્ષય થવાનું શ્રી ભગવતી સૂત્રમાં કહેલું છે પાપ બીલકુલ લાગતું નથી. વળી ઉનાળો હોય તેમજ ગોચરી જવાનો માર્ગ ઘણો છેટે હોય તેવા મહા આકરી આદિના પ્રસંગે અપ્રાસુક (દોષવાળુ) આપના પણ લાભ ઘણો અને થોડે અંશે પાપ છે. તેમજ દુકાળ વગેરેના કારણથી અપ્રાસુક આપતાં પણ ઘણી નિર્જરા અને પાપ થોડું એ પ્રમાણે શ્રી ભગવતીસૂત્રમાં કહેલું છે. માટેજ શ્રાવકોએ અવસર હોય વગેરેના જાણ થવુ જોઇએ તેવો લાભ વ્યાખ્યાન શ્રવણાદિથી જરૂર મળે છે. ૨૩૭.

કારણ વિના મુનિરાજને શ્રાવક ન ઇતર કદી દીએ,
મુનિરાજ પણ પૃચ્છાદિથી નિર્દોષ વસ્તુને લીએ;
સ્હેજ શંકા જો પડે તો અંશ પણ વ્હોરે નહી,
તપ લાભ માને પૂર્ણ રંગે સંયમે તત્પર રહી. ૨૩૮

અર્થ:—ખાસ[1] પ્રયોજન સિવાય શ્રાવક કદી પણ

૧. અહી ખાસ પ્રયોજન તે સાધુ મુનિરાજ ગ્લાન બાલ વૃદ્ધ વગેરે હોય તેવા કારણો લઇ શકાય. તેમાં પણ અનુભવી વૈદ્ય અને ગીતાર્થ આચાર્યાદિક ગુરૂવર્ગોની સત્ય સંમતિ જરૂર જોઇએ જ. સકારણ પણ સ્વેચ્છાનો ઉપાય કરાયજ નહિ વગેરે બીના વિશિષ્ટ ગુરૂગમથી શ્રાવકે જરૂર જાણવી જોઇએ. અને જો શ્રાવક તેમ કરે, તોજ સંયમની આરાધનામા મુનિરાજના ખરા મદદગાર કહી શકાય

સાધુ મુનિરાજને ઈતર–સદોષ આહાર આપે નહિ. તેવીજ રીતે મુનિરાજ પણ પૃચ્છા–પૂછવા વગેરે સાધનોથી આહારાદિક વસ્તુને નિર્દોષ છે એમ જાણ્યા પછી ગ્રહણ કરે. પરંતુ તે વસ્તુના નિર્દોષપણામાં જરા જેટલી પણ જો શંકા–સંશય પડે તો તે વસ્તુ બીલકુલ ગ્રહણ કરેજ નહિ આવા અવસરે સંયમ માર્ગમાં તત્પરતા રાખી જરા પણ કચવાયા સિવાય પૂર્ણ આનંદથી એમ માને કે મને તપરૂપી લાભની પ્રાપ્તિ થઇ. ૨૩૮

આ ગાથામાં શ્રાવક મુનિરાજને સદોષ આહારાદિક ક્યારે આપે? તે સમજાવે છે—

**ગ્લાનાદિને ગીતાર્થ વચને ઇતર દાયક શ્રાદ્ધને,**
**ગ્લાનાદિનું સંયમ ટકંતા તે ગણે બહુ લાભને;**
**અવસર મળ્યો શુભ એહથી નિજ જન્મને પાવન ગણે,**
**પૂજા પરે દૃષ્ટાંતથી કૂપના ન માને દોષને. ૨૩૯**

અર્થ:—ગીતાર્થ એટલે સૂત્ર અર્થના જાણ પરમ ચરણકરણાનુરાગી એવા પૂજ્ય શ્રી આચાર્ય મહારાજ આદિના વચનથી (કહેવાથી) ગ્લાનાદિ એટલે મુનિરાજ કોઈ વ્યાધિથી પીડિત હોય વિગેરે બીજા પણ તેવા પ્રસંગે (આદિ શબ્દથી આગાઢ યોગોદ્વહન વગેરે પ્રસંગમાં) ઈતર–દોષ સહિત આપનાર શ્રાવકને ઘણો લાભ મળે છે કારણ કે તેવા પ્રસંગમાં ગ્લાન સાધુના સંયમને ટકાવવામાં પોતે નિમિત્તરૂપ થાય, તેને શ્રાવક બહુ મોટો લાભ માને. આથી મને સારો અવસર

મળ્યો એવી ભાવના પૂર્વક પોતાના જન્મને તે પવિત્ર ગણે, અને પૂજાની પેઠે એટલે પૂજા કરતાં સચિત્ત પાણી તથા સચિત્ત ફૂલ વગેરે વાપરવા છતાં જેમ પૂજામાં ઘણો લાભ પ્રથમ કહી ગયા તેની જેમ કૂવાના[1] દૃષ્ટાન્તથી તે સમજુ શ્રાવક સદોષ આહાર આપવા છતાં દોષ માનતો નથી ૨૩૯.

ગીતાર્થાદિની આજ્ઞાથીજ સેવવામાં આવતા અપવાદ પ્રસંગે પણ સાધુ મહાત્માઓએ આવો ઉત્સર્ગ માર્ગ નજ ભૂલવો જોઇએ એ જણાવે છેઃ—

**ઉત્સર્ગ માર્ગ પ્રદીપ જેવો એહ નિર્મલ ગોચરી,**
**મલતી તદા અપ્રમાદ પાલે એષણા જયણા ખરી;**
**મુનિવર અકલ્પ્ય પદાર્થ દાયક શ્રાદ્ધને કલ્પે નહી,**
**મુજ આ કહે ઇમ શાંતિથી પણ ઉપર તસ કોપે નહિ. ૨૪૦**

અર્થઃ—ઉત્સર્ગ માર્ગ એટલે દીવા જેવો મુખ્ય રસ્તો મુનિરાજને પાલવાનો તો આ પ્રમાણે છે. જ્યારે નિર્મલ-શુદ્ધ અથવા દોષ રહિત ગોચરી મળતી હોય ત્યારે તો સાધુ મુનિરાજે પ્રમાદ રહિત થઇને એટલે એક ઘરે શુદ્ધ

---

૧. કૂવાનું દૃષ્ટાન્ત આ પ્રમાણે—જેમ કૂવો ખોદતા પ્રથમ શ્રમ પડે, શરીરે માટી વગેરે ચો તથા તરસ પણ લાગે, પરંતુ જ્યારે કૂવો ખોદાઇ રહે અને પાણી નીકળે, ત્યારે તે પાણીથી ન્હાવાથી શ્રમ દૂર થાય, શરીર પણ સાફ થાય અને તરસ મટે તથા કાયમનું તરસનું દુઃખ દૂર થાય ખાસ વિશિષ્ટ કારણે સદોષ દાન દેતાં પણ લાભ અધિક હોવાથી દોષ કહ્યો નથી.

નથી મળતી તો બીજે ઘેરથી મળશે, બીજે ઘરે નહિ મળે તો ત્રીજે ઘેરથી મળશે એ પ્રમાણે વિચારી વ્હોરવા જવામાં આળસ દૂર કરી દોષ રહિત ગોચરી લેવી અને આજ એષણા સમિતિની ખરી જયણા કહેલી છે. વળી અજાણુ શ્રાવક અકલ્પ્ય –ન કલ્પે તેવી સદોષ ગોચરી આપે તો તેને શાન્તિપૂર્વક કહેવું કે આવા પ્રકારની ગોચરી અમને કલ્પે નહિ પરન્તુ તે શ્રાવક ઉપર જરા પણ ગુસ્સે થાય નહિ ઉપર જણાવેલી બીનાનું રહસ્ય એ છે કે–નિર્મલ શીલવ્રતની આરાધના કે જેમાં ગમે તેવા વિકટ કારણે પણ અપવાદ પ્રવૃત્તિ હોઇ શકે જ નહિ, તે સિવાયના મૂલોત્તર ગુણની આરાધનામાં અધિક લાભની અપેક્ષાએ યથાર્થ ગીતાર્થ ભાવાચાર્યાદિ પૂજ્ય પુરૂષોની યોગ્ય સૂચનાથી શ્રાવક ભક્તિનો અપૂર્વ લાભ જાણીને અને–“ મુનિદેહ ટકવાથી મુનિરાજ હજારોનો ઉદ્ધાર કરશે ” એવા ઉદાર અને સરલ આશયથી ભક્તિ કરતાં એકાંત લાભજ મેળવે છે પરન્તુ અપવાદ સેવનાર સાધુ મહાત્માની ઉત્સર્ગ માર્ગ તરફજ દૃષ્ટિ હોય છે, તેથી એમ વિચારે કે મેં અપવાદ સેવ્યો, તે ઠીક નહિ, સાજો થઈશ ત્યારે અવસરે તેનું શ્રી ગુરૂ મહારાજની પાસે પ્રાયશ્ચિત્ત જરૂર લઇ નિર્મલ થઇશ. ગીતાર્થની દીર્ઘદૃષ્ટિ હોય છે સ્વચ્છદપણે અપવાદ સેવનારને આરાધકપણુ નથીજ. ઉત્સર્ગ માર્ગને ટકાવનારજ અપવાદ માર્ગ હોઈ શકે કોરટના અને હાઇસ્કુલોના કાયદાઓ લક્ષ્યમાં રાખનાર ભવ્ય જીવો ઉપરની બીના સ્હેલાઇથી સમજી શકશે. વિવિધ જીવોને વિવિધ પ્રકારે પ્રભુ ભાષિત પવિત્ર માર્ગમાં સ્થિર કરવા એટલે પ્રગતિશાલી બનાવવા ” એવા અનેક

મુદ્દાઓથી પૂજ્ય ગણધરાદિ મહા પુરૂષોએ પંચાંગીની રચના કરી છે, એ જરૂર લક્ષ્યમાં રાખવું જોઈએ ૨૪૦.

પૂર્વે કહેલી બીના સ્પષ્ટ સમજાવે છે:—

**દ્રવ્યાદિને આધિન છે અપવાદ માર્ગ ગીતાર્થનો,**
**ના અન્યનો નિઃસ્યંદ જાણે તેહ બંને માર્ગનો;**
**ગીતાર્થ તિમ ગીતાર્થની નિશ્રા વિષે વાસો કરે,**
**તે બેઉ આરાધક કહે શ્રુત અપર મુનિને પરિહરે. ૨૪૧**

**અર્થ:**—આગલી ગાથામાં કહેલો ઉત્સર્ગ માર્ગ સાચવવાનો સાધુએ આદર રાખવો કારણ કે ગીતાર્થ ગુરૂઓએ જણાવેલો અપવાદ માર્ગ તે તો દ્રવ્ય, ક્ષેત્ર વગેરેને આધીન છે ( એટલે દ્રવ્યથી જે સાધુ ગ્લાન એટલે રોગી હોય અથવા વૃદ્ધ હોય તેવા પ્રસંગે, ક્ષેત્રથી જે ક્ષેત્રમાં શુદ્ધ ગોચરી અસંભવિત હોય, કાલથી ઉનાળો વગેરે સખત ગરમીનો કાળ હોય તથા ભાવથી ગોચરી વ્હોરાવનારના ઓછા પરિણામ વગેરે કારણોએ અપવાદ માર્ગ કહ્યો છે ) પણ બધા સાધુઓને માટે અપવાદ માર્ગ નથી. એ પ્રમાણે ઉત્સર્ગ માર્ગ અને અપવાદ માર્ગ બંનેનું નિ.સ્યંદ એટલે તાત્પર્ય ગીતાર્થજ જાણી શકે છે, માટેજ જે મુનિઓ ગીતાર્થ છે તથા ગીતાર્થની નિશ્રાએ વસનારા સાધુઓ છે તે બનેને આરાધક કહ્યા છે (કારણકે ગીતાર્થ બંને માર્ગનુ તત્ત્વ જાણે તેથી સમયોચિત લાભાલાભ જાણી વર્તન કરી શકે તથા ગીતાર્થની નિશ્રાએ વર્તનારા પણ ગીતાર્થની આજ્ઞા પ્રમાણે વર્તે

માટે બંને આરાધક કહ્યા ) અને આ બંને સિવાયના અગીતાર્થ અને મરજી મુજબ સ્વચ્છંદે વર્તનારા મુનિઓ વિરાધક કહ્યા છે ૨૪૧.

**અન્ય પૂજનિક પૂર્વધરના બહુ વિચારો વિસ્તરે,**
**છઠ્ઠા ઉદ્દેશે આઠમા શતકે ભગવતીમાં ખરે;**
**શ્રાવક અપાત્રે દાન દેતાં પાપને એકાંતથી,**
**બાંધે ન પામે નિર્જરાનો લાભ રજ ખોટું નથી. ૨૪૨**

અર્થ:—વળી પાંચમા અંગ શ્રીભગવતી સૂત્રમાં આઠમા શતકના છટ્ઠા ઉદ્દેશામાં બીજા પૂજા કરવા યોગ્ય પૂર્વાચાર્ય મહારાજે આ ચાલુ બાબતમાં વિસ્તાર પૂર્વક ઘણા વિચારો જણાવ્યા છે વળી જે શ્રાવક અપાત્ર–લાયકાત રહિત કુપાત્રને ગુરૂબુદ્ધિથી દાન આપે છે, તે એકાંત પાપને બાંધનારો થાય છે, કારણકે તેણે અપાત્રને આપેલું દાન તે અપાત્રપણાને પુષ્ટિ કરનાર થાય છે, અને તેથી તે શ્રાવકને જરા પણ નિર્જરાનો–કર્મક્ષયનો લાભ થતો નથી. ( એવું જે કહ્યું છે) તે જરા પણ ખોટુ નથી માટે શ્રાવકે ગુરૂબુદ્ધિથી દાન દેતી વખતે પાત્ર–અપાત્રનો વિચાર અવશ્ય કરવો. ૨૪૨.

હવે અકલ્પ્ય પદાર્થ ન દેવો જોઇએ વગેરે બીના જાણવાની શ્રાવકને જરૂર છે, તે જણાવે છે:—

**અલ્પાયુના ત્રણ હેતુ હિંસા જૂઠ દૂષિત વસ્તુને,**
**દેતાં સમજતાં શ્રાદ્ધ ન દીએ કદિ અકલ્પ્ય પદાર્થને;**

નિંદા કરી ગુણિપાત્રની શ્રાવક દીએ નહિ દાનને,
તેમ કરતાં જરૂર બાંધે અશુભ દીર્ઘાયુષ્કને. ૨૪૩

અર્થઃ—અલ્પાયુ એટલે ટુંકું આયુષ્ય બાંધવાના ત્રણ હેતુઓ કહ્યા છે. ૧ હિંસા-જીવઘાત, ૨ જૂઠ-અસત્ય બોલવું તે, ૩ સુપાત્રને દોષવાળી વસ્તુ આપવાથી. એમ ત્રણ પ્રકારે ટુંકું આયુષ્ય બંધાય છે એવું સમજનાર ભવ્ય શ્રાવકો સાધુને અકલ્પનીય એટલે ન ખપતો પદાર્થ કદાપિ આપતા નથી. વળી શ્રાવકે ગુણિપાત્ર એટલે ગુણવન્ત એવા સુપાત્રને નિન્દા કરીને દાન આપવુ નહિ કારણ કે નિન્દા કરીને સુપાત્રને દાન આપનાર જીવો નક્કી લાંબી સ્થિતિવાળા અશુભ આયુષ્યને બાંધે છે. ૨૪૩.

હવે પૂર્વની બીનાનો વિસ્તાર ક્યાં છે? તે સ્થલ જણાવીને શ્રાવકના પ્રકાર જણાવે છેઃ—

વિસ્તાર પંચમ શતકના ઉદ્દેશ છઠ્ઠે ગુરૂ કહે,
બે ભેદ શ્રાવકના કહ્યા સંવિગ્ન ભાવિત પ્રથમ એ;
લુબ્ધક નિદર્શન ભાવ શ્રાવક ભેદ બીજો જાણીએ,
સૂક્ષ્મ અર્થ વિચાર સાચો માનીએ ના તાણીએ. ૨૪૪

અર્થઃ—ભગવતી સૂત્રના પાંચમા શતકના છઠ્ઠા ઉદ્દેશાની અંદર શ્રી અભયદેવ સૂરીશ્વરજી ગુરૂ મહારાજે પૂર્વે કહેલી બીના વિસ્તારથી કહી છે, તેમજ શ્રાવકના બે ભેદનો અર્થ પણ વિસ્તાર પૂર્વક કહેલો છે તેમાં પ્રથમ ભેદ "સંવિગ્નભાવિત શ્રાવક" નામે કહેલો છે, અને બીજો

ભેદ "લુબ્ધક નિદર્શન ભાવિત શ્રાવક" નામનો કહેલો છે. તેમાં કહેલા સૂક્ષ્મ અર્થના આગળ કહેવાતા વિચારને સાચો માનવો પણ જેમ તેમ ખેચીને અર્થ ન કરવો ૨૪૪

પૂર્વે જણાવેલો શ્રાવકનો પ્રથમ ભેદ ટુંકામાં સમજાવે છે.—

**સંવિગ્ન ભાવિત સાંભળી શ્રુત અર્થને અવધારતા,**
**ચારિત્ર બાધા ટાળતા મુનિને સહાયક નિત થતા;**
**ઉચિતતાને જાળવી મુનિએ કહેલા માનને,**
**ધારી દીએ દૂષણ તજીને ચાર ભેદે દાનને. ૨૪૫**

અર્થ:—પ્રથમ 'સંવિગ્નભાવિત' શ્રાવકનો અર્થ સમજાવે છે તે સંવિગ્નભાવિત શ્રાવક શ્રુતના–સિદ્ધાન્તના અર્થને સાંભળીને તેને બરોબર ધારી રાખે છે. તથા મુનિરાજને હંમેશાં (ચારિત્રનાં ઉપકરણાદિ આપવા વડે) સહાય કર્તા થઇને ચારિત્ર પાલનમાં આવતી અડચણો દૂર કરે છે તથા ઉચિતપણુ સાચવીને મુનિએ કહેલા આહારના પ્રમાણને બરોબર સમજીને તથા દૂષણોને તજીને અશનાદિક ચાર પ્રકારના દાનને આપે છે. ૨૪૫

હવે આ ગાથામાં બીજા પ્રકારના શ્રાવકનો અર્થ કહે છે:—

**લુબ્ધક શિકારી વધ્ય ઉપરે ધ્યાન રાખે તેમ જે,**
**દેવું જ સમજે સરલતાએ ના મુણે બીજું રજે;**
**શ્રુતબોધ હીણ લુબ્ધક નિદર્શન ભાવિત શ્રાવક ભલા,**
**જિમતિમ દે એજ ઉદારતાએ ભાવ રાખી નિર્મલા. ૨૪૬**

અર્થ:—જેવી રીતે લુબ્ધક એટલે શિકારી, વધ્ય એટલે જે પશુ મારવાનું હોય છે તેના તરફજ એક ધ્યાન રાખે છે, તેવીજ રીતે જે શ્રાવક સરળતાએ-ભોળા ભાવપૂર્વક આપવાનુંજ સમજે છે પણ બીજુ (કેમ આપવું, શું આપવું, કેટલું આપવું તે) જરા પણ સમજતા નથી, વળી શ્રુતના જ્ઞાનથી રહિત હોય છે, પણ નિર્મલ પરિણામ રાખીને જે ઉદારતાપૂર્વક જેમ તેમ મુનિરાજને વ્હોરાવે તે બીજા પ્રકારના "લુબ્ધકનિદર્શન ભાવિત" શ્રાવક જાણવા. આવા શ્રાવકો પણ મુનિ સમાગમ જેમ જેમ વિશેષ થવા માંડે, તેમ તેમ જરૂર પ્રથમ નબરના શ્રાવક જેવા થાય છે. સમજવું જોઇએ કે શીલાદિ ધર્મથી અલગ રહેલા (શાસનરસિક) શ્રાવકો દાન રૂપી પાટિયાથી સસાર સમુદ્ર તરી શકે છે દાન ચૂકેલાનો ઉદ્ધાર થવો મુશ્કેલ છે ૨૪૬

**નિર્વાહ કાલ અકલ્પ્ય હિતકર બેઉને અંશે નથી,**
**ઇતરકાલે છેજ હિતકર બેઉને ખોટું નથી;**
**અભયદેવ સૂરીશ્વરા સ્થાનાંગની વૃત્તિ વિષે,**
**વિસ્તારમાં સમજાવતા સંક્ષેપ તેનો અહીં દીસે. ૨૪૭**

અર્થ:—જ્યારે નિર્વાહકાલ એટલે સુકાળ વગેરેની અનુકૂલતા હોય ત્યારે અકલ્પ્ય-સદોષ દેનારા અને લેનારા એમ બનેમાંથી એકેને જરા પણ લાભ નથી (કારણ કે દાયકને અકલ્પ્ય આહારના દાનથી પ્રાયે શુભ ગતિનું અલ્પાયુષ થવા રૂપ અહિત થાય છે અને ગ્રાહકને દોષવાળી ગોચરી

લેવાથી ચારિત્રમાં મલીનતા કરનાર થાય છે. ( દોષ લાગે ) તથા ઇતર કાલ એટલે દુષ્કાળ વગેરે પ્રસંગે જ્યારે ગોચરી મેળવવામાં પણ મુશ્કેલી પડે ત્યારે સદોષ આહાર દેતાં અને લેતાં છતાં પણ બંનેને( દાયક અને ગ્રાહકને ) હિતકારી તે કહી છે તેમાં ખોટું નથી. ( કારણ કે તેવા મુશ્કેલીના પ્રસંગે સદોષ દાન આપનાર પણ મુનિના ચારિત્રના રક્ષણમાં સહાયકારી થાય છે અને સદોષ ગોચરી લેનાર મુનિને પણ તેવા પ્રસંગે સદોષ લેવા છતાં તે ધર્માધાર શરીરનું રક્ષણ કરતી હોવાથી ચારિત્ર પાલનમાં ઉપયોગી થાય છે, માટે બંનેને હિતકર કહી છે ) જુઓ સાક્ષિપાઠ સર્વાનુયોગમય પંચમાંગ શ્રી ભગવતી સૂત્રની ટીકામા-(१) समणोवासगस्स णं भंते! तहारूवं समणं वा फासुएसणिज्जेणं असणपाणखाइमसाइमेणं पडिलाभेमाणस्स किं कज्जइ! गोयमा? एगंतसो निज्जरा कज्जइ. नत्थि य से पावे कम्मे कज्जइ ॥ (२) समणोवासगस्स णं भंते! तहारूवं समणं वा माहणं वा अफासुएणं अणेसणिज्जेणं असणपाणखाइमसाइमेणं पडिलाभेमाणस्स किं कज्जइ? गोयमा! बहुतरिया से निज्जरा कज्जइ अप्पतराए से पावे कम्मे कज्जइ ॥ (३) समणोवासगस्स णं भंते! तहारूवं असंजयअविरयपडिहयपच्चक्खायपावकम्मं फासुएण वा अफासुएण वा एसणिज्जेण वा अणेसणिज्जेण वा असणपाणखाइमसाइमेण पडिलाभेमाणस्स किं कज्जइ? गोयमा! एगंतसो से पावे कम्मे कज्जइ, नत्थि से काइ निज्जरा कज्जइ ॥ આ આઠમા શતકના છઠ્ઠા ઉદ્દેશાના સૂત્રનું વિવરણ કરતાં ટીકાકાર ભગવંતે સ્પષ્ટ સમજાવ્યું છે કે- संथरणंमि असुद्धं-दोण्हंवि गेण्हंति दिंतयाणऽहियं ॥ आउरदिट्ठंतेणं-तं चेव हियं असंथरणे ॥ १ ॥ ( निर्वाहेऽशुद्धं-

गृसहदत्तोहंयोरप्यहितं ॥ आतुरहष्टांतेन-तदेवामंस्तरणे[1] हितं ॥ १ ॥ શ્રી અભયદેવસૂરીશ્વરે સ્થાનાંગસૂત્રની ટીકામાં આ દાન સંબંધી હકીકત ઘણા વિસ્તારપૂર્વક સમજાવી છે તેનો ટુંક સાર અહીં પૂર્વે કહ્યો છે. ૨૪૭

આ બીના જાણે તોજ શ્રાવક મુનિને નિર્દોષ દાન દઈ શકે એમ જણાવે છે:—

સચિત્ત અચિત્ત વિભાગ બોધે શ્રાવકો નિજ નિયમને,
પાલે દીએ નિર્દોષ મુનિને જાણવોજ વિભાગને;
પરિપક્વ આમ્રરસાદિ હોય અચિત્ત બે ઘટિકા જતાં,
ઈતર હોય સચિત્ત પણ કે મિશ્ર ઈમ પ્રભુ ભાખતા. ૨૪૮

અર્થ:—સચિત્ત[2] કોને કહેવું તથા અચિત્ત કોને કહેવું. સચિત્ત હોય તે અચિત્ત ક્યારે થાય વગેરે વિભાગના બોધથી-જાણથી શ્રાવકો પોતાના નિયમનુ પાલન કરી શકે છે. ( કારણ કે સચિત્ત નહિ વાપરવાનો નિયમ કરનાર શ્રાવક સચિત્ત અચિત્તને જાણતો જ ન હોય તો તે પોતાના નિયમનુ પાલન કરી શકે નહિ ) તથા સચિત્ત અચિત્તના વિભાગને જાણનારા શ્રાવકો મુનિને પણ નિર્દોષ દાન આપી શકે છે. માટે શ્રાવકે સચિત્ત અચિત્તની વહેચણ અવશ્ય જાણવી

---

૧. अनिर्वाहे=निर्वाहाभावे ॥

૨. સચિત્ત એટલે જેમા જીવ હોય તે ૨ અચિત્ત જેમા જીવ ન હોય તે. ૩. મિશ્ર એટલે કેટલોક ભાગ સચિત્ત હોય અને કેટલોક અચિત્ત હોય તે

જોઇએ દૃષ્ટાંત તરીકે પાકેલી કેરીનો રસ વગેરે પદાર્થો બે ઘડી (૪૮ મીનીટ) ગયા પછી અચિત્ત બને છે. પરંતુ ઇતર એટલે બે ઘડી થયા પહેલાંનો તો સચિત્ત હોય અથવા મિશ્ર પણ હોય એમ પ્રભુએ કહેલું છે વગેરે બીના શ્રાવકોએ જરૂર સમજવી જોઇએ ૨૪૮

આ ગાથામાં પાણી અચિત્ત ક્યારે થાય છે? તે જણાવે છે:—

આંધણ તણી જિમ વાર ત્રણ ઉભરા જિહાં ચોખ્ખા દીસે,
તે ત્રણ ઉકાળા જલ તણા પીવાય તે જલ વ્રત વિષે;
ઓછા ઉકાળા હોય તો પ્હેલે ઉકાળે સચિત્ત તે,
મિશ્ર બીજે એમ દશ વૈકાલિકાચાર શ્રુતે. ૨૪૯

અર્થ:—જેમ ખદખદતા ( ચોખા–ખીચડી આદિના ) આધણમા ઉભગ સ્પષ્ટ[1] જણાય છે તેની પેઠે જે પાણીને ઉકાળતા ત્રણ ઉભરા સ્પષ્ટ આવી ગયા હોય તે ત્રણ ઉકાળા

---

૧ જ્યારે બરોબર પાણી ઉકળે ત્યારે પાણીના વાસણની ઉપર ઢાંકેલુ ઢાકણુ એની મેળે ઉછળીને નીચે પડે, એમ ત્રણ વાર થાય ત્યારે ત્રણ ઉકાળા સમજવા શ્રાવિકાદિએ જરૂર સમજવુ જોઇએ કે નીચે અગ્નિના તાપનુ ઠેકાણુ ન હોય અને દેવદર્શન વ્યાખ્યાન શ્રવણાદિ કરીને ઘેર આવ્યા, તેટલામા ત્રણ ઉકાળા આવ્યા શી રીતે? તે અચિત્ત કહેવાય જ નહિ. તેવુ પાણી મુનિરાજ આદિને કાપ વિગેરે ( વસ્ત્રપ્રક્ષાલન ) ના પ્રસંગે પણ વ્હોરાવી શકાય જ નહિ. લેનાર ને દેનાર બન્નેએ માહીતગાર થવુ જોઇએ.

આવેલું પાણીજ વ્રતમાં ( તિવિહાર ઉપવાસ–એકાસણું–બેસણું વગેરેમાં) પી શકાય કારણુ કે તેથી ઓછા એટલે જો એકજ ઉકાળો આવ્યો હોય તો ત્યાં સુધી તે સચિત્તજ હોય છે. અને બીજો ઉકાળો આવે ત્યારે તે મિશ્ર હોય છે એટલે કેટલુંક પાણી સચિત્ત હોય અને કેટલુક પાણી અચિત્ત હોય એમ દશવૈકાલિક સૂત્રમાં અને શ્રી આચારાંગમા કહેલું છે. માટે ત્રણુ ઉકાળા આવે ત્યારેજ તે સંપૂર્ણ અચિત્ત થાય છે એમ જાણી ઉકાળેલુ પાણી પીનારે બરોબર ત્રણુ ઉભરા આવ્યા પછીથી પાણી ઠારવુ ઉકાળેલુ પીનારા ભવ્ય શ્રાવકોએ યાદ રાખવુ કે–ઉકાળેલા પાણીનો કાળ ચોમાસામાં ત્રણુ પ્રહર (પ્હોર) નો હોય છે શીયાળામાં ચાર પ્હોરનો અને ઉનાળામાં પાંચ પ્હોરનો હોય છે પ્રહરનો અર્થ–દિવસની અપેક્ષાએ તેનો ચોથો ભાગ તે પ્હોર કહેવાય. એટલે જેટલા કલાકનો દિવસ હોય, તેનો જે ચોથો ભાગ તે પ્હોર કહેવાય જેમ ઉનાળામાં ૧૨ કલાકનો દિવસ હોય, ત્યારે સૂર્યોદયથી માંડીને ત્રણુ કલાકનો એક પ્હોર ગણાય સર્વ ઋતુમાં એક સરખા કલાકનો દિવસ હોયજ નહિ, માટે જેમ શિયાળા–ચોમાસામાં દિવસ ટુંકો થાય, તેમ પ્હોરનુ પ્રમાણુ જરૂર ઓછું થાય, અને દિવસ વધે, ત્યારે પ્હોરનુ પ્રમાણુ પણુ વધે શ્રાવકે શિયાળા–ઉનાળા કરતાં ચોમાસામા બે કાળનું ( પ્હેલા કાળનુ ને બીજા કાળનુ ) પાણી હોય છે, માટે તે વખતે વધારે કાળજી રાખવી જોઈએ વ્યવહારથી બીજા કાલનું પાણી ચલેથી ઉતરે, ત્યારથી ત્રણુ પ્હોર ગણી શકાય. ઠારતી વખતે બીજા કાલનું પાણી ઠારવાનાં વાસણુ બની શકે તો

તદ્દન અલગ રાખવા (પ્હેલા કાળનું પાણી ઠારવાનાં વાસણ જૂદાં રાખવાં અને બીજા કાળનું પાણી ઠારવાનાં વાસણ જૂદાં રાખવાં) તેમ ન બની શકે તો પ્હેલા કાળનું પાણી ઠારવાનાં વાસણો કાળજીથી તદ્દન સાફ કરીને જ તેમાં બીજા કાળનું પાણી ઠારી શકાય, આમાં ગોટાળો ન થવો જોઇએ. કારણ કે તેમ થાય તો એ કાલના પાણીનો નિયમ રહે નહિ. પ્રત્યાખ્યાનનો ભગ થાય, સચિત્તના નિયમનો પણ ભગ થાય વિગેરે મુનિરાજે પણ આ બાબત શ્રાવકને વ્યાખ્યાનાદિ પ્રસગે જરૂર સમજાવવી જોઇએ ૨૪૯

**અનંતકાય અભક્ષ્યને જાણે સુશ્રાવક ગુરૂ કને,**
**તો દાન ફલ પૂરૂં લહે ચાહે ન મનમાં તેહને;**
**દાનની શરૂઆત સૂર્યોદય પછી [illegible] જતાં,**
**ગોચરીનો પ્રથમ ક્ષણ એ બેઉ કહ[illegible] ભૂલતા. ૨૫૦**

અર્થ:—વળી શ્રાવકે અનતકાય[1] (જે એક શરીરમાં અનતા જીવ હોય તે બાદર સાધારણ વનસ્પતિકાય અથવા નિગોદ) તથા અભક્ષ્ય[2] (નહિ ખાવા લાયક તથા ઉપલક્ષણથી

---

૧ અનતકાય—અનતા જીવોનો નાશ થતો હોવાથી ઘોર હિસાનુ કારણ છે માટે તેને વાપરવાનો નિષેધ છે તેના લોકમા ૩૨ મુખ્ય ભેદો કહેલા છે જેવા કે સર્વ જાતિનાં કદમૂળ વગેરે સ્વરૂપ શ્રાદ્ધ વિધિથી જાણવુ.

૨ અભક્ષ્ય—જે વાપરવાથી આરોગ્યને હાનિ તથા લોકનિદા તેમજ ધર્મને બાધ આવે તેવી ચીજ વાપરવાનો નિષેધ છે તે માસ, મદિરા વગેરે બીના 'અભક્ષ્ય અનતકાય વિચાર' નામની મ્હેસાણા—જૈન શ્રેયસ્કર મડળ તરફથી છપાયેલ બુકથી જાણવી

નહિ પીવા લાયક ) પદાર્થોનું સ્વરૂપ ગુરૂ મહારાજ પાસેથી જાણવું જોઈએ. તોજ તે શ્રાવક દાનનું પૂર્ણ ફળ મેળવી શકે છે. ( કારણ કે નહિ જાણનાર તે વસ્તુઓ વાપરશે તથા દાનમાં પણ આપવા માંડશે ) માટે તે અનંતકાય તથા અભક્ષ્યનું સ્વરૂપ જાણીને તેની મનમાં બીલકુલ ઈચ્છા ન રાખવી મુખ્ય બાવીશ અભક્ષ્ય આ પ્રમાણે જાણવા ૧–વડના ટેટા, ૨–પારસ પીંપટલીના તથા પીપલાના ટેટા ૩–પ્લક્ષ (એક જાતનો પીંપળો ) ૪–ઉબર ( ગૂલર ) ની પીપુ ( ટેટા) ૫–કચુંબર ( કાલુંબર )ના ટેટા. આ પાચે ઉબર ફલના નામે પ્રસિદ્ધ છે તેમાં ઘણાં સૂક્ષ્મ બી અને જીવાત હોય છે ખાવાથી ઘણી હિંસ થાય ˉ અભક્ષ્ય ગણ્યા છે, તે સમજુ શ્રાવકોએ ન ખાવા જોઇએ

૬–મધ–ક્ષુદ્ર જંતુઓની લાળ છે ઘણાં જીવોની હિંસા કરીને એ તૈયાર કરવામાં આવે છે, એમાં નિરન્તર અસંખ્યાતા જીવો ઉપજે છે. આ કારણથી તે અભક્ષ્ય કહેવાય. સ્વાદિષ્ટ જાણીને કે દવાનું બ્હાનું કાઢીને પણ વાપરવું એ ઠીક નહિ. સમજુ વૈદ્ય–મધની જગ્યાએ ઘી સાકરમાં અથવા જૂના ગોળમા દવા લેવાની દરદીને ભલામણ કરે છે મધ એ ( મદિરા માંસ માંખણની માફક ) વિષય વાસનાને પોષનાર છે. એમ સમજીને શ્રાવકે ન ખાવું જોઇએ એક કહેવત છે કે–“મધ માખણ ને આમળખોર, એ ત્રણ ખાય તે હરાયું ઢોર” ૭–મદિરા–ઉપર મધમાં જે જણાવ્યું, તે અહી પણ ઘટે છે. અનેક પદાર્થોને પ્હેલાં સડાવે (કોહરાવે) તે વખતે

આમાં ત્રસ જીવો ઉપજે છે આ સ્થિતિમાં યંત્રમાં નાંખીને રસ કાઢે તે દારૂ કહેવાય. જીવનને તુચ્છ બનાવનાર અને ભયંકર પાપ કરાવનાર તથા ધાર્મિક જીવનને ધક્કો પ્હોંચાડનાર દારૂ છે, એમ સમજીને ભવ્ય શ્રાવકોએ જરૂર તેનો ત્યાગ કરવો જોઇએ. જે દવામાં દારૂ આવે તેવી દવા પણ નજ વાપરવી જોઇએ દ્રાક્ષાસવ, કુમાર્યાસવ, લોહાસવ આ પણ તેવી (દારૂના જેવી) ચીજ સમજીને ન વાપરવા જોઇએ તેમજ ૧–કૉડલીવર પીલ્સ એટલે દરિયાઇ માછલીના કલેજાના તેલની ગોળી ૨–સ્કૉટઇમલશન ઑાવરીલ એટલે બળદ અને પાડાના અમુક ભાગનું માસ ૩–વિરોલ–ગાયના મગજના ભાગમાંથી કાઢેલો રસ ૪–બીફાઇરન વાઇન–ઘેટાના માંસવાળી બ્રાડી ૫–કારતિક લીકવીડ એ માંસના ભેગસેળવાળી દવા છે. ૬–સરોવાની ટોનિક–આમાં દારૂનો ભાગ આવે છે. વિગેરે ઇંગ્રેજી દવાઓ પણ ધમિષ્ઠ શ્રાવકોએ ન વાપરવી.

૮–માંસ–એ ઘણો દુર્ગંધમય પદાર્થ છે નિરંતર ઘણા જીવોને ઉપજવાનુ એ સ્થાન, વિકારને વધારનાર, છેવટે નરક રૂપ દુર્ગતિમા લઇ જનાર છે એમ સમજીને શ્રાવકે તેનો ત્યાગ કરવો આનો ત્યાગ કરીને વંકચૂલે સ્વર્ગની સંપદા મેળવી શ્રી સ્થાનાગસૂત્રના ચોથા અધ્યયનમાં નરકગતિના ચાર કારણો જણાવ્યા, તે પ્રસંગે કહ્યુ કે–'कुणिमाहारेणं' માસાહાર કરવાથી નરકના દુ:ખો ભોગવવા પડે છે.

૯–માખણ–છાશથી અલગ પડે કે તરતજ અંતર્મુહૂર્ત્તમાં તેના જેવા વર્ણવાળા સૂક્ષ્મ જીવો તેમાં ઉપજે છે અને

વિકારવર્ધક છે વિગેરે કારણોથી અભક્ષ્ય છે ૧૦-બરફ-હીમ -એ ઘણાં દેહધારી જલના જીવોનો કઠિન પિંડ છે ખાતાં ઘણી હિંસા થાય, વિગેરે કારણોથી અભક્ષ્ય છે

૧૧-વિષ-એ જીવનને નાશ કરનાર પદાર્થ છે, એનું થોડુ પણ વ્યસન-દ્રવ્ય વિગેરેની જરૂર ખરાબી કરે છે જ્યારે અફીણુાદિને વેચાતી લેવાના પૈસા ન હોય, ત્યારે અફીણી-યાની સ્થિતિ એવી થાય છે કે-તે જ્યાં ત્યાંથી મફત મળે એમ ચાહે છે. ગામડા ગામમાં કોઈ મરણ પામ્યું હોય, ત્યારે પથરણામાં ગાયઝો કસુંબો તૈયાર કરે, ત્યાં જનારને અફીણનો કસુંબો મફત મળે, આવી વાત ગાયઝાને જાણમાં હોય, એમ ખાત્રી હોવાથી એક અફીણીયાએ ગાંયઝાને પૂછ્યું કે-વાણિયો પૂછે વેપારીને, કણબી પૂછે કૂઓ; અફીણિઓ પૂછે ગાંયઝાને, ભાઈ? ગામમાં કોઈ મૂઓ ॥ ૧ ॥ આવા વ્યસનથી આવી બેહાલત જાણીને શ્રાવકે જરૂર ત્યાગ કરવો

૧૨-કરા-આમાં બરફ વિગેરે ખાવામાં જે નુકસાન કહ્યું તેજ જાણીને શ્રાવકે તેવા કરા નજ ખાવા જોઇએ

૧૩-ભૂમિકાય (પૃથ્વીકાય) એટલે સર્વ જાતની માટી, ખડી, ભૂતડો, (સરાકડો) ખારો, કાચુ મીઠું વિગેરે અભક્ષ્ય છે. કારણકે તેમાં અસંખ્ય જીવ છે ૧૪-રાત્રિભોજન-પોતાના અને પરના જીવનને જાળવવાની ખાતર પણ રાતે લગાર પણ આહાર લઇ શકાયજે નહિ વિસ્તારથી આ બાબત આગળ

કહીશું ૧૫-બહુ બીજ-જે ફૂલની અંદર એક બીજથી બીજા બીજને અંતર ( આતરૂં ) હોય નહિ, એટલે બીજે બીજ અડેલાં હોય, અને બીજથી જેનો ગર્ભ જૂદો ન પડી શકે આવી રીતે જે ફૂલ વિગેરેમાં બીજ ઠસોઠસ રહેલાં હોય અને જેમાં બીજને રહેવાનાં જુદાં જુદાં ખાનાં ન હોય એ ફૂલ વિગેરે બહુ બીજ કહેવાય છે આમાં સમજવાનું એકે ગર્ભ ( ગર ) થોડો અને બીયાં ઘણાં હોય તેવા ટીંબરૂ, કોઠી-બડા વિગેરે અભક્ષ્ય હોવાથી શ્રાવકે ન ખાવા જોઇએ. કારણકે તેમા જેટલા બીજ હોય તેટલા પર્યાપ્ત જીવો રહેલાં છે. આમાં ખાવાનુ થોડુ અને જીવહિંસા ઘણીજ હોય છે.

૧૬-સંધાણુ-બોળ અથાણુ-તે લીંબુ, કેરી, ગુંદા વિગેરેનુ કરવામાં આવે છે પૂરેપૂરા તડકા દઇને કેરી વિગેરેની ચીરીઓને બરોબર સૂકવવી વિગેરે કાળજી નહિ જાળવવાથી તેમાં ત્રસ જીવો ઉપજે છે, અને તે તુચ્છ પણ ગણાય છે. જીભને અલ્પ સ્વાદ અને જીવહિંસા વધારે આ હેતુથી દયારસિક શ્રાવકે તે ન ખાવું જોઇએ બીજા ધર્મવાલાઓ પણ આને નરકનુ દ્વાર ગણીને છોડે છે. વિશેષ બીના-'અભક્ષ્ય અનંતકાય વિચાર' ( જે મ્હેસાણા-જૈન શ્રેયસ્કર મંડળ તરફથી છપાઇ છે ) બુકથી જાણવી.

૧૭-ઘોલવડાં-આ શબ્દથી દ્વિદલની બીના સમજવાની છે જેમાં ચીકાશ ન હોય, એટલે તેલ ન નીકળતું હોય અને તેના બે (દાળ જેવા) ફાડીયા (બંને સરખા ભાગ) થતા

હોય, તે દ્વિદલ[1] કહેવાય. દૃષ્ટાંત તરીકે ચણા-મગ-મઠ-અડદ-તુવેર-વાલ-ચોળા-કળથી-વટાણા-લાંગ-ગુવાર-મેથી-મસૂર વિગેરે દ્વિદલ કહેવાય. ગોરસ શબ્દથી ભેંસ વિગેરેના દૂધ-દહીં-અને છાશ લેવાય છે દ્વિદલની સાથે કાચા (બરોબર ગરમ કર્યા વિનાના) ગોરસનો સંબંધ થાય, તો તરતજ તેમાં બેઇંદ્રિય જીવો ઉપજે છે, માટે શ્રાવક વિગેરે ભવ્ય જીવોએ તે ત્રણેને ખૂબ ગરમ કરીને પછી તેમાં દ્વિદલ ભેળવવું જોઇએ તેમજ એ પણ નજ ભૂલવું જોઇએ કે-મેથી-ગુવાર તમામ કઠોલનાં પાંદડાંની ભાજી-વાલોળ, તુવેર-ચોળા-ફળી-મગફળી-ગવારની ફળી-વટાણાની ફળી-લીલા ચણાં-તથા તેમના પાંદડી વિગેરેનુ શાક-સુકવણી-સંભારો-અથાણું કે-દાળ-બુંદી-કળી-(સેવ), ગાંઠીઆ વિગેરે તળેલી વસ્તુની સાથે કાચા ગોરસ ભેળવવાજ નહિ, તેમજ મગ વિગેરેના પાપડવડી વિગેરેની સાથે અને મેથીવાળા અથાણાંની સાથે કાચાં ગોરસ વાપરી (ખાઇ) શકાયજ નહિ કેટલેક ઠેકાણે ઘોલવડાં (દહીવડાં) ખાવાની પદ્ધતિ છે, ત્યાં પણ સમજુ શ્રાવક વિગેરે ભવ્ય જીવો-ગોરસને પૂરેપૂરા ગરમ કરીનેજ બનાવે, તોજ એ દિવસેજ ખાઇ શકાય આ પ્રસંગે બદામ-પસ્તા-ચારોલી-રાઇ-સરસવ વિગેરે દ્વિદલ તરીકે ન લેવા

---

૧ દ્વિ=બે અને દલ=ફાડીયા. જેની સરખી બે ફાડ થાય, તે દ્વિદલ કહેવાય. પણ એમાથી તેલ નીકળે છે કે નહિ ? આ બાબતનો જરૂર વિચાર કરવો એકલી બે ફાડ થાય આ ઉપરથીજ દ્વિદલનો નિર્ણય ન થઇ શકે કારણ કે બદામ વિગેરે દ્વિદલમાં નજ ગણાય.

કારણકે–તેમની બે ફાડ થાય છે, પણ તેમાંથી તેલ નીકળે છે. તથા શિખંડમાંનુ દહીં ઊનું નથી કરાતું, માટે તે પૂર્વે જણાવેલા દ્વિદલની સાથે નજ ખાવો જોઇએ ગરમ ગોરસની સાથે દ્વિદલવાલો પદાર્થ ખાધા પછી તેના લેપવાળા ભાજન વિગેરે તદ્દન સાફ કરીનેજ કાચા દહી વિગેરે પદાર્થો ખાઇ શકાય, એમ તે ખાધા પ્હેલાં કાચા દહી આદિ પદાર્થો ખાધા હોય તો તેના ભાજન–હાથ–મુખ વિગેરે તદ્દન ચોખ્ખા કરીનેજ–બીજા પદાર્થો (ગરમ ગોરસવાળું દ્વિદલ વિગેરે) જમી શકાય. માટેજ સમજુ શ્રાવકો–છાશ–દહીં વિગેરે ફાટી ન જાય, આ મુદ્દાથી છાશ વિગેરેમા બાજરાનો લોટ વિગેરે ભેળવીને બરોબર ગરમ કર્યા બાદ ચણાનો લોટ આદિ પદાર્થ ભેળવે છે. એમ ખાટા ઢોકળાંનો આથો કરવામાં પણ ખાસ કાળજી રાખવી જમણવાર વિગેરેમાં જમતાં પ્હેલા આ બાબત જરૂર લક્ષ્ય રાખવું. ઉપયોગ એ ધર્મ છે. બીન કાળજીએ ધર્મ નથી, ક્ષણિક સ્વાદને માટે કયો ડાહ્યો માણસ ધર્મ હારી જાય વસ્તુ સ્વરૂપને જાણ્યા બાદ બેદરકારી કરવીજ નહિ.

૧૮–રીંગણાં–સર્વ જાતના રીંગણાં ખાવા ન જોઇએ. કારણકે તેમાં ઘણા બીજ છે, એ ઉપરાંત વિષય વિકારને વધારે છે, પિત્તાદિને પણ વધારે છે. આ ખાવાથી વાસ્તવિક કર્મરોગ દૂર થતો નથી, પણ ઉલ્ટાં ચીકણાં કર્મો બંધાય છે, જેથી ભવ ભ્રમણના દુઃખો ભોગવવા પડે, પુરાણાદિ ગ્રંથોમાં પણ રીંગણા ખાવાનો નિષેધ કર્યો છે. ત્યાં કહ્યું છે કે–

'यस्तु वृ तांककालिंग–मूलकानां च भक्षकः ॥ अंतकाले स मूढा–त्मा–न स्मरिष्यति मां प्रिये ॥ १ ॥

પ્રાયે રીંગણાના ખાનાર જીવોની અંતિમ ઘડી બગડે છે, તેનો ધૂમાડો આકાશમાં અદ્ધર ચાલતા વિમાનને અટકાવે છે કહેનારને ખાવાની લાલસા હોય તેથી ઉપરની બીના છુપાવવી પડે છે. માટે 'પોથીમાંના રીંગણા' આ કહેવત પ્રસિદ્ધ છે. ભટ્ટજી કથા સંભળાવતાં બોલ્યા કે–'રીંગણાં ન ખાવા' આ એક બ્રાહ્મણે સાંભળ્યું ત્યાંથી ઉઠીને ભટ્ટજીના રસોડામાં જોયું, ત્યાં રીંગણાં દીઠા કથા પૂરી કરી ભટ્ટજી આવ્યા. ત્યારે પેલાએ ભટ્ટજીને પૂછ્યું કે–મહારાજ! આ રીંગણાં કેમ રંધાય છે? ખાધા વિના ચાલતું નથી માટે. ભટ્ટજીએ કહ્યું કે–"એ તો પોથીમાંના રીંગણા" એટલે આ રસોડામાં જે રીંગણાં રંધાય છે, તે ખાવામાં વાંધો નહિ કથા વાંચતાં જે રીંગણાંનું નામ આવ્યું હતું તે જૂદા અને આ રીંગણાં જુદા. એક કવિએ કહ્યું છે કે–કહે તો સો કરતે નહિ, મુખસે બડા લબાડ ॥ કાલા મુખ લે જાયગા, સાહિબ કે દરબાર ॥૧॥ કથની કથે સહુ કોઇ, રહેણી અતિ દુર્લભ હોઈ--વિગેરે

૧૯–અજાણ્યાં ફૂલ વિગેરે જેનું નામ–ગુણદોષ પોતે અગર બીજા જનો ન જાણતા હોય તેવા ફૂલ વિગેરે ન ખાવા જોઇએ, કારણકે કદાચ તે પદાર્થો ઝેરી નીકળે તો મરણાંત કષ્ટ વેઠવું પડે. પરમ કૃપાલુ શ્રી ગુરૂમહારાજે રાજકુમાર વંક-ચૂલને 'અજાણ્યાં ફૂલ તારે ન ખાવાં' આવો નિયમ કરાવ્યો. એક વખત ઘણી ભૂખ લાગી તોએ નિયમ હોવાથી અજાણ્યું ફૂલ તેણે ન ખાધું, તેથી તે બચી ગયો, ને ઝેરી ફૂલ બીજા-ઓએ ખાધું, તેથી તેઓ મરી ગયા.

૨૦-તુચ્છફલ-જે ફલ સાર વિનાનું એટલે ખાતાં આપણને તૃપ્તિ (ધરાવું) લગાર થાય, તે તુચ્છફલ કહેવાય. તે ચણીબોર, શેલડી વિગેરે જાણવાં આ પદાર્થોને ખાતાં ઘણો ભાગ નકામો જાય, અને એઠાં હોવાથી ફેંકીએ ત્યારે તેમા કીડી આદિ ચોંટે, સમૂર્છિમ જીવો ઉપજે, તેની હિંસા થાય. આવા અનેક જાતના ગેરલાભ જાણીને શ્રાવકે આનો ત્યાગ કરવો જોઇએ

૨૧-ચલિતરસ-જે ખાવાની ચીજનો રસ બદલાયો હોય, એટલે પ્હેલા કરતાં ચાખવામા સ્વાદ જૂદો લાગે, તે પદાર્થો ચલિતરસ કહેવાય રસ બદલાય, ત્યારે તેનો વર્ણ (રંગ) ગંધ-સ્પર્શ પણ જરૂર બદલાય છે વાસી અનાજ, રોટલા, રોટલી વિગેરેના રસ વિગેરે સૂર્ય આથમે, ત્યારે બદલાય છે, માટે તે ન ખવાય શાસ્ત્રકાર ભગવંતે શ્રાદ્ધવિધિ વગેરે અનેક ગ્રંથોમાં મીઠાઇનો કાલ શિયાળામાં એક મહિનો, ઉનાળામાં ૨૦ દિવસ અને ચોમાસામા ૧૫ દિવસ કહ્યો છે આનું ખરૂં રહસ્ય એ છે કે જેમા પૂરેપૂરૂ ઘી, તેલ આદિ પદાર્થો નાંખ્યાં હોય, એટલે જેમા ઘી તેલ આદિની ઓછાશ (કરકસર) ન હોય, તેવી મીઠાઇનો કાલ ઉપર કહ્યા મુજબનો સમજવો. ઘી તેલની ઓછાશના પ્રમાણમાં મીઠાઇના કાલમાં જરૂર ઘટાડો સમજવો કેટલીક વખત એવું પણ બને છે કે જે દિવસે મીઠાઇ બનાવી તે દિવસે અભક્ષ્ય થાય આનું કારણ એ કે બનાવવામાં કચાશ રહે તેથી વર્ણાદિ ફરી જાય અથવા લીલફૂલ બાઝે ચલિત રસવાળા મીઠાઈ વિગેરેમાં અસંખ્યાતા દ્વીન્દ્રિય જીવો ઉપજે છે. ખાતાં જીવહિંસાનું પાપ લાગે,

આરોગ્ય બગડે વિગેરે કારણો ધ્યાનમાં લઇને શ્રાવકે આવા પદાર્થો નજ ખાવા જોઇએ અને ‘અન્ન એવી મતિ અને મતિ તેવી ગતિ” આ અને ‘આહાર એવો ઓડકાર’ આ બને શિખામણ ભૂલવી ન જોઇએ. ચલિત રસના પ્રસગે આ પણ યાદ રાખવું કે-એઠુ ખાવું નહિ, એઠુ છાંડવું નહિ, થાળી વાડકો જમીને ધોઇ પીવા, પોતાનુ એઠુ બીજાને દેવુ નહિ તેવી લેવડદેવડ કરવાથી એક બીજાના રોગ એક બીજાને લાગુ પડે, ધર્મારાધન અટકે, ધાર્મિક નિયમનો ભંગ થાય દિવસ છતાં જમી લેવું. રસોઇ કરવી અથવા પૂરી કરવી તે બને કાર્ય દિવસ છતાં કરવા આવા નિયમો પ્રમાણે શ્રાવકોએ જરૂર વર્ત્તવુ જોઇએ કારણકે એથી ધાર્મિક જીવનનો અને વ્યાવહારિક જીવનનો નિર્દોષ પદ્ધતિએ નિર્વાહ થઈ શકે છે.

૨૨ અનતકાય-જેમાં શરીર એક છતાં તેમાં જીવો અનતા રહ્યા હોય, એટલે અનતા જીવોનું એક શરીર તે અનતકાય કહેવાય આ અનંતા જીવોને આહાર વિગેરે સાધારણ (એક સાથે લેવાનો) હોય છે માટે સાધારણ વનસ્પતિકાય એમ પણ કહી શકાય એમ શ્રી પ્રજ્ઞાપના સૂત્રના પ્હેલા પદમાં કહ્યું છે આજ બીનાને ટુકામા શ્રી શાંતિસૂરિજી મહારાજે શ્રી જીવવિચાર પ્રકરણમાં આ પ્રમાણે કહી છે-“जेसिमणंताणं तणू-पगा साहारणा ते उ” એટલે અનતા જીવોનુ એક શરીર તે સાધારણ વનસ્પતિકાય કહેવાય તેના સૂક્ષ્મ અને બાદર એવા બે ભેદ છે. તેમા અહી બાદરની વાત ચાલે છે એમ સમજવું બાદર અનતકાયનુ

ટુંકામાં લક્ષણુ આ છે–જે વનસ્પતિનાં પાંદડાં ફૂલ વગેરેની નસ તથા સાંધા દેખાતાં ન હોય, અને ગાંઠ (ગાંઠા) પણુ ગુપ્ત (માલૂમ ન પડે તેવી) હોય, તથા ભાંગીએ ત્યારે બરોબર ભાંગે ( સરખી રીતે ભગ (ભાંગવું) થાય) અને ભાંગ્યા પછી તેનો ભૂકો થઈ જાય તેમજ છેદીને ( ટુકડા વગેરે કરીને ) વાવીએ તો પણ ઉગે, ઘણું કરીને આવી વનસ્પતિનાં પાંદડાં દલદાર અને ચીકણાં હોય છે અને પાંદડાં ફૂલ ઘણાં કોમલ હોય, આવુ સ્વરૂપ જ્યાં જણાય, ત્યાં સમજવું કે આ અનંત-કાય છે ઉપર જણાવેલા તમામ લક્ષણો અમુક અનતકાયમાં મલી શકશે નહિ એથી એમ સમજવુ કે કોઇ પણ અનંત-કાયમાં ઉપર જણાવેલા લક્ષણોમાંથી એકાદિ લક્ષણુ જરૂર ઘટે તો અનંતકાય છે એમ સમજવુ. જો કે શ્રી પ્રજ્ઞાપના વિગેરે સૂત્રમાં બત્રીશથી પણુ વધારે અનંતકાયના ભેદો જણાવ્યા છે. પણુ તે સઘળાં અહીં બતાવી શકાય નહિ, માટે પ્રસિદ્ધ બત્રીશ અનતકાયનું ટુકામાં સ્વરૂપ જણાવું છું. તે આ પ્રમાણે ૧ જમીનની અદર કદ થાય છે, એવા તમામ જાત કંદ અનંતકાય છે એમ આગળ પણુ સમજવું. ૨. લીલી હળદર ૩. લીલુ આદુ ૪ સૂરણુકંદ ૫ વજ્રકંદ ૬. લીલો કચુરો ૭ સતાવળી વેલી ૮. વિરાલી ( એક જાતની વેલડી–સોફાલી=ભોંયકોળુ ) ૯ કુંઆર ( સેલરાં પણુ ન ખાવાં જોઇએ, કારણુ કે કુઆરના પાઠાનો મધ્યમ ભાગ કાઢીને તે બનાવવામાં આવે છે આની વિશેષ વપરાશ કાઠી-યાવાડમાં જણાય છે ) ૧૦. થોર તેના સીજ, લંકા સીજ, હાથિયો, કાંટાળો ડાડલી વિગેરે વર્જવા ૧૧ ગલો ૧૨

લસણ. ૧૩. વાંસ કારેલાં ૧૪. ગાજર ૧૫. લુણીની ભાજી ( સાજીનું ઝાડ ) ૧૬. લોઢી પદ્મની કંદ. ૧૭. ગરમર (ગિરિકર્ણી) આનો કચ્છમાં વધારે ઉપયોગ થાય છે. કાઠીયાવાડ વિગેરે સ્થલે અથાણું કરે છે. ૧૮. કિસલય પત્ર–તમામ ગુચ્છા વિગેરેના શરૂઆતમાં નવા ઉગતાં પાંદડાં અને તમામ વનસ્પતિમાં જ્યારે ઊગે ત્યારે શરૂઆતમાં અંકૂરો ફૂટે તે અનંતકાય છે. આ બીના–પ્રત્યેક અને સાધારણ એમ બને લીલોતરીમાં સરખી જાણવી. તેમાં પ્રત્યેક વનસ્પતિના અંકૂરા અંતર્મુહૂર્ત્ત પછી પ્રત્યેક રૂપે થાય છે. એટલે બીજા જીવો ચ્યવી જાય છે સાધારણ વનસ્પતિમાં એમ છે કે–તે તો શરૂઆતથી માંડીને હેઠ સુધી તેના બધા અવયવો અનંતકાયજ હોય છે ૧૯. ખીર સુઆ કંદ–ખરસાઇઓ. ૨૦ થેગી અને થેગ નામની ભાજી ૨૧ લીલીમોથ. ૨૨ લુણ વૃક્ષ (ઝાડ)ની છાલ. ૨૩. ખીલોરા કંદ. ૨૪. અમૃતવેલી ૨૫ મૂળા–દેશી અને પરદેશી બે જાતના થાય છે. તે રંગે (દેખાવમાં) રાતા ( લાલ ) અને ધોળા હોય છે તેના ૧ મૂળો ૨ દાંડલી પાંદડા સાથે ગણવી ૩–ફૂલ ૪–મોગરા ૫ તેમાંથી નીકળેલાં ઝીણાં બીજ આ પાંચે વાનાં શ્રાવકે નજ ખાવાં જોઈએ. કારણ કે તે અનંતકાય છે ખાવાથી અનંતા જીવોની અને બીજી ત્રસ જીવોની હિંસા કરવાનુ ( હણવાનું ) પાપ લાગે છે ૨૬ બીલાડીના ટોપ તે ચોમાસામાં છત્રના આકારે જમીનમાંથી થાય છે ૨૭ વત્થુલાની ભાજી (પ્રથમ ઉગતી) ૨૮ અંકૂરાવાળું વિદલ (મગ વિગેરે) અનાજ રાતે મગ વિગેરે કઠોળ પલાળી રાખે તો તેમાં અંકૂરા ફૂટે છે તે

અનંતકાય છે એમ જાણીને સમજુ શ્રાવકોએ તેવુ અનાજ ન ખાવુ, અને રાતે કઠોળ પલાળવાનો રિવાજ તદ્દન બંધ કરવો સવારે પલાળવામાં પણ કઠોળને પાણીમાં થોડો વખત રાખવા કારણ કે વધુ વખત રહે તો અનંતકાય અંકૂરા ફૂટે સૌથી વધારે સારી પદ્ધતિ એ કે કઠોળ ખાંડીને કામમાં લે તો પ્હેલાં જણાવેલ દોષ લગાર પણ લાગતો નથી બીજા ધર્મવાલાને ત્યાં જમવા જતાં પ્હેલાં આ બાબત શ્રાવકે બહુજ કાળજી રાખવી કારણ કે ત્યાં તેનો વધારે પ્રચાર હોય છે. ૨૯. પલ્લકાની ભાજી ૩૦. સૂઅરવલ્લી (તે જંગલમાં મોટી વેલડીના જેવી થાય છે ૩૧. કૂણી આંબલી—જ્યાં સુધી આંબલીમાં બીજ ન થાય, ત્યા સુધી તે અનતકાય છે એમ બીજા અનેક કૂણાં ફલો પણ તેવા હોય છે તેવા અનત-કાયનો શ્રાવકે જરૂર ત્યાગ કરવો ૩૨ બટાટા અને ડુંગળી, સકરકંદ તેમજ ઘોષાતકી (હરડે) અને કેરડાના અંકૂરા તથા તિંદુક વૃક્ષના કૂણાં ફૂલ, જેમાં ગોટલી બંધાણી ન હોય, એવા આંબા વિગેરે અનતકાયમા ગણાય છે ધર્મિષ્ઠ શ્રાવકોએ ઉપર પ્રમાણે અભક્ષ્યનું અને અનતકાયનુ સ્વરૂપ સમજીને આત્મહિતની ખાતર જરૂર તેનો ત્યાગ કરવો જોઈએ. જીભની લાલસાને આધીન થઈને અનંતા જીવોની હિંસાનુ પાપ બાંધવુ, એ ડહાપણ ન કહેવાય યાદ રાખવું કે ઘણાં દગાખોર લોકો દૂધના માવામાં અને ઘી વિગેરેમાં બટાટા સકરકંદ વિગેરેની ભેળસેળ કરે છે તો તેથી પણ શ્રાવકે સાવચેત રહેવુ જોઈએ વળી દાનની (ગુરૂ મહારાજને વ્હોરાવવાની) શરૂઆત કરવાનો વહેલામાં વહેલો કાળ સૂર્યોદય

પછીથી બે ઘડી વીત્યા બાદ જાણવો. અને ગોચરી માટેનો પણ એ શરૂઆતનો (વહેલામાં વહેલો) કાલ કહેલો છે એમ દેનારે અને લેનારે કદાપિ પણ ભૂલવું નહિ ૨૫૦

રવિ ઉદયની પૂર્વમાં રાંધેલ દાન દીએ નહિ,
જયણા અપૂરવ જાળવે તે શ્રાદ્ધને શિવ દૂર નહિ;
મોક્ષદાયી સુપાત્ર દાને એહ બીના જાણજો,
દાન ગુણ ફલ ભાવ જાણી દાનથી સુખીયા થજો. ૨૫૧

અર્થ.—વળી સૂર્યના ઉગ્યા પહેલાં રાંધેલ આહારનુ દાન મુનિરાજને દેવુ નહિ કારણ કે સૂર્યોદય પહેલાં રાંધતાં જીવદયાદિ જયણા સાચવી શકાતી નથી માટે જેઓ અપૂર્વ (બરોબર ઉપયોગ પૂર્વક) જયણા સાચવે છે તેવા શ્રાવકને મોક્ષ બહુ દૂર નથી અથવા તેને મોક્ષ નજીકમાં છે એમ જાણવું એ પ્રમાણે વૈમાનિકાદિ સ્વર્ગ સુખથી માંડીને ઠેઠ મોક્ષના સુખ દેનારા સુપાત્ર દાનની બીના કહી, તેને હે શ્રાવકો ! તમે જાણજો ઉપર કહ્યા પ્રમાણે દાનના ગુણોનુ અને ફલનુ રહસ્ય જાણીને તેવુ સુપાત્રદાન દઇને હે શ્રાવકો! તમે સુખને મેળવજો ૨૫૧

આ દાનના ત્રણ પ્રકાર છે ૧ સાત્વિક દાન, ૨ રાજસી દાન અને ૩ તામસી દાન તેમાંથી આ ગાથામાં સાત્વિક દાનનું સ્વરૂપ સમજાવે છેઃ—

ઉચિત ક્ષેત્રે અવસરે સંપૂર્ણ ઉલ્લાસે કરી,
દાન ભૂષણ પાંચ રાખી ફલ ન ચાહીને જરી;

અનુપકારી સુપાત્રને નિરવદ્ય વસ્તુ જે દીએ,
શાલિભદ્રાદિક નિદર્શન જાણ સાત્ત્વિક દાન એ. ૨૫

અર્થ:—યોગ્ય ક્ષેત્રને વિષે અને યોગ્ય અવસરે એટલે કાલે, સંપૂર્ણ ઉલ્લાસપૂર્વક (પુરેપુરા ઉમંગથી વધતા ભાવ-પૂર્વક) દાનના પાંચ ભૂષણો (જેનાં નામ ૨૫૫ મી ગાથામાં આપેલા છે) સાચવવા પૂર્વક, કોઈ પણ જાતના ફલની ઇચ્છા રાખ્યા સિવાય, અનુપકારી એટલે દાતા પ્રત્યે જેણે કોઈ પણ જાતનો ઉપકાર નથી કરેલો એવા (કારણ કે ઉપકારીને દાન આપે, તે સાત્ત્વિક દાન ન કહેવાય) સુપાત્રને-યોગ્ય પાત્રને જે શ્રાવક નિરવદ્ય-દોષ રહિત વસ્તુ-આહારાદિક (વસ્ત્ર તથા ચારિત્રનાં ઉપકરણો વગેરે) આપે તેવા દાનને સાત્વિક દાન કહેલુ છે દાનને વિષે કહ્યુ છે કે-दातव्यमिति यद्दानं-दीयतेऽनुपकारिणे॥ क्षेत्र काले च भावे च-तद्दा ं सात्त्विक स्मृतं ॥ १ ॥ આ સાત્વિક દાનને વિષે શ્રી ઉપદેશ પ્રાસાદ વગેરે શાસ્ત્રોમા શાલિભદ્ર વગેરેનાં દૃષ્ટાન્તો આપેલાં છે ૨૫૨.

હવે આ ગાથામાં રાજસી તથા તામસી દાનનુ સ્વરૂપ કહે છે —

દે જેહ બદલો વાળવા અથવા સુતાદિક ફલ ચહી,
તે રાજસી છે દાન પ્રાયે હોય ઐહિક ફલ અહીં;
ક્રોધ તેમ બલાભિયોગે ભાવ વિણ જે દાન એ,
દાન હલકું તામસી એ ભવ્ય જન ઝટ પરિહરે. ૨૫૩

અર્થ:—જે માણસ ઉપકારનો બદલો વાળવા માટે દાન આપે, અથવા સુતાદિક ફલ ચહી એટલે આ દાનથી પુત્ર, ધન, સ્ત્રી વગેરે મને મળો એવા આશયથી આપેલા દાનને રાજસી દાન કહેલું છે. અને તેવા પ્રકારના દાનથી પ્રાયે ઐહિક ફલ એટલે આ લોક સંબંધી ફલની પ્રાપ્તિ થાય, પણ તેથી મોક્ષ-પ્રાપ્તિ રૂપી ફલ મળતું નથી તથા ત્રીજુ તામસી દાન સૌથી હલકું છે (૧) ભાવ વિના અપાય તે (પરિણામ વિના) અને (૨) ક્રોધ પૂર્વક આપેલુ દાન અથવા (૩) બલાભિયોગે એટલે આપવાની ઇચ્છા બીલકુલ ન હોય છતાં રાજા વગેરેના આગ્રહથી જે દાન આપવું પડે એમ ત્રણ પ્રકારે તામસી દાન કહેલુ છે ભવ્ય જીવોએ આ સૌથી હલકા ત્રીજા પ્રકારના તામસી[1] દાનનો ઝટ ત્યાગ કરવો यस्तु प्रत्युपकाराय-फलमुद्दिश्य वा पुनः ॥ प्रदीयते परिक्लिष्टं-तद्दानं राजसं स्मृतम् ॥ १ ॥ क्रोधाद्बलाभियोगाद्वा-मनोभावं विनापि वा ॥ यद्दीयते हितं वस्तु-तद्दानं तामसं स्मृतम् ॥ २ ॥ २५૩

ત્રીજા તામસી દાનનુ દૃષ્ટાન્ત કહે છે:—

દેતી નથી હું ચાટવો ઘે ઇમ કપિલા ઉચ્ચરે,
શ્રેણિક ભૂપ બલાભિયોગે ભાવ વિણ એવું કરે;
કટુ તુંબ નાગશ્રી સુપાત્રે આપતી દુઃખ પામતી,
દાન સાત્ત્વિક એજ ઉત્તમ શીઘ્ર આપે સદ્ગતિ. ૨૫

અર્થ:—જ્યારે શ્રેણિક રાજાએ કપિલા નામની દાસી

[1] ઉપલક્ષણથી રાજસી દાનનો પણ ત્યાગ કરવો જોઇએ.

પાસે તેના દાન આપવાના પરિણામ નહિ છતા બલાભિયોગે-પોતાના બલના પ્રયોગથી (બલાત્કારે) દાન અપાવ્યું ત્યારે તે કહેવા લાગી કે હું દાન આપતી નથી પણ આ ચાટવો દાન આપે છે. આ તામસી દાનનો પ્રકાર જાણવો કપિલા દાસીનું ટુકમાં દૃષ્ટાન્ત આ પ્રમાણે:-જ્યારે શ્રેણિક રાજાએ ભગવાન મહાવીર સ્વામીના મુખે પોતાનું નરક ગમન સાંભળ્યું ત્યારે તેમણે પ્રભુને વિનતિ કરી કે આપ જેવા સમર્થનુ શરણુ મળ્યા છતાં મારે નરકે જવું પડે તે કેવુ કહેવાય? માટે કોઈ પણ રીતે મારૂ નરક ગમન નિવારો ત્યારે પ્રભુએ કહ્યુ કે તેં પ્રથમ ગર્ભિણી હરણીનો શિકાર કરતાં નરકનુ આયુષ્ય બાંધ્યું છે, તેથી નરક ગમન કોઇથી નિવારી શકાયજ નહિ માટે આ બાબતમા કોઇ ઉપાય નથી તે છતાં શ્રેણિક રાજાએ ઘણો આગ્રહ કરતાથી પ્રભુએ કહ્યુ કે જો તું તારી કપિલા નામની દાસી પાસે મુનિને દાન દેવરાવે, અથવા કાલસૌકરિક નામનો કસાઈ જે પાંચસે પાડાનો દરરોજ વધ કરે છે તેનો એક દિવસ વધ બધ કરાવે તો તારૂ નરક ગમન રોકાય શ્રેણિક રાજાએ પ્રભુને કહ્યું કે આ તો ઘણી સહેલી વાત છે હમણાંજ જઇને તે પ્રમાણે કરાવુ છું

શ્રેણિકે પોતાને મ્હેલે જઇને કપિલા દાસીને બોલાવી. તેને મુનિને દાન આપવા કહ્યુ કપિલાએ કહ્યુ કે બીજું ગમે તે કામ બતાવો તે કરીશ, પણ દાન આપવાનુ કામ મારાથી થશે નહિ રાજાએ ઘણી ઘણી લાલચો આપી સમજાવી પણ દાસી એકની બે ન થઈ. છેવટે તેના હાથે ચાટવો બાંધી દાન આપવા માંડયું ત્યારે પણ તે કહેવા લાગી કે આ દાન

હુ આપતી નથી, પણ શ્રેણિક મહારાજાનો ચાટવો દાન આપે છે

દાસી પાસે નાસીપાસ થએલા રાજાએ કાલસૌકરિકને બોલાવી તેને ૫૦૦ પાડાનો વધ બધ રાખવા કહ્યુ તેણે પણ માન્યુ નહિ, ત્યારે રાજાએ તેને બાધીને કૂવામાં નાખ્યો. ત્યાં પણ તેણે માટીના ૫૦૦ પાડા પાણીમાં ચીતરીને માર્યા એ પ્રમાણે શ્રેણિક મહારાજા ત્યાં પણ નિષ્ફળ થયા. કારણ કે ભાવી મિથ્યા થઈ શકતું નથી. તેમને ખાત્રી થઈ કે નરકમા જરૂર જવું પડશે ધ્યાનમાં રાખવું કે રાજા શ્રેણિકે મિથ્યા-દૃષ્ટિપણામાંજ નરકાયુષ્ય બાધ્યું હતુ વળી નાગશ્રીએ સુપાત્રને કડવી તુંબડીનું શાક વહોરાવ્યું જેથી તેને દુ:ખ ભોગવવાં પડયાં માટે સાત્વિક દાનજ ઉત્તમ છે, કે જે થોડા ટાઈમમાં સદ્ગતિ–સ્વર્ગ અને મોક્ષ રૂપ સારી ગતિ આપે છે ૨૫૪

હવે આ ગાથામાં દાનનાં પાંચ ભૂષણો કહે છે —

**આનંદના આંસુ વહે રોમાંચ હોય ખડા વલી,**
**બહુમાન તિમ અનુમોદના પ્રિય વેણ પાત્ર ગુણી કલી;**
**ઉપદેશ ગ્રંથો દાન ભૂષણ પાંચ એમ જણાવતા,**
**વળી પાંચ દૂષણ ટૂંકમાં એહીજ ગ્રંથ જણાવતા. ૨૫૫**

અર્થ:—ગુણી પાત્રને જોઇને દાતારની આખમાં હર્ષના આસુ આવે ૧, વળી તેની રોમરાજી (રોમરાય, રૂવાટા) વિકસ્વર થાય ૨ ગુણી પ્રત્યે બહુમાનની લાગણી થાય. ૩ અનુમોદના (મારે ત્યા આપના જેવાના પગલાં થવાથી આજે

હું ધન્ય બન્યો છુ વગેરે) ૪ મીઠાં વચને આમંત્રણ આપવું. ૫ એ પ્રમાણે ઉપદેશ ગ્રન્થોએ[1] દાનના પાંચ ભૂષણો જણાવ્યા છે વળી એજ ગ્રંથોમાં દાનના પાંચ દૂષણો પણ જણાવ્યા છે, જે ટુંકમાં આગલી ગાથામાં કહેવાય છે ૨૫૫.

દાનના પાંચ દૂષણો[2] આ પ્રમાણે:—

આદર નહિ લવલેશ કાલ વિલંબ વિપ્રિય બોલવું,
વૈમુખ્ય પશ્ચાતાપ દોષે દાન કદી ન બગાડવું;
દેખી સુપાત્ર ગુણી ભલા ગુણ ગણ તણા રાગી બનો,
બહુ માન એવું રાખજે જ્યારે લહો ક્ષણ દાનનો. ૨૫૬

અર્થ.—દાન આપવામા જરા પણ આદર જણાય નહિ ૧. દાન આપતાં આપતાં વિલંબ–મોડું કરે ૨. વિપ્રિય એટલે કડવાં લાગે તેવાં વચનો બોલે વૈમુખ્ય એટલે મુખ ઉપર પ્રસન્નતા થવાને બદલે મુખનું મરડાવું અથવા મોઢું ચઢાવવું ૪ અને છેલ્લો પશ્ચાત્તાપ[3] (મે આને ક્યાં દાન આપ્યું એવી ભાવના) ૫ આ પ્રમાણે પાંચ દૂષણો પૂર્વક દાન આપીને

---

૧ ઉપદેશ તરંગિણી, ઉપદેશપ્રાસાદ વિગેરેમા आनन्दाश्रूणि रोमाञ्चः, बहुमानं प्रियं वचः ॥ किंचानुमोदना पंच, सद्दानं भूषयंत्यमी ॥ १ ॥

૨ अनादरो विलंबश्च, वैमुख्यं विप्रियं वचः ॥ पश्चात्तापश्च पंचेति, सद्दानं दूषयन्त्यमी ॥ २ ॥

૩ દીધા પછી પશ્ચાત્તાપ નજ કરવો જોઇએ–ધન્ય કુમારે વિશિષ્ટ જ્ઞાની ગુરૂને પૂછ્યુ કે મારા વડીલ બંધુઓ ઘણી વાર નિર્ધન

દાન બગાડવું નહિ અથવા દાનનું ફલ ગુમાવવું નહિ હે ભવ્યજનો! ગુણવાન ઉત્તમ સુપાત્રને જોઇને તેમના ગુણના સમૂહના તમે રાગી થાઓ. અને જ્યારે દાનનો અવસર તમને પ્રાપ્ત થાય (મલે) ત્યારે ઉપર કહ્યું તેવું બહુમાન ગુણી પ્રત્યે રાખજો ૨૫૬

દાન આપનાર ભવ્ય જીવોએ કેવી ભાવના ભાવવી તે કહે છે:—

**પાળી શકું નહિ શીલ ઉત્તમ તેમ તપ સાધું નહિ,**
**આરંભી મારા જીવને શુભ ભાવના પ્રકટે નહિ;**
**મુજ જેહવાને તારનારૂં દાન પ્રભુ સમજાવતા,**
**પ્રભુની દયા અગણિત અમારી ઉપર દાની ભાવતા. ૨૫૭**

અર્થ:—મારાથી ઉત્તમ શીલ (બ્રહ્મચર્ય અથવા ઉત્તમ આચાર) પાળી શકાતું નથી વળી મારાથી કોઇ પ્રકારનું મોટું તપ પણ બની શકતું નથી. તથા ઘણા પ્રકારના આરંભવાળા મારા જીવને[1] સારી સારી ભાવનાઓ પણ પ્રગટ થતી નથી ફક્ત મારાથી બની શકે એવું અને મારા જેવાને તારનારૂ એવું દાન પ્રભુએ સમજાવેલુ છે જે ઉત્તમ દાન-

---

કેમ થયા? જવાબ આપતા શ્રી ગુરૂ મહારાજે કહ્યુ કે તેમણે પૂર્વ ભવે દાન દીધા પછી ખેદ કર્યો માટે આ ભવમા વારંવાર નિર્ધન થયા. વિસ્તાર માટે જૈન ધર્મપ્રસારક સભા શ્રી ભાવનગર તરફથી છપાયેલ શ્રી ધન્યકુમાર ચરિત્ર જોવુ

૧ " सावद्यारंभिणां कुतो निर्मलो भाव: ॥ '

વડે અસ્થિર–નાશવંત એવા દ્રવ્યનો પણ સદ્‌વ્યય થઇ શકે છે એવા દાનને સમજાવનાર પ્રભુની અમારા ઉપર ઘણી દયા છે આવા પ્રકારની ભાવના રાખી શ્રાવકે નિરંતર દાન દેવું જોઇએ ૨૫૭.

દાન આપતાં દાનની અનુમોદના કેવી રીતે કરવી ? તે કહે છેઃ—

**ધન્ય તે શ્રેયાંસ જેણે આદિ પ્રભુને ખૂશ થઇ,**
**વ્હોરાવીયો રસ શેલડીનો શુભ ત્રિપુટી મેળવી;**
**કરતો નથી તેના સમું કંઈ એમ દેતાં ભાવજે,**
**ક્ષણ એહવો મલજો ફરી અનુમોદના સાચીજ એ. ૨૫૮**

અર્થઃ—જેણે અત્યંત હર્ષપૂર્વક પ્રથમ તીર્થંકર શ્રી ઋષભદેવ ભગવાનને લગભગ બાર માસના ઉપવાસને અંતે શુભ ત્રિપુટી એટલે સુપાત્ર, સુદાન અને સુભાવ (તીર્થંકર સમાન સુપાત્ર, ધનસાર્થવાહ વિગેરેના જેવો ભાવ અને શેલડીના રસ જેવુ નિર્દોષ દાન) એ ત્રણેના સંયોગપૂર્વક શેલડીનો રસ વ્હોરાવીને આ અવસર્પિણી કાલમાં દાન માર્ગ શરૂ કર્યો એ શ્રેયાંસકુમારને ધન્ય છે. હું તેમના જેવુ કાંઈ કરતો નથી હે જીવ ! દાન દેતાં એવી ભાવના ભાવજે. મને પણ આવો શુભ અવસર ફરી ફરીને મલો એવી ભાવના તેજ સાચી અનુમોદના જાણવી ૨૫૮.

સુપાત્રને દાન આપવાનો અવસર આવે ત્યારે શ્રાવકે કેવી ભાવના રાખવી, મીઠી વાણી બોલવી વગેરે જણાવે છે.—

ધન્ય ભાગ્ય સુપાત્ર આવ્યા સમય ઉત્તમ આજનો,
મેહ વર્ષ્યો મોતીનો ઊગ્યો સૂરજ સોના તણો;
કૃતપુણ્ય તેમ કૃતાર્થ હું કૃત કૃત્ય પાર ન હર્ષનો,
તારો મને કરૂણા કરી ગુરૂ ! લાભ દેઈ દાનનો. ૨૫૯

અર્થ:—આજે મારાં ધન્ય ભાગ્ય છે કે મારે ઘેર આપના જેવા સુપાત્રનાં પગલાં થયાં આજનો આ સમય ઉત્તમ છે આજે મારે આગણે મોતીનો મેઘ વરસ્યો, આજે મારે સોનાનો સૂરજ ઉગ્યો, હું કૃતપુણ્ય થયો છું, આજે મારૂં જીવન કૃતાર્થ-સફલ થયું છે, આજે મારા હરખનો પાર નથી માટે હે ગુરૂ મહારાજ ! આજે મારા ઉપર દયા લાવીને દાનનો લાભ આપીને મને તારો ૨૫૯

અશ્રુ વહંતા હર્ષ પૂરે પ્રિય વચન એવા કહી,
ઘે દાન ગુરૂને શુદ્ધ શ્રેયાંસાદિ દૃષ્ટાંતો સ્મરી;
પાત્ર પ્રભુની જેહવું તિમ દાન રસ જેવું દીએ,
શ્રેયાંસ જેવો ભાવ ભલતાં સર્વ વાંછિત ઝટ ફલે. ૨૬૦

અર્થ:—ઉત્તમ શ્રાવક આગલી ગાથામાં કહ્યા પ્રમાણે ઘણા હર્ષથી આનંદાશ્રુ વહેતાની સાથે પ્રિય વચનો કહેવા પૂર્વક શ્રેયાંસકુમાર વગેરેના દૃષ્ટાન્તોનુ સ્મરણ કરતાં કરતાં ગુરૂને શુદ્ધ-દોષ રહિત દાન આપે (૧) શ્રી ઋષભદેવ પ્રભુના જેવુ ઉત્તમ પાત્ર મળે (૨) શેલડીના રસ જેવુ નિર્દોષ દાન હોય અને તેમા (૩) શ્રેયાંસકુમારના જેવો ભાવ ભળે તો

સર્વ વાંછિતો તરત સિદ્ધ[1] થાય (ફલે) એમાં કાંઈ આશ્ચર્ય નથી ૨૬૦

ત્રિપુટીનું સ્વરૂપ જણાવે છે.—

ચિત્ત વિત્ત સુપાત્રની ત્રિપુટી મલી શ્રેયાંસને,
શ્રાદ્ધ સમરી દાન એવું જરૂર ઘે ધરી હર્ષને;
પૂર્ણ આદર ભાવ રાખે કાલ વીતાવે નહિ,
સુમુખ થાય અપ્રિય ન બોલે દેઇ ખિન્ન બને નહિ. ૨૬૧

અર્થ:—શ્રેયાંસકુમારને ચિત્ત–મનના શુભ ભાવ, વિત્ત–શેરડીનો રસ વિગેરે દેવાના નિર્દોષ પદાર્થો તથા સુપાત્ર–શ્રી ઋષભદેવ જેવા ઉત્તમ પાત્ર એ ત્રિપુટી મળી, તેનુ સ્મરણ કરતાં ભવ્ય શ્રાવકો પણ હર્ષ ધરીને એવું દાન જરૂર આપે વળી દાન આપતાં સપૂર્ણ આદરભાવ રાખવો તથા નકામો કાળ વિતાવી વિલબ કરી દાન દેવુ નહિ, મુખ ઉપર પ્રસન્નતા ધારણ કરવી, અપ્રિય વચન બોલવાં નહિ વળી દાન આપીને ઉદાસ થવું નહિ–ખેદ કરવો નહિ ૨૬૧.

આ ગાથામાં પૂર્વે કહેલાં દાનનાં દૂષણોનો સ્પષ્ટ અર્થ બે ગાથાઓમાં સમજાવે છે:—

આવો પધારો ઇમ કહે ના એ અનાદર જાણીએ,
શી ઉતાવળ? હાલ દઉં છું એ વિલંબ વિચારીએ;
મુખ ફેરવે ઉંચું જુએ નીચું અને મુખ મરડવું,
વિમુખતા એવી કહી શ્રાવક કરે ના એહવું. ૨૬૨

---

[1] रिसहेससमं पत्तं–निरवज्जमिक्खुरससमं दाणं ॥ सिज्जंससमो भावो, जइ हुज्जा मग्गियं तइया ॥१॥ कल्प०व्या० ७मुं.

અર્થ:—ગોચરી માટે આવેલા મુનિરાજને 'આવો પધારો લાભ દો' એમ કહે નહિ તે અનાદર જાણવો (૧) શી ઉતાવળ છે? હમણાં દઉં છું, થાય છે એવાં વચન બોલે તે વિલંબ જાણવો. (૨) મુનિને જોઇને મુખ ફેરવે-ઉંચુ નીચું અથવા આડું અવળું જુએ, મુખ મરડે એ વિમુખતા અથવા અપ્રસન્નતા કહી છે. (૩) ઉત્તમ શ્રાવકો દાનના પ્રસંગે આવું વર્તન કરેજ નહિ આ ગાથામાં ત્રણ દૂષણો સ્પષ્ટ રીતે સમજાવ્યા બાકીના બે દૂષણોને આગલી ગાથામા સ્પષ્ટ સમજાવે છે. ૨૯૨.

**અરૂચિકર વચનો કહે વિપ્રિય વચન એ જાણીએ,**
**એહ પશ્ચાત્તાપ દેઇ મન ઉદાસીન જે કરે;**
**શ્રાવક તજે એ દૂષણો દીલમાં ધરીને ભૂષણો,**
**આસન્નસિદ્ધિક એમ કરતાં લાભ મેળવતા ઘણો. ૨૯૩**

અર્થ:—દાન આપતી વખતે અરૂચિકર—ન ગમે તેવાં કડવાં વચનો બોલે એ વિપ્રિય વચન જાણવુ (૪) વળી દાન આપીને મનને ઉદાસીન કરે (મનમાં ખેદ ધારણ કરે) તે પશ્ચાતાપ (૫) જાણવો દાનના ભૂષણો દિલમાં ધારણ કરીને સુશ્રાવકે એ પાંચે દૂષણોનો ત્યાગ કરવો. આ પ્રમાણે કરવાથી આસન્નસિદ્ધિક એટલે જેમને મોક્ષ નજીકમાં છે તેવા ભવ્ય જીવો ઘણો લાભ મેળવે છે. ૨૯૩.

અહીં પ્રસંગે દાન લેનાર સુપાત્રે પણ દાયકના ભાવ કેવા છે ? તે જાણવા માટે મ્હેલાં છ (૬) નકાર કહે છે:—

પાત્ર દેખીને ચઢાવે ભૃકુટી (૧) વલિ ઊંચું જુએ, (૨)
નજર નીચી પણ કરે (૩) તિમ વદનને અવળું કરે; (૪)
મૌન (૫) કાલ વિલંબ (૬) દાને ભાઇ એ છ નકારના,
પાત્ર એ જાણી તપાસે ભાવ દાયક દાનના. ૨૬૪

અર્થ.—પાત્રને આવતાં જોઇને આપનાર માણસ ભૃકુટિ ગઢાવે એટલે ભમરો ઉંચી ચઢાવે (૧) સન્મુખ જોવાને બદલે ઉંચું જુએ (૨) અથવા નજર નીચી ઢાળી દે (૩) અથવા મ્હોને અવળુ ફેરવે (૪) આવકાર આપવાને બદલે મૌન રહે–કાંઇ બેલે નહિ (૫) તથા દાન આપવામાં ઢીલ કરે (૬) આ છ નકારની[1] (દાન નહિ આપવાની) નિશાનીઓ છે. એટલે ચોખખી 'ના' નહિ તો 'ના' ના ભાઈ છે. માટે પાત્રે–દાન લેનારે ઉપર કહેલાં નકારોને જાણીને દાનના આપ. નાર ભવ્ય જીવોના ભાવ તપાસવા તેવું કરનાર મુનિરાજ કુશલ કહેવાય છે સુપાત્ર મુનિરાજ વગેરે દાયક–શ્રાવકના ભાવ–શક્તિ તપાસીનેજ ગોચરી આદિનો વ્યવહાર જાળવે. તેમ થાય તોજ સાધુ ધર્મની અને શ્રાવક ધર્મની મર્યાદા જળવાય અને માધુકરી–ભિક્ષાનું ખરૂં તત્વ પણ પૂર્વે

---

१—भिउडिउड्ढालोयण, नीया दिट्ठी परंमुहं वयणं ॥ मोणं कालविलंवो, नकारो छव्विहो होइ. ॥ १ ॥

જણાવ્યું તેજ છે એમ શ્રી દશ વૈકાલિક ટીકા તથા અષ્ટકજી આદિ અનેક શાસ્ત્રાવલોકનથી સમજાય છે ૨૬૪.

વળી દાન નહિ દેવા ઈચ્છનારની બીજી કેવી કેવી ચેષ્ટાઓ હોય તે કહે છેઃ—

અંગ ચેષ્ટાથી કળાએ ભાવ કેવા દાનિના,
નીરોગ દાની છે છતાં દેતાંજ કંપે કર ઘણાં;
દેય વસ્તુને છુપાવે તેમ ઢાંકે અન્યથી,
ઈમ ભાવની ઓછાશ જાણી પાત્ર એ લેતાં નથી. ૨૬૫

અર્થઃ—દાન આપનારના દાન સંબંધી કેવા ભાવ છે. તે તેની અંગચેષ્ટા-શરીરની ક્રિયા ઉપરથી પણ જણાય છે. જેમકે દાન આપનાર નીરોગી હોય તે છતા વ્હોરાવતી વખતે તેના હાથ ઘણા કંપતા જણાય તો તેથી પણ તેના ભાવની ઓછાશ જાણી શકાય છે વળી આપવા લાયક વસ્તુને સંતાડી દે અથવા તે વસ્તુને બીજી સચિત્તાદિ વસ્તુથી ઢાંકી દે અને દેવાની ચીજ ઉપર સચિત્ત પદાર્થ મૂકે આવી ક્રિયા કરનારમાં દાન દેવાના ભાવની ઓછાશ છે એમ જાણીને જે જીવો સુપાત્ર છે તે તેવા પ્રકારે અપાતા દાનના પ્રસંગે ઉચિતપણુ જાળવે છે એટલે મુનિધર્મ અને શ્રાવકના ભાવ જળવાય તેવો જવાબ[1] આપી બીજા સ્થલે ગોચરી જાય ૨૬૫

---

૧ 'વર્તમાનયોગ' આદિ નિર્દોષ રૂચિકર વચન બોલે ગોચરીને લીધા પછી જતી વખતે શ્રાવક 'લાભ દેજો' એમ કહે ત્યારે મુનિરાજ 'વર્તમાન યોગ' કહે છે, તેનુ કારણ એ કે-આઉખાનો ભરોસો નથી અને કોઈ બીજા કાર્યને લઈને કહ્યા મુજબ ફરી ગોચરી માટે

વળી છ પ્રકારના દાનને મેલા દાન કહ્યા છે, તે આ પ્રમાણે.—

**દાન મેલા ષટ કહ્યા ધુર ભેદ (૧) મોડું જે દીએ,**
**બીજું દીએ તરછોડતા(૨) ત્રીજું અરૂચિથી પણ દીએ;(૩)**
**નિંદા કરી ચોથું દીએ(૪) તિમ પાંચમું હલકો કહી,(૫)**
**અંતિમ ઉચિતતા પરિહરી દે (૭)શ્રાદ્ધ એવું દે નહી. ૨૬૬**

અર્થ:—તેમાં જે વિલંબ કરીને વ્હોરાવે તે પ્રથમ ભેદ (૧) જે તરછોડતા (તિરસ્કારપૂર્વક) દાન આપે તે બીજો ભેદ (૨) ત્રીજુ અરૂચિથી (ઉલ્લાસ વિના) દાન આપે (૩) જે નિંદા કરીને દાન આપે તે ચોથું (૪) વળી હલકો કહીને દાન આપે તે પાંચમુ (૫) અને છેલ્લો ભેદ ઉચિતતા–યોગ્યતા જાળવ્યા વિના દાન આપે ( ૬ ) આવા છ પ્રકારનાં મેલાં દાન શ્રાવક આપે નહિ કહ્યુ છે કે–क्षिप्तकालं कृतावज्ञं-सानुतापं चिकत्थितम् ॥ हीयमानमनौचित्यं-दानपटंक मलीमसं ॥ १ ॥ २६६

આ છ પ્રકારનાં મેલા દાનનું ફળ શું મળે? તે અનુક્રમે જણાવે છે.—

---

ન પણ આવી શકાય આ બે મુદ્દાને ધ્યાનમા રાખીને મુનિરાજ 'વર્તમાન યોગ' આ શબ્દ બોલે છે તેનો અર્થ એ છે કે–"આહારાદિનો ખપ હશે, તો આવીશુ" આ બાબત જુઓ સાક્ષિપાઠ–आउस्स न वीसासो, कज्जस्स बहूणि अंतरायाणि ॥ तम्हा साहूणं खलु, वट्टमाणजोगेण ववहारो ॥ १ ॥

નિર્ધનપણું વિધવાપણું ફલ એહ પ્હેલા ભેદનું,
બીજા તણું નહિ પુત્ર તિમ દુભગપણું ત્રીજા તણું;
ચોથા તણું ફલ અલ્પ આયુ પાંચમાંનું હીનતા,
છઠ્ઠા તણું ફલ રોગ શ્રાવક દાન મેલા છોડતા. ૨૬૭

અર્થ:—પ્રથમ ભેદવાળુ મલિન દાન જો સ્ત્રી આપે તો નિર્ધનપણાની–દરિદ્રતાની પ્રાપ્તિ અથવા વિધવાપણુ–રંડાપાની પ્રાપ્તિરૂપી ફળ જાણવું[1] બીજા પ્રકારના મેલા દાનથી પુત્રનો લાભ થતો નથી એટલે અપુત્રપણુ પામે છે અને દુર્ભગપણું [2]દૌર્ભાગ્યતા (બધાને વ્હાલો ન લાગે) એ ફલ ત્રીજા મેલા દાનથી પામે છે ચોથા મેલા દાનથી આયુષ્ય અલ્પ થાય (ઘટે) છે તથા પાંચમા મેલા દાનથી હીનતા–હીનપણું અથવા લોકમાં આ માણસ નીચ છે એવી અપકીર્તિ ફેલાય છે અને રોગની પ્રાપ્તિ એ છઠ્ઠા મેલા દાનનુ ફલ છે એ પ્રમાણે જાણીને શ્રાવકોએ આ છ પ્રકારના મેલા દાનનો ત્યાગ કરવો. જુઓ સાક્ષીપાઠ.–क्षिप्तकाले भवेन्नारी, निर्धना पतिवर्जिता ॥ अपुत्रा च कृतावज्ञे, सानुतापे च दुर्भगा ॥ १ ॥ विकत्थितेस्यादल्पायुः, हीयमाने च हीनता ॥ अनौचित्ये भवेद् व्याधिः, फलानि स्युरनुक्रमात् ॥ २ ॥ २६७.

---

૧ વ્હોરાવવાનો (દાન આપવાનો) પ્રાયે વિશેષ પ્રસગ શ્રાવિકા આદિ સ્ત્રી વર્ગને હોવાથી તે પ્રમાણે મુખ્યતાએ ફલ કહ્યું. એમ પુરૂષ જો તેમ કરે તો તેને પણ નિર્ધનપણું અને સ્ત્રીનુ મરણ આદિ અનિષ્ટ ફલ મળે એ તો સમજાય એવી બીના છે.

૨ દેખનારને વ્હાલો ન લાગે તે.

હવે ગ્રંથકાર સાચું દાન, સાચા ધનવંત અને ચાર દુર્લભ પદાર્થો એ ત્રણ જણાવે છે:—

**તેજ ઉત્તમ દાન જેમાં રોમ સઘલા ઉલ્લસે,**
**ધનવંત સાચો તેહ દેતાં જેહ મનમાં બહુ હસે;**
**પ્રિય વેણ બોલી દાન દેવું વિનયવાળો બોધ એ,**
**ક્ષાંતિવાળું શૌર્ય ધન દાને સુદુર્લભ ચાર એ. ૨૬૮**

અર્થ.—તેજ દાન શ્રેષ્ઠ જાણવું જેમાં હર્ષને લીધે રોમ–રૂવાટાં વિકસ્વર થાય તેમજ તેજ સાચો ધનવાન છે જે દાન આપતી વખતે મનમાં ઘણો હર્ષિત થાય ચાર વસ્તુઓને અત્યંત દુર્લભ કહી છે (૧) મધુર વચન બોલવા પૂર્વક દાન આપવુ (૨) જ્ઞાન છતાં વિનય–નમ્રતા હોય (૩) પરાક્રમ છતા (શક્તિ છતાં) ક્ષમા આપવી. (૪) ધનનો દાનમાં ઉપયોગ કરવો. કહ્યું છે કે–दानं प्रियवाक्सहितं-ज्ञान-मगर्वं क्षमान्वित शौर्यं ॥ त्यागसहित च वित्त, दुर्लभमेत-च्चतुर्भद्रम् ॥ १ ॥ ૨૬૮.

દાનેશ્વરીને કોણ ન ચાહે? અને દાનાદિથી જ દિવસની સફલતા છે. એમ જણાવે છે:—

**દાનિનું જીવન સફલ દુનિયા ચહે દાતારને,**
**કુણ મેઘને ચાહે નહિ? તિમ કોણ ચાહે? જલધિને;**
**દાન પૂજા હીણ દિનને વાંઝીઓ શ્રાવક ગણે,**
**શ્રુતવચન સાંભળનાર શ્રાવક સાચવે તકને મને. ૨૬૯**

અર્થ:—દાન આપનારનું જીવન સફલ કહ્યું છે, કારણ કે દાતાર તરફ દુનિયાની ચાહના હોય છે. આ બાબતમાં જુઓ પાણીના દાતાર મેઘને કોણ ચાહતું[1] નથી ? અર્થાત્ સર્વે મેઘને ઈચ્છે છે. તેના આગમન માટે સર્વે આતુર રહે છે. પણ પાણીના ભંડાર સમુદ્રને કોણ ચાહે છે? અથવા કોઈ તેને માટે વાટ જોતું નથી કારણ કે તેનો સ્વભાવ સંગ્રહ કરવાનો છે પણ તે કોઈને આપતો નથી તેથી કોઈનો તેના પ્રત્યે આદર ભાવ (લાગણી) નથી વળી સાચો શ્રાવક દાન[2] તથા જિનપૂજા રહિત ગએલા દિવસને વાંઝીઓ એટલે નિષ્ફળ ગણે છે માટે સિદ્ધાન્તના વચનને સાભળનાર શ્રાવક મળેલા (દાન[2] આપવાના) અવસરને ઉલ્લાસપૂર્વક સાચવે છે ૨૬૯.

જે દાન આપવા વડે પોતાના દ્રવ્યનો સદ્વ્યય કરતો નથી તે કંજૂસના દ્રવ્યાદિક કંઇ કામના નથી તે જણાવે છે—

નિર્બુદ્ધિને સિદ્ધાંત દીવા અંધને શા કામના,
વાજાં બધિરની પાસ ભૂષણ કુરૂપને શા કામના;

---

૧ कर्त्तव्यो यदि वर्तते हृदि तरोरस्योपकारस्त्वया, मा कालं गमयाम्बुवाह ! समये सिञ्चैनमम्भोलवैः ॥ पत्रे वैगलिते फले प्रचलिते मूले गते शुष्कतां, किं नामास्य विभो ! करिष्यसि तदा धारासहस्रैरपि ॥ १ ॥

२ वाणी रसवती यस्य, भार्या पुत्रवती सती ॥ लक्ष्मी र्दानवती यस्य सफलं तस्य जीवितम् ॥ १ ॥

**હિતકારી વચનો મૂર્ખ આગળ બોલવા શા કામના?**
**પ્રાસાદ લક્ષ્મી વૈભવો કંજૂસના શા કામના? ૨૭૦**

અર્થ—જેમ બુદ્ધિ વિનાના વિદ્યાર્થીને સિદ્ધાન્તનું ભણવું કાંઇ કામનું નથી, તથા આંધળા માણસને દીવા (અને આટલું) કાંઇ ઉપયોગમાં આવતા નથી[1] બહેરા માણસની આગળ વગાડવામાં આવતાં વાજા જેમ નિષ્ફળ છે કદરૂપાને અલંકારો જેમ શોભા રૂપ થતા નથી, તથા મૂર્ખ માણસની આગળ કહેલા હિતનાં વચનો તેના ઉપર અસર કરવાને બદલે ઉલટા તેના કોપની વૃદ્ધિ માટે થાય છે કહ્યુ છે કે-उपदेशो हि मूर्खाणां, प्रकोपाय न शांतये ॥ पयःपानं भुजंगानां, केवलं विषवर्द्धनम् ॥ १ ॥ ભાવાર્થ એ છે કે ઉપર કહેલાં દૃષ્ટાન્તોમા કહેલી બીના જેમ નકામી છે તેમ કંજુસ માણસના પ્રાસાદ-મહેલો-બંગલાઓ તથા લક્ષ્મીના વૈભવો એમ લાડી વાડી ગાડી વિગેરે સાહિબીના સાધનો શા કામના? અથવા બીજાને કાંઇ કામમાં આવતા નથી માટે તે નકામા જાણવા ૨૭૦

સુપાત્રને વિષે શુદ્ધ દાન કરનારને કયા કયા લાભ (ફાયદા) થાય છે તે જણાવે છે:—

**ન્યાયથી પેદા કરેલા કલ્પ્ય શુદ્ધ પદાર્થને,**
**દેતાં સુપાત્રે બહુ વધારે તે વિમલ ચારિત્રને;**

---

૧ આંધા આગળ આરસી, બ્હેરા આગળ ગાન,
મૂરખ આગળ હિતકથા, એ ત્રણ એક સમાન ૧

શુભ વિનયને તિમ નાણને વૃદ્ધિ પમાડે પ્રશમને,
ઉત્સાહ આપે અધિક તપને સાધવાને દાનીને. ૨૭૧

અર્થ:—ન્યાય માર્ગે કમાએલા દ્રવ્યથી કલ્પ્ય (સુપાત્રને ખપે તેવા) શુદ્ધ એટલે નિર્દોષ પદાર્થ જે આહાર વસ્ત્રાદિનું સુપાત્રને આપેલું દાન તે દાતારના નિર્મલ ચારિત્ર –ઉત્તમ આચરણને ઘણુ વધારે છે વળી તેવુ દાન તેના સુવિનયમાં, જ્ઞાનમાં તથા શાન્તિમાં વધારો કરે છે તથા તેવું દાન દાતારને તપ સાધવા માટે અધિક ઉત્સાહ આપે છે ૨૭૧

સિદ્ધાંતના પઠનાદિને દાને કરે ઉલ્લાસથી,
શુભ પુણ્યને પેદા કરે પાપો હરે તે વેગથી;
દે સ્વર્ગ ને અપવર્ગ કેરી ઋદ્ધિને પણ અનુક્રમે,
સૌભાગ્ય ઉત્તમ તે લહે અરિવર્ગ પણ તેને નમે. ૨૭૨

અર્થ:—વળી પૂર્વે કહ્યા પ્રમાણે દાન કરવાથી દાન કરનાર ભવ્ય જીવો સિદ્ધાન્તનો અભ્યાસ વગેરે આનંદપૂર્વક કરે છે નવીન શુભ પુણ્યને ઉપાર્જન કરે છે તેમજ જલ્દીથી પાપ કર્મોનો નાશ કરે છે વળી તે દાન દાતારને સ્વર્ગનાં સુખની પ્રાપ્તિ કરાવે છે. અનુક્રમે અપવર્ગ એટલે મોક્ષની સંપત્તિ પણ પમાડે છે દાન કરનાર શ્રેષ્ઠ સૌભાગ્યને[1] પામે છે અને તેને શત્રુનો સમૂહ વૈરભાવ તજી નમસ્કાર કરે છે ૨૭૨.

---

૧ લોકને વ્હાલો લાગે તેવો સ્વભાવ

આ દાનરંગી ભવ્ય જીવો સકલ સંકટ દૂર કરે,
ભરત ધન્યકુમાર જેવા સંપદા ભોગો વરે;
સર્વ જીવો તેહનો માને હુકમ ધરી હર્ષને,
રાજમાન્ય બનેજ તે પામે નહિ અપકીર્ત્તિને. ૨૭૩

અર્થ:—આવા પ્રકારના દાનરંગી એટલે દાન દેવામાં આસક્ત ભવ્ય જીવો સઘળા ઉપદ્રવોનો નાશ કરે છે તથા દાન કરવાથી ભરત ચક્રવર્તીના જેવી તથા ધન્યકુમારના જેવી સંપત્તિ અને ભોગોને પામે છે વળી સર્વે જીવો આનંદપૂર્વક તેના ( દાનેશ્વરીના ) હુકમને માન્ય રાખે છે-હુકમ પ્રમાણે વર્તે છે રાજાને પણ માન્ય-આદર આપવા લાયક તે દાતાર થાય છે. વળી તે દાન દેનારા ભવ્ય જીવો અપકીર્તિ-અપયશને પણ પામતા નથી ૨૭૩

તે હાર ના પામે કદી તિમ માંદગી પામે નહિ,
તેમાં રહે નહિ દીનતા ભય તેહને પીડે નહિ;
સવિ આપદા પીડે નહિ તે ભાગ્યશાળી જીવને,
ઓછોજ છે સંસાર ચેતન ! નિત્ય કર આ દાનને. ૨૭૪

અર્થ:—વળી દાન આપનાર ભવ્ય જીવો કદાપિ શત્રુઓની આગળ હાર પામતા નથી અથવા શત્રુઓ તેની આગળ હારી જાય છે તથા દાનેશ્વરીને માંદગી-મંદવાડ થતો નથી એટલે તેનું શરીર નીરોગી રહે છે. દીનતા એટલે ગરીબાઇ તેની આગળ રહી શકતી નથી ભય પણ તેને પીડા કરતો નથી એટલે તેને કોઇનો ભય રહેતો નથી વળી તે ભાગ્યશાળી જીવને કોઇ પણ પ્રકારની આપત્તિઓ પીડા

કરતી નથી અથવા તેનાં સંકટો નાશ પામે છે. તે દાની પુરૂષને સંસારની રખડપટ્ટી ઓછીજ રહે છે માટે હે ચેતન! આવા ઉત્તમ ફળ આપનાર દાનને હમેશાં દેજે ૨૭૪

જિન ભુવન પડિમા તેમ આગમ પૂજ્ય ચઉવિહ સંઘ એ,
છે સાત ક્ષેત્રો તેહમાં નિજ ભૂરિ ધન રૂપ બીજને;
જે વાવતા તે પામતા મનની સમાધિ હર્ષથી,
કીર્ત્તિ બને તસ કિંકરી લક્ષ્મી ઘણી વળી નિયમથી. ૨૭૫

અર્થ:—જે દાની જનો પોતાના ઘણા ધનરૂપી બીજને જિનભુવન એટલે દેરાસર (૧), પડિમા એટલે જિનેશ્વરની મૂર્તિ (૨) તથા આગમ એટલે સિદ્ધાન્ત (૩) અને ચાર પ્રકારનો (સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકારૂપી) પૂજ્યશ્રી સઘ એ સાત ક્ષેત્રોમાં વાવે છે (વાપરે છે) તેઓ આનદથી મનની સમાધિ એટલે શાતિને પામે છે કીર્તિ તેમની દાસી બને છે (દાતારની કીર્તિ ચારે તરફ ફેલાય છે) તથા દાન કરવાથી તેની લક્ષ્મી ઘટવાને બદલે નિશ્ચે વધતી જાય છે. જેમ જેમ કૂવાનુ પાણી વપરાય તેમ તેમ નવું નવું પાણી નીચેથી આવતું જાય આની માફક દાનેશ્વરી સાત ક્ષેત્રમા યથાશક્તિ ધન વાપરે તોજ લક્ષ્મી વધે લક્ષ્મીને વધારવાનો ઉપાય દાનજ છે દાટવાથી તો લક્ષ્મી દેવી કોપાયમાન થાય, તેમ કરવાથી લક્ષ્મી ઘટેજ આવી ઉત્તમ સલાહ અનુપમા દેવીએ આપવાથી આબુ ઉપર મત્રી વસ્તુપાલ તેજપાલે પવિત્ર વિશાલ ભવ્ય જિનમદિરો બંધાવ્યા ઘણા જ્ઞાનભડાર

કરાવી સંઘ સહિત તીર્થયાત્રા વગેરે કરી લક્ષ્મીનો સદુપયોગ કર્યો તેમ ભવ્ય શ્રાવકોએ પણ જરૂર કરવું. ૨૭૫

અભયમંત્રીના સમી વર બુદ્ધિ પામે તે વળી,
ષટ્ ખંડ નાયક ચક્રવર્ત્તી તે બને દાનેશ્વરી;
સ્વર્ગ કેરી ઋદ્ધિને પામેજ તીર્થંકર બને,
દીન બાંધવ તે મહા શ્રાવક કહ્યો શ્રી પ્રવચને. ૨૭૬

અર્થ:—વળી તે દાનેશ્વરી અભયકુમાર મંત્રીના જેવી ઉત્તમ બુદ્ધિને પામે છે તથા દાનના પ્રભાવથી છ ખંડને સાધનાર ચક્રવર્તીની પદવી પામે છે સ્વર્ગ લોકની સંપત્તિ પણ મેળવે છે તથા દાતારને તીર્થંકર પદવીની પણ પ્રાપ્તિ થાય છે શ્રી યોગશાસ્ત્રાદિ ગ્રંથોની અંદર દીન બાંધવ એટલે ગરીબના ભાઈ સમાન, ગરીબના બેલી એવા તે દાન કરનારને મોટો શ્રાવક કહ્યો છે કહ્યું છે કે–एवं व्रतस्थितो भक्त्या, सप्तक्षेत्र्यां धन वपन् ॥ दयया चातिदीनेषु, महाश्रावक उच्यते ॥ १ ॥ ૨૭૬.

સંસાર સમુદ્રમાં રહેલા શ્રાવકને દાનરૂપી પાટીયુ તારનાર છે એમ જણાવે છે.—

હે જીવ! તારૂં ધર્મ રૂપી વ્હાણ આખું ના રહ્યું,
શીલ ભાવના તપ પાટીયા ખસતાંજ ચકડોળે ચઢયું;
આ દાન રૂપી પાટીયું સ્વાધીન ત્હારે એક એ,
ભવસાગરે આધાર એનો દાનને ના છોડજે. ૨૭૭

અર્થ:—હે ચેતન! દાન, શીલ, તપ અને ભાવનારૂપી જે ચાર પ્રકારનો ધર્મ છે, તે તારૂં ધર્મરૂપી વહાણ આખું

રહ્યું નથી કારણ કે સંસારરૂપી સમુદ્રમાંથી તારનાર ચાર પાટીયાના બનેલા તે વહાણમાંથી શીલ, તપ અને ભાવનારૂપી પાટીયાં ખસી જવાથી તે વહાણ ચકડોળે ચઢી ગયું છે એટલે કે ચાર પ્રકારના ધર્મમાંથી ઉપર કહેલા ત્રણ પ્રકારો તો તારાથી બની શકતા નથી પરંતુ ચોથુ દાનરૂપી પાટીઉં હજી તારા હાથમાં રહ્યું છે, એટલે કે પૂર્વે કહેલાં ત્રણ (શીલ તપ ભાવના) સાચવવા તારે માટે કદાચ મુશ્કેલ હોય તો પણ દાન તો તારાથી બની શકે તેવું છે માટે હાલ તો ભવસમુદ્રમાં તે દાનરૂપી પાટીયાનો આધાર રહેલો છે તેને તું છોડી દઇશ નહિ નહિ તો આ સંસાર સમુદ્રમાં તું ડૂબીશ એમ જરૂર જાણજે ૨૭૭

તપ વગેરેથી પણ દાન અક્ષય હોવાથી ચાર પ્રકારના ધર્મમા દાન પ્હેલું કહ્યુ છે એ જણાવે છેઃ—

**તીર્થંકરોના શાસને તપ શીલ ઉત્તમ ભાવના,**
**ઘટતા ઘટ્યા પણ દાન વાર્ષિક તેહવું રજ ફેર ના;**
**ત્રણસો અઠ્યાસી ક્રોડ એંશી લાખ સોનૈયા તણું,**
**જે માન તે ત્રણ કાલ સરખું શાસ્ત્રમાં વર્ણન ઘણું. ૨૭૮**

**અર્થઃ**—ચોવીસ તીર્થંકરોના શાસનને વિષે તપ, શીલ, અને ઉત્તમ ભાવના ઉત્તરોત્તર ઘટતા ગયા છે. પરંતુ દરેક તીર્થંકરનુ વાર્ષિક દાન તેવુ ને તેવુ જ રહ્યુ છે, તેમાં જરા પણ ઘટાડો થયો નથી પહેલા શ્રી ઋષભદેવ પ્રભુએ બાર માસી તપ કર્યું, ત્યાર પછી તપમા ઘટાડો થતા થતાં છેવટે મહાવીર સ્વામીએ છ માસ સુધી તપ કર્યું એમ શીલાદિમાં

પણ સમજાય તેવી બીના છે એ પ્રમાણે પહેલાથી છેલ્લા જિન સુધીમાં શીલ, તપ અને ભાવનામાં ઘટાડો થયો. પણ વાર્ષિક દાન તો દરેક તીર્થંકરોએ સરખુજ આપ્યું કારણ કે પ્રભુશ્રી ઋષભદેવે ત્રણસો અઠ્યાસી ક્રોડ અને એંસી લાખ સોનૈયાનું વાર્ષિક દાન આપ્યું, તેટલુંજ શ્રી અજિતનાથથી માડીને છેલ્લા તીર્થંકર મહાવીરસ્વામીએ પણ આપ્યું. તેથી ચારમા દાન પ્હેલુ કહ્યુ આ સબધી શ્રી દાનપ્રદીપાદિ શાસ્ત્રોમાં ઘણું વર્ણન છે માટે હે શ્રાવક! તું દાન ધર્મ મૂકીશ નહિ ૨૭૮

બાલ જીવોને પણ સમજાય તેવી રીતે દાનનો ઉપદેશ આપે છે—

શ્રાદ્ધ દિનકૃત્યાદિમાં વર્ણન દીસે બહુ દાનનું,
શક્તિ પ્રમાણે દાન દેવું અલ્પમાંથી અલ્પનું;
ખેડૂત પણ થોડું દઇ વાવેલ કણને વાપરે,
ગુણ ગણ વિવેકે શોભતો વ્યવહાર દાને તિમ ખરે. ૨૭૯

અર્થઃ—શ્રાદ્ધદિનકૃત્ય, ધર્મરત્નપ્રકરણ, ઉપદેશ પ્રાસાદ વગેરે ગ્રથોમાં દાનનુ તથા તેના ફળનું ઘણુ વર્ણન કરેલું છે માટે શ્રાવકે યથાશક્તિ-શક્તિ પ્રમાણે થોડામાંથી પણ થોડું દાન જરૂર આપવું ખેડુત જેવા અભણ-અણુસમજુ પણ પોતે વાવેલા ધાન્યના પાકમાંથી થોડુ પણ ગરીબોને[1] આપીને

[1] ખળા વાઢમા ધાન્યનો ઢગલો પડયો હોય, ખાટલો ઢાળી ખેડૂત બેઠો હોય, પડખે થઇને કોઈ પણ ચાલ્યો જતો ભિક્ષુક માગણી કરે, ત્યારે સરલ ખેડુત 'ઘણુ પાપ કરી અનાજ મેળવ્યુ, તેથી દાન દઇને પાપ ધોઈએ' આવુ વિચારી જરૂર દાન આપશે

ખાકીનું પોતાના માટે વાપરે છે. માટે ગુણ ગણ એટલે ગુણનો સમુદાય જેમ વિવેકથી શોભે છે તેમ વ્યવહાર[1] પણ દાન ગુણે કરીનેજ ખરેખર શોભે છે. કારણકે દાન નહિ કરનારની લોકમાં પણ કંજુસ અથવા મખ્ખીચૂસ[2] આવા નામે પ્રસિદ્ધિ થાય છે ૨૭૬.

જુઓ કાકડી પણ દાનનો અપૂર્વ પાઠ શીખવે છે:—

કાપી પતીકું કાકડીનું ખાય તો મીઠી બને,
પેદાશમાંથી અલ્પ પણ દે તોજ તે મીઠી બને;
જ્વરવંત ને કંજૂસ સરખા નેહ જડમાં બેઉને,
દ્વેપ ભક્તે વદન કટુતા ભૂરિ લંઘન બેઉને. ૨૮૦

અર્થ:—જેમ કાકડીનુ પતીકુ જુદુ કાઢીને ખાવાથી મીઠી સ્વાદિષ્ટ બને, તેમ જે શ્રાવક પોતાની પેદાશમાંથી જો થોડુ પણ દાન આપે તોજ તે કમાણી મીઠી બને છે એટલે તેનો ઉપયોગ આનંદથી કરી શકાય છે જ્વરવંત એટલે તાવવાળો અને કંજુસ એટલે શક્તિ છતાં દાન નહિ દેનાર પૈસાવાળો બંને સરખા કહ્યા[3] છે કારણ કે તે બનેને જડ

---

१ सद्दानेन गृहारंभः-विवेकेन गुणव्रजः ॥

२ दाता दाता मर गया, रह गया मख्खीचूस ॥ दाताकुं हर देत है, जहां तहांसे आन ॥ वीन दाना भूखे मरे, करम्मन न सुणे कान ॥१॥

३ भक्ते द्वेषः जडे प्रीतिः, प्रवृत्तिर्गुरुलंघने ॥ मुखे च कटुता नित्यं, धनिनो ज्वरिणस्तथा ॥१॥

ઉપર સ્નેહ છે. અહીં જડના બે અર્થ કરવા, એક તો જડ એટલે જલ અથવા પાણી અને બીજો અર્થ ધન. તાવવાળાને પાણી ઘણું ભાવે છે માટે તેને તેના ઉપર સ્નેહ કહ્યો, અને કંજુસને ધન ઉપર અધિક રાગ છે વળી તે બંનેને 'द्वेषो भक्ते' એટલે ભક્ત ઉપર દ્વેષ છે અહીં પણ ભક્તના બે અર્થ કરવા પ્રથમ તો ભક્ત એટલે ભોજન તાવવાળાને ભોજન ભાવતું નથી માટે તેના ઉપર દ્વેષ કહ્યો બીજો અર્થ ભક્ત એટલે સેવા કરનારો કંજુસ ધનવાનને તેના ધંધામાથી સેવા કરનારને કાઇ આપવુ પડશે એવી બુદ્ધિથી તેના ઉપર દ્વેષ થાય છે તથા બંનેના મોંઢામાં કટુતા હોય છે અહીં કટુતાનો એક અર્થ કડવાશ થાય છે તાવવાળાનું મુખ કડવાશવાળું રહે છે, અને બીજો અર્થ વાણીની કડવાશ બીજાને અપ્રિય લાગે તેવાં વચન બોલવા કંજૂસની વાણીમા કડવાશ છે. કોઈ માગે અથવા વાપરવાનુ કહે તો તેને કડવાં વચન સંભળાવે છે વળી બંનેને 'ભૂરિ લંઘન' હોય છે અહીં ભૂરિ લંઘનના બે અર્થ આ પ્રમાણે.—પ્રથમ પક્ષે ભૂરિ એટલે ઘણી અને લંઘન એટલે લાંઘણો તાવવાળાને ઘણી લાંઘણો થાય છે[1] અને બીજા પક્ષમા ભૂરિ એટલે ઘણું અને લંઘન એટલે ઓળંગવુ એટલે પૈસાવાળો પૈસા કમાવા માટે ઘણા દેશ પરદેશ તથા સમુદ્ર માર્ગો ઓળંગે છે જ્યા ત્યાં રખડે છે ઉપરની બીના સમજીને યથાશક્તિ દાન દેવામા ઉત્તમ ધનિક શ્રાવકો જરૂર ઉદ્યમ કરેજ ૨૮૦.

---

૧ ज्वरादौ लंघनं प्रोक्तं, ज्वरमध्ये च पाचनं ॥

કંજૂસ અને મડદામાં ઘણે ભાગે ભેદ ( ફરક ) નથી એમ જણાવે છેઃ—

**કંજૂસ તિમ શબ બેઉ સરખા ના જરી પણ બોલતા,**
**બેઉની પાછળ રૂએ જન બેઉનેજ ઉપાડતા;**
**અક્કડ જણાએ બેઉ બુધ દેખે નહિ ત્યાં ભેદને,**
**હાથ ઘસતો સંચરે ધિક્કાર હો કંજૂસને. ૨૮૧**

અર્થઃ—વળી કજૂસ માણુસને અને શબને–મડદાને સરખા ગણાવ્યા છે કારણ કે બને બોલતા નથી શબ તો અચેતન છે એટલે બોલતું નથી અને કજૂસ માણુસ ગરીબ જનો તેની પાસે કાંઈ માગણી કરે, ત્યારે કાંઇ બોલતો નથી. ( એટલે કે આપતો નથી અથવા ધર્મકાર્યમાં કાંઈ વાપરતો નથી ) વળી જેમ મડદાને જ્યારે ઘરમાંથી લઇ જવામાં આવે છે ત્યારે તેના કુટુંબીઓ તેની પાછળ રોકકળ કરે છે તેમ કંજૂસ જ્યારે માગનાર ગરીબોને કાંઇ પણુ આપ્યા સિવાય વાહનમાં બેસીને ચાલ્યો જાય છે, ત્યારે તેની પાછળ ગરીબો રડે છે કાંઇ પણુ નહિ મળવાથી તેઓ દીલગીર થાય છે. વળી જેમ મડદાને ઠાઠડીમા બાધીને લઈ જવામા આવે છે. તેમ કજૂસ માણુસને પણુ ઘણું કરીને પાલખી વગેરે વાહનમા બેસાડી લઇ જવામાં આવે છે તથા બને જણા અક્કડ જણાય છે કારણુ કે માણુસમાંથી જીવ ચાલ્યો જાય છે એટલે તેનું શબ અક્કડ બની જાય છે. વાળવું હોય તેમ વાળી શકાતું નથી તેમ કજૂસ પણુ લક્ષ્મીના મદથી અભિમાની થઇને ફર્યા કરે છે. આમ હોવાથી પંડિતો કજૂસ

અને શણમાં તફાવત જોતા નથી કોઇએ સમજાવ્યા છતાં પણ કંજૂસ કાંઇ પણ ખરચતો નથી પરંતુ આખરે જ્યારે કંજૂસને પણ મરણ પ્રાપ્ત થાય છે ત્યારે જેવો એકલો આવ્યો હતો તેવો એકલોજ ભેગુ કરેલું ધન વગેરે મૂકીને હાથ ઘસતો એટલે ફોગટ જન્મ ગુમાવીને ચાલ્યો જાય છે. માટે તેવા કજૂસને ધિક્કાર થાઓ. ૨૮૧.

ઉત્તમ શ્રાવકે દીન દુ:ખી જીવોને જોઇને શો વિચાર કરવો ? તે જણાવે છે –

દુઃખિયા થયા બીજા જનો નિજ કર્મના ઉદયે કરી,
ભવ જલધિ તરવા તુંબડા તે તાહરે બૂઝ તું જરી;
છે દાનથી ઉદ્ધાર તારો શ્રાદ્ધ ! કહું હિત વચનને,
દીધા વિના જે ખાય છે તે પાપને ન અનાજને. ૨૮૨

અર્થ.—બીજા માણસો પોતાના કર્મના ઉદયથી દુઃખી થયા. પણ હે શ્રાવક ! તેઓ તારે માટે તો સંસાર રૂપી સમુદ્રને તરવા માટે તુંબડા જેવા છે એમ જરૂર સમજજે. કારણ કે બીજા જીવો જો કે પોત પોતાના કરેલા કર્મને અનુસારે દુ:ખી થયા છે, પરંતુ તેમને દુઃખી જોઇને તેઓ શા શા કારણોથી, કેવા કેવા કર્મો કરવાથી દુઃખી થયા તે જાણવાનું તને તેમના દૃષ્ટાંતથી મળ્યું માટે જો તું તે દૃષ્ટાન્તો ઉપરથી બોધ લે તો તે દૃષ્ટાન્તો દ્વારા તેઓ તને આ સંસાર સમુદ્ર તરવા માટે ઉપયોગી થાય માટે તેઓને તુંબડાની ઉપમા આપી કારણ કે તુંબડા બાંધીને માણસ

સમુદ્રમાં તરી શકે છે. દીન દુઃખીનો ઉદ્ધાર કરવાથી સંસાર સમુદ્ર તરી શકાય છે માટે હે શ્રાવક! હું તને ખરા હિતના વચનો કહું છું કે તારો ઉદ્ધાર દાનથી જ થવાનો છે જેથી તું હંમેશાં દાન આપવામાં તત્પર રહેજે જેઓ દાન કર્યા વિના ખાનારા છે તેઓ અનાજ-ધાન્યને ખાતા નથી પણ પાપને ખાય છે[1] ૨૮૨

કેવી ભાવના રાખી શ્રાવકે દાન દેવું તે જણાવે છેઃ-

**બહુ લાભ ગુણની દૃષ્ટિથી લેવાય ને દેવાય તે,**
**નિર્દોષ એવી ધારણાએ શ્રાદ્ધ દે ઇમ પ્રભુ શ્રુતે;**
**પાત્ર કંબલ દંડ શય્યા વસ્ત્ર ધર્મ ધ્વજ વળી,**
**પુસ્તક પ્રમુખ નિર્દોષ આપે સમયની કિંમત કરી. ૨૮૩**

અર્થ.—જે ઘણા લાભરૂપ ગુણ તરફ દૃષ્ટિ રાખીને સુપાત્રથી નિર્દોષ દાન લેવાય તથા શ્રાવકથી દાન દેવાય, તે ઉત્તમ દાન છે એમ પ્રભુએ સિદ્ધાન્તમા કહ્યું છે શ્રાવકે એવી વિચારણા રાખીને નિર્દોષ-કલ્પનીય દાન દેવું સુપાત્રને વિષે એકલું આહારનુ જ દાન દેવુ એટલું જ નહિ પણ ધર્મની પતાકા સમાન રજોહરણ-ઓઘો, પાત્ર, કામળ, દંડ, શય્યા-રહેવાનુ સ્થાન, વસ્ત્ર તથા પુસ્તક વગેરે વખતની કિંમત

---

૧—આ બાબત તો અન્ય દર્શનમા પણ વિસ્તારથી ચર્ચી છે એમ ઉદાયનાચાર્ય કૃત ન્યાય કુસુમાંજલિમા 'पूर्वं चतुष्पाद्धो धर्म आसीदित्यादि' પંક્તિઓ ઉપરથી જાણી શકાય છે દાન દઈને જમનારા શ્રાવકો અમૃતભોજી કહેવાય છે. શ્રાવકના ઘરના આંગણે આવેલ દીન વગેરે કોઈ પણ નિરાશ તો નજ થવા જોઇએ.

કરીને (સમયોચિત) આપે એટલે આવો સુપાત્રનો અવસર વારે વારે મળતો નથી એવી ભાવના રાખીને આપે કારણ કે પોતાની આપવાની શક્તિ છતાં ન આપે તો અમુક વખત ગયા પછી પોતાની આપવાની શક્તિ રહેશે કે કેમ? તેની ખાત્રી (ખબર) નથી વળી આયુષ્યની પણ અસ્થિરતા છે. માટે દાન દેવામાં આળસ ન રાખવી ૨૮૩

આ ગાથામાં મુનિઓ વસ્ત્રાદિક શા માટે રાખે છે તે જણાવે છેઃ—

**ષટ્કાય રક્ષણ ધ્યાન હેતુ માંદગી આદિક વશે,**
**વસ્ત્રાદિને રાખે મુનીશ્વર પણ નહિ મમતા વશે;**
**શ્રાવક ઘરે મુનિવેષ આદિક શુદ્ધ ઠામે રાખતા,**
**દેખી થઇશ મુનિ જીવ! ક્યારે ભાવના ઇમ ભાવતા. ૨૮૪**

અર્થ.—સાધુ મહારાજ મમત્વ બુદ્ધિથી વસ્ત્ર, પાત્ર વગેરે રાખતા નથી, પણ ષટ્કાય[1] જીવોના રક્ષણ માટે, ધર્મ ધ્યાનાદિના ટકાવવા માટે તથા માંદગી વગેરેના પ્રસંગે સ્વસ્થતા જળવાય એટલા માટે રાખે છે એમ સમજતા ઉત્તમ ગુણવંત શ્રાવકો પોતાના ઘરમાં શુદ્ધ સ્થળ (કબાટ વિગેરે)માં મુનિવેષ આદિક એટલે મુનિરાજના વપરાશમાં આવે તેવા વસ્ત્ર વગેરે રાખે, જે વસ્ત્ર પાત્ર વગેરેને જોઇને "હે જીવ! તું આ મુનિવેષને ધારણ કરનારો સાચો સંયમી ક્યારે

---

૧ પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, વાઉકાય, વનસ્પતિકાય અને ત્રસકાય એ ૭ કાય છે.

થઇશ" એવી ભાવના ભાવતા એમ ઘરમાં મુનિવેષાદિ રાખવાનુ એક કારણ સયમની ભાવના દૃઢ કરવી એ જાણવું ૨૮૪.

શ્રાવકે બીજા કયા કારણથી ઘરમાં ચારિત્રના ઉપકરણો રાખવા ? તેનો ખુલાસો કરે છેઃ—

વિચરતા મુનિ માગતા વસ્ત્રાદિને શ્રાવક કને,
નિર્દોષ રાખેલા દીએ બહુ લાભ એથી શ્રાદ્ધને;
રાખતા મુનિ વેષ ઘરમાં થાય મુનિતા ભાવના,
તિમ પાત્ર દાન તણોજ લ્હાવો બેઉ મુદ્દા ભૂલના. ૨૮૫

અર્થ—જ્યારે વિહાર કરતા કરતા આવેલા મુનિરાજ શ્રાવક પાસે વસ્ત્ર વગેરે માગે, ત્યારે શ્રાવક ઘરમાં પોતાના નિમિત્તે જે દોષ રહિત રાખેલા હોય તે મુનિને વ્હોરાવે, તેથી તેને ઘણો લાભ થાય એક તો મુનિનો વેષ ઘરમાં રાખવાથી શ્રાવકના મનમાં મુનિતા એટલે મુનિપણાની ભાવના જાગે એટલે હું પણ આવા વેષને ધારણ કરનાર ક્યારે થઇશ ? એવી ભાવના જાગે તેમ નિર્દોષ વસ્ત્રાદિ આપવાથી સુપાત્ર દાનનો લ્હાવો મળે એમ બે પ્રકારના મુદ્દા સચવાય છે એથી હે શ્રાવક ! તુ તેમ કરવા ભૂલીશ નહિ ૨૮૫

દાનનુ ફ્લ ટુકામાં જણાવે છેઃ—

તામ્ર પાત્ર થકી લઇને રત્નપાત્ર સુધી ક્રમે,
ઉક્ત ભેદે ઉત્તરોત્તર લાભ અધિકો અનુક્રમે;
પાત્ર દાને સુખ અહીં ભરપૂર ઉત્તમ ધર્મનો,
પર ભવે પણ જરૂર પામે લાભ અંતે મુક્તિનો. ૨૮૬

અર્થ:—પ્હેલાં કહ્યું તેમ તામ્રપાત્ર (તાંબાના વાસણ) જેવા સમકિતી શ્રાવક, રૂપાના પાત્ર સમાન દેશવિરતી શ્રાવક, સુવર્ણના પાત્ર સમાન સર્વ વિરતિ મુનિરાજ અને રત્નના વાસણ જેવા તીર્થંકર ભગવાન એ ક્રમના અનુસારે એ ચાર પ્રકારના પાત્રને વિષે દાન આપતાં અનુક્રમે એક એકથી વધતો લાભ મળે છે સમકિતીને આપતાં જે લાભ તેથી દેશવિરતીને આપતાં વધારે લાભ, તેથી સર્વવિરતિ મુનિરાજને આપતાં વધારે લાભ થાય અને તેથી પણ તીર્થંકરને આપતાં સૌથી વધારે લાભ કહ્યો છે એ પ્રમાણે સુપાત્રને દાન આપવાથી આ લોકમાં પણ ભરપૂર સુખ મળે છે. તેમજ પરભવમાં જરૂર ઉત્તમ ધર્મનો લાભ મળે છે, તથા છેવટે મોક્ષ પણ મેળવી શકાય છે ૨૮૬

સુપાત્રને દાન દેવાથી કોને કેવો લાભ થયો ? તે દૃષ્ટાંત આપીને જણાવે છે.—

**સુભગ વ્હાલો સર્વને શુભ પાત્ર દાની પુણ્યથી,**
**સૂક્ષ્મ વેપારી સુદત્ત મુનીશને ઉલ્લાસથી;**
**વ્હોરાવતા પુણ્યોદયે નૃપ અદીન શત્રુ તનય પણે,**
**નામે સુબાહુ કુમાર હોવે સુભગ વ્હાલો સર્વને. ૨૮૭**

અર્થ:—સુપાત્રને દાન કરનાર ભવ્ય જીવો બાંધેલા પુણ્યાનુબંધી પુણ્યવડે (સૌભાગ્ય નામ કર્મના ઉદયથી) સોભાગી થાય, એટલે સર્વને વ્હાલો લાગે તેવો થાય છે જુઓ સૂક્ષ્મ નામના વેપારીએ સુદત્ત નામના મુનીશ્વરને ઉમંગ અને ભાવપૂર્વક નિર્દોષ આહારાદિક વ્હોરાવ્યાં. તેથી

તે પ્રાપ્ત થએલ પુણ્યના ઉદયથી અદીનશત્રુ રાજાના પુત્રપણે સુબાહુકુમાર નામે થયો સુપાત્ર દાનના પ્રભાવે તે કુંવર સૌને વ્હાલો લાગે તેવો થયો ૨૮૭

તે સુબાહુ કુંવરે મોટી ઉંમરે શું કર્યું? વગેરે જણાવે છે.—

પ્રભુ વીરની વાણી સુણી શ્રાવક થયેલા તેહને,
જોતાંજ ગૌતમ પૂછતા વિનયે નમી શ્રીવીરને;
ચરણ લેશે કે નહિ? આ કુંવર ચાલુ ભવ વિષે,
પ્રભુજી કહે હા કેવલી પણ ચૌદમે ભવ તે થશે. ૨૮૮

અર્થ.—પ્રભુ શ્રી વીર ભગવંતનાં ઉપદેશ વચનો સાંભળીને શ્રાવક થએલા તે સુબાહુકુમારને જોઇને પૂજ્યશ્રી ગૌતમસ્વામીએ શ્રી વીરપ્રભુને વિનયપૂર્વક નમીને પૂછ્યું કે હે ભગવન્! આ રાજકુંવર ચાલુ ભવમાં ચારિત્ર લેશે કે નહિ લે? ત્યારે પરમોપકારી શ્રી ભગવંતે કહ્યું કે આ સુબાહુકુમાર ચારિત્ર લેશે તથા ચૌદમા ભવને વિષે તે કેવલી થશે—કેવલજ્ઞાન પામશે અને કેવલજ્ઞાન પામશે એટલે મોક્ષમાં પણ તેજ ભવે જશે ૨૮૮

અટ્ઠમ કરી પૌષધ વિષે તે ભાવના ઇમ ભાવતા,
ધન્ય તે નગરાદિ જેમાં શ્રી મહાવીર વિચરતા;
ફલતા મનોરથ શીઘ્ર તેના શ્રમણ વીર પધારતા,
તે સુબાહુ નમી સુણી પ્રભુ વેણ સંયમ ચાહતા. ૨૮૯

અર્થ.—અટ્ઠમનો તપ કરીને પૌષધમાં રહેલા તે સુબાહુ શ્રાવક આવા પ્રકારની ભાવના ભાવે છે કે—જે નગર

વગેરે સ્થળે શ્રી મહાવીર પ્રભુ વિચરે છે તે નગર વગેરેને ધન્ય છે આવી ભાવનાવાળા તે સુબાહુકુમારના જલ્દી મનોરથ ફળ્યા એટલે શ્રમણ ભગવાન મહાવીર સ્વામી ત્યાં પધાર્યા આ બાબતમાં કહ્યું છે કે-"धन्यानामाशु फलंति मनोरथाः॥ એટલે ધન્ય (પુણ્યશાલી) પુરૂ ।। મનોરથ જલ્દી ફલે છે પછી તે સુબાહુકુમારે શ્રી વીર ભગવતને નમીને પ્રભુની વાણી સાંભળી, જેથી તેમને સંયમ લેવાની તીવ્ર ઈચ્છા થઈ ૨૮૯

સુબાહુકુમારે ચારિત્ર લેવાની ઈચ્છા થયા બાદ પ્રભુને શુ કહ્યું ? તે જણાવે છે.—

**જનક જનનીને પૂછીને શીઘ્ર પાસે આપની,**
**દીક્ષા લઇશ કહી એમ આવે પાસ જનની જનકની;**
**માગે રજા માતા પિતા કલ્પાંત કરતા આકરો,**
**વિનયે સુબાહુ કહે ભયંકર ભવ જલધિ દુઃખમય નરો. ૨૯૦**

અર્થ—માતા પિતાની રજા લઇને હું આપની પાસે જલ્દી આવીને દીક્ષા લઈશ, એમ પ્રભુની આગળ કહીને કુંવર માબાપની પાસે ગયા અને પ્રભુ પાસે દીક્ષા લેવી છે એમ કહીને દીક્ષાની રજા માગી તે સાંભળીને માબાપ શરૂઆતમાં તો ઘણો કલ્પાત કરવા લાગ્યા અને ચારિત્ર પાળવુ કેટલું કઠીન છે તે કુવરને સમજાવવા લાગ્યા. તે વખતે સુબાહુકુમાર વિનય પૂર્વક માતાપિતાને કહે છે કે આ ભવજલધિ એટલે સંસાર સમુદ્ર ઘણો ભયકર છે તેની અંદર અનાદિ કાલથી જીવો રીબાયા કરે છે માટે તે એકાંત દુ.ખથી ભરેલો છે.

જે સુખ જણાય છે તે વાસ્તવિક સુખ નથી ખરૂં સિદ્ધના જેવું સુખ તો સંયમથીજ મળે છે તેથી સંસારમાં કહેવાતાં સુખ તે તો માત્ર કહેવાનું (નામનુંજ) સુખ છે ૨૯૦.

હવે સુબાહુકુમાર માતા પિતાને સાંસારિક પદાર્થોનું અને મૃત્યુનું સ્વરૂપ સમજાવે છેઃ—

**સંબંધ સર્વ અનિત્ય સઘલી વસ્તુ મૃત્યુ સર્વને,**
**મૂકે ન વૃદ્ધ યુવાન ધની નિર્ધન સુપંડિત મૂર્ખને;**
**પ્રથમ પર ભવ કોણ જાશે ? ભાન તેનું મને નહિ,**
**અથીર તન ક્યારે પલટશે કહી શકાએ એ નહિ. ૨૯૧**

અર્થઃ—આ સંસારમા પુત્ર, પિતા, સ્ત્રી, ભાઇ, બ્હેન વગેરેના કહેવાતા સર્વ પ્રકારના સંબધો છે, તે અનિત્ય એટલે નાશવંત છે અને તેમની સગાઇ પણ સ્વાર્થ પૂરતીજ હોય છે એટલુંજ નહિ પણ ધન, દોલત, બંગલા વગેરે બધી વસ્તુઓ પણ અનિત્ય–અસ્થિર છે જન્મેલા તમામને મૃત્યુ અવશ્ય આવવાનું છે તે મૃત્યુ ઘરડાને કે જુવાનને, ધનવાનને કે નિર્ધનને, સારા પંડિતને કે મૂર્ખને કોઇને મૂકતું નથી, તેને કોઇની શરમ નથી ગમે તેટલા ઉપાય કરો પણ તેની આગળ કોઇનું જરા પણ ચાલતું નથી. વળી જુવાન છે માટે પછી મરશે અને વૃદ્ધ છે માટે પહેલો મરશે એવો મૃત્યુ માટે નિયમ નથી, તેથી પહેલુ પરભવમાં કોણ જશે ? તેનું મને તો જ્ઞાન નથી ( હું જાણતો નથી ) આ ચંચળ કાયા ક્યારે પલટાશે ? રોગી અથવા અશક્ત ક્યારે બની જશે ? તે કોઇનાથી કહી ( જાણી ) શકાતું નથી આ પ્રમાણે

ઘણી રીતે ઉપદેશ આપીને માબાપને સમજાવ્યા, અને માબાપ પણ સમજુ હોવાથી આખરે તેમણે સુબાહુને ચારિત્ર લેવા માટે રજા આપી[૧] પ્રાચીન કાલમાં ઉચ્ચ કોટીના શ્રાવકો નિવૃત્તિમય જીવનને હૃદયથી પરમ શાંતિદાયક માનતા હતા માટેજ છ ખંડના અધિપતિ ભરત મહારાજા જેવા ચક્રવર્તિઓ સ્વાધીન ભોગના સાધન ઋદ્ધિ આદિને છોડીને સંયમ સાધનામાં સિંહની પેઠે લઇને સિંહની પેઠે પાલવામાં ઉજમાલ થતા હતા, અને એજ હૃદયની ખરી બાદશાહી ગુજારીને પરિણામે સિદ્ધિ સુખ અલ્પ કાલમા સાધતા હતા મહારાજા કૃષ્ણનરેશે આવો ઉપદેશ પ્રભુશ્રી નેમિનાથની પાસે સાભળ્યો. ત્યારબાદ તેમણે જણાવ્યું કે-હે પ્રભો ! હું સંયમની આરાધના કરવાને માટે અસમર્થ છું, પણ તેવા લાયક જીવોને તે સંયમ માર્ગ તરફ પ્રયાણ કરાવવા જરૂર મહેનત કરીશ. અવસરે દ્વારિકામાંદીક્ષાના તીવ્ર અનુરાગી થાવચ્ચા પુત્રાદિને શ્રીકૃષ્ણ મહારાજાએ પ્રભુશ્રી નેમિનાથની પાસે દીક્ષા લેવરાવી પોતાની પુત્રીઓને કહ્યુ કે સાચુ રાણીપણું તો પ્રભુની પાસે દીક્ષા લેવામાંજ છે આવી વારવાર દેખરેખનું પરિણામ એ આવ્યું કે કૃષ્ણ મહારાજાની ઘણી રાણીઓએ અને રાજકુવરીઓએ પ્રભુની પાસે દીક્ષા લઇને સિદ્ધિ સુખ મેળવ્યું આ દૃષ્ટાંત બોધ આપે છે કે પ્રબલ મોહના ઉદયથી

---

૧. ઉત્તમ માબાપની સંપૂર્ણ દેખરેખ હોય તો બાલકો ઉચ્ચ સંસ્કારી જરૂર બને તેમ હોવાથી જ સુબાહુને નાની ઉમરમા સંયમ લેવાની ભાવના થઇ. અમારો પુત્ર હજારો જીવોનો ઉદ્ધારક થશે, એમ સમજી ઉલ્લાસથી માતાપિતાએ રજા આપી.

કદાચ પોતે સંયમને ન લઇ શકે તો બીજા સંયમ લેવા ચાહનારા ભવ્ય જીવોને જરૂર અનુમતિ તો દેવીજ જોઇએ. અને રાજી થઇને યથાશક્તિ મદદ કરવી ૨૯૧

સુબાહુકુમાર માતા પિતાની માગણી સ્વીકારે છે.—

માતા પિતાના આગ્રહે રાજા બને દિન એક એ,
પાત્રા રજોહર માગતો માતા પિતા એ પણ દીએ;
પ્રભુ પાસ પૂર્ણ મહોત્સવે દીક્ષા લઈ તપ આચરે,
અગીઆર અંગ ભણી ચરમ ક્ષણ પ્રથમ સ્વર્ગે સંચરે. ૨૯૨

અર્થ:—માતા પિતાના ઘણા આગ્રહથી સુબાહુકુમાર એક દિવસના રાજા થયા પછી કુંવરે મા બાપ પાસે પાત્રા તથા રજોહરણ (ઓઘો) માગ્યા, તે પણ તેઓએ આપ્યા ત્યાર પછી પ્રભુદેવની પાસે આવીને મોટા આડંબર અને પૂરા મહોત્સવ પૂર્વક ચારિત્ર ગ્રહણ કર્યું ત્યાર પછી સુબાહુ મુનિએ અનેક પ્રકારની તપશ્ચર્યા કરી તે મુનિરાજ આચારાંગ વગેરે અગિઆરે અંગો ભણ્યા તે પછી ચરમ ક્ષણ એટલે સમાધિ મરણ પામીને પહેલા સૌધર્મ નામના દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયા ૨૯૨

સૌધર્મ દેવલોકના ભવથી માંડીને ૧૪ ભવો ગણાવે છે:—

ત્યાંથી ચવી નર થઇ તૃતીએ સ્વર્ગ જાય તિહાં થકી,
નર થાય ત્યાંથી બ્રહ્મ સર્ગે જઇ બને નર ત્યાં થકી;
સુખ સાતમા સ્વર્ગે લહે સમયે ચવીને ત્યાં થકી,
નર હોય ત્યાંથી આનતે સુર થઈ ચવીને ત્યાં થકી. ૨૯૩

અર્થ:—ત્યાર પછી તે સુબાહુકુમારનો જીવ સૌધર્મ દેવલોક સબંધી સુખોને ભોગવીને આયુષ્ય પૂર્ણ થયે મનુષ્યપણે ઉત્પન્ન થશે ત્યાંથી આયુષ્ય પુરૂં થયે ત્રીજા સનત્કુમાર નામના દેવલોકમા ઉત્પન્ન થશે ત્યાથી ચ્યવીને ફરીથી મનુષ્ય થઇ પાંચમા બ્રહ્મ દેવલોકમાં દેવ થશે ત્યાંથી પાછા મનુષ્યપણે ઉપજી સાતમા મહાશુક્ર દેવલોકનાં સુખ પામશે ત્યાથી આયુષ્ય પૂર્ણ થયે મનુષ્ય થઇને નવમા આનત નામના દેવલોકમાં દેવનો ભવ કરી ત્યાંથી ચ્યવશે ૨૯૩.

નર થઈ અમર અગીઆરમે સ્વર્ગે બને ત્યાંથી ચવી,
નર થઈ લહે સ્વાર્થને ત્યાંથી વિદેહે માનવી;
સંયમ પ્રતાપે સિદ્ધ બનશે ચૌદ ભવ ક્રમસર કહ્યા,
સુખ વિપાકે એહવા દૃષ્ટાંત બીજા નવ તણા. ૨૯૪

અર્થ:—ગયા શ્લોકમા જણાવ્યા મુજબ નવમા દેવલોકથી ચ્યવીને મનુષ્ય થશે વળી ત્યાંથી મરીને આરણ નામના અગિઆરમા દેવલોકનાં સુખ ભોગવશે ત્યાંથી આયુષ્ય પૂર્ણ કરીને મનુષ્યભવ પામશે અને ત્યાંથી સર્વાર્થસિદ્ધ નામના પાચમા અનુત્તરવાસી દેવ થશે (આ દેવો એકાવતારી છે ત્યા ૩૩ સાગરોપમનાં દેવલોકનાં સુખ ભોગવીને મહાવિદેહ ક્ષેત્રમા ઉત્પન્ન થશે ત્યાં ચારિત્ર લઇને ક્ષપક શ્રેણિ માંડી કર્મ ખપાવી સિદ્ધ થશે એ પ્રમાણે ક્રમસર સુબાહુકુમારના ચૌદ ભવ કહ્યા વિપાક સૂત્રના સુખવિપાક શ્રુતસ્કધમા સુપાત્રે દાન આપવાના પ્રભાવથી (પુણ્યના

ઉદયથી ) સુબાહુની જેવા સુખ પામનાર બીજા નવ દૃષ્ટાન્તો પણ કહેલાં છે. ૨૯૪

સુખવિપાકમાં કહેલા સુપાત્રદાન દેનારા ભવ્ય જીવોના નામ જણાવે છે.—

**દાન દાયક ભદ્ર નંદી ધનપતિ જિનદાસ એ,**
**વરદત્ત વાસવ ભદ્રનંદી સુજાત મહાબલ ચંદ્ર એ;**
**શુભ પાત્ર દાન તણા પ્રતાપે પ્રથમની જિમ ચૌદમે,**
**ભવ મુક્તિ પામે ઇમ વિપાક શ્રુત વિષે અગીઆરમે. ૨૯૫**

અર્થઃ—સુપાત્ર દાનના આપનાર ભદ્રનંદી, ધનપતિ, જિનદાસ, વરદત્ત, વાસવ, ભદ્રનંદી, સુજાત શેઠ, તથા મહાબલ અને મહાચંદ્રકુમાર એ દરેક જણ સુપાત્ર દાનના પ્રતાપથી પહેલા સુબાહુકુમારની જેમ ચૌદમે ભવે મોક્ષ પામશે એમ અગિઆરમા વિપાકશ્રુતના [1]સુખવિપાકમા કહેલુ છે. (એ બધાંના વિસ્તારપૂર્વકનાં દૃષ્ટાંત માટે વિપાકસૂત્ર સાંભળવું ) ૨૯૫

---

૧. વિપાકસૂત્ર-એ અગીઆરમુ અગ છે તેના બે શ્રુતસ્કધો છે. એકમા દાનાદિથી કયા જીવો સુખી થયા ? એ બીના દૃષ્ટાતો સહિત પૂજ્ય શ્રી તીર્થંકર અને ગણધર ભગવતે જણાવી છે. બીજા શ્રુત સ્કધમા હિંસાદિ પાપના કારણો સેવવાથી કયા કયા જીવો દુ:ખી થયા ? એ બીના જણાવી છે શ્રાવકે ચિર કાલ સુખી જીવન ભોગવવા સુખના જ કારણોને સેવવા જોઇએ પરતુ ઉલટી પ્રવૃત્તિથી મુખ્ય ઇષ્ટ ફલ પામી શકાતુ નથી કહ્યુ છે કે–**धर्मस्य फलमिच्छंति, धर्मं नेच्छन्ति मानवाः ॥ फलं नेच्छन्ति पापस्य, पापं कुर्वन्ति मानवाः ॥ १ ॥**

વળી સુપાત્ર દાનની ઉપર બીજા દૃષ્ટાંત કહે છે:—

**મૂલદેવ પામ્યો રાજ્ય મુનિને અડદ ભાવે આપતાં,**
**સાળા બનેવી ક્ષીરથી સર્વાર્થના સુખ પામતા;**
**કૃતપુણ્ય ખચકાતા દીએ શુભ દાન મુનિને હર્ષથી,**
**રજ આંતરે રજ આંતરે પણ થાય સુખીયો પુણ્યથી. ૨૯૬**

અર્થ:—મુનિરાજને ભાવપૂર્વક અડદ વ્હોરાવવાથી મૂલદેવને રાજ્યની પ્રાપ્તિ થઇ તથા સાળા બનેવી જે ધન્ય-કુમાર તથા શાલિભદ્ર તેઓએ પૂર્વ ભવમાં સાધુને ક્ષીર-ખીરનુ દાન આપીને [૧]સર્વાર્થસિદ્ધનું (દેવોનું સર્વોત્કૃષ્ટ સુખનુ) સ્થાન મેળવ્યું વળી કૃતપુણ્ય (કયવન્ના) શેઠે મુનિને ખુશી થઇને પણ ખચકાતા શુભ દાન આપ્યું તેથી તે પણ તે દાનના પુણ્યના યોગથી થોડા થોડા આંતરે પણ જરૂર સુખી થયો. એટલે વચમાં વચમાં થોડુ થોડુ દુઃખ પછી ઘણું સુખ એવી રીતે ફ્લ પામ્યો ૨૯૬

દાન ધર્મની બાબતમાં શ્રાવકે કેવી વિચારણા કરવી તે જણાવે છે.—

**હે શ્રાવકો! નિત ભાવજો આ દાન કેરી ભાવના,**
**શુભ દાન દેઉં શ્રેષ્ઠ અવસર મુજ મલ્યો ન કશી મણા;**

૧ આ બાબત 'ત્રિષષ્ઠિ શલાકા પુરુષ ચરિત્ર' ના આધારે જણાવી છે નિશ્ચયે કરી સમ્યકત્વ સહિત સયમ સાધક ભવ્યજીવોજ સર્વાર્થસિદ્ધમાં આવી શકે કારણ કે અભવ્ય મિથ્યાદૃષ્ટિ જીવો દેવલોકની અપેક્ષાએ નવ ગ્રૈવેયકથી આગળ વધે જ નહિ. તે પણ દ્રવ્ય ચારિત્રનોજ પ્રભાવ કહી શકાય.

ચપલ ધન મારૂં સફલ હું ભાગ્યશાલી શિરોમણિ,
નરભવ ગણું સફલોજ આજે હર્ષ ધારા દીલ ઘણી. ૨૯૭

અર્થ:—હે શ્રાવકો! આ સુપાત્ર દાનની ભાવના હમેશાં આ પ્રમાણે ભાવજો એટલે મને આવો સુપાત્રદાનનો અવસર ક્યારે મળે? અને હું પણ ક્યારે શુભ દાન આપુ? તથા જ્યારે એવો પ્રસગ મળે, ત્યારે આજે મને શ્રેષ્ઠ અવસર મળ્યો, માટે કોઈપણ જાતની ખામી રહી નથી આ ચપળ (એક ઠેકાણે સ્થિર નહિ રહેનારૂ હોવાથી) મારૂ ધન આજે સફળ થએલું માનું છું હું ભાગ્યશાળી પુરૂષોમાં પણ શિરોમણિ–મુકુટ જેવો થયો છુ આજે મારો મનુષ્ય ભવ સફળ થએલો હુ માનું છુ આજે મારા હૃદયમાં હર્ષની ધારા ઘણી વૃદ્ધિ પામી છે. મારા આનદનો પાર રહ્યો નથી એવા પ્રકારની ભાવના ભાવજો ૨૯૭

ઉત્તમ મુનિરાજરૂપી સુપાત્રનુ આગમન (આવવું) નિર્ભાગીને ત્યાં ન હોય, તે દૃષ્ટાંતો દઇને જણાવે છે:—

શું હોય? મરૂમાં કલ્પતરૂ માતંગ ઘરમાં હરિ કરી,
શું હોય? નિર્ધન ગેહ કંચન મેહની વૃષ્ટિ ખરી;
તિમિર પૂર ભરી તિમિસ્રામાં રયણ દીપ હોય શું?
આગમન તિમ મુનિરાજનું નિર્ભાગીના ઘર હોય શું? ૨૯૮

અર્થ:—શું મરૂભૂમિમાં (મારવાડના રણમાં) કલ્પવૃક્ષ હોય? અર્થાત્ નજ હોય. કારણ કે જ્યાં સામાન્ય વૃક્ષનો પણ સંભવ નથી ત્યાં ઉત્તમ વૃક્ષની તો વાતજ શી? વળી માતગ એટલે ચડાળના ઘરના આગણે ઐરાવણ હાથી શું

હોય? નજ હોય વળી નિર્ધનીયાના ઘરમાં સુવર્ણના મેઘની વૃષ્ટિ–વરસાદ થાય? નજ થાય. તિમિરપૂર એટલે અંધકાર સમૂહથી ભરેલી તિમિસ્રા નામની ગુફામાં શું રત્નજડિત દીવો હોય? નજ હોય તેમ નિર્ભાગીના ઘરને વિષે શું મુનિરાજનુ આગમન–વ્હોરવા આવવું થાય? નજ થાય. અથવા જે પુણ્યવાન હોય, જેના પુણ્યનો ઉદય હોય તેવા ભાગ્યવંતને ત્યાંજ મુનિરાજનું આવવું થાય છે ૨૯૮

મુનિરાજને જોઇને શ્રાવકે કેવી ભાવના ભાવવી તે જણાવે છે:—

**અણગાર ગુણભંડાર ક્યાં? ગુણહીન હું ક્યાં બેઉમાં,**
**તેવુંજ અંતર જેહવું ખદ્યોત રવિના તેજમાં;**
**મુનિ ભક્તિનો અવસર મલ્યો મનના મનોરથ સવિ ફલ્યા,**
**મલજો ભવોભવ એ સુઅવસર પામનાર તરી ગયા. ૨૯૯**

અર્થ:—ગુણભંડાર એટલે ગુણથી ભરેલા અણગાર એટલે સાધુ ક્યાં? અને ગુણરહિત હું ક્યાં? ( દેશવિરતિ શ્રાવકની વિશુદ્ધિથી સર્વવિરતિ સાધુની વિશુદ્ધિ અનંતગુણ વધારે કહેલી છે ) ખદ્યોતના એટલે આગીઆ કીડાના તેજમાં અને સૂર્યના તેજમાં જેટલુ લાંબું આંતરૂ છે, તેટલુ મારામાં અને સાધુમાં આંતરૂ છે. માટે આજે મને મુનિરાજની ભક્તિનો સારો અવસર મલ્યો તેથી મારા મનના બધા મનોરથ (ઇચ્છાઓ) આજે ફળ્યા છે મને આવો ઉત્તમ અવસર ભવોભવ મળજો કારણ કે જેઓને આવો અવસર મળ્યો છે તેઓ આ સંસાર સમુદ્ર ઓળંગી ગયા છે અહીં સુપાત્રદાનનો અધિકાર પૂરો કરવામાં આવે છે. ૨૯૯.

હવે શ્રાવક વસતિ (સ્થાન) દાન કરે એમ જણાવે છે:—

**વસતિ દાન ન વિસ્મરે શ્રાવક તિહાં લાભો ઘણા,**
**પશુ સ્ત્રી નપુંસક હીન વસતી કામ આવે મુનિ તણા;**
**ઉલ્લાસથી દેતાં સુશ્રાવક શ્રેષ્ઠ ઉન્નતિ કીર્તિને,**
**પામે ઇહાંજ વિશિષ્ટ પુણ્ય તણા ફલો ઇમ પ્રવચને. ૩૦૦**

**અર્થ:**—સાધુને આહારાદિકનુ દાન કરવાનુ કહ્યું. તેમાં વસતિદાન એટલે રહેવાને સ્થાન આપવા રૂપી દાન તે પણ શ્રાવકે ભૂલવું નહિ. કારણ કે વસતિદાન આપવામાં ઘણા લાભો રહેલા છે. માટે વસતિદાન આપતાં કેવું સ્થાન મુનિરાજના ઉપયોગમાં આવે તેનુ લક્ષ્ય અવશ્ય રાખવુ જોઇએ તે જણાવે છે. જે સ્થાનમાં ગાય ભેંસ વગેરે પશુઓ, સ્ત્રીઓ તથા નપુંસક (અત્યંત કામી) ન રહેતા હોય તેવું સ્થાન મુનિરાજને વસવા માટે યોગ્ય જાણવું. હવે વસતિદાન કરનારને થતો લાભ જણાવે છે:–જે ઉત્તમ શ્રાવકો ઉલ્લાસથી એટલે ઉમંગ અને ખરા ભાવપૂર્વક વસતિદાન કરે તે સારી ઉન્નતિ–આબાદીને તથા ઉત્કૃષ્ટ કીર્તિને આ લોકમાંજ પામે છે. વ્યાજબીજ છે કે ઉગ્ર પુણ્યનું ફલ અહીંજ ઘણા જીવો પામે તેમ ઉગ્ર પાપની બાબતમાં પણ સમજવુ –કહ્યું છે કે– "अत्युग्रपुण्यपापानामिहैव फलमश्नुते" ૩૦૦.

હવે વસતિદાન કરનાર ભવ્ય જીવો પરભવમાં પણ શું ફલ પામે ? તે ઉદાહરણ દઇને કહે છે.—

**સ્થાન દાતા પર ભવે પામે પ્રવર સુર ઋદ્ધિને,**
**હોવે મહર્દ્ધિક ઇંદ્ર તાયસ્ત્રિંશ સામાનિક અને;**

અવંતિ સુકુમાલે નલિની ગુલ્મ ઋદ્ધિ એહથી,
બારમે સ્વર્ગે થયો સુર વંકચૂલ પણ એહથી.૩૦૧

અર્થ:—સ્થાન દાતા એટલે મુનિરાજને રહેવાનું સ્થાન આપનાર ભવ્ય જીવો પરભવમાં ઉત્કૃષ્ટ દેવની ઋદ્ધિને પામે છે તેમાં પણ મહર્દ્ધિક (મોટી ઋદ્ધિવાળા) દેવપણાને, ઈન્દ્ર પણાને, ત્રાયસ્ત્રિંશ દેવપણાને (ઈન્દ્રના ગુરૂ જેવા દેવપણાને) તથા સામાનિક દેવપણાને (ઇન્દ્રના જેવી ઋદ્ધિવાળા દેવપણાને) પામે છે આ વસતિદાનના પ્રભાવથી અવંતિસુકુમાલ નલિનીગુલ્મ વિમાનની ઋદ્ધિને પામ્યા તથા વંકચૂલ રાજકુમાર પણ એ દાનથી બારમા અચ્યુત નામના દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયા વળી પૂજ્યશ્રી સ્થૂલિભદ્ર મુનિને વસતિદાન આપનાર કોશ્યા વેશ્યા પણ અપૂર્વ સુખને અને શ્રાવક ધર્મને પામી છે. તથા જયન્તી નામની શ્રાવિકા પણ મહાવીર પ્રભુના શિષ્યોને વસતિદાન આપવાથી અપૂર્વ સુખને પામી છે. ૩૦૧

ગ્રંથકાર વસતિદાનનું વિશેષ ફળ જણાવે છે:—

વસતિના દાયક ચવીને સ્વર્ગથી નર ભવ લહી,
સુખ પૂર્ણ પામે દીર્ઘ જીવન તાસ અપમૃત્યુ નહી;
આદેય વાકય વિશાલ લક્ષ્મી હોય નિર્મલ દર્શની,
એકથી ફલ બહુ ખુબી એ જાણ વસતિ દાનની. ૩૦૨

અર્થ:—ગુરૂ મહારાજને રહેવાને સ્થાન આપનાર ભવ્ય શ્રાવકો સ્વર્ગનાં સુખ પામે છે એટલુંજ નહિ પણ

ત્યાંથી આવીને ઉત્તમ મનુષ્ય ભવ પણ પામે છે. વળી ત્યાં આયુષ્ય પણ લાંબુ ભોગવે છે. તેનું અપમૃત્યુ (અકસ્માત હાર્ટફેલ વગેરે વડે અકાલ મોત) થતું નથી. તેનું વચન આદેય એટલે સર્વને માનવા યોગ્ય થાય છે. લક્ષ્મી અધિક પ્રમાણમાં વધે છે. તેનું સમ્યગ્ દર્શન નિર્મલ બને છે. એ પ્રમાણે એક વસતિદાન વડે પણ ઘણાં ફલની પ્રાપ્તિ થાય છે. એ વસતિદાનની ખૂબી જાણવી. ૩૦૨

હવે વસતિદાન આપનાર શ્રાવકાદિને એક (વસતિદાન) થી પ્રત્યક્ષ કયા લાભ થાય છે તે આ ગાથામાં જણાવે છે:—

મુનિરાજ આપે દેશના હોંશે વિચારે ધર્મને,
વળી ત્યાં રહીજ ભણાવતા ગુણવંત લાયક સાધુને;
એ લાભ પુષ્કલ હોય દેતાં વસતિ ભાવિક શ્રાદ્ધને,
અન્નાદિથી એ દાન મોટું ધન્ય એ ભુવનાદિને. ૩૦૩

અર્થ:—જે સ્થાનમાં મુનિરાજનું રહેઠાણ હોય, તે સ્થાનમા રહીને મુનિરાજ ધર્મની દેશના આપે છે. જે સાંભળવાથી ઘણા લોકો પ્રતિબોધ પામી ધર્મમાં જોડાય છે. તેમાં વસતિદાન કરનાર ભવ્ય જીવ નિમિત્ત કારણ થાય છે. મુનિરાજ પણ તે સ્થાનમા રહીને ઉમંગથી ધર્મનો પાંચ પ્રકારનો [1]સ્વાધ્યાય કરી શકે છે તથા ત્યાં રહેલા ગુરુ મહારાજ ઉત્તમ ગુણવાળા યોગ્ય શિષ્યોને શાંતિપૂર્વક ભણાવી શકે છે.

૧ જુઓ શ્રી ભગવતી સૂત્રમાં સ્વાધ્યાયાધિકાર. ત્યાં તે બાબત વિસ્તારથી વર્ણવી છે.

એ પ્રમાણે રહેવાને સ્થાન આપવાથી ગુરૂ પ્રત્યે ભાવવાળા શ્રાવકને બીજા પણ [1]પહેલાની જેવા પુષ્કળ લાભ થાય છે એમ અન્ન વગેરે આહારના દાનથી પણ વસતિદાન મોટું કહ્યું છે માટે જ્યાં મુનિરાજ સ્થિતિ કરે તે ભુવનાદિ–ઘર વગેરેને ધન્ય ગણવા, પવિત્ર સમજવા ૩૦૩.

એ પ્રમાણે ગુરૂ મહારાજને આહારાદિક વ્હોરાવવાના પ્રસંગે દાનની વિસ્તારપૂર્વક વિચારણા કરી મુનિરાજને અન્નાદિ વ્હોરાવ્યા બાદ શ્રાવકે શું કરવું? તે જણાવે છે:—

**અન્નાદિ વ્હોરી મુની જતાં શ્રાવક વિનય ના વિસ્મરે,**
**દ્વાર સુધી જાય 'દેજો લાભ' કહી પાછો વળે;**
**સાહમ્મિવચ્છલ શ્રાદ્ધનું કર્ત્તવ્ય એવું પ્રવચને,**
**નવકારના ગણનારને પણ બધું ઇમ શ્રાવક ગણે.૩૦૪**

અર્થ:—હવે મુનિરાજ જ્યારે અન્નાદિ વ્હોરીને (લઇને) પોતાને ત્યાથી જાય ત્યારે પણ શ્રાવકે વિનયને વિસારવો (ભૂલવો) નહિ અર્થાત્ તે વખતે પણ શ્રાવકે વિનય કરવાનું ભૂલવુ નહિ તેથી વિનય સાચવવાને ગુરૂ મહારાજની પાછળ બારણાં સુધી મૂકવા (વળાવવા) જાય અને 'હે ગુરૂ મહારાજ! લાભ દેજો' એ પ્રમાણે કહીને પછી ઘરમા પાછો જાય એ પ્રમાણે ગુરૂ મહારાજને અન્નાદિનુ દાન આપ્યા પછી [1]સાહ-

---

૧ સાહમ્મિવચ્છલ એ પ્રાકૃત શબ્દ છે અને તેનો સંસ્કૃત શબ્દ સાધર્મિવાત્સલ્ય છે એમા પોતાના સમાન ધર્મવાળા જેઓ હોય તેઓ સાધર્મિક અને તેમના પ્રત્યે વાત્સલ્ય એટલે અન્નાદિ દેવા વડે સત્કારાદિ વિનય જાળવવો, તે સાધર્મિક વાત્સલ્ય જાણવું,

મ્મિવચ્છલ' કરવું એ પણ શ્રાવકનું કર્તવ્ય સિદ્ધાન્તમાં ગણાવ્યું છે અને તેથીજ છેવટે નવકારનો ગણનાર હોય તેવા યોગ્ય ગુણીને પણ શ્રાવકે પોતાના સાધર્મી બંધુ તરીકે ગણવો જોઇએ ૩૦૪.

હવે સાધર્મિક કોને કહીએ? અને સાધર્મિકનું વાત્સલ્ય શા માટે કરવું? તેનો ખુલાસો જણાવે છે:—

માનતા જિન ધર્મને જે તેહ સાધર્મિક તણું,
અન્નાદિથી સન્માન કરતાં દીપતું દર્શન ઘણું;
સાધર્મિનું સાચુંજ સગપણ એમ શ્રાવક માનતા,
નિજ પુત્રથી પણ અધિક નેહે ધર્મિને સત્કારતા.૩૦૫

અર્થઃ—જેઓ જૈન ધર્મને માને છે તેવા સાધર્મિ ભાઇઓનુ અન્ન વગેરે વડે સન્માન કરવાથી દર્શન–જૈન શાસન ઘણું શોભાને પામે છે અને શ્રદ્ધા ગુણ પણ દીપે છે બધી જાતના સાંસારિક સબંધો કરતા સાધર્મિનું સગપણજ સાચું સગપણ છે એમ સુશ્રાવકો માને છે કારણ કે સાધર્મિકને ધર્મ ક્રિયાદિ કરતો જોઇને પોતાને પણ તે ક્રિયા પ્રત્યે રૂચિ ઉત્પન્ન થાય છે માટે ધર્મમાં સ્થિરતા પમાડવામાં તથા તેમાં જોડવામાં સાધર્મિક મોટુ નિમિત્ત કારણ છે તેથી સાધર્મિકનુ સાચુ સગપણ જાણનાર સુશ્રાવકો પોતાના પુત્ર કરતાં પણ ઘણા સ્નેહથી સાધર્મિકનો સત્કાર કરે છે. ૩૦૫.

સાધર્મિક વાત્સલ્ય કોણે કર્યું? કેવો લાભ મેળવ્યો? તે જણાવે છે:—

હય ચિહ્ન કંચનદેહ સંભવનાથ ભવમાં પૂર્વના,
સાધર્મિ વાત્સલ્યે થયા તીર્થંકરા કરૂં વંદના;
ભરતાદિ પૂર્વ નરેશ પણ કર્ત્તવ્ય એ ના ચૂકતા,
શ્રીવજ્રસ્વામી લાભ જાણી સંઘનું દુઃખ ટાળતા.૩૦૬

અર્થ:—ઘોડાના લંછનવાળા અને સોના જેવા દેહવાળા ત્રીજા તીર્થંકર શ્રીસંભવનાથ ભગવાન પૂર્વ ભવમાં કરેલા સાધર્મિક વાત્સલ્યના પ્રભાવથી ઉત્તમ તીર્થપતિ (તીર્થંકર) થયા. વળી શ્રી ઋષભદેવના પુત્ર ભરત ચક્રવર્તી વગેરે જેવા પૂર્વના રાજાઓ પણ સાધર્મિક વાત્સલ્ય કરવાનું કર્તવ્ય એટલે ફરજ ચૂકતા નહોતા તથા શ્રી વજ્રસ્વામીએ પણ અધિક લાભનું કારણ જાણીને પોતાની વિદ્યાલબ્ધિના પ્રભાવથી અન્ય દેશમાંથી સચિત્ત ફૂલો લાવીને પણ રત્નની ખાણ જેવા શ્રી સઘનુ દુ.ખ દૂર કર્યું છે માટે શ્રાવકોએ યથાશક્તિ સાધર્મિક વાત્સલ્ય જરૂર કરવુ જોઇએ ૩૦૬

આ ગાથામા ચંદ્રાવતી નામની નગરીમાં રહેનારા શ્રાવકો કેવી રીતે સાધર્મિ વાત્સલ્ય કરતા હતા? તે જણાવે છે.—

ચંદ્રાવતીના શ્રાવકો હંમેશ પણ એવું કરે,
કોટીશ ત્રણસો સાઠ ક્રમસર વર્ષ દિન માફક કરે;
આરંભ ઓછો એમ કરતાં ધર્મ નેહ વધારતા,
સંપે કરી દાનાદિ જિન શાસન ઘણું વિસ્તારતા.૩૦૭

અર્થ:—ચંદ્રાવતી નગરીના ૩૬૦ કરોડાધિપતિ શ્રાવકો જે ગરીબ શ્રાવક તે નગરીમાં આવે તેને પોતાના દ્રવ્યમાંથી

અમુક અમુક ભાગ આપીને ક્રોડપતિ બનાવી દેતા. અને જેમ વર્ષના ત્રણુસો સાઠ દિવસો છે તે પ્રમાણે દરરોજ એક એક ઘેર વારા ફરતી સાધર્મિક વાત્સલ્ય કરતા હતા. દરરોજ રસોઈ એકજ ઘરે થાય. એમ કરીને તેઓ ઘણા પ્રકારના આરંભ વિગેરે ઓછા કરતા, તથા ધર્મ પ્રત્યેના સ્નેહમાં વધારો કરતા. અને એવી રીતે સંપીને દાન વગેરે સાધીને અને સાધર્મિકોને મદદ કરીને તેઓએ જૈન શાસનનો ઘણો વિસ્તાર કર્યો ૩૦૭.

હવે સાધર્મિકને ખુલ્લી મદદ કરવી એટલુંજ નહિ પણ ખાનગી મદદ પણ કરવી તે જણાવે છેઃ—

અન્ય આબરૂદારને પણ ખાનગી મદદો કરી,
નિજસમ કરે શ્રાવક સુણો સાધર્મિની ભક્તિ ખરી;
ઉપયોગી જ્ઞાનાદિક તણા સાધન દીએ સાધર્મિને,
આપે દીલાસો સંકટે શ્રાવક સદા ધરી હર્ષને.૩૦૮

અર્થઃ—વળી ખરા બુદ્ધિવાળા શ્રાવકો બીજા આબરૂદાર શ્રાવકો કે જેઓ પોતાના પૂર્વકૃત અશુભના ઉદયથી સંકટમાં આવી પડેલ હોય એટલે આર્થિક સ્થિતિમાં નબળા હોય તેઓ ખુલ્લી રીતે મદદ માગી શકે નહિ, માટે તેમને પણ ખાનગી (ગુપ્ત) મદદો કરીને પોતાના સમાન બનાવે. એ પદ્ધતિ પણ ચંદ્રાવતીમાં હતી માટે હે શ્રાવકો! તમે સાધર્મિકની સાચી ભક્તિ સાંભળો ખુલ્લી મદદ તો ઘણું કરીને જશની અભિલાષાથી કરનારા ઘણા જીવો હોય છે. પરંતુ પ્રસિદ્ધિની જરા પણ આશા રાખ્યા વિના સાધર્મિકની આબરૂને

નુકસાન ન થાય, તેવી રીતે શુભ દાનના કરનારા ઉત્તમ જીવો ઘણા થોડાજ હોય છે. વળી ઉત્તમ શ્રાવકોએ ઉપયોગમાં આવે તેવા જ્ઞાન વગેરેના[1] સાધનો પણ સાધર્મિકોને આપવા જોઇએ એટલુ જ નહિ પણ મુશ્કેલીમાં સપડાએલા શ્રાવકને આનંદપૂર્વક દિલાસો—આશ્વાસન આપવાને હમેશાં તત્પર રહેવુ. ૩૦૮.

આ સાધર્મિક વાત્સલ્ય માટે કલિકાલ સર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યે પણ કુમારપાલ મહારાજાને નીચે પ્રમાણે ઉપદેશ આપ્યો છે તે જણાવે છે:—

**તુજ જેહવા શાસન તણા શુભ થંભ હોવે તે છતાં,**
**નિર્ધન રહે કિમ? એ અચંબો નૃપ! અમે મન પામતા;**
**સાધર્મિ સેવા ધર્મ તારો ના કદી પણ ભૂલજે,**
**જિન નામ ગણધર નામનો પણ બંધ એથી જાણજે.૩૦૯**

અર્થ:—પરમપૂજ્ય આચાર્ય શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજ ઉપદેશ આપતાં કહે છે કે હે રાજન્! તારા સરખા ધર્મને સમજનાર અને જૈન શાસનના આધારભૂત સ્થંભ સમાન રાજા છતાં પણ તારા રાજ્યમાં શ્રાવકો ગરીબ રહે, એ જોઈ અમારા મનમાં ઘણું આશ્ચર્ય થાય[2] છે અથવા તારા જેવા

---

૧ બાલકો ધાર્મિક સંસ્કારમાં સંપૂર્ણ આગળ વધે, તે માટે ઉત્સાહ વધારનારા પુસ્તકની પ્રભાવના આદિ તરફ જરૂર લક્ષ્ય રાખવુ જોઇએ.

૨ કુમારપાળ રાજાના રાસમાં કહ્યુ છે કે—"તુજ જેવા શાસનમાં થંભ, શ્રાવક નિર્ધન! એહી અચંબ."

જૈન ધર્મી રાજાના રાજ્યમાં શ્રાવકો ગરીબ તો નજ હોવા જોઇએ માટે સાધર્મિ ભાઇઓની સેવા કરવી એ તારો મુખ્ય ધર્મ છે, તે કદાપિ પણ તું ચુકીશ નહિ વળી આ સાધર્મિક વાત્સલ્ય ખરા ભાવથી કરનારા ભવ્ય જીવો તીર્થંકર નામ કર્મને તથા ગણધર નામને પણ બાંધે છે ૩૦૯

એ પ્રમાણે શ્રી હેમચદ્રાચાર્યનો ઉપદેશ સાંભળી કુમારપાળ ભૂપાળે સાધર્મિક ભક્તિ કેવી કેવી રીતે કરી? તે જણાવે છે:—

**લાખો કરોડ કુમારપાલે તેહ કાજે વાપર્યા,**
**શ્રાવકોને પૂર્ણ યત્ને ધર્મરંગી પણ કર્યા;**
**દુઃખિયા તણા દુઃખ ટાલનારા ના કદી દુઃખિયા બને,**
**સુખ સાહિબી સાચીજ તેની જે કરે એ ભક્તિને.૩૧૦**

અર્થ:—ગુરૂ મહારાજનો તેવા પ્રકારનો ઉપદેશ સાંભળીને કુમારપાલ રાજાએ તે સાધર્મિક ભાઇઓને માટે લાખો કરોડો રૂપીઆ વાપર્યા એટલુ જ નહિ પણ સપૂર્ણ યત્નો વડે તે શ્રાવકોને પણ ધર્મમા દઢ આસ્થાવાળા બનાવ્યા. વ્યાજબીજ છે કે જેઓ દુઃખી જનોના દુ.ખનો નાશ કરનારા છે, તે ઉત્તમ શ્રાવકો કદાપિ પણ દુ.ખી બનતા નથી માટે જે દ્રવ્યવાન શ્રાવક આવા પ્રકારની સાધર્મિકોની ભક્તિ ખરા ભાવથી કરનારા છે, તેમનીજ સુખની સાહિબી–મોટાઇ સાચી છે. આ વાત શ્રાવકોએ જરૂર યાદ રાખી અમલમાં મૂકવી જોઇએ તેમ કરે તોજ છત્રી, પલગ, વાડી,

ગાડી, બંગલા વગેરે શોભે ધર્મના પસાયથી જ સારી સ્થિતિ મળી છે. એ મુદ્દો ભૂલવો જ નહિ ૩૧૦

વળી સાધર્મિકને દ્રવ્ય વગેરેની મદદ કરવી એટલું જ નહિ પણ તેનો સંકટમાથી પણ ઉદ્ધાર કરવો. તે દૃષ્ટાન્ત દઇને કહે છે.—

કારાગૃહાદિક કષ્ટમાંથી શ્રાવકો સાધર્મિને,
નિજ શક્તિ છૂપાવ્યા વિના છોડાવતા ધરી હર્ષને;
વજ્રકર્ણ નરેશને દુઃખી કર્યો સિંહોદરે,
રામની આજ્ઞા થકી લક્ષ્મણ એ જુલ્મોને હરે.૩૧૧

અર્થઃ—શક્તિવાન શ્રાવકોએ કારાગ્રહાદિક એટલે કેદખાના વગેરેમાં સપડાવાથી સંકટમા આવી પડેલા સાધર્મિકનો પોતાની શક્તિ ગોપવ્યા સિવાય હર્ષ પૂર્વક છૂટકારો કરાવવો જુઓ વજ્રકર્ણ નામનો રાજા જે જૈન હતો તેને સિંહોદર નામના રાજાએ કેદમા પૂરીને દુઃખ આપ્યું, તે વજ્રકર્ણને રામની આજ્ઞાથી લક્ષ્મણે કારાગૃહમાંથી છોડાવી તેના દુઃખોનો નાશ કર્યો ૩૧૧

હવે સંપીને રહેવાનું કહે છે.—

અન્યની પણ સાથ શ્રાવક ના વિવાદ કરે કદી,
તો કરે કિમ ? સાથ સાધર્મિક તણી ન કરે કદી;
જ્યાં સંપ જંપ તિહાં નમે જે તેહ ગમતો સર્વને,
જે સહે તેહી રહે એવું સ્મરે હિત વાક્યને.૩૧૨

અર્થઃ--ઉત્તમ શ્રાવકે કોઇની પણ સાથે વાદ વઢવાડ નજ કરવી તે જણાવે છેઃ—સુશ્રાવક તો અન્ય ધર્મી સાથે પણ કદાપિ વાદ વિવાદ ન કરે તો તે સાધર્મિકની સાથે તો લઢવાડ કરે જ કેમ? અથવા કદાપિ ન જ કરે કારણ કે જ્યાં સંપ–સુલેહ શાતિ હોય ત્યાં જંપ એટલે નિરાંત હોય છે. વળી જે નમે (નમ્રતા રાખે) છે તે સર્વને ગમે છે તેને સહુ કોઇ સહાય કરવાને ઉમગથી તત્પર રહે છે. અને જેઓ સહે (ક્ષમા રાખે) છે તેઓ સ્વજીવનમાં નિરાતે નિર્ભયપણે મોઝથી રહી શકે છે[૧] એ ઉપદેશના હિતકારી વચનને સ્મરણમાં રાખવું ૩૧૨

હવે સપમાં કેટલુ સામર્થ્ય રહેલું છે? તે જણાવે છેઃ-

**અજ્ઞ ગંજીપા રમે એક્કોજ જીતે સર્વને,**
**બે એકડા ભેગા થતાં અગીઆર શીખવે સંપને;**
**સંપ માંહે બેઉના સામર્થ્ય એકાદશ તણું,**
**શ્રાવક સુખે દષ્ટાંત હોંશે અંગુલી અંગુષ્ઠનું.૩૧૩.**

અર્થઃ—અણુસમજુ માણસો ગજીપાથી–પાનાની રમત રમે છે તેમાં એક્કો બધાને જીતે છે. એટલે બધાથી અધિક એક્કાને ગણ્યો છે અને બે એકડા ભેગા થાય અથવા બેનો સંપ થાય ત્યારે ૧૧ બે એકડા મળીને બે થતા નથી પણ અગિઆર બને છે અથવા બે જણના સંપનુ બળ અગિઆર માણસના બળ જેટલું વધી જાય છે માટે જેમનામાં સપ રહેલો છે તેઓના બળમાં ઘણી વૃદ્ધિ થાય છે. વળી આ

---

૧. કહેવત છે કે–" સહે તે રહે ને નમે તે ગમે "

સંપ ઉપર શ્રાવકે અંગુઠા અને આંગળીઓનું દૃષ્ટાંત[૧] પણ સાંભળવું એમાંથી શ્રાવકને સંપીને રહેવાનો બોધ મળી શકે છે ૩૧૩.

---

૧ અંગુઠા અને આંગળીઓનું કાલ્પનિક દૃષ્ટાન્ત આ પ્રમાણેઃ– એક વખતે આંગળીઓની વચ્ચે પોત પોતાની ઉત્તમતા માટે માહોમાહે ઝઘડો થયો. અંગુઠા જોડેની પહેલી જે તર્જની કહેવાય છે તે કહેવા લાગી કે લેખણુ પકડવામાં, નોકારવાલી ગણવામાં, કોઈનો તિરસ્કાર કરવામાં મારી જરૂર પડે છે વચલી મધ્યમા આંગળીએ કહ્યું કે હું તો પ્રત્યક્ષ મોટી જ છું કારણ કે બધામાં મોટી હું જ છું. તેની પછીની અનામિકાએ કહ્યું કે પ્રભુને પૂજા કરવામાં, સાથીઓ કરવામાં વગેરે શુભ કાર્યોમાં મારી જરૂર પડે છે માટે હું શ્રેષ્ઠ છું. ત્યારે છેલ્લી કનિષ્ઠાએ કહ્યું કે તું શેની શેખી કરે છે જો કે હું કદમાં સૌથી નાની છું તો પણ કાન ખોતરવા વગેરે કાર્યોમાં મારી જરૂર પડે છે અંગુઠો આ વાદવિવાદ સાંભળતો હતો, તેણે કહ્યું કે તમે નકામી બડાઇ મારો છો કારણ કે તમે જણાવેલા ઘણા ખરા કામોમાં મારી જરૂર તમને પડે છે વળી હું પણ સંઘપતિ વગેરેને ચાંલ્લો કરવાના કામમાં, ભાર ઉપાડવામાં તથા કાંઈ ન આપવું હોય ત્યારે ડચકો બતાવવાના કામમાં આવું છું વળી તમે બધી તો સ્ત્રીઓ છો. આંગળી નારી જાતિ છે અને હું પુરૂષ છું ( કારણ કે અંગુઠો નર જાતિ છે ) ધર્મમાં પ્રધાનતા પુરૂષની છે. સ્ત્રીની શોભા પણ પુરૂષથી છે માટે વધારે માન કરવું સારૂં નથી ખરી રીતે કહું તો જેમ મોરની શોભા પીંછીથી અને પીંછાની શોભા મોરથી છે, તેમ આપણી શોભા પણ સંપથી છે. કારણ કે આપણે સંપીને રહીએ તો પસલી કે ખોબો ભરવામાં, સૂરિમંત્ર ગણતી વેળાએ મુદ્રા કરવામાં, થાપા દેવામાં, સંઘપતિ શ્રીફલ લે વગેરે કાર્યો બને છે. માટે સંપથી કાર્યની સિદ્ધિ થાય છે.

ઉત્તમ શ્રાવકે ઘરમાં પણ માંહોમાંહે સંપીને રહેવું, તેમાજ ફાયદો છે એમ જણાવે છે:—

**સંપી રહે જેઓ સદા દુઃખના સમયમાં તેમને,**
**કરતા મદદ ગુણરાગી જન ન લહેજ પ્રાયે દુઃખને;**
**સાધર્મિની સામે કરે નહિ કેસ વેર વધે ઘણું,**
**ખંડન પ્રભુની આણનું પણ અહિત વળી પોતાતણું. ૩૧૪**

અર્થ:—જેઓ હંમેશાં સંપીને રહે છે તેમને કદાચ દુઃખનો વખત આવે તો પણ ખાનદાન અને ગુણમાં રાગ ધરનારા લોકો જરૂર મદદ આપે છે. હળીમળીને રહેનારા તેઓ ઘણુ કરીને દુઃખને પામતા જ નથી અને પામે તો દુઃખ ઘણો ટાઇમ ટકેજ નહિ માટે શ્રાવક–સાધર્મિક ભાઇની સામે કદાપિ કોર્ટમાં જઇને કેસ કરે નહિ કારણ કે તેથી ઘણા વેરની વૃદ્ધિ થાય છે અને બીજાઓની આગળ તે હાંસીપાત્ર બને છે. વળી સાધર્મિક સામે કેસ કરવાથી પ્રભુની આજ્ઞાનુ પણ ખંડન થાય છે, તેમજ કેસ કરનાર પોતાનું પણ અહિત કરે છે અથવા પોતાનેજ નુકસાન કરનારો[૧] થાય છે. માટે (સ્થિતિની નબળાઇને લઇને સાધર્મિ વાત્સલ્ય ન બને તો પણ) આવા કેસ વગેરે કુસંપના કારણોથી તો શ્રાવકે અવશ્ય દૂરજ રહેવું ૩૧૪.

દ્રવ્યવાત્સલ્યના વર્ણનને પૂરૂં કરીને હવે ભાવવાત્સલ્ય કરવાનું કહે છે:—

---

१. परस्य चिंत्यते यत्तु, स्वस्य तज्जायते ध्रुवम् ॥
अनुचितकर्मारंभः, स्वजनविरोधो बलीयसा स्पर्द्धा।
प्रमदाजनविश्वासः, मृत्योर्द्वाराणि चत्वारि ॥ १ ॥

વાત્સલ્ય દ્રવ્ય થકી રહ્યું તિમ ભાવ વાત્સલ્ય સ્મરે,
સારણાદિક સાધનોથી અન્યને ધર્મી કરે;
લાભ ધર્મ પમાડવાના શાસ્ત્રમાં અતિશય કહ્યા;
થીર ધર્મમાં કરનાર તેમ વધારનાર તરી ગયા. ૩૧૫

અર્થ:—વાત્સલ્ય બે પ્રકારે છે એક દ્રવ્યથી અને બીજું ભાવથી તેમા આગલી ૩૧૪ મી સુધીની ગાથાઓમાં કહ્યું તે દ્રવ્ય વાત્સલ્ય જાણવું. દ્રવ્ય વાત્સલ્ય કરતાં ભાવ વાત્સલ્ય કરવાનુ પણ સ્મરણ કરવું. સારણાદિક (જેનો અર્થ આગલી ૩૧૬ મી ગાથામાં કહેવાશે) સાધનો વડે બીજાને ધર્મવાળા-જિનધર્મમાં શ્રદ્ધાવાળા કરવા તે ભાવ વાત્સલ્ય જાણવું. શાસ્ત્રની અંદર બીજાને ધર્મનો લાભ પમાડવાના ઘણા લાભો કહ્યા છે કારણ કે ધર્મમાં બીજાઓને સ્થિર કરનારા તથા બીજા જીવોને ધર્મમાં આગળ વધારનારા ઘણાંએ ભવ્યજનો આ સંસાર સમુદ્ર તરીને સુખી થયા છે. ૩૧૫

હવે ભાવ વાત્સલ્ય કઇ કઈ રીતે કરવું ? તે આ ગાથામાં જણાવે છે:—

ફરજ યાદ કરાવવી એ સારણા ના ભૂલીએ,
પાપ કરતાં રોકવો એ વારણા અવધારીએ;
કુલવંત આવું ના કરે એ હિત શિખામણ ચોયણા,
પાપ કરતાં શરમ નહિ, ધિક્કાર એ પડિચોયણા. ૩૧૬

અર્થ:—સાધર્મિકને તેની ફરજ એટલે અવશ્ય કર્તવ્યનું સ્મરણ કરાવવું એ 'સારણા' કહેવાય છે. તે સ્મરણ કરાવવાનું ભૂલવું નહિ જેમકે આવતી કાલે અષ્ટમી કે ચતુર્દશી

વગેરે મોટી તિથિ છે. માટે પર્વ તિથિએ કાંઇ પણ ધર્માનુષ્ઠાન અવશ્ય યથાશક્તિ કરવું જોઇએ વગેરેનું સ્મરણ કરાવવું તે સારણા (૧) સાધર્મિક કોઇ પાપનું કાર્ય કરતા હોય તેમને તેવાં કામથી રોકવા હે ભાઇ ! પ્રભુશ્રી મહાવીર પ્રભુએ કહેલ પવિત્ર ધર્મ માર્ગના અનુયાયી એવા તારાથી આવું પાપકાર્ય ન કરાય માટે તારે આવાં પાપનાં કામ કરવા ઉચિત નથી વગેરે કહી તેવાં કાર્ય કરતાં રોકવો તેને 'વારણા' જાણવી (૨) કુલવંત-ઉત્તમ કુલવાળા આવુ કામ ન જ કરે વગેરે હિતની શિખામણ તે 'ચોયણા' કહેવાય છે. (૩) પાપ કાર્યથી રોકવા છતાં ન સમજે ત્યારે આવુ કામ કરતાં શરમ આવતી નથી, ધિક્કાર છે તને વગેરે કઠોર શબ્દો પાપ કાર્યથી રોકવા માટે કહેવાં તે 'પડિચોયણા' (૪) કહેવાય છે ૩૧૬.

સાચો હિતસ્વી શ્રેય કાજે વેણ કહી કડવા કહે,<br>
સુણનાર સમજુ ના કદી કોપે નિરન્તર ગુણ લહે;<br>
વહનારને છે લાભ નિશ્ચય જો દવા કડવી દીએ,<br>
તોજ તાવ જરૂર ભાગે હિત અપરનું ચાહીએ. ૩૧૭

અર્થ.—અન્યનુ સાચુ હિત ઇચ્છનાર પરોપકારી જીવો કલ્યાણને માટે આપણને કદાચ કડવા ( સાંભળવા ન રૂચે તેવાં ) વચનો કહે, તો પણ સાભળનાર ડાહ્યો હોય તો કદાપિ કોપ કરતો[1] નથી કારણ કે તે સમજુ માણસ હમેશાં ગુણને ગ્રહણ કરનાર હોય છે, તેથી તે તો વિચારે છે કે સામો

---

૧. आक्रुष्टेन मतिमता तत्त्वार्थविचारणे मतिः कार्या ॥<br>
यदि सत्यं किं कोपः ?, स्यादनृतं किं नु कोपेन ॥ १ ॥<br>
( आचा० टीका )

માણસ મને કડવાં વચન કહે છે તે તેને મારા હિતની લાગણી હોવાથી કહે છે. માટે તેનું કડવું વચન સાંભળ્યા છતાં જો ત્યાં પોતાની ભૂલ હોય તો તે સુધારવાને તે તત્પર રહે છે. અને સામાનુ વચન પોતાને ખોટુ લાગે તો પણ તે કોપતો નથી, કારણ કે તેમ કરે તોજ પોતે કર્મબંધથી બચી શકે. વળી કડવાં વચન કહેનારને તો નિશ્ચયે લાભજ છે કારણ કે તેનો હેતુ તો સામાને પાપકાર્ય કરતા રોકવાનો હોવાથી સામાના ભલા માટે છે જેમકે કડવી દવા આપવાથીજ જેમ તાવ નાશી જાય[1] છે તેમ કડવાં વચન પણ ફાયદાકારક થાય છે. માટે બીજાનુ હિત ચાહીને કડવાં વચન પણ અવસરે કહેવાં જરૂરી છે ૩૧૭

હિતના વચન સાભળીને શ્રાવકે શો વિચાર કરવો ? તે જણાવે છે.—

**શ્રોતા તપાસે ભાવને વદનારના નિજ ભૂલ છતાં,**
**ઝટ સુધારે તત્ત્વ લઈ ઉપકાર પુષ્કલ માનતા;**
**જીભમાં મધ રાખનારા બહુ જગતમાં દીસતા,**
**વિરલાજ હીરા જેહવા જેઓ અપર હિત ચાહતા. ૩૧૮**

અર્થઃ—સમજુ સાંભળનાર ભવ્ય જીવો પોતાને કડવાં વચન કહેનાર પુરૂષના કહેવાના હેતુને તપાસે છે વિચારતાં જો પોતાની ભૂલ જણાય તો તે તરત સુધારી લે છે અને

૧. હિત ઇચ્છુ હિત કારણે, કહે કદી કડવા વેણ;
રોગ વિદારણ વૈદ્ય પણ દે ઓસડ દુઃખ દેણ ૧.

સારને ગ્રહણ કરીને હિતના વચન કહેનારનો ઘણો આભાર માને છે આ જગતમાં પોતાનો સ્વાર્થ સાધવા માટે જીભમાં મધ-મીઠાશ રાખનારા[1] (હા જી હા કરનારા) તો ઘણાએ જણાય છે. તેવા લોકો સ્વાર્થી હોવાથી બીજાઓને ખોટે રસ્તે જતાં રોકી શકતા નથી કારણ કે તેઓ તો તેને ખોટા કાર્યથી રોકવાને બદલે તેમાં ઉત્તેજન આપનારા હોય છે. તેથી જેઓ બીજાનું હિત ચાહનારા હોય તેવા જનો તો આ જગતમાં હીરાની જેમ વિરલાજ હોય છે, જેમ હીરા જ્યાં ત્યાં હોતા નથી પણ કોઇકજ ઠેકાણે હોય છે[2] તેમ બીજાનું હિત ઇચ્છનારા પણ કોઇક વિરલાજ હોય છે ૩૧૮

વળી શ્રાવકે ધર્મકાર્યમાં પ્રમાદ સેવવો નહિ તે જણાવે છે:—

**ભલભલાને પાડનારો આ પ્રમાદ ન ભૂલજે,**
**દુર્લભ મનુજ ભવને લહી તું અપ્રમાદી નિત થજે;**
**તજજે વળી ભઈ! કામ ક્રોધાદિક અધમ તેર કાઠિયા,**
**ઇમ ભાવથી વાત્સલ્ય કારક શ્રાદ્ધ બહુ ભવ તરી ગયા. ૩૧૯**

અર્થ:—હે શ્રાવક! આ પ્રમાદ ભલભલાને એટલે મોટાઓને પણ પાડનારો-સંસારમાં રખડાવનારો છે એ વાત તું ભૂલીશ નહિ માટે દુર્લભ (ઘણી મુશ્કેલીથી મળતા) મનુષ્ય ભવને પામીને તું હમેશા અપ્રમાદી એટલે પ્રમાદ રહિત થજે વળી હે ભાઇ! કામ ક્રોધ વગેરે તેર અધમ (નીચ)

---

૧. મુખમાં રામ બગલમા છુરી, ભગત ભલા પણ દાનત બુરી. ૧

૨. હાટ હાટ હીરા નહિ, કંચન કા નહિ પ્હાડ,
સિંહન કા ટોલા નહિ, સંત વિરલા સંસાર. ૧.

કાઠીયાઓનો[1] તું અવશ્ય ત્યાગ કરજે. એમ પોતે[2] વર્તવું અને બીજાને શિખામણ આપવી આવા પ્રકારના ભાવ વાત્સલ્યને કરનારા ઘણા શ્રાવકો ભવ તરી ગયા છે, અર્થાત્ તેઓ આ સંસારમાં થોડાજ ભવ કરી મુક્તિ પામે છે ૩૧૯.

એ પ્રમાણે મુનિદાન અને સાધર્મિક વાત્સલ્યનો ટાઈમ જણાવી તે પછી શ્રાવકે શું કરવું તે જણાવે છે:—

**ભોજન તણી પ્હેલાંજ કરતાં દાન ધાર્મિક ભક્તિને,**
**મુનિના અભાવે નિત જમાડે એક છેવટ ધર્મીને;**
**સ્વજનાદિની સંભાળ લઈ મુનિરાજ જે લ્યે વસ્તુને,**
**તેનેજ જમતા શ્રાવકો કરી યાદ ઉત્તમ માર્ગને. ૩૨૦**

અર્થ:—શ્રાવકે પ્રથમ કહેલ લાભદાયી સુપાત્રદાન તથા સાધર્મિક વાત્સલ્ય એ બને પોતે ભોજન કરતાં પહેલાં કરવાં કદાચ મુનિરાજનો અભાવ હોય તો પણ તેમની ભાવનાપૂર્વક છેવટે ઓછામાં ઓછા એક સાધર્મિકને તો હંમેશાં જમાડે, વળી પોતાના સ્વજનો-કુટુંબીઓ તથા નોકર ચાકર-

---

૧. જીવને કષ્ટમા પાડનાર હોવાથી કાઠીયા કહેવાય છે. તેની સખ્યા શાસ્ત્રમા ૧૩ કહી છે. તે આ પ્રમાણે:-૧ આળસ, ૨ મોહ, ૩ તિરસ્કાર, ૪ સ્તભ, ૫ ક્રોધ, ૬ પ્રમાદ, ૭ કંજુસાઈ, ૮ ભય, ૯ શોક, ૧૦ અજ્ઞાન, ૧૧ મનની અસ્થિરતા, ૧૨ કુતૂહળ, ૧૩ રમણ. (કામચેષ્ટા).

૨. સામાને કહેવામા હુશિયાર, ને કરવામાં કંઇ નહિ, એવું કરનારા મશાલચી કહેવાય.

પંડિત ભયે મશાલચી, બાતાં કરે બડાઇ;
ઓરનકું અજવાલા કરે, આપ અંધેરે જાઇ. ૧.

વગેરેની સંભાળ લઇને પછીથી સાધુ મહારાજ જે વસ્તુઓ વ્હોરતા હોય તેજ વસ્તુઓ શ્રાવકોએ જમવી જોઈએ અને તે વખતે એમ વિચારવું કે શ્રાવકનો ઉત્તમ ભોજનવિધિ આજ પ્રકારનો છે. માટે તેમજ કરવામાં વિશેષ લાભ છે ૩૨૦

શ્રાવકે-કેવા પ્રકારનો આહાર વાપરવો ? તે જણાવે છે:-

**રોગ કારણ જે નહિ અનુકૂલ જે નિજ પ્રકૃતિને,**
**તુચ્છૌષધિ બહુ બીજ સાધારણ વનસ્પતિ વર્ગને;**
**છંડી વિકૃતિ દ્રવ્યાદિ માને ઊણોદરિકા ભેદને,**
**જાળવી ભોજન કરે દીલમાં ધરીને શાંતિને. ૩૨૧**

અર્થ:—જે આહાર રોગની ઉત્પત્તિનું કારણ હોય, વળી પોતાની પ્રકૃતિને (શરીરની સ્વસ્થતાને) જે અનુકૂલ ન હોય એટલે જે આહાર વાપરવાથી શરીરની સમાધિમાં ખલેલ આવતી હોય તેવો આહાર શ્રાવકે ન વાપરવો તથા તુચ્છ ઔષધિ એટલે જેમાં ખાવાનું થોડું હોય અને નાખી દેવાનું ઘણું હોય તેવા બોર[1] વગેરે, અને બહુબીજ જે વનસ્પતિમાં ઘણાં બીયા હોય તેવા વડના ટેટા વગેરે, તથા સાધારણ વનસ્પતિકાયના (જેના એક શરીરમા અનંતા જીવ હોય તેને સાધારણ વનસ્પતિકાય અથવા અનંતકાય અથવા બાદર નિગોદ કહી છે) વર્ગને એટલે સમૂહને જેવા કે કંદમૂળ, બટાટા, વગેરે અભક્ષ્યનો શ્રાવકે ત્યાગ કરવો વળી વિકૃતિ[2]

૧–મધ માખણ ને આમળબોર, એ ત્રણ ખાય તે હરાયુ ઢોર.

૨. વિકૃતિ એટલે વિકાર (વિષયોનું ઉદ્દીપન) વિકાર કરનાર હોવાથી કાર્યમા કારણનો ઉપચાર કરીને વિકાર કરનારા દ્રવ્યોને પણ વિકૃતિ (વિગઇ) કહી છે તેના ૧ ભક્ષ્ય (ખાવા લાયક) અને ૨

એટલે ઘી વગેરેના દ્રવ્યનું પ્રમાણુ રાખીને ઊણોદરિકાના[1] ભેદને સાચવીને શ્રાવકે શાન્તિ પૂર્વક ભોજન કરવું. પ્રાચીન રીવાજ એ હતો કે અનુભવી વૃદ્ધ પુરૂષો જમતી વખતે આજુબાજુનું વાતાવરણ શાંતિમય જાળવતા હતા તેનું રહસ્ય એ છે કે-અશાંતિના વાતાવરણમાં જમેલો આહાર પચે નહિ, અને રોગાદિ ઉપદ્રવોનુ નિમિત્ત બને છે. ૧-આડા અવળા વગર વિચાર્યા ધંધા કરવા (૨) નકામા ઝઘડા ઉભા કરવા (૩) દેવું ઘણું વધી જાય (૪) આવક ઓછી હોય, ને ખરચ વધારે થતું હોય (૫) ખરાબ વ્યસનવાળું જીવન વિગેરે અશાંતિના કારણો ધ્યાનમાં લઇને ધર્મિષ્ઠ શ્રાવકોએ જરૂર તે દૂર કરવા જોઇએ, તેમજ જમતી વખતે વાતચીત કરાય નહિ મૌન રહેવાથી ભોજનમાં કદાચ વાળ કાંકરી જીવાત વિગેરે હોય, તો તેને દૂર કરવા તરફ લક્ષ્ય રહે તેમ કરીએ તો આરોગ્ય પણ જળવાય અને નકામો ટાઇમ જાય નહિ. ૩૨૧.

માંદગી આદિ કારણે વિગઇ દ્રવ્યાદિના પ્રમાણમાં વધઘટ પણ કરી શકાય વિગેરે કહે છે:—

---

અભક્ષ્ય (નહિ ખાવા લાયક) એમ બે પ્રકાર છે. તેમાં ભક્ષ્ય વિગઈ-ઓના ૧ દૂધ, ૨ દહીં, ૩ ઘી, ૪ તેલ, ૫ ગોળ, ૬ કઢાવિગઇ (તળેલું પકવાન્ન મીઠાઇ વિગેરે) એમ ૭ પ્રકાર છે. અને અભક્ષ્યના ૧ માંસ, ૨ મદિરા, ૩ મધ, (છાશમાંથી કાઢ્યા પછી બે ઘડી થયા પછીનું) ૪ માખણ એ ચાર પ્રકાર છે.

૧. ઉદાહરણ-ભૂખ કરતા થોડુંક ઓછુ જમવુ તે આને બાહ્ય તપનો એક પ્રકાર કહ્યો છે (આનો વિસ્તાર ભગવતીમા છે)

કારણે વધઘટ કરે શ્રાવક જરૂર અનુકંપતા,
જમતાં ન વાસે બારણાં ભિક્ષુક પ્રમુખ સંતોષતા;
શક્તિ ભાવ પ્રમાણ મૂઠી ધાન્ય પણ નિત આપતા,
ઠાર્યા ઠરે એ વૃદ્ધ શિક્ષા તત્ત્વ ખૂબ વિચારતા.૩૨૨

અર્થ:—વળી શ્રાવક કારણે એટલે માંદગી (મંદવાડ) આદિ પ્રસંગે વિગઈ આદિના પ્રમાણમાં વધઘટ કરે–હાનિ-વૃદ્ધિ કરે, તેમજ જમતી વખતે દયાળુ શ્રાવકો ઘરના બારણાં બંધ કરે નહિ,[1] ભિખારીને જુએ તો ભિક્ષુક–ભિખારી વગેરેને આહારાદિ દઈને સંતોષે પોતાની શક્તિ તથા ભાવ પ્રમાણે ઓછામા ઓછું મુઠી ધાન્ય પણ હંમેશાં આપે વળી 'ઠાર્યા ઠરે' જેઓ બીજાને ઠારે છે (સંતોષે છે) તેઓ પોતે ઠરે છે[2] (સુખી થાય છે) એ વૃદ્ધ જનોની શિખા-મણુંના તત્ત્વનો શ્રાવકોએ ઘણો વિચાર કરવો ૩૨૨.

અનુકંપા દાન કરતી વખતે પુણ્યશાલી શ્રાવકોએ આવો વિચાર કરવો, તે જણાવે છે:—

અર્ધ રોટલી ઊણી જમી શ્રાવક દીએ તે ભિક્ષુને,
ઘર આઠ ફરતો તેહ સંતોષે જરૂર નિજ આત્મને;
ભૂખ્યો રહે નહિ એમ કરતાં સ્વસ્થ જલ પીતાં બને,
ગરીબની આશીષથી સુખ હાયથી લ્યે દુઃખને.૩૨૩

---

૧ શ્રી ભગવતીજીમાં તુંગિયા નગરીના શ્રાવકોનુ વર્ણન આવે છે. ત્યા 'અવંગુયદુવારે' આ પદથી ઉપરની બીના જણાવી છે.

૨. ઠાર્યા ઠરે ને બાળ્યા બળે.

અર્થ:—વળી શ્રાવક જમતી વખતે અડધી રોટલી પણ ઓછી જમે ને તે ભિખારીને આપે કારણ કે અડધી રોટલી ઓછી ખાવાથી શ્રાવક ભૂખ્યો રહેતો નથી (ખરી રીતે કાંઇક ઓછું જમનારની શરીરની આરોગ્યતા સારી રીતે સચવાય છે કારણ કે અકરાંતીઆ થઇને ખાવાથી, તથા ખાવાના ટાઇમનો નિયમ નહિ રાખવાથી, વગેરે આરોગ્યના નિયમો નહિ સાચવવાથીજ પેટના ઘણાં દરદો થાય છે માટે ભૂખ કરતાં કાંઇક ઓછું ખાવામાં જરૂર લાભ છે) અને તે ભિખારી તેવા આઠ દશ ઘરે ફરવાથી પોતાના આત્માને જરૂર સંતોષ આપે છે. એટલે તેની ભૂખ શાંત થાય છે વળી શ્રાવક જરા ઓછું ખાઇને તે ઉપર સ્હેજ વધારે પાણી પીને સ્વસ્થ-તૃપ્ત થાય છે એ પ્રમાણે ગરીબને સંતોષવાથી તેની આશીષથી દયાળુ શ્રાવકો જરૂર સુખ મેળવે છે અને તેની હાયથી[1] એટલે આંતરડી દુભાવવાથી દુ:ખને પામે છે ૩૨૩

દાનની માફક આહારના પણ ત્રણ ભેદો જણાવે છે:—

આહાર તાત્ત્વિક એ જમે નહિ તામસી તિમ રાજસી,
રીંગણા મૂલા બટાટા જેહવો છે રાજસી;
માંસ મદિરા જેહવો આહાર જાણો તામસી,
આહાર હિત મિત જો કરે તો રોગ ચિંતા નહિ કશી.૩૨૪

અર્થ:—જેમ દાનના સાત્વિક વગેરે ત્રણ ભેદો પ્રથમ ગણાવ્યા છે, તેવી રીતે આહારના પણ ત્રણ પ્રકાર કહ્યા છે.

---

૧. તુલસી હાય ગરીબકી, કબૂ ન ખાલી જાય;
મૂઓ ઢોરકા ચામસે, લુહા ભસ્મ હો જાય ૧

૧ સાત્વિક આહાર ૨ રાજસી આહાર, ૩ તામસી આહાર, આ ત્રણ પ્રકારમાંથી શ્રાવક સાત્વિક આહાર જમે અને તામસી તથા રાજસી આહારનો ત્યાગ કરે તેમાં રીંગણ, મૂળા, બટાટા વગેરે કંદમૂળ તથા તેવા પ્રકારના બીજા પણ આહારને રાજસી આહાર કહ્યો છે. માંસ, મદિરા (દારૂ) વગેરેના આહારને તામસી આહાર કહેલો છે. આ બંને પ્રકારનો આહાર શ્રાવકને ત્યાગ કરવા યોગ્ય છે. કારણ કે તેવા પ્રકારના આહાર શરીરમાં વિકાર કરવાના તથા અધિક જીવ હિંસાના હેતુ છે. જેથી ઇંદ્રિયો ઉપર આત્માનો કાબુ ઓછો થાય છે, માટે શ્રાવકે સાત્વિક પ્રકારનો ધાન્ય, વિગઈ વગેરેનો પોતાની પ્રકૃતિને હિતકારી અને મિત એટલે પ્રમાણસરનો (પાચનશક્તિથી અધિક નહિ તેવો) આહાર કરવો. જેથી કોઈ પણ પ્રકારની રોગની ચિંતા રહેતી નથી અને શરીર તંદુરસ્ત રહે છે. અને શરીર તંદુરસ્ત રહેવાથી ધર્મના કાર્યો સારી રીતે બની શકે છે. ૩૨૪.

ભોજનના પ્રસંગે રોગને જીતવાનો ઉપાય જણાવે છેઃ—

સ્થાનાંગ નવમાધ્યયન ભાષિત રોગ કારણ નવ તજે,<br>
હિત મિત વિપક્વાહારકારી વાસ પરખે સૂઈએ;<br>
મલ મૂત્ર વેગ ન રોકીએ શીલ લક્ષ્ય ના કદી ચૂકીએ,<br>
એ શ્રાદ્ધ જીવન જીવીએ તો રોગને ઝટ જીતીએ. ૩૨૫

અર્થઃ—શ્રી સ્થાનાંગ સૂત્રના નવમા અધ્યયનમાં કહેલા રોગના નવ કારણોનો ત્યાગ કરવો. રોગની ઉત્પત્તિનાં તે

નવ કારણો આ છે-૧ અતિ બેસવાથી અથવા અતિ આહારથી, ૨ પ્રતિકૂળપણે બેસવાથી અથવા અપથ્ય સેવનથી (અથવા અજીર્ણ થયે જમવાથી) ૩ ઘણી નિદ્રાથી, ૪ ઉજાગરા કરવાથી, ૫ વડીનીતિ (ઝાડો) રોકવાથી, ૬ લઘુનીતિ (પેશાબ) રોકવાથી, ૭ ગજા ઉપરાંત ચાલવાથી, ૮ પ્રકૃતિને પ્રતિકૂલ આહાર ખાવાથી, (અનિયમિત-અનિયમસર ખાવાથી) ૯ ઇન્દ્રિયોના ઉન્મત્તપણાથી (સ્વચ્છંદપણાથી). તથા આરોગ્યને હિતકારી અને પ્રમાણસરનો બરોબર પકાવેલો આહાર ખાવો. વળી સૂતી વેળાએ ડાબી બાજુના પડખે સૂઈ રહેવું (જેને વામકુક્ષી કહે છે) મલ મૂત્રના વેગને (બાધાને) રોકવો નહિ આ પ્રમાણેનું જીવન જાળવે તો શ્રાવકો રોગને જલ્દીથી જીતે છે-તેને રોગો થતા નથી. हितमितविपक्वभोजी, वामशायी नित्यचङ्क्रमणशीलः ॥ उज्झितमूत्रपुरीषः, स्त्रीषु विजेता जयति रोगान् ॥ १ ॥ ૩૨૫.

વળી શ્રાવકે સાત્વિક આહારની ગણતરીમાં આવતા આહારમાથી પણ કેવા કેવા પ્રકારના આહારનો ત્યાગ કરવો? તે જણાવે છે —

વાસી અનાજ જમે નહિ કાચાજ ગોરસ સાથમાં,
નહિ વિદળ પણ શ્રાવક જમે હિંસાદિ દોષો એહમાં;
ઠંડા રહેલા દૂધ દહીં તિમ છાશ ગોરસ જાણીએ,
ઉષ્ણ ગોરસમાં વિદળ ભળતાં ન દોષ વિચારીએ. ૩૨૬

અર્થ:—સાત્વિક આહાર હોવા છતાં તે વાસી હોય

(જેને રાંધ્યા પછી રાત વીતી ગઈ હોય) તો તે વાપરવો નહિ કારણ કે તેમાં લાળીયા જીવની ઉત્પત્તિ થાય છે અને તેવો આહાર શરીરના આરોગ્યને નુકસાન કરે છે. વળી કાચા ગોરસની સાથે શ્રાવકે વિદળ (કઠોળ) જમવું નહિ કારણ કે તેવા પ્રકારના મિશ્રણથી તેમાં જીવની ઉત્પત્તિ થતી હોવાથી હિંસા વગેરે દોષો એમાં રહેલા છે અહી ગોરસનો અર્થ આ પ્રમાણે:—જે દૂધ, દહી તથા છાશ ઠંડા હોય (અગ્નિ ઉપર ઉના કરેલા ન હોય) તે કચા ગોરસ ગણાય છે. પરંતુ ઉના કરેલા ગોરસમા કઠોળ ભળે તો તે વાપરવામાં દોષ નથી એમ જાણવું ૩૨૬

આ ગાથામાં વિદળ કોને કહેવાય તે કહે છે:—

**જે વસ્તુમાંથી તેલ નીકળે નહિ અને સમ ફાડિયા,**
**જેના હુવે તે વિદળ મગ ચોળા અડદ આદિક કહ્યા;**
**ન બદામ આદિ વિદળ ગણાએ ફાડ બે હોવે ભલે,**
**તેલ નીકળે તેહથી તેવા વિદળમાં ના ભળે. ૩૨૭**

અર્થ:—જે વસ્તુને (ધાન્યાદિકને) પીલવાથી તેમાંથી તેલ ન નીકળે, અને બે સરખી ફાડો થાય તેવા મગ, ચોળા, અડદ વગેરે વિદળ કહેવાય છે પરંતુ બદામ વગેરે વિદળ ગણાતાં નથી કારણ કે જો કે તેની બે સરખી ફાડો થાય છે પરંતુ તેમાંથી તેલ નીકળે છે, માટે તેની ગણતરી વિદળમાં થતી નથી એમ પિસ્તા ચારોળી વગેરેમાં પણ સમજવું ૩૨૭

શ્રાવકને વિકૃતાદિ ભોજન નહિ વાપરવાનું શું કારણ? તે જણાવે છે:—

**સાત ઉપક્રમમાં કહ્યું વિકૃતાદિ ભોજન આયુને,**
**ઓછું કરે નહિ ખાય શ્રાવક અહિત વિકૃત ભોજ્યને;**
**આહાર જીવન કાજ ભોજન કાજ જીવન રજ નહી,**
**આહાર તેવો ઓડકાર મતિ પ્રમાણે ગતિ સહી. ૩૨૮**

**અર્થ**:—વિકૃત (વિકાર ઉત્પન્ન કરે તેવો અને ચલિત રસાદિવાળો) આહાર આયુષ્યને ઓછું કરે છે તેથી આયુષ્ય ઘટવાના સાત ઉપક્રમોમાં [1] વિકૃત[2] આહારને પણ એક

---

૧ ઉપક્રમ—આયુષ્ય ઘટવાના કારણો, તે સાત છે. ૧ અધ્યવસાયથી–રાગ, સ્નેહ, અથવા ભયથી. ૨ નિમિત્ત–શસ્ત્રાદિકથી ૩ આહાર–અત્યંત સરસ વાસી વગેરે આહાર ઘણો અથવા બહુજ ઓછો કરવાથી, ૪ વેદના–શૂલાદિકથી, ૫ પરાઘાત–ખાડાદિકમાં પડવાથી, ૬ સ્પર્શ–અગ્નિ, વિષ વગેરેથી, ૭ શ્વાસોશ્વાસ–અધિક શ્વાસોશ્વાસ લેવાથી અથવા શ્વાસ રોકાવાથી. કહ્યું છે કે–

अज्झवसाण निमित्ते, आहारे वेयणा पराघाए ॥
फासे आणप्पाणू, सत्तविहं झिज्झए आऊ ॥ १ ॥
(વિશેષાવશ્યકમા)

૨–જેના વર્ણાદિ પલટાયા છે તેવા વાસી ગંધાતો આહાર અને તેવી જાતનો બીજો પણ આહાર વિકૃત ભોજન કહેવાય

ઉપક્રમ તરીકે ગણાવેલો છે. માટે શ્રાવકે નુકસાનકારક વિકૃત ભોજનનો અને ગજા ઉપરાંત ખાવાનો ત્યાગ કરવો. વળી જમતી વખતે એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે આહાર જીવનના ટકાવ માટે છે (અને જીવનના ટકાવથી ધર્મધ્યાનાદિ સારી રીતે થઇ શકે છે માટે જીવન ટકાવવા માટે આહારની જરૂર છે.) પણ આહારને માટે જીવન જરા પણ નથી (ભાવાર્થ એ છે કે આ જીંદગી સારા સારા ભોજન ખાવાને માટે નથી) વળી કહેવત છે કે 'આહાર તેવો ઓડકાર' એટલે જેવા પ્રકારનો આહાર કરે તેવા પ્રકારની બુદ્ધિ થાય છે માટે સાત્વિક આહાર કરનારને બુદ્ધિ પણ સારી સૂઝે છે. અને જેવી બુદ્ધિ થાય છે તે પ્રમાણે વર્તન થાય, ને તેવીજ ગતિની પ્રાપ્તિ થાય છે ૩૨૮

ભોજન કર્યા પછી શ્રાવકે શું કરવું? તે જણાવે છે.—

**ભોજન કરી ગુરૂદેવને વંદન કરી પચ્ચખ્ખાણને,**
**શ્રાવક કરી સ્વાધ્યાય કરતા જ્ઞાની શ્રમણાદિક કને;**
**વાંચનાદિક ભેદ તેના પાંચ દાયક લાભના,**
**વાંચના સૂત્રાદિ શીખે પ્રશ્ન પૂછે પૃચ્છના.૩૨૯**

અર્થઃ—પૂર્વે કહી ગયા તેવી રીતે ભોજન કરીને શ્રાવકે ગુરૂ દેવને વંદન કરીને પચ્ચખ્ખાણ કરવું [1] પછી

[1] એકાસણું કરનાર ઉત્કૃષ્ટ શ્રાવકને એક વાર જમવાનું હોય તે અપેક્ષાએ આ બીના કહી છે ઉચ્ચ કોટીનો પવિત્ર શ્રાવક પણ તેજ છે કે જે હમેશા એકાસણું કરે ઘણા વ્રતધારી શ્રાવકો

જ્ઞાની મુનિરાજ વિગેરેની પાસે જઇને સ્વાધ્યાય કરવો એટલે અભ્યાસ કરવો તે સ્વાધ્યાયના આત્માને લાભ કરનાર વાંચના વગેરે પાંચ પ્રકાર જણાવ્યા છે. (૧) વાંચના[1] એટલે સૂત્ર વગેરે શીખવા નવો મુખપાઠ કરવો તે તે પણ શુદ્ધ ઉચ્ચાર પૂર્વક બરોબર ગોખવું. અને (૨) બીજો ભેદ પૃચ્છના એટલે જે બાબત પોતાને સમજાય નહિ અથવા જેમાં પોતાને જિજ્ઞાસા બુદ્ધિથી શકા વિગેરે થાય તે બાબત ગુરૂ મહારાજ વિગેરેને પૂછીને તેનુ સમાધાન કરવુ એમ ૧ વાંચના ૨ પૃચ્છના ૩ પરાવર્ત્તના ૪ અનુપ્રેક્ષા ૫ ધર્મકથા. આ પાંચમાંથી પ્રથમના બે ભેદ કહ્યા શેષ ત્રણ ભેદ આગળ કહેશે ૩૨૯

પાંચ પ્રકારના સ્વાધ્યાયમાંના છેલ્લા બાકીના ત્રણ ભેદો જણાવે છે.—

**પૂર્વે ભણેલ શ્રુતાદિને સંભારવું પરાવર્ત્તના,**
**તેહ અનુપ્રેક્ષા હૃદયમાં અર્થ કેરી ચિંતના;**
**શ્રી નેમિ જંબૂ સ્થૂલભદ્રાદિક ચરિત્રો ઉચ્ચરે,**
**તેજ ધર્મ કથા કરી થીર સંયમે અઘ નિર્જરે.૩૩૦**

---

ઠામ ચઉવિહાર પણ કરે છે, (જેમ બાર વ્રત ધારક અને અગિઆરે અગો સામાયિકમાજ સાંભળનાર રાજનગર કાલુશાની પોળના રહીશ વકીલ મણીલાલ રતનચદ વિગેરે) તેમ કરનાર શ્રાવકે સાંજે દિવસ ચરિમ ચઉવિહારનુ પચ્ચખ્ખાણુ લેવુ એવો વિધિ છે

૧—આનો વિસ્તાર શ્રી ભગવતીજી વિગેરેમા છે

અર્થઃ—સ્વાધ્યાયનો ત્રીજો પ્રકાર પરાવર્તના કહેલ છે. એટલે પોતે પ્રથમ શીખી ગએલ સૂત્ર વિગેરેને સભારી જવું. ભૂલ પડતી હોય તે સુધારવી એ પરાવર્ત્તના કહેવાય તથા પોતે જે અર્થ શીખેલ હોય તેના ભાવાર્થને બરાબર વિચારીને હૃદયમાં ઠસાવવો તે અનુપ્રેક્ષા નામે ચોથો ભેદ અને પાંચમો ધર્મકથા નામે ભેદ છે, એટલે પૂર્વે થઈ ગએલા મહા પ્રભાવશાળી તથા શીલાદિનો બોધ લેવા લાયક શ્રી નેમિનાથ, જંબુસ્વામી, સ્યૂલીભદ્ર વિગેરે ઉત્તમ પુરૂષોના ચરિત્રો વાંચવા વિગેરે આવી રીતે પાચ પ્રકારનો સ્વાધ્યાય શ્રાવકે અવશ્ય કરવો કારણ કે અભ્યાસ કરવાથી ઇંદ્રિયો વિષયો તરફ જતી અટકે છે સંયમ તરફ મન દોરાય છે, અને મનની એકાગ્રતા થાય છે તેથી કરીને પૂર્વે બાધેલા જ્ઞાનાવરણીય વગેરે પાપ કર્મોની નિર્જરા થાય છે. માટે જ સ્વાધ્યાયને અભ્યંતર તપનો ભેદ કહેલો છે અને અભ્યન્તર તપને નિર્જરાનો ભેદ ગણાવ્યો છે ૩૩૦.

હવે શ્રાવકના ત્રણ પ્રકાર જણાવે છેઃ—

ઉત્કૃષ્ટ શ્રાવક શીલધારી તિમ સચિત્તાહારને,
છોડે ગ્રહી વ્રત બાર એકાશન કરે ધરી નિયમને;
સમ્યકત્વ શુભ આચારવંતા મધ્ય શ્રાવક જાણીએ,
તેઓ ન સેવે વ્યસનને બનવા વ્રતી ઉત્સાહી એ.૩૩૧

અર્થઃ—(૧) ઉત્કૃષ્ટ શ્રાવક (૨) મધ્યમ શ્રાવક અને (૩) જઘન્ય શ્રાવક એમ શ્રાવકના ત્રણ પ્રકાર છે તેમાં જે ધર્મને લાયક ગુણોને ધારણ કરનાર તથા શીયલવ્રત પાળનાર, સચિત્ત

આહારનો ત્યાગ કરનાર, સમ્યક્ત્વ સહિત બારે વ્રતને ધારણ કરનાર, વળી ચૌદ નિયમ ધારવા પૂર્વક હમેશ એકાશણાના કરનાર તે ઉત્કૃષ્ટ શ્રાવક જાણવા (૧) સમકિત ધારવા સાથે સારા આચારવાળા અને બેઆસણુ આદિ તપ કરનારા તે મધ્યમ શ્રાવક જાણવા તેઓ વ્યસનને સેવતા નથી અને વ્રતવાળા બનવાને ઉત્સાહવાળા હોય છે એમ અહીં બે ભેદ જણાવીને ત્રીજો ભેદ હવે પછીના શ્લોકમાં કહેશે ૩૩૧.

જઘન્ય શ્રાવકનુ સ્વરૂપ જણાવે છે—

મદ્ય માંસાદિક તજે મોટી હિંસા જાણતા,
રૂચિવંત શ્રાદ્ધ જઘન્ય નિત નવકારને સંભારતા;
ઉત્કૃષ્ટ શ્રાવક આશરી વિધિ એ કહી જિન આગમે,
અપર શ્રાવક ચાર ઘડી છેલ્લી રહે ત્યારે જમે.૩૩૨

અર્થઃ—મદ્ય, માંસ વગેરે અભક્ષ્યમા ઘણી હિસા છે એવું જાણીને તેનો ત્યાગ કરનારા, જિનેશ્વરના વચનો ઉપર રૂચિવાળા તથા હમેશાં નવકાર મંત્રને સંભાળનારા જઘન્ય શ્રાવક કહેલા છે આ ત્રણ પ્રકારના શ્રાવકો પૈકી ઉપર કહેલી ભોજનની જે વિધિ તે ઉત્કૃષ્ટ શ્રાવકોને આશ્રીને સિદ્ધાંતમાં કહેલી છે બીજા એકાસણું નહિ કરનાર—બેઆસણુ આદિ કરનાર શ્રાવકો તો જ્યારે દિવસ (ની છેલ્લી) ચાર ઘડી બાકી રહે ત્યારે ભોજન કરે ૩૩૨.

હવે ઉત્તમ શ્રાવકે રાતે જમવું જોઇએ નહિ એ જણાવે છે—

સૂર્યાસ્ત પછી અજવાશમાં પણ દોષ નિશિ ભોજન તણો,
રાતે જમે નહિ શ્રાદ્ધ જાણી લાભ સ્વપર દયા તણો;
જીવાત બહુ અન્નાદિમાં ઉપજે નવી બીજા ઘણા,
ડાંસ મચ્છર આદિ ચોંટે બે હણાએ ભૂલના.૩૩૩

અર્થઃ—સૂર્ય આથમ્યા પછી અજવાળામાં જમનારને પણ રાત્રી ભોજનનો દોષ કહેલો છે શ્રાવકોએ સૂર્યાસ્ત પહેલાં ચાર ઘડી બાકી રહે ત્યારે જમી લેવુ જોઇએ પરંતુ સૂર્યાસ્ત થયા પછી તથા રાત્રીમાં તો શ્રાવક જમે નહિ. કારણ કે રાત્રીએ નહિ ખાનારને પોતાની દયા તથા પરની દયા એમ બે પ્રકારની દયાનો લાભ થાય છે રાધેલા અનાજ વગેરેમાં રાતે નવી સૂક્ષ્મ જીવાત (સૂક્ષ્મ લાળીઆ જીવો વગેરે) ઉત્પન્ન થાય છે તથા બીજા પણ ઘણા પ્રકારના સપાતિમ (ઉડીને અંદર પડનારા) ડાસ, મચ્છર, માખી વગેરે તે રાંધેલા અનાજમા ઉડતાં ઉડતા પડે છે, તેથી તેમનો નાશ થાય છે. એમ રાત્રી ભોજનમાં બને પ્રકારના જીવો હણાય [1] છે ૩૩૩

રાતે ખાવાથી અહીં અને આવતે ભવે કેવા દુઃખો ભોગવવા પડે તે જણાવે છેઃ—

---

૧—અજવાળી રાતે પણ ચામડાની આંખથી ઝીણાં અનાજના રંગ જેવાં જંતુઓ દેખાય નહિ. તેથી અજવાળીયામાં પણ રાતે ખાવા ના પાડી છે. આ બાબત ઉપદેશ પ્રાસાદના બીજા ભાગમાં વિસ્તારથી કહી છે.

જીવાતવાળી વસ્તુ ખાતાં રોગ પ્રગટે આકરા,
ઉપરથી વિષ જો પડે અન્નાદિમાં ખાતાં જરા;
પોતે અચાનક મરણ પામે વેદના બહુ ભોગવી,
અસમાધિ પામે પર ભવે પણ હોય ના સુર માનવી. ૩૩૪

અર્થ:—જેમાં જીવાત ઉત્પન્ન થઈ હોય તેવી વસ્તુ ખાવાથી ઘણા ભયંકર રોગો ઉત્પન્ન થાય છે. તે ઉપરાંત વળી જો ખાતી વખતે ભોજનના થાળમાં સર્પ કે ગિરોલી વગેરે ઝેરી પ્રાણીઓનુ જરા જેટલુ વિષ-ગરલ જો અન્નમાં પડે તો જમનારા જીવો ઘણી વેદના ભોગવીને અકસ્માત મરણ પામે છે. અને અસમાધિ મરણ પામવાથી તે પ્રાયે આવતા ભવમાં દેવ કે મનુષ્ય ભવને પામતા નથી ૩૩૪

રાતે જમનારા જીવો તિર્યંચમા કે નરકમાં જાય એ જણાવે છે:-

કાક બિલ્લી આદિ હોવે ભોગવે દુઃખ નરકમાં,
નિશીથ ભાષ્યે યોગ શાસ્ત્રે ઘણું કહ્યું વિસ્તારમાં;
હોવે અનાજ અચિત્ત તો પણ ઉપજતી ઝીણી ઘણી,
જીવાત ત્યાં તેથી કરે શું શ્રાદ્ધ ઇચ્છા તેહની. ૩૩૫

---

૧—અસમાધિ મરણ—મરતી વખતે જેને ચિત્તની સ્થીરતા ન હોય, અથવા તીવ્ર વેદના ભોગવતો મરણ પામે તે જ્યારે આ પ્રસંગે પોતાનુ ભાન ન હોય તો પછી સમાધિ મરણના "(૧) ચાર શરણ અંગીકાર કરવા (૨) કરેલા પાપની નિંદા. ૩ સુકૃતની અનુમોદના કરવી." આ ત્રણ કારણો સેવવાનુ બનેજ ક્યાથી? માટેજ ઉત્તમ શ્રાવકો રાત્રિભોજન કરેજ નહિ

અર્થ:—રાત્રી ભોજન કરનાર અજ્ઞાની લોકો મરીને કાગડા, બિલાડી વગેરેના ખરાબ અવતાર પામે છે અથવા નરકગતિમાં જઇને ત્યાં ઘણા પ્રકારનાં દુઃખો ભોગવે છે આ પ્રમાણે શ્રી નિશીથ ભાષ્યમાં તથા શ્રી યોગશાસ્ત્રમાં વિસ્તારપૂર્વક ઘણું કહેલું છે માટે શ્રાવકે અવશ્ય રાત્રીભોજનનો ત્યાગ કરવો. જો અનાજ અચિત્ત હોય તો પણ તેમાં ઘણી ઝીણી જીવાત ઉત્પન્ન થાય છે તેથી સમજુ શ્રાવકો શું તે રાતે ખાવાની ઇચ્છા કરે? અર્થાત્ નજ કરે ૩૩૫.

ચાલુ પ્રસંગે પ્રશ્ન કરનારને ગ્રંથકાર ઉત્તર આપે છે:—

**જીવાત મોટી કોઇને અજવાશ માંહે દીપના,**
**દેખાય તો પણ પ્રાણ જાએ જરૂર બીજા જંતુના;**
**મૂલ વ્રત ખંડન હુવે શ્રાવક દયાનિધિ ના કરે,**
**દ્વિજપુત્ર એલક હંસ કેશવના ઉદાહરણો સ્મરે. ૩૩૬**

અર્થ:—કદાચ કોઇક એમ પૂછે કે અમે રાત્રીએ દીવાના અજવાળામાં જમીએ છીએ તેથી મચ્છર ડાંસ વગેરેને જોઈ શકીએ છીએ અને તેનું રક્ષણ થાય છે તો પછી રાતે કેમ ન જમાય? તેને જવાબ આપે છે કે કદાચ તેવી મોટી જીવાતની થોડી ઘણી રક્ષા થાય તો પણ બીજી જોવામાં ન આવે તેવી સૂક્ષ્મ જીવાતની તો જરૂર ત્યાં હિંસા થાયજ તેથી ત્યાં મૂલ વ્રત એટલે સ્થૂલ પ્રાણાતિપાત વિરમણ વ્રતનું ખંડન થાય છે, માટે દયાના ભંડાર સમાન શ્રાવક રાત્રીભોજન કરે નહિ. તથા રાત્રી ભોજન ઉપર શાસ્ત્રમા કહેલા

દ્વિજપુત્ર[1] (વામદેવ) એલક[2] તથા હંસ[3] અને કેશવનાં[4] દૃષ્ટાન્તો યાદ કરે. ૩૩૬.

આ ગાથામાં રાત્રીભોજનથી દુઃખી થનાર વામદેવની કથાનો સાર કહે છે:—

**શ્રાવક તણી હાંસી કરે દ્વિજ વામદેવ નિશા વિષે,**
**જમતાં જમે તે સર્પ નાનો જે ભળ્યો ઓદન વિષે;**
**મૂર્છા લહે ત્રીજી નરકમાં ભોગવે બહુ વેદના,**
**યુદ્ધ ક્ષેત્રતણી અને બહુ દુઃખ પરમાધામીના. ૩૩૭**

અર્થ:—શ્રાવકો રાત્રીએ જમતા નથી તેથી બ્રાહ્મણનો

૧–૨ વામદેવની કથાનો સાર ૩૩૭મી ગાથામા તથા એલકાક્ષનો ૩૩૮મી ગાથા દ્વારાએ દેખાડયો છે.

૩–૪ હંસ અને કેશવ બંને ભાઇઓએ ગુરૂ મહારાજ પાસે એકવાર રાત્રી ભોજનનો નિયમ લીધો હતો, તે જાણીને તેમનાં માતાપિતા તેમને રાત્રે ખાવાને અનેક પ્રકારે લલચાવે છે. બંનેને ત્રણ દિવસના ઉપવાસ થાય છે ત્યા સુધી જમતા નથી પણ પછીથી હંસ માબાપના અત્યાગ્રહને લીધે નિયમથી ચલાયમાન થાય છે અને રાત્રિએ જમવા બેસે છે. તેજ વખતે સર્પની ગરલ ભોજનમા પડવાથી તરતજ બેભાન થઈ જાય છે. જ્યારે કેશવ માબાપના આગ્રહને વશ નહિ થતાં ત્રણ દિવસનો ઉપવાસી છતા ઘરમાથી ચાલી નીકળે છે. રસ્તામા દેવતા તેની ઘણા ઘણા પ્રકારે કસોટી કરે છે પરંતુ તેમા પણ તે પાર ઉતરે છે અને રાજ્યને પામે છે. તથા પોતાની શક્તિના બળે પોતાના ભાઇને પણ ઝેર રહિત કરી બચાવે છે. આત્મ પ્રબોધમાં આ કથા વિસ્તારથી કહી છે.

પુત્ર વામદેવ તેમની હાંસી કરે છે–મશ્કરી કરે છે એક વાર રાત્રીને વિષે જમતી વખતે ચોખાને વિષે ( ભાતમાં ) ભળેલો નાનો સર્પ તે વામદેવ જમી જાય છે. ખાધા પછી તેનું ઝેર ચડવાથી મૂર્છા પામે છે અને મરણ પામીને ત્રીજી વાલુકા-પ્રભા નામની નારકીમાં ઉત્પન્ન થાય છે. અને ત્યાં યુદ્ધની[1] ક્ષેત્રની[2] અને પરમાધામીએ[3] કરેલી ઘણી વેદનાઓ ભોગવે છે ૩૩૭.

આ ગાથામાં એડકાક્ષનું દૃષ્ટાન્ત કહે છે:—

**પાલેજ શ્રાવક ખંતથી શુભ નિયમ નિશિ ભોજનતણો,**
**ધનદેવ તોડી નિયમને ભાજન બન્યો બહુ દુઃખનો;**
**એડકાક્ષ પ્રસિદ્ધિ પામે પરભવે સુખ ના જરા,**
**પામે વળી દુઃખ દુર્ગતિના જેહ લાગે આકરા. ૩૩૮**

---

૧ યુદ્ધની વેદના—નારકીઓ પોતાની વૈક્રિય લબ્ધિ વડે જુદા જુદા પ્રકારના હથિઆરો વિકુર્વીને તેના વડે એક બીજા સાથે લડે છે, તથા હાથી સિંહ વગેરેના રૂપો વિકુર્વીને એક બીજા સાથે લડે છે. જેમ ચોથી નરકમાં રાવણ અને લક્ષ્મણની લડાઇ.

૨ ક્ષેત્રકૃત વેદના—નરકમા તે ક્ષેત્રનોજ એવો પ્રભાવ હોય છે કે જેથી તેના સ્પર્શ, વર્ણ વગેરે નારકીને અત્યંત દુઃખદાયી લાગે છે તથા શીત, ઉષ્ણ વગેરે દશ પ્રકારની વેદનાઓ હોય છે.

૩ પરમાધામી—ભુવનપતિ દેવની જાતિ છે. તેના ૧૫ ભેદ છે, તેઓનો સ્વભાવ બીજાને દુ:ખ દેવામાં આનંદ માનવાનો હોય છે તેથી તેઓ નારકીઓને છેદન, ભેદન, તાડન વગેરે અનેક પ્રકારની કદર્થનાઓ કરે છે. આ પરમાધામીકૃત વેદના પ્રથમની ત્રણ નારકી

અર્થ:—શ્રાવકો રાત્રી ભોજનનો નિયમ લઇને તે સારા નિયમને હોંશથી પાળે છે પરંતુ ધનદેવે તે નિયમનો ભંગ કર્યો, તેથી તે ઘણા દુ:ખને ભોગવનારો થયો. તેની એડકાક્ષ નામે પ્રસિદ્ધિ થઇ છે કારણ કે તેની એક આંખ જવાથી ત્યાં એડક એટલે ઘેટાની આંખ ચોડી હતી તેથી તેનું એડકાક્ષ એવું નામ પ્રસિદ્ધ થયું તે રાત્રીભોજનના નિયમનો ભંગ કરી તે ભવમાંજ દુ:ખ પામ્યો[1] તથા પરભવમાં પણ જરા સુખ ન પામ્યો તથા તેણે દુર્ગતિના આકરા ભયંકર દુ:ખને ભોગવ્યા ૩૩૮.

આ ગાથામાં રાત્રીભોજનથી નુકસાન થયાના તાજાજ બનેલા બનાવો જણાવાય છે.—

---

સુધી હોય છે. બીજા મતે ચોથી નરકમા પણ તેની વેદના હોય છે એમ શ્રી સેનપ્રશ્નમા કહ્યુ છે

૧ આ ભરતક્ષેત્રમાં દશાર્ણપુરનો રહીશ ધનપતિ નામે સાર્થવાહ હતો તેને ધનવતી પુત્રી હતી તેને મિથ્યાદષ્ટિ ધનદેવની સાથે પરણાવી હતી. ધનવતી પોતે શ્રાવિકા હતી. તેથી રાત્રે જમતી ન હતી પતિને રાતે ખાવાનો ગેરલાભ સમજાવી ચોવીહારનુ પચ્ચખ્ખાણ કરાવ્યુ (ધનદેવની) બ્હેનનુ રૂપ કરીને દેવે તેની પરીક્ષા કરવા સારૂ ભોજન આપ્યુ. તે જોઇને ધનવતીએ નિયમ યાદ કરાવ્યો, છતા ધનદેવ ખાવા બેઠો એટલે થપાટ મારીને દેવે બે આંખો કાઢી લીધી, આંધળો કર્યો ધનવતીના ગુણને લઇને દેવને દયા આવવાથી એડક (ઘેટા)ની આખ જોડી ધનદેવને તે દેવે દેખતો કર્યો આવો બેડોળ જોઇને ધનદેવને લોકો 'એડકાક્ષ-એડકાક્ષ' એમ કહેવા લાગ્યા. શ્રા પા ૧૧૪.

ખંભાત રાજનગર વિષે હળવદ વિષે પણ એહવા,
હોટલ વિષે પણ બહુ બનાવો થઈ ગયા પુષ્કલ નવા;
ચાહ માંહે ઝેર પીતાં બહુ જુવાન મરી ગયા,
મોદક રસિક નિશિભોજને બેભાન સોનાપુર ગયા. ૩૩૯

અર્થ.—ખંભાતમા, રાજનગરમા–અમદાવાદમાં તથા હળવદ અને વીરમગામ વગેરે સ્થળે રાત્રિભોજનના પ્રસંગે તથા હોટલોને વિષે ગીરોલી કે તેવા પ્રકારના ઝેરી પ્રાણીઓ તથા તેમનું ઝેર 'બનાવાતા પકવાન્નોને વિષે' પડવાથી ઘણા માણસો માંદા પડી ગયાના તથા બેભાન બની ગયાના ઘણા બનાવો તાજાજ બની ગયા છે. તથા ચાહની અંદર ઝેર પીવામાં આવવાથી ઘણા બાલક અને જુવાન મરી ગયા. તથા મોદકના રસિક કેટલાએ પુરૂષો (ચોરાશી વિગેરે જમણવારમાં) રાત્રીભોજન કરતા બેભાન બનીને સોનાપુર ગયા–શ્મશાન ભેગા થયા. અર્થાત્ મરણ પામ્યા છે આ બધાં રાત્રીભોજન કરનારાનાં તાજા દૃષ્ટાન્તો જાણવા આ બીના સમજીને ઉત્તમ શ્રાવકો દિવસ છતાંજ રસોઇનુ કામ પતી જાય તેવી વ્યવસ્થા જરૂર જાળવે ધાર્મિક કાયદાઓ આત્મિક ઉન્નતિ કરનારા તો છેજ તેની સાથે ચાલુ આબાદી પણ ટકાવે છે આવનાર પરોણાને પણ આપણા વર્તનની અનુમોદના થાય તેવું ધાર્મિક જીવન જાળવવામાંજ આત્માનું કલ્યાણ છે. ૩૩૯.

દિવસે પણ જમતાં કઇ રીતે રાત્રિભોજનનો દોષ લાગે? તે સમજાવે છે:—

દિવસ હોય છતાં તિમિરમાં જો જમે તો દોષ એ,
સાંકડા વાસણ વિષે પણ જો જમે તો દોષ એ;
એવું વિચારી પરિહરે નિશિભોજન શ્રાવક સદા,
જેથી મળે આ ભવ તથા પરભવ અચલ સુખસંપદા. ૩૪૦

અર્થ:—સૂર્યાસ્ત ન થયો હોય એટલે દિવસ હોય છતાં પણ જો અંધારામાં જમે તો પણ એ રાત્રીભોજનનો દોષ લાગે છે તથા સાંકડાં વાસણમાં જો જમે તો પણ એ દોષ લાગે છે.[૧] આ પ્રમાણેનો વિચાર કરીને ધર્મિષ્ઠ શ્રાવકો હમેશાં રાત્રીભોજનનો ત્યાગ કરે અને રાત્રીભોજનનો ત્યાગ કરે તો આ ભવમાં તથા પર ભવમાં અચલ–સ્થિર સુખની અને સંપત્તિની પ્રાપ્તિ થાય છે (અહીં રાત્રી ભોજનના ત્યાગની બીના પૂર્ણ થાય છે) ૩૪૦.

સાંજની પ્રતિક્રમણ વેલા ન થાય ત્યાં સુધી શ્રાવકે શું કરવું? તે જણાવે છે:—

---

૧ માટેજ સમજુ શ્રાવકો ખુલ્લા, પ્હોળા વાસણમા અજવાસમાં બેસીને જમે છે જમવાના સ્થાને પણ ઉપરના ભાગમા ચંદરવો જરૂર બાંધવો જોઇએ. એમ પાણીયારાના સ્થલે, રસોઇની જગ્યાએ, સૂવા બેસવાના સ્થલે, સામાયિકાદિ ધર્મક્રિયા કરવાના અને દળવા ખાંડવાના સ્થલે વગેરે દશ ઠામે ચંદરવા બાંધવામાં જીવદયા વગેરે અનેક લાભ જળવાય છે ઉઘાડા વાસણમાની ચીજ ઉત્તમ શ્રાવકથી જમાય પણ નહિ, અને સુપાત્રને પણ દેવાય નહિ, એમ સમજીને જયણાપૂર્વક નિર્મલ વ્યવહાર સાચવવો.

**સજઝાય મુનિની પાસ શ્રાવક પૂર્વની પેરે કરે,**
**અતિ લાભ જાણી શ્રાવકો બહુ વાર સામાયિક કરે;**
**સમયે કરીને દેવવંદન તેમ પ્રત્યાખ્યાનને,**
**પ્રતિક્રમણ કાલે કરે-તે યોગ હોતાં ગુરૂ કને.' ૩૪૧**

અર્થ.—વળી શ્રાવક મુનિની પાસે પ્રતિક્રમણ વેલા ન થાય ત્યાં સુધી પૂર્વે કહેલી રીતે સ્વાધ્યાય ધ્યાન કરે તથા ઘણા લાભનું કારણ હોવાથી શ્રાવકોએ ઘણી વાર સામાયિક કરવાં વળી સન્ધ્યા કાળ થાય, ત્યારે શ્રાવકે સાંજનુ દેવવદન કરવું એટલે દેરાસરમાં પ્રભુ દર્શન કરવું[1] ચૈત્યવંદન કરવું ત્યાર પછી સાંજના પ્રતિક્રમણ વખતે દિવસચરિમ (દુવિહાર, તિવિહાર, પાણહાર કે ચોવીહાર) પચ્ચખ્ખાણ કરવું વળી ગુરૂની જોગવાઈ હોય તો પ્રતિક્રમણ તથા પચ્ચખ્ખાણ ગુરૂ પાસે કરવું ૩૪૧.

શ્રાવકને સ્થાપનાની જરૂરીયાત સમજાવે છે:—

**જિમ બિંબ જિનના વિરહમાં ગુરૂના અભાવે સ્થાપના,**
**આદેશ કાજે થાપતા જિમ સાધુ તિમ શ્રાવક જના;**

---

૧. આથી ઉત્તમ શ્રાવકોએ સમજવુ જોઈએ કે ત્રીજી વારનુ દેવવંદન પ્રતિક્રમણની પ્હેલાંજ કરવુ પ્રતિક્રમણ કર્યા પછીના વિધાનમાં મંદિરે જવાનુ કહ્યુ નથી તે વ્યાજબી છે, કારણ કે રાતે જયણા ધર્મ જાળવી શકાય નહિ મર્યાદા પણ ન જાળવી શકાય એ પણ સ્હેજે સમજાય તેવીજ બીના છે વિશિષ્ટ લાભાદિ કારણે એકાંત નિષેધ પણ નજ કરાય

સામાયિકાદિ કરાય નહિ જો સ્થાપના નહિ સ્થાપતા,
ભાષ્યકાર ભદન્ત શબ્દે સ્થાપના ફરમાવતા. ૩૪૨

અર્થ:—વળી સાક્ષાત્ ગુરૂ ન હોય તો જેમ જિનરાજના સાક્ષાત્ વિરહમાં તેમની પ્રતિમાની સ્થાપના કરવામાં આવે છે તેમ ગુરૂના અભાવમાં ગુરૂની સ્થાપના[1] આદેશ[2] લેવા માટે સાધુએ તથા શ્રાવકોએ જરૂર સ્થાપવી જોઇએ. યાદ રાખવું કે જો સ્થાપના સ્થાપી ન હોય તો સામાયિક, પ્રતિક્રમણ વગેરે સ્થાપના વિના કરાતા નથી વળી ભાષ્યકાર મહારાજે 'ભદન્ત' શબ્દ વડે સ્થાપનાનું ફરમાન કરેલું છે ૩૪૨

સાધુ પેરે શ્રાવક કહે ભંતે ન રજ શંકા કરે,
અરિહંત એકજ સ્થાપના વિણ સર્વસંયમ ઉચ્ચરે;
પ્રભુદેવ વચન પ્રમાણ કરીએ અનુકરણ બુધ ના કરે,
પ્રભુ કરે ન કરી શકાએ તેહ લોકોત્તર ખરે. ૩૪૩

અર્થ:—સાધુની પેઠે શ્રાવક સ્થાપના સ્થાપતી વખતે 'ભંતે' જરૂર કહે છે તેથી બંનેને સ્થાપનાની જરૂરીયાત

---

૧ સ્થાપના—મુનિરાજ ગુરૂની સ્થાપના અક્ષ એટલે ચંદનક એટલે ગોળ-ત્રણ-પાંચ વિગેરે આટાવાળા કોડા વિગેરેથી કરે છે. તેનો યોગ ન હોય ત્યારે શ્રાવકો પુસ્તક નોકારવાલી વગેરેની સ્થાપના કરે છે

૨ આદેશ —શ્રાવક જે ધર્મક્રિયા કરે તે પોતે ગુરૂની આજ્ઞા મુજબ કરે છે તે ,જણાવવાને ગુરૂની અનુજ્ઞા માગવામા આવે છે તેને આદેશ કહે છે.

જાણવી તેમાં જરા પણ શંકા કરવી યોગ્ય નથી ફક્ત શ્રી તીર્થંકર અરિહંત[1] એકલાજ સ્થાપના વિના પોતાના કલ્પને અનુસારે સર્વવિરતિ ચારિત્ર ગ્રહણ કરે છે. આપણે તો પ્રભુનાં કહ્યા પ્રમાણે પ્રમાણ કરવાનું છે, અથવા પ્રભુના વચન પ્રમાણે વર્તવું જોઇએ પરંતુ તેમનું અનુકરણ-પ્રભુએ કર્યું તે પ્રમાણે બુધ-સમજુ પંડિત માણસ કદી પણ કરતા નથી, એટલે પ્રભુએ કહ્યુ તે પ્રમાણે કરે છે. કારણ કે આપણાથી પ્રભુની પેઠે કરી શકાય નહિ. પ્રભુદેવ તો ખરેખર લોકોત્તર મહાપુરૂષ છે એટલે સામાન્ય માણસોથી ઘણા ચઢિઆતા છે ૩૪૩

પ્રભુનુ અનુકરણ નહિ કરવા ઉપર દૃષ્ટાન્ત કહે છે:—

**મોરનું અનુકરણ કરતા હાલ જે કુકડાતણા,**
**તેજ હાલ જરૂર હોવે અનુકરણ કરનારના;**
**લોક પણ હાંસી કરે લજવાય જિનશાસન વળી,**
**વ્યવહાર તત્વ વિચારતાં શંકા ટકે ના એ જરી. ૩૪૪**

---

૧ અરિહંત—અહી અરિહંત કહેવાથી તીર્થંકરના જીવ તે ભવમાં અરિહંત-જિનેશ્વર ભાવતીર્થંકર થવાના છે તે સમજવા. પણ હજી તે ભાવ અરિહંત થયા નથી. કારણ કે ચાર ઘાતી કર્મોનો ક્ષય થાય ત્યારે ભાવ અરિહંત કહેવાય છે. તેઓ પોતાનો તેવો કલ્પ હોવાથી પોતાની મેળેજ ચારિત્ર ગ્રહણ કરે છે. અને તેમના કોઇ ગુરૂ હોતા નથી. માટે તેમને સ્થાપના હોતી નથી સ્વયંબુદ્ધ એવા પ્રભુનો આચાર પણ તેવોજ છે માટેજ "करेमि सामाइयं" વગેરે કહે, ભંતે શબ્દ ન બોલે

અર્થ:—જેમ મોરના પ્રમાણે વર્તન કરવાથી કૂકડાના[1] જેવા હાલ થયા તેવીજ દશા પ્રભુનું અનુકરણ કરનાર જીવોની પણ થાય છે. કારણ કે તેનામાં પ્રભુનું અનુકરણ કરવામાં જોઈતી શક્તિ હોતી નથી, અને તે પ્રમાણે વર્તન કરવા જતાં લોકમાં તેની મશ્કરી થાય છે વળી તેથી જૈનશાસન પણ લજવાય છે એમ વ્યવહારથી તત્ત્વનો વિચાર કરતાં જરા પણ શંકા[2] ટકી શકતી નથી. ૩૪૪

કયા અંદાજથી દેવસી પ્રતિક્રમણ શરૂ કરવું? વગેરે જણાવે છે.—

**રવિ આથમે અડધો સમય એ શ્રાદ્ધસૂત્ર તણો ખરો,**
**એ આશરે શરૂઆત આવશ્યક તણી શ્રાવક ! કરો;**
**વિવિધ અતિચારો ટલે એથી ભલે નિર્મલ વ્રતી,**
**ત્રીજી દવા જેવું ગણી એ જરૂર કરતા દિન પ્રતિ. ૩૪૫**

---

૧ કૂકડાનું દૃષ્ટાંત—એક મોરને નૃત્ય કરતો જોઈને તેની પાસે ઉભેલા એક કૂકડાએ પણ તેનુ અનુકુરણ કરીને નૃત્ય કરવા માંડયુ. પણ તેમ કરતા તો તેની પૂંઠનો ભાગ ઉઘાડો થઈ ગયો તેથી તે હાસીપાત્ર બન્યો એ પ્રમાણે જેઓ વગર વિચારે મોટા પુરૂષોના આચરણનુ અનુકરણ કરવા જાય તેઓ લોકોમા હાસીપાત્ર બને છે.

૨. કોઈ એમ કહે કે સાધુ સંબંધી સામાયિકના પ્રસ્તાવમાં ભદન્ત શબ્દની વ્યાખ્યા કરતા ભાષ્યકાર ભગવતે ગુરૂ ન હોય ત્યારે સાધુઓને સ્થાપના સ્થાપવા કહ્યુ છે, તેથી સાધુ ભલે તેમ કરે, પણ શ્રાવકને સ્થાપના સ્થાપવાની શી જરૂર છે? આ શંકાનુ સમાધાન ૩૪૨-૩૪૪મા શ્લોકના અર્થ પ્રમાણે જાણવુ.

અર્થ:—સાંજના (દૈવસિક) પ્રતિક્રમણમાં વંદિત્તા સૂત્રનો ખરો સમય સૂર્ય જ્યારે અરધો આથમે તે વખતે આવે, એ અંદાજથી પ્રતિક્રમણ તે પ્હેલાં શરૂ કરવું જોઈએ. એમ સમજીને હે શ્રાવકો! ઉપરની બીના યાદ રાખી આવશ્યકની શરૂઆત કરજો આ પ્રતિક્રમણ કરવાથી વ્રતને વિષે લાગેલા વિવિધ પ્રકારના—જુદી જુદી જાતના અતિચારો ટળે છે. એટલે અતિચારથી લાગેલા દોષોની શુદ્ધિ થાય છે. વળી આ પ્રતિક્રમણ ત્રીજા પ્રકારની દવાની[1] જેવું હોવાથી નિર્મલ વ્રતી એટલે અતિચાર રહિત વ્રત પાલનારા શ્રાવકોએ પણ દરરોજ સવારની જેમ સાંજે પણ (આ પ્રતિક્રમણ) જરૂર કરવું. ૩૪૫.

---

૧. ત્રીજા પ્રકારની દવાનું દૃષ્ટાંત આ પ્રમાણે છે—એક વખત એક રાજાની પાસે ત્રણ હોશિઆર વૈદો આવ્યા રાજાએ તેઓને તેમની દવાના ગુણો જણાવવાનું કહ્યું. ત્યારે પહેલો વૈદ કહેવા લાગ્યો કે હે રાજા! મારી દવાનો એવો ગુણ છે કે તે વાપરવાથી જો શરીરમાં વ્યાધિ હોય તો તે વ્યાધિનો તે નાશ કરે છે, પરંતુ શરીરમાં વ્યાધિ ન હોય તો નવો રોગ પેદા થાય છે રાજાએ કહ્યું કે સૂતેલા સર્પને જગાડવા જેવી તારી દવાની જરૂર નથી. અથવા તારી દવા કામની નથી. ત્યાર પછી બીજો વૈદ કહેવા લાગ્યો કે હે મહારાજા! મારી દવામાં એવો ગુણ છે કે તે વાપરવાથી ઉત્પન્ન થએલા રોગો નાશ પામે છે અને નવા ઉત્પન્ન થતા નથી. રાજાએ કહ્યું કે તારી દવા પહેલા કરતાં સારી છે તો પણ મારે કામની નથી. પછી ત્રીજા વૈદને પૂછતા તેણે જણાવ્યું કે મારી દવામાં એવો ગુણ છે કે તેના સેવનથી શરીરમાં રહેલા રોગો નાશ પામે છે, એટલું જ નહિ પણ રોગ રહિતને પણ તેના સેવનથી શરીરની વિશેષ કાંતિ પ્રગટે છે અને શરીર પુષ્ટ થાય છે. રાજાએ તે ત્રીજા

દેશવિરતિ વિનાના જીવોને પ્રતિક્રમણ કરવાની જરૂરીયાત હોય કે નહિ? એમ વાદી પૂછે છે:—

**ભદ્રિક જનો પણ ઉભય કાલે પાડવા અભ્યાસને,**
**હોંશે કરે અભ્યાસ પણ નિર્મલ કરે નિજ જીવનને;**
**પ્રશ્ન ઇમ વાદી કરે વ્રતધર કરે પણ પર જના,**
**શું કામ કરતા? વાદીને ઉત્તર દીએ ઇમ ગુણીજના. ૩૪૬**

અર્થ:—જેઓ અપ્રત્યાખ્યાની કષાયના ઉદયથી દેશવિરતિને અંગીકાર કરી શકતા નથી, તેવા ભદ્રિક જીવોએ પણ 'અભ્યાસ પડે એ મુદ્દાથી' હમેશાં સવારે અને સાંજે ઉલ્લાસથી જરૂર પ્રતિક્રમણ કરવુંજ જોઇએ કારણ કે અભ્યાસથી કોઇપણ મુશ્કેલી ભરેલુ કાર્ય હોય, તે પણ સહેલાઇથી કરી શકાય છે, ઉચ્ચ સંસ્કારો પાડીને માનવ જીવનને નિર્મલ બનાવવા માટે એક અપૂર્વ સાધન પણ અભ્યાસજ છે અહીં સિદ્ધાતકારને વાદી પૂછે છે કે દેશવિરતિવાળા ભવ્ય જીવો વ્રતમાં લાગેલા અતિચારોને શોધવા (દૂર કરવા માટે) ભલે પ્રતિક્રમણ કરે, પણ વ્રતને નહિ લેનારા બીજા જીવોએ શા માટે પ્રતિક્રમણ કરવું જોઇએ? આ પ્રશ્નનો જવાબ હવે પછીના ૩૪૭ મા શ્લોકમાં આપશે ૩૪૬

---

વૈદની દવા ગ્રહણ કરી તેવી રીતે પ્રતિક્રમણ પણ ત્રીજા વૈદની દવા સમાન જાણવુ જેથી અતિચાર લાગ્યા હોય તો તેની શુદ્ધિ થાય અને ન લાગ્યા હોય તો પણ આત્માને વિશેષ નિર્મલ બનાવે છે આ બીના શ્રાદ્ધ પ્રતિક્રમણ સૂત્ર વૃત્તિ આદિ ગ્રથોમા વિસ્તારથી જણાવી છે.

આ ગાથામાં પ્હેલાંના પ્રશ્નનો જવાબ આપવાના પ્રસંગે પ્રતિક્રમણ કરવાનાં મોટા ચાર કારણો જણાવે છે—

**પ્રતિક્રમણના ચાર કારણ નિષિદ્ધ વિધિ કરતાં છતાં,**
**ઉચિત કાર્ય કરે નહી તો અરૂચિ મન કરતાં છતાં;**
**વિપરીત ભાવ પ્રરૂપણા અજ્ઞાનથી કરતાં છતાં,**
**પ્રતિક્રમણ એ ચારનું જ્ઞાની સ્વરૂપ પ્રકાશતાં. ૩૪૭**

અર્થ:—પ્રતિક્રમણ કરવાનાં મુખ્ય ચાર કારણો[1] છે (૧) નિષેધ કરેલ (નહિ કરવા યોગ્ય) હિંસાદિ અકાર્ય કરવાથી, (૨) ઉચિત (કરવા યોગ્ય) જિનપૂજનાદિ કાર્ય ન કરે તો, (૩) મનમાં પ્રભુના વચન ઉપર અરૂચિ–અશ્રદ્ધા થઈ હોય તેના પ્રાયશ્ચિત માટે, (૪) પોતાના અજ્ઞાનપણાથી જિનેશ્વરના વચનથી વિરૂદ્ધ પ્રરૂપણા કરી હોય તો, એ ચાર હેતુથી પ્રતિક્રમણ કરવાનું છે એ પ્રમાણે જ્ઞાનીઓએ આવશ્યકાદિકમાં પ્રતિક્રમણનું સ્વરૂપ પ્રકાશ્યું છે ઉપર જણાવેલા ચાર[1] કારણમાંના કોઇ પણ કારણથી પ્રતિક્રમણ કરવાનું પ્રભુદેવે ફરમાવ્યું એથી વાદી જરૂર સમજશે કે વ્રત વિનાના જીવોએ પણ જરૂર પ્રતિક્રમણ કરવું જોઇએ પ્રત્યક્ષ અનુભવથી પણ સમજાય છે કે પ્રતિક્રમણ કરવાથી 'જેમ કપાલનો ડાઘ આટલામાં જોવાથી દેખાય અને તેને ભૂસીને નિર્મલ થઈ શકાય' તેમ પોતાની ભૂલો પોતે પારખી શકે, સુધારીને નિર્મલ બની અપૂર્વ શાંતિનો અનુભવ પણ કરી શકાય. ૩૪૭

૧—पडिसिद्धाणं करणे, किच्चाणमकरणे पडिक्कमणं ॥ असद्दहणे य तहा, विवरीयपरूवणाए य ॥ १ ॥ (શ્રાવકના પ્રતિક્રમણસૂત્રની આ ગાથા છે)

આ પ્રતિક્રમણના દશ નામ છે તે જણાવે છેઃ—

આવશ્યકાદિક નામ દશ એ જરૂર કરવા યોગ્ય છે,
તેથીજ આવશ્યક કહ્યું સુજ્ઞેય બીજુ નામ છે;
શાશ્વતપણે છે ધ્રુવ વળી જીતાય રિપુઓ એહથી,
નિગ્રહ કહ્યું આતમ બને નિર્મલ વિશુદ્ધિ તેહથી. ૩૪૮

અર્થઃ—અવશ્ય કરવા યોગ્ય હોવાથી (૧) આવશ્યક કહેવાય છે બીજું સુજ્ઞેય–સહેલાઈથી અર્થ જાણી શકાય એવું (૨) અવશ્ય[1] કરણીય નામ છે અર્થની અપેક્ષાએ શાશ્વત–સદાકાળ રહેનારૂં હોવાથી (૩) ધ્રુવ નામ છે આનાથી શત્રુઓ[2] જિતાય છે માટે (૪) નિગ્રહ નામ છે આના વડે આત્મા નિર્મલ બને છે માટે (૫) વિશુદ્ધિ એવું પાંચમુ નામ છે. એમ પાંચ નામો જણાવ્યા બાકીના પાંચ નામ આગળ કહે છે ૩૪૮

આવશ્યકના બાકીના પાંચ નામમાંથી ચાર નામ જણાવે છેઃ–

અધ્યયન આવશ્યક વિષે સામાયિકાદિ ષટ દીસે,
અધ્યયન ષટ્ક એ નામ છઠું દોષ એથી દૂર ખસે;
તેથીજ વર્ગ કહાય વાંછિત સિદ્ધિ હેતુ ન્યાય એ,
મોક્ષ સાધન હેતુએ આરાધના તિણ નામ એ. ૩૪૯

અર્થઃ—આવશ્યકને વિષે સામાયિક વગેરે છ અધ્યયનો[3]

---

૧ મોક્ષની અભિલાષાવાળા જીવોએ આ ક્રિયા જરૂર કરવી જોઇએ આ આશયથી બીજું અવશ્ય કરણીય નામ પાડયુ છે.

૨ પ્રમાદ કષાય વગેરે.

૩ છ અધ્યયન આ પ્રમાણે—૧ સામાયિક, ૨ ચતુર્વિંશતિસ્તવ (લોગસ્સ), ૩ વાંદણા ૪ પ્રતિક્રમણ ૫ કાઉસગ્ગ, ૬ પચ્ચ-

આવેલા છે મ ટે (૬) છઠ્ઠું **અધ્યયન ષષ્ઠ** એવું નામ છે. તથા આ પ્રતિક્રમણથી દોષો દૂર ખસે છે એટલે નાશ પામે છે માટે એનું સાતમું **વર્ગ** એવું નામ કહેલુ છે ઇચ્છિત કાર્યની સિદ્ધિમાં કારણરૂપ હોવાથી આઠમુ (૮) **ન્યાય** એ પ્રમાણે નામ છે તથા મોક્ષની સાધનામાં આ પ્રતિક્રમણ પણ હેતુ હોવાથી (૯) **આરાધના** એવું નામ છે એમ આવશ્યકના ૬ થી ૯ સુધીના ૪ નામનું વર્ણન જણાવ્યું. દશમા નામની ખીના ૩૫૦ મી ગાથામાં કહેશે ૩૪૯

આવશ્યકના છેલ્લા નામની ખીના કહે છેઃ—

**મોક્ષ નગર પમાડનારૂં પ્રતિક્રમણ તિણ માર્ગ એ,**
**પાંચ ભેદો એહના વિસ્તાર શ્રુતથી જાણીએ;**
**પ્રતિક્રમણનું સ્થાન પોસહસાલ નિજ ઘર મંદિરે,**
**મુનિ જ્યાં હુવે ત્યાં શ્રાદ્ધ રંગે પ્રતિક્રમણને આદરે. ૩૫૦**

**અર્થ**:—વળી આ પ્રતિક્રમણ મોક્ષરૂપી નગરમાં પહોંચાડનારૂં હોવાથી તેનું દશમું (૧૦) **માર્ગ** એવુ નામ છે. આ પ્રતિક્રમણના પાચ[1] પ્રકારો છે જે સંબંધી વિસ્તાર તથા

---

ખ.ણ આ ૭ આવશ્યકથી પાંચ આચારની વિશુદ્ધિ થાય છે. તે આ પ્રમાણે—વંદન આવશ્યકથી ૧ જ્ઞાનાચારની વંદન અને ચઉવિસત્થાથી (૨) દર્શનાચારની. વંદન, સામાયિક પ્રતિક્રમણ અને કાઉસગ્ગથી (૩) ચારિત્રાચારની. પચ્ચખાણથી (૪) તપાચારની. વિશુદ્ધિ જળવાય છે. તથા આ ૭ એ આવશ્યકમા શક્તિ ફોરવવાથી **વીર્યાચારની** પણ વિશુદ્ધિ થાય છે.

૧ પ્રતિક્રમણના પાંચ પ્રકાર આ પ્રમાણે—૧ દૈવસિક-દિવસના પાપની આલોચના માટે સાંજે કરાય છે. ૨ રાત્રિક-રાત્રીના પાપની

વિધિ વગેરે આવશ્યકાદિ સિદ્ધાન્તમાંથી જાણવા આ પ્રતિક્રમણ કરવાનાં મુખ્ય ચાર સ્થાન આ પ્રમાણે કહ્યાં છે. (૧) પૌષધશાલા (૨) પોતાનું ઘર (૩) મંદિર તેમજ (૪) જે સ્થળમાં મુનિરાજનો નિવાસ હોય તે સ્થળે શ્રાવક હોંશથી-આનંદથી પ્રતિક્રમણ કરે ૩૫૦.

હવે પ્રતિક્રમણના પ્રસંગે જરૂરી સૂચના કરે છેઃ—

પ્રતિક્રમણ કરતાં કરે નહિ આર્ત્ત રૌદ્ર ધ્યાનને,
નિર્જરા બહુ લાભ જાણી તીવ્ર ઉપયોગી બને;
મિચ્છામિ દુક્કડ દે હુવે જો ચિત્ત કેરી અથીરતા,
પ્રતિષિદ્ધ કરણાદિક ખમાવે સરલતાએ હર્ષતા. ૩૫૧

અર્થઃ—વળી પ્રતિક્રમણ[1] કરતી વખતે શ્રાવકે અશુભ

---

આલોચના માટે પરોઢીએ કરાય છે ૩ પાક્ષિક—પખવાડીઆના પાપની આલોચના માટે દર ચતુર્દશીએ સાંજના કરાય છે ૪ ચોમાસિક—કાર્તિક સુદ ચૌદશ, ફાગણ સુદ ચૌદશ અને અષાડ સુદ ચૌદશ એમ ત્રણ ચોમાસાના અંતે કરાય છે. ૫ સાંવત્સરિક—ભાદરવા સુદ ચોથને દિવસે કરાય છે

આ પ્રતિક્રમણના બીજા આઠ પર્યાયો (નામો) આ પ્રમાણે છે—

૧. પ્રતિક્રમણ—પાપથી પાછા ફરવું ૨ પ્રતિચરણા—શુભ યોગ તરફ વારે વારે ગમન કરવું ૩ પ્રતિહરણા—સર્વ પ્રકારે અશુભ યોગનો ત્યાગ કરવો. ૪ વારણા—અકાર્ય વારવું—ન કરવું ૫ નિવૃત્તિ—પાપવાળા કાર્યથી પાછા હઠવું. ૫. નિંદા—આત્મસાક્ષીએ પાપને નિંદવું. ૭ ગર્હા—ગુરૂ સાક્ષીએ પાપની નિંદા ૮. શુદ્ધિ—આત્માને નિર્મળ કરવો.

આર્તધ્યાન[1] રૌદ્રધ્યાન[2] કરવું નહિ. પરંતુ પ્રતિક્રમણમાં ઘણી નિર્જરાનો (કર્મક્ષયનો) લાભ છે એવું જાણીને તેમાં તીવ્ર ઉપયોગી બને એટલે સૂત્રો બોલતાં તેના ભાવાર્થને બરોબર વિચારતો રહે એમ મનને શુભ ધ્યાનમાં રોકે. જો પ્રતિક્રમણમાં ચિત્તની અસ્થિરતા થાય તો તેનું 'મિચ્છામિ દુક્કડં દે.' તથા પ્રતિષેધ કરેલ એટલે જે કાર્યનો નિષેધ હોય તે થઇ ગયું હોય વગેરે ગુનાઓ તે સરળપણે-કપટ રાખ્યા સિવાય હર્ષતા એટલે ખુશી થતા થતા શ્રાવકો ખમાવે. ૩૫૧.

હવે સાંજનું પ્રતિક્રમણ પૂરૂં થયા પછી શ્રાવકે શું કરવું? તે જણાવે છે:—

---

૧-૨. આર્તધ્યાન-રૌદ્રધ્યાન-મનની એકાગ્રતા અથવા તલ્લીનતા થાય છે તે ધ્યાન કહેવાય છે. મનની અશુભ વિષયાદિમાં લીનતા થાય ત્યારે તે અશુભ ધ્યાન કહેવાય છે તે અશુભ ધ્યાનના આર્ત્તધ્યાન અને રૌદ્રધ્યાન એવા બે ભેદ છે. તેમા આર્તધ્યાનના ચાર ભેદ આ પ્રમાણે—૧ ઈષ્ટવિયોગ આર્તધ્યાન-વ્હાલા પુત્રાદિના વિયોગથી શોકાતુર થવુ તે. ૨. અનિષ્ટ સંયોગ આર્ત્તધ્યાન-પોતાને જેની ઉપર દ્વેષ હોય, તે (વસ્તુ)ના સબંધથી આહટ્ટ દોહટ્ટ વિચાર આવે તે ૩. રોગચિંતા આર્તધ્યાન-શરીરમા વ્યાધિ થવાથી હાયવોય કરવી 'મારૂ હવે શું થશે?' વિગેરે ચિંતા. ૪. અગ્રશૌચ આર્તધ્યાન-ભવિષ્યમા મારું શું થશે? વિગેરે ચિંતા. રૌદ્રધ્યાનના પણ ચાર ભેદ છે, તે આ પ્રમાણે-૧. હિંસાનુબંધી રૌદ્રધ્યાન એટલે અન્ય જીવોનો ઘાત કરવાના તથા પીડવાના પરિણામ ૨. મૃષાનુબંધી રૌદ્રધ્યાન-જુઠું બોલીને ખૂશી થવાના પરિણામ. ૩. સ્તેયાનુબંધી રૌદ્રધ્યાન-ચોરી કરવાના પરિણામ ૪. સંરક્ષણાનુબંધી રૌદ્રધ્યાન-પોતાનુ ધન વગેરે સાચવવાના પરિણામ શ્રી ભગવતીજી આદિમા આનો વિસ્તાર છે.

પ્રતિક્રમણ પૂરૂં થતાં સ્વાધ્યાય શ્રાવક આદરે,
કર્મગ્રંથાદિક તણું કરતા પરાવર્ત્તન ખરે;
શીલાંગ રથ ગણના કરે નવકારવાલી પણ ગણે,
તિમ ગણેજ અનાનુપૂર્વી પ્રશ્ન પૂછે ગુરૂ કને. ૩૫૨

અર્થ:—શ્રાવકે પ્રતિક્રમણ પૂરૂં કરીને સ્વાધ્યાયની શરૂઆત કરવી તેમાં ભણી ગએલ પ્રકરણો, કર્મગ્રંથ જીવ-વિચારાદિ પ્રકરણો વિગેરેનું પરાવર્તન કરવું એટલે સભાળી જવું વળી શીલભાવ ટકાવવા અઢાર હજાર શીલાગ રથની ગણતરી કરે તથા મનને સ્થીર કરવા નવકારવાળી ગણવી વિશેષમા અનાનુપૂર્વી (નવકાર મત્રના ઉલટા સુલટી ક્રમથી પદોની ગણતરી) ગણે તથા ગુરૂ મહારાજને પોતાને ન સમજાતા વિષયો સબધી પ્રશ્નો પૂછે. જેથી પોતાની શંકા વગેરે દૂર થાય અને ધર્મમાં નિશ્ચલતા થાય ૩૫૨.

આ ગાથામાં સ્વાધ્યાયનું ફલ બતાવે છે:—

સ્વાધ્યાયથી શુભ ધ્યાન બહુ વૈરાગ્ય કર્મ ટલે અને,
સંયમ ઉચિત આતમ બને પામેલ ચરણે થીર બને;
એ કારણે સ્વાધ્યાય કરતા રંગથી શ્રાવક જના,
ગુરૂનો ગણી ઉપકાર કરતા ભાવથી વિશ્રામણા. ૩૫૩

અર્થ:—સ્વાધ્યાય કરવાથી મન અશુભ ધ્યાનમાં જતું રોકાય છે, અને શુભ ધ્યાનમા આવે છે. સંસાર પ્રત્યે વૈરાગ્યની વૃદ્ધિ થતી જાય છે વળી જ્ઞાનાવરણીયાદિ અશુભ કર્મોનો નાશ થવા માંડે છે. તેથી. આત્મા ચારિત્ર ગ્રહણ

કરવાને લાયક બને છે તથા સંયમી જીવો પણ પ્રાપ્ત થએલું ચારિત્રમાં સ્થિરતા પામે છે વળી સ્વાધ્યાયથી ભણેલું ભૂલી ન જતાં તાજું રહે છે[૧] વિગેરે ઘણા પ્રકારના લાભ સ્વાધ્યાયમાં રહેલા છે, એવુ જાણી સ્વાધ્યાયમાં તત્પર રહેવું વળી આ બધું ગુરૂના ઉપકારનુ ફળ છે, એમ જાણીને શ્રાવકોએ ભાવપૂર્વક ગુરૂની વિશ્રામણા ( હાથ-પગ દાબવા, વિગેરે સેવા) કરવી કારણ કે વિનયપૂર્વક કરેલી ગુરૂની સેવાથી કર્મ નિર્જરા વિગેરે સારા ફળની પ્રાપ્તિ થાય છે ૩૫૩

ગુરૂની વિશ્રામણા કરવાથી કોને કેવું ફલ મળ્યું ? તે કહે છે:—

**પાંચસો મુનિરાજની સેવા સુબાહુ સુરંગથી,**
**કરતા થયા બાહુબલી બલિયા વિશેષે ચક્રીથી;**
**મુનિરાજ ચાલે ત્યાં સુધી ન કરાવતા વિશ્રામણા,**
**અપવાદથી સાધુ કનેજ કરાવતા વિશ્રામણા. ૩૫૪**

અર્થ:—સુબાહુ ઘણા રાગથી-ભાવથી પાચસો મુનિઓની સેવા કરતા હતા તે સેવાના ફલથી બાહુબલીના ભવમાં ચક્રવર્તીથી પણ અધિક બળવાન થયા તેથી તેમના ભાઇ ભરતરાજા ચક્રવર્તી છતાં પણ તેમની આગળ દરેક યુદ્ધમાં હાર પામ્યા અને ચક્ર તો કામમા આવ્યુંજ નહિ. કારણ કે સ્વજન ઉપર ચક્રની અસર થતી નથી આ બાબતમાં મુનિરાજ પણ બનતા સુધી વિશ્રામણા કરાવતા નથી.

૧ પાન સડે ઘોડા હડે, વિદ્યા વિસર જાય
અગારે રોટી જલે, કહો ચેલા કયુ થાય? ૧.

અથવા જરૂર સિવાય એટલે શરીરને સુખી કરવાની ઇચ્છાથી સેવા કરાવતા નથી; પણ ગુરૂ મહારાજ ઉપકારી છે એમ જાણીને શ્રાવકોએ મુનિની વિશ્રામણામાં તત્પર રહેવું વળી અપવાદ માર્ગને આશ્રી ખાસ કારણે ગુરૂ મહારાજ સાધુ પાસેજ વિશ્રામણ કરાવે ૩૫૪.

ચાલુ પ્રસંગમાં મુનિભક્તિ બજાવીને પછી શ્રાવકે શું કરવું? તે જણાવે છેઃ—

**મુનિના અભાવે શ્રાદ્ધ પાસ કરાવતા વિશ્રામણા,**
**પ્રબલ પુણ્યે પામીએ મુનિરાજની વિશ્રામણા;**
**કરી ભક્તિ શાતા પૂછીને વંદન ત્રિકાલ કરી ઘરે,**
**જઇ શ્રાદ્ધ નિજ પરિવારને ધર્મોપદેશ ઘણો કરે. ૩૫૫**

અર્થઃ—મુનિ મહારાજ બીજા મુનિનો અભાવ હોય તો શ્રાવક પાસે પ્રબલ કારણે વિશ્રામણા કરાવે શ્રાવકે તો એમ સમજવુ કે મુનિરાજની વિશ્રામણાનો પ્રસગ પ્રબલ પુણ્યના ઉદયથી પ્રાપ્ત થાય છે એમ જાણી શ્રાવકે ગુરૂ મહારાજની સેવામાં તત્પર રહેવું. એ પ્રમાણે ગુરૂની ભક્તિ કરીને સુખ શાતા પૂછીને 'ત્રિકાલ વદના' (રાત્રીએ ગુરૂ મહારાજની આગળ રજા લેતાં બોલાય છે) કરીને શ્રાવક પોતાના ઘરે આવે ઘેર આવીને શ્રાવકે પોતાના કુટુંબની આગળ ઘણા પ્રકારનો ધર્મોપદેશ કરવો ૩૫૫

હવે શ્રાવકે કુટુબ આગળ ધર્મોપદેશ શા માટે કરવો? તે જણાવે છે.—

સ્ત્રી પુત્ર પુત્રી પૌત્ર બાંધવ કુલવધુ મિત્રાદિ એ,
ઘર કારણે કદી ના સુણે ઉપદેશ મુનિવરની કને;
રોગાદિ કારણના વશે પણ ના સુણે મુનિ દેશના,
એથી જરૂર ઉપદેશ આપે તેમને શ્રાવક જના. ૩૫૬

અર્થ:—પોતાના તે સ્ત્રી, પુત્ર, પુત્રી, પૌત્ર, ભાઈ, ઘરની બીજી સ્ત્રીઓ તથા મિત્ર વિગેરે જેઓ ઘરના કારણે એટલે ઘરના કામમાં રોકાએલાં હોવાથી મુનિરાજની પાસે ઉપદેશ સાંભળવા ન જઇ શકતા હોય તથા તેમાંના જે કોઈ રોગ વિગેરે કારણથી મુનિની દેશના સાંભળવાને ઉપાશ્રયે ન જઈ શકતાં હોય. તથા પોતાનાં વૃદ્ધ માતપિતા વગેરે પણ વૃદ્ધાવસ્થા વગેરે કારણોને લઇને મુનિરાજની વાણીનો લાભ મેળવી શકતાં ન હોય, તે બધાની ધર્મભાવના સતેજ રાખવાને માટે ઉત્તમ શ્રાવકોએ ઉપદેશ આપવાની ખાસ જરૂર છે ૩૫૬

ઉપર કહ્યા પ્રમાણે જો શ્રાવક પોતાના પરિવારને ધર્મોપદેશ ન આપે તો તેનુ પરિણામ કેવું આવે? તે જણાવે છે.—

શ્રાદ્ધ ઇમ જો ના કરે પરિવાર પણ ના સાંભલે,
થઇને પ્રમાદી ધર્મ ચૂકે તેહથી દુર્ગતિ મલે;
એ આશયે જે યોગ્ય જેને શ્રાદ્ધ તે પણ તેહને,
સમજાવતા સવિશેષ હેતે શ્રેષ્ઠ જયણા ધર્મને. ૩૫૭

અર્થ:—જો શ્રાવક એ પ્રમાણે ધર્મનો ઉપદેશ ન સંભળાવે, તો ઉપર જણાવેલો પરિવાર તે ઉપદેશ સાંભળી

શકતો નથી તેથી ધર્મકાર્યમાં પ્રમાદી–આળસુ બની જાય છે. તેથી ધર્મકાર્ય ચૂકે છે–ભૂલે છે, અને તેથી નરકાદિ દુર્ગતિને તેઓ પ્રાપ્ત કરે છે, અને પોતાના આશ્રિતો દુર્ગતિમાં જાય, એનાથી શ્રાવક માટે બીજું ખરાબ શુ છે? નથીજ માટેજ શ્રાવકે પોતાના પરિવારમાં જે જેવા પ્રકારના ધર્મકાર્યમાં યોગ્ય હોય, તેને તેવા પ્રકારના ધર્મ માટે લાયકાત પ્રમાણે શાંતિથી અને પ્રેમથી યોગ્ય ઉપદેશ અવશ્ય આપવો અને ધર્મ સમજાવતાં દૃષ્ટાન્તો તથા ઉત્તમ પુરૂષોના ચરિત્ર વિગેરે પણ જરૂર કહેવાં, તથા વિશેષે કરીને જયણા ધર્મનો એટલે ઘરકાર્ય કરતાં કેવો કેવો ઉપયોગ રાખવો? જેથી જીવ હિંસાદિમાંથી ધીમે ધીમે બચાય વિગેરેનો તો ખાસ સમજણ આપવા પૂર્વક ઉપદેશ કરવો. પોતાના પરિવારની અંદર કદાચ કોઇ માણુસ બુદ્ધિની ઓછાશને લઇને ( બીનસમજણને લઇને ) અથવા કદાગ્રહને લઇને પોતે (વડીલે) કહેલી બીના ન સમજે તો પણ તેની ઉપર ક્રોધ ન કરવો જોઇએ અને નારાજ પણ ન થવું જોઇએ આ બાબતમાં અનુભવી પૂજ્ય પુરૂષોની વાણી યાદ આવે છે કે સાધુ સમુદાયમાં, જ્ઞાતિમાં તથા ગામમાં, નગરમાં અને ઘરમાં જે વડીલ હોય, તેણે બીજાઓની ભૂલ જોઇને ક્યારે પણ નારાજ તો નજ થવું જોઇએ, કારણ કે વડીલ જો નારાજ થાય, તો આખા ગચ્છ–જ્ઞાતિ–ગામ–નગર અને ઘર (ના માણસો)નું હિત બગડે છે. શાંતિ અને પ્રેમ ભરેલા વચનો એકવાર કે અનેકવાર કહીને સમજાવીએ, તો ઘોડા વિગેરે તિર્યંચોને પણ સારી અસર થાય છે. એટલે ઠેકાણે

લાવી શકાય છે, તો પછી મનુષ્યને તો થોડા ટાઈમમાં જરૂર સન્માર્ગમાં લાવી શકાય આ બાબતમાં એલેકઝાંડરનું દૃષ્ટાંત જાણવા જેવું છે, તે ટુંકામાં આ પ્રમાણે—એક વખત અનુભવી એક માણસને સાથે લઈને એલેકઝાંડર હિંદુસ્તાનમાં મુસાફરી કરવા નીકળ્યા હતા. અનુક્રમે અનેક સ્થલે ફરતાં ફરતાં તેમણે જંગલમાં તળાવને કાંઠે ઝાડ નીચે ધ્યાનમાં બેઠેલા એક મહાપુરૂષને જોયા. જોતાંની સાથે એલેકઝાંડરને મહાત્માના શાંત વાતાવરણની એ અસર થઈ કે તેણે ઘોડો ઉભો રાખી મહાત્માની સામે નજર રાખી. તેટલામાં મહાત્માનું ધ્યાન પૂર્ણ થયું વાતચીત કરતાં કરતાં મહાત્માએ એલેકઝાંડરને પૂછ્યું કે-તમે કોણ છો? તેણે કહ્યુ કે-હું આખા હિંદુસ્તાનની ઉપર સત્તા ચલાવનાર વડો અધિકારી છું. આ સાંભળીને મહાત્માએ કહ્યુ કે જો તમે આખા હિંદુસ્તાનની ઉપર સત્તા ચલાવી શકતા હો, તો આ તળાવને કાંઠે ઉભેલા બગલાએ મોંઢામાં માંછલી પકડી છે, તેને સત્તાના બળથી છોડાવો જેથી મને ખાત્રી થાય કે તમારી સત્તા આખા હિંદુસ્તાનની ઉપર ચાલી શકે છે. મહાત્માના આ વચન સાંભળીને એલેકઝાંડરે પિસ્તુલનો ભય બતાવીને બગલાને કહ્યું કે-આ માછલાને છોડી દે નહિ તો તને ગોળીબાર કરીશ એમ ધમકી આપી, છતાં બગલાએ મોંઢામાંથી માંછલીને છોડી નહિ. આ બનાવ જોઈને મહાત્માએ એલેકઝાંડરને કહ્યું છે મને એજ આશ્ચર્ય થાય છે કે એક બગલા જેવું તિર્યંચ પ્રાણી તમારી સત્તા ( આજ્ઞા ) માનતું નથી, તો પછી આખું હિંદુસ્તાન તમારી સત્તા કઈ

રીતે માનતું હશે ? કેમ આવીજને ? મહાત્માના આ વચન સાંભળીને એલેક્ઝાંડર ઝંખવાણો પડયો, ત્યારે મહાત્માએ કહ્યું કે–હે મહાનુભાવ ! ઉદાસ થવાની જરૂર નથી. સમજવા જેવી સાચી વસ્તુસ્થિતિ એ છે કે–કોઇ પણ જીવને શાંતિ અને પ્રેમ ભરેલા વચનો કહીને સમજાવીએ. અને તેથી તેની ઉપર જેટલી સારામાં સારી અસર થાય છે, તેવી અસર સત્તાનો અમલ કરવાથી લગાર પણ થતી નથી. આ સાંભળીને એલેક્ઝાંડરે મહાત્માને કહ્યુ કે–જો તેમ હોય, તો હું કહું છું કે–આ મારા ઘોડા ઉપર તેવી અસર પાડો. મહાત્માએ ઉભા થઇને ઘોડાની પીઠ ઉપર હાથ ફેરવીને શાંતિ અને પ્રેમ ભરેલા વચનથી કહ્યું કે–હે ભાઇ ઘોડા ! આ તારા આગળના બને પગ મારી પીઠ ઉપર મૂકી દે. આ સાભળીને ઘોડાએ તરતજ તેમ કર્યું આ બનાવ જોઇને એલેક્ઝાંડરને ખાત્રી થઇ કે મહાત્માનું કહેવું અક્ષરે અક્ષર સાચું છે. નહિતર અજાણ્યા ઘોડાની ઉપર આવી અસર થાય કઇ રીતે ? આ બાબત સચોટ ઠસાવવાને મહાત્માએ બગલાની પાસે જઇને કહ્યુ કે–હે ભાઇ બગલા ! આ માછલીને છોડી દે તારા પ્રાણ જેમ તને વ્હાલા છે, તેમ તેને પણ તેમ છે. કોઇને મરવું ગમે નહિ બીજાને હણતાં ઘણાં દુઃખો ભોગવવા પડે છે. આવું જ્યાં મહાત્માએ કહ્યું કે તરતજ બગલાએ માછલીને છોડી દીધી આ જોઇને એલેક્ઝાંડરે રાજી થઇને મહાત્માનું કહેવું કબુલ કર્યું. વંદન કરીને આગળ ફરવા ગયા આમાંથી સમજવાનું એ મલે છે કે સામાને સન્માર્ગમાં લાવવા માટે શાંતિ અને પ્રેમભરેલા

વચનો કહેવા જોઇએ યાદ રાખવું કે કોઇને યુક્તિથી પણ ઠેકાણે લાવી શકાય છે. કારણ કે નીતિશાસ્ત્રમાં કહ્યું છે કે-મૂર્ખને ઠેકાણે લાવવો હોય, તો પ્હેલાં તે આપણું કહ્યું માને તેમ ન હોય તો તે કહે તેમ હા કહેવી આમ કરતાં જ્યારે અવળે રસ્તે જતાં ખત્તા ખાય, અને બીજી વાર સીધો રસ્તો પૂછે, ત્યારે તમે જે કહેશો, તે કબુલ કરશે. કારણ કે કહેવત છે કે ખત્તા ખાય ત્યારે મૂર્ખાઓ જરૂર ઠેકાણે આવે. તેમજ સજ્જનને સન્માર્ગમાં લાવવા નમસ્કાર કરીને કહેવું જોઇએ, અને લોભીઆને પૈસાથી ઠેકાણે લવાય અને પંડિતને તત્ત્વાર્થની વાતચીત કરવાથી રસ્તે ચડાવી શકાય, વશ કરી શકાય, રાજી કરી શકાય કહ્યું છે કે—" मूर्खं छंदानुरोधेन-साधुमंजलिकर्मणा ॥ लुब्धमर्थेन गृह्णीयात्-तत्त्वार्थेन च पण्डितम् ॥ १ ॥ તેમજ દીવાળીમાં દારૂખાનું ફોડવામા નાહકનો ખર્ચ થાય, ઘણી જીવહિંસા થાય એ પણ શાંતિથી જરૂર સમજાવવુ કારણ કે દીવાળીનો ખરો મુદ્દો એ છે કે-પ્રભુ શ્રી મહાવીરના જીવનમાંથી અપૂર્વ બોધ લઇને શક્તિ પ્રમાણે મોક્ષ માર્ગની આરાધનામાં જલ્દી ઉજમાલ થવું. પ્રભુદેવ તો નિર્વાણ પદ પામ્યા પણ આપણે કઇ ગતિમાં જઇશું તેની ખબર નથી જેથી જલ્દી પ્રમાદને દૂર કરીને પ્રભુભક્તિ-ગુરૂભક્તિ-સામાયિક-આવશ્યક-ઉપધાનાદિ ધર્મારાધન કરી લેવું. પેદાશનું સરવૈયું કાઢો, તેમ વર્ષમાં કેટલી આત્મિક કમાણી કરી? તેનું પૂરી કાળજીથી સરવૈયું કાઢવું જોઇએ. પ્રભુ શ્રી મહાવીરદેવે ગૌતમ સ્વામીને કહ્યું કે-दुल्लहे खलु माणुसे भवे એટલે હે ગૌતમ! તું જરૂર

સમજજે કે આ મનુષ્યભવ મહા દુર્લભ છે માટે "समयं गोयम ? मा पमायए" હે ગૌતમ ! ક્ષણુવાર પણુ ધર્મારાધનમા પ્રમાદ કરીશ નહિ કારણુ કે "दुर्लभो रत्नकोटयापि क्षणोऽपि मनुजायुषः" બજારમાંથી બીજા પદાર્થો વેચાતા મળે છે, તેમ ગયેલો સમય ફરી મળી શકતો નથી. સામાને કરોડો અમૂલ્ય રત્નો દઇએ તો પણુ તેમાંના કોઇની તાકાત નથી કે, આપણુને ગએલો સમય પાછો લાવી દે આવી આવી અનેક સોનેરી શીખામણો પ્રભુએ દીધી તે ગૌતમ સ્વામીએ અંગીકાર કરીને જીવનમાં ઉતારીને કેવલજ્ઞાન મેળવ્યું. અનેક જીવોને પ્રતિબોધ કર્યો અને મુક્તિપદ મેળવ્યું વડીલની શીખામણુ માથે ચઢાવવાથી તે પ્રમાણે વર્તવાથી અનેક લાભ મળે છે દીવાળીનો અવસર આવો બોધદાયક છે એમ વડીલે પરિવારને સમજાવવું અને સીનેમા નાટક જોવામાં નાહકનો ખર્ચ થાય, પૈસા આપીને ઉજાગરો લેવાનો છે વિગેરે ગેરફાયદા જરૂર સમજાવવા. જેથી પરિવાર સદાચારી બને. ૩૫૭

એવી રીતે ઉપદેશ આપવાથી શું લાભ થાય ? તે જણાવે છે.—

એમ કરતાં લાભ એ પરિવાર દૃઢધર્મી બને,
ચાહે સુધર્મ શ્રવણુને પાલે સુજયણા ધર્મને;
સર્વને ભેગા કરી શ્રાવક શિખામણુ આપતા,
હંમેશ રાતે શીલધરના જીવન બહુ સમજાવતા. ૩૫૮

અર્થ:—શ્રાવક પોતાના કુટુંબી જનોને એકઠાં કરીને ધર્મનો ઉપદેશ આપે, તેથી તેઓ ધર્મમા દૃઢ આસ્થાવાળા બને છે ઉત્તમ શ્રીજિન ધર્મને સાંભળવાની ઇચ્છાવાળા થાય છે, તથા સારી જયણા પૂર્વક ધર્મને પાળે છે. એ પ્રમાણે લાભ થાય છે, માટે સુશ્રાવકો સર્વ કુટુંબ પરિવારને ભેગા કરીને ગમે હમેશાં ઉપદેશ આપે તેમા પણ સદાચારમાં મજબૂત બનાવવા માટે ઉત્તમ શીયલવાન શ્રી વિજયશેઠ વિજયા શેઠાણી વિગેરે સ્ત્રી પુરૂષોનાં દૃષ્ટાન્તો ઘણી વખત સમજાવવા ૩૫૮.

પૂર્વે કહ્યા પ્રમાણે જો શ્રાવક ઉપદેશ ન આપે તો તેને શું નુકસાન થાય? તે કહે છે.—

તેવું કરે નહિ શ્રાવકો જે પાપ કારણ તે બને,
પરિવાર ધર્મ ન પામવાથી જે કરે ચૌર્યાદિને;
વધ બંધ પામે પરભવે પણ દુઃખ લહે દુર્ગતિતણા,
એ સર્વમાં શ્રાવક ગણાય નિમિત્ત બોલે ગુણીજના. ૩૫૯

અર્થ:—જો શ્રાવક પોતાના કુટુંબને ધર્મનો ઉપદેશ ન આપે, તો તે પરિવારે કરેલા પાપમાં નિમિત્ત કારણ બને છે. કારણકે તેનો પરિવાર ધર્મ ન પામે તેથી ચોરી કરે, જૂઠ બોલે વિગેરે પાપકર્મ કરીને આ લોકમાં વધ-માર વિગેરે, બંધન એટલે દોરડાદિથી બંધાવવું વિગેરેને પામે, તથા પરભવમા દુર્ગતિના દુઃખની પ્રાપ્તિ થાય. આ બધામાં તે શ્રાવક નિમિત્ત ગણાય છે એ પ્રમાણે કેવલજ્ઞાની પૂજ્ય-પુરૂષો કહે છે. ૩૫૯.

પરિવાર અવળે રસ્તે દોરાય તેમા શ્રાવક કઇ રીતે નિમિત્ત ગણાય? તે સ્પષ્ટ સમજાવે છેઃ—

**ચોરાદિની રહેનાર મદદે ચોર ઇમ લોક સ્થિતિ,**
**પ્રસ્તુત વિષે પરિવાર પાપે હેતુતા તેની થતી;**
**પરિવાર પોષક શ્રાવકો બે ભેદથી પરિવારની,**
**સંભાળ કરતા દ્રવ્યની સગવડ દીએ વસ્ત્રાદિની. ૩૬૦**

અર્થ.—લોકમાં પણ એવો વ્યવહાર છે કે જે ચોરને સહાય કરનાર થાય તે પણ ચોર ગણાય. એમ ચાલતા પ્રસંગમાં પણ પરિવાર જે જે પાપ કરે તેમાં તે શ્રાવકની પણ હેતુતા–[1]કારણુતા થાય છે એમ જાણીને શ્રાવકે આ ધર્મોપદેશ દેવાના કાર્યમા હમેશાં તત્પર રહેવું પરિવારનું પોષણ કરનારા શ્રાવકો બે પ્રકારે પોતાના પરિવારની સંભાળ

---

૧ ઘરમાં પોતે વડો (મુખ્ય) કહેવાય, ને પરિવારને પ્રમાદને લઇને ન સમજાવે, ધર્મના રસ્તે ન દોરે, અધર્મના રસ્તાથી પાછા ન હઠાવે એમ મુખ્ય શ્રાવક ઉપેક્ષા કરે તેના પરિણામે પરિવારની ખરાબી થાય, અવિનીત બને, ઘડપણમાં પોતાનો વિનય ન જાળવે વગેરે માઠાં પરિણામ આવે છે. ખાવામા જે વડા નામનો પદાર્થ થાય છે, તે પણ સમજાવે છે કે હું કેટલી મુશ્કેલી વેઠીને 'વડુ' નામ પામુ છું વ્યાજબીજ છે કે વિદ્યાર્થી ભૂલે એમાં શિક્ષકની બેદરકારી એ પણ નિમિત્ત જરૂર કહી શકાય એમ ઉત્તમ શ્રાવકે પોતાનો પરિવાર દૃઢ ધર્મી કેમ બને? તેવા પ્રયત્નો જરૂર કરવા. બેદરકાર ન થવુ જોઇએ.

રાખે. એક તો દ્રવ્યથી સહાય આપે એટલે કુટુંબને વસ્ત્ર, ધાન્ય વગેરે વડે પોષણ કરે ૩૬૦.

હવે આ ગાથામાં ભાવ પોષણનો અર્થ કહે છેઃ—

ભાવથી પરિવારને યોજે નિરંતર ધર્મમાં,
સમજાવતા પણ તે કરે નહિ ધર્મસાધન તેહમાં;
નિર્દોષ આરાધક કહ્યો સિદ્ધાતમાં તે શ્રાદ્ધને,
તે નહિ પરિવાર કેરા પાપનું કારણ બને. ૩૬૧

અર્થઃ—શ્રાવક પોતાના પરિવારને હમેશાં ધર્મકાર્યમાં જોડે તે ભાવથી પરિવારનું પોષણ કર્યું કહેવાય હવે શ્રાવક પોતાના પરિવારને ધર્મની આરાધના કરવાનું સમજાવે તે છતાં જો તેઓ ધર્મની સાધના ન કરે, તો સિદ્ધાન્તમાં તે શ્રાવકને નિર્દોષ–દોષ રહિત એટલે આરાધક–ધર્મની આરાધના કરનારો (બીનગુનેગાર) કહ્યો છે. તેથી તે પરિવારના પાપમાં નિમિત્ત કારણ બનતો નથી. ૩૬૧.

શ્રાવકે કેવા પ્રકારની દેશના પરિવારને દેવી ? તે જણાવવાના પ્રસંગે કેવા સ્થાનમાં ન વસવું ? તે જણાવે છે.—

દેશના પરિવારને શ્રાવક દીએ ઇમ શાંતિથી,
જ્યાં ઉપાશ્રય જિનભુવન સાધર્મિકો વસતા નથી;
ત્યાં કદી વસવું નહિ સાધર્મિકાદિક યોગથી,
જીવન બને બહુ ધર્મવાસિત અલગતા સાવદ્યથી. ૩૬૨

અર્થઃ—પૂર્વે કહ્યા પ્રમાણે શ્રાવક શાંતિ અને પ્રેમ પૂર્વક સમજાવીને પરિવારને ધર્મનો ઉપદેશ આપે તે આ પ્રમાણે–જ્યાં ઉપાશ્રય ન હોય, જિનભુવન એટલે દેરાસર ન

હોય તથા સાધર્મિકો પણ રહેતા ન હોય તેવા સ્થાનમાં આપણે કદી રહેવુ ન જોઇએ કારણકે સાધર્મિક વિગેરેના સંબંધથી જીવન ધર્મ પ્રત્યે અધિક વાસનાવાળું (ધર્મિષ્ઠ) થાય છે, તથા સાવદ્યથી એટલે પાપવાળા કાર્યોથી અલગ રહેવાની ઇચ્છા થાય છે. ૩૬૨.

સાધર્મિકના બે પ્રકાર કહે છે.—

જાતિ કુલ કર્માદિ સરખા જેહના તે દ્રવ્યથી,
ભવભીરૂ ધર્મપરાયણા સાધર્મિકો એ ભાવથી;
સાધર્મિસંગી નિશ્ચયે જિન ધર્મરંગી પણ બને,
દુર્જન કુસંગ તજી નિરાંતે સાધજો જિન ધર્મને. ૩૬૩

અર્થ:—જેમના જાતિ, કુલ તથા કર્માદિ એટલે વ્યાપાર વિગેરે કાર્યો સરખા હોય તે દ્રવ્યથી સાધર્મિક જાણવા, તથા જેઓ સંસારથી ભય પામનારા, ધર્મમાં તત્પર હોય તે ભાવ સાધર્મિક જાણવા માટે જેઓ ભાવ સાધર્મિકની સોબત કરનારા હોય છે, તેઓ જરૂર જૈન ધર્મમાં રાગવાળા થાય છે માટે સાધર્મિક જ્યાં હોય તેવા સ્થળમાં રહેવુ. વળી તમે દુર્જન એટલે નઠારા[1] માણસોની ખરાબ સોબત છોડી દઇને શાંતિ પૂર્વક જૈન ધર્મની આરાધના કરજો ૩૬૩.

શ્રાવકોએ કોની કોની સોબત ન કરવી તે જણાવે છે:—

વેશ્યા જુગારી ભાટ ચારણ નટ શિકારી ધીવરો,
ઠાકોર ઠગ સોની પ્રમુખનો સંગ હોય ભયંકરો;

૧ દુસત નિકસ બસીએ નહિ, વસી ન કરીએ વાત;
દિલ્લી બોર સંગતે, છેદત ઉનકે પાત. ૧

**ઘર હાટ પાસે તાસ ન કરો તેમ મૈત્રી છોડજો,**
**એકાંત માર્ગ પ્રરૂપકોની સાથ પરિચયને તજો. ૩૬૪**

અર્થ—વેશ્યાની[1], જુગારીની, ભાટ, ચારણ, નટ, શિકારી, ધીવર-માછીમાર, ઠાકોર-કોળી અથવા રજપૂત, ઠગ[2] ઠગબાજી કરનાર તથા સોની વગેરેનો સંગ ભયંકર-નુકસાનકારક છે, માટે તે તજવા યોગ્ય છે તેઓની પડોશમાં ઘર, હાટ (દુકાન) વિગેરે ન કરવું, વળી તેઓની સાથે દોસ્તી ન કરવી વળી જેઓ એકાંત[3] માર્ગની પ્રરૂપણા કરનારા છે તેવા મિથ્યાત્વીની સોબત પણ નજ કરવી ૩૬૪.

આ ગાથામાં મિથ્યામતિઓની સોબત તજવાનુ કારણ જણાવે છે.—

---

૧ પાસા વેસા અગ્ગી, જલ ઠગ ઠક્કુર સોનાર,
એ દશ ન હુઈ અપ્પણા મકણ બહુઅ બિડાલ ॥ ૧ ॥

૨ સત્તર પાચ પંચાણુ-એ મૂક્યા છૂટના, લાવ પટેલ! સોમા બે ઓછા એવુ કરનાર ઠગ કહેવાય તેમજ "મુખમે રામ બગલમે છૂરી, ભગત ભલા પણ દાનત બૂરી" આવુ કરનાર પણ ઠગ કહેવાય.

૩ એકાત માર્ગ-જેઓ વસ્તુની-દ્રવ્યની દરેક બાજુ નહિ તપાસતા એકજ દૃષ્ટિથી જોનાર છે, તેઓ એકાત માર્ગ પ્રરૂપક જાણવા જેમકે જીવ એકાત નિત્ય છે, અથાવા એકાન્ત અનિત્ય છે એવી પ્રરૂપણા કરનાર જ્યારે જિનેશ્વર ભગવંતોએ દ્રવ્યની દરેક બાજુ જોઇને પ્રરૂપણા કરી છે, જેમકે જીવ દ્રવ્યની અપેક્ષાએ નિત્ય પણ છે અને પર્યાયની અપેક્ષાએ અનિત્ય પણ છે. માટે તેમનો માર્ગ શ્રેષ્ઠ અનેકાન્ત માર્ગ કહેવાય છે.

સહવાસ સંલાપાદિ કરતાં અથીર દર્શન સંપજે,
જન દર્શન શંકા કરે બુધ તાસ મંદિર ગતિ તજે;
કુલવધૂ વેશ્યા ઘરે જો જાય તો જન શીલની,
શંકા કરે તિમ અન્ય દર્શન મંદિરે સમ્યક્ત્વની. ૩૬૫

અર્થ:—મિથ્યાત્વીઓની સાથે સહવાસ એટલે સોબત કરવાથી, તથા સલાપાદિક એટલે વારંવાર વાતચીત કરવાથી દર્શનમાં–સમકિતમાં અસ્થિરતા થાય છે. અથવા સમકિતની મલીનતા થાય છે, વળી બીજા માણસો તે પરિચય કરનારના સમકિતને વિષે પણ શંકા કરે છે. માટે સમજુ ડાહ્યા માણસોએ તેમના મદિર (ઘર) માં જવાનો ત્યાગ કરવો. જેમ કોઈ કુલીન શીયલવતી સ્ત્રી–વેશ્યાના ઘરે જાય, તો જોનારા માણસો તેણીના શીલમાં શકા કરે છે, તેમ અન્ય ધર્મવાળાના મંદિરમાં જવાથી બીજા જોનાર માણસો જનારા જીવોના સમકિતમાં શંકા કરે છે ૩૬૫

વળી અન્ય દર્શનીના મદિરે જવાથી થતા બીજા ઘણાં ગેરલાભ જણાવે છે––

જાનાર પર મિથ્યાત્વની પુષ્ટિ કરે બોધિ હણે,
એ કારણે કરશો નહિ મિથ્યાત્વીના સંગાદિને;
નિજ દર્શને પણ છંડવા પાર્શ્વસ્થ આદિક પાંચને,
સહવાસ આદિ કરંત કાયક્લેશ બાંધે પાપને. ૩૬૬

અર્થ:—જે અન્ય મતિના મદિરમાં જાય છે તે બીજાના મિથ્યાત્વની પુષ્ટિ કરે છે કારણકે તેને અન્યના મંદિરમાં

જતો જોઇને બીજાઓને પણ એમ થાય કે એ ધર્મ સારો છે. નહિ તો આ ગુણી જીવ જાય કેમ? વળી જનાર પોતાના સમ્યકત્વનો નાશ કરે છે. આ કારણથી હે શ્રાવકો! તમે મિથ્યાત્વીઓની સોબત-પરિચય વિગેરે કરશો નહિ. એ પ્રમાણે અન્ય દર્શનીની સોબત તજવી એટલુંજ નહિ, પણ પોતાના દર્શનમાં પણ [1]પાર્શ્વસ્થ વગેરે પાંચની સોબત ન કરવી કારણ કે તેવા વેશધારીઓની સોબત વંદન-ભક્તિ વગેરે કરવાથી ફક્ત કાયકલેશજ થાય છે અને વધારામાં પાપકર્મો બંધાય છે. ૩૬૬.

શ્રાવકે પરિવારને કહેવું કે અવિરતિની સોબત ન કરવી એ જણાવે છે:—

**અવિરતિના સ્થાનમાં ગમનાગમન કરશો નહિ,**
**આલાપ સંલાપાદિ તજવા લાભ એથી રજ નહિ;**
**ગમનાદિથી બંધાય પ્રીતિ એહથી દાક્ષિણ્યતા,**
**કરવું પડે કીધેલ કારજ સુગુણ પણ દૂષિત થતાં. ૩૬૭**

**અર્થ:**—વળી અવિરતિ એટલે જેઓ વ્રત પચ્ચખ્ખાણ રહિત છે તેમના સ્થાનમાં ગમનાગમન એટલે જવું આવવું

---

૧ પાર્શ્વસ્થાદિ પાંચ-૧ પાર્શ્વસ્થ-મિથ્યાત્વ રૂપી પાસમા રહેનાર અથવા માત્ર મુનિ વેષધારી છતા તે પ્રમાણે નહિ વર્તનાર ૨ અવસન્ન-શીથીલાચારી ૩ કુશીલ-આચાર રહિત ૪ સંસક્ત-સોબત પ્રમાણે વર્તનાર, ૫ યથાછંદ-મરજી મુજબ વર્તનાર આ પાચ પ્રકારના વેષધારી (મુનિ વેષ ધારણ કરનાર) ની સોબત ન કરવી.

નહિ તેઓની સાથે આલાપ[1] સંલાપ[2] વગેરે છોડી દેવા, કારણકે તેથી જરા પણ લાભ નથી અને નુકસાન થાય છે. કારણકે જવા આવવાથી પરસ્પર સ્નેહ બંધાય છે, અને સ્નેહને લીધે તેણે કહેલા કાર્યમાં દાક્ષિણ્યતા-ડહાપણ કરવું પડે છે, તેથી ઉત્તમ ગુણો પણ મલીન થાય છે, માટે તમે અવિરતિ જનોની સોબત કરશો નહિ, એમ શ્રાવકે પરિવારને કહેવું ૩૬૭.

અવિરતિવાળા જીવોના સંગથી બીજા પણ અનેક ગેરલાભ થાય છે તે જણાવે છે:—

**દર્શને માલિન્ય હોવે ધર્મ વિણસે એહથી,**
**ધર્મ નાશે ભવભ્રમણ હોવે જરૂર ખોટું નથી;**
**સર્વત્ર કરવું ઉચિત કરવો રાગ ગુણમાં પ્રભુતણા,**
**વચને કરો પ્રીતિ રહો મધ્યસ્થ દોષે અગુણના. ૩૬૮**

અર્થ:—વળી અવિરતિની સોબતથી સમકિતમાં મલીનતા થાય છે. તેથી ધર્મનો વિનાશ થાય છે. અને ધર્મનો નાશ થવાથી આ સંસારમાં જરૂર રખડવું પડે છે, તેમાં જરાએ ખોટું નથી, માટે તેમ કરવું નહિ, અને સર્વ સ્થળે વખત વિચારીને કામ કરવું. ગુણને વિષે રાગ ધારણ કરવો. પ્રભુના વચનમા પ્રીતિ કરવી, તથા ગુણ રહિત જીવોના દોષ જોતાં માધ્યસ્થ્ય ભાવ રાખવો તેવાને સમજાવવા, છતાં ન સમજે તો તેના પ્રત્યે ઉદાસીનતા રાખવી, પણ તેના પ્રત્યે કોપ કરવો નહિ ૩૬૮.

---

[1]–[2] આલાપ એટલે એક વાર વાતચીત કરવી અને સંલાપ એટલે વારંવાર વાતચીત કરવી તે.

હવે શ્રાવકે પરિવારને વ્રતોને આશ્રીને ઉપદેશ આ પ્રમાણે દેવો જોઈએ:—

હિંસા તજો ચોરી વચન જુઠા વદો નહિ સર્વદા,
પર્વમાં શીલ જરૂર પાલો જો બને નહિ સર્વદા;
પરિગ્રહે પરિમાણ કરવું રાત્રિ ભોજન પરિહરો,
દિગ્ગમન ભોગોપભોગે માન પણ રંગે કરો. ૩૬૯

અર્થ:—તમે હિંસાનો ત્યાગ કરજો, ચોરીનો ત્યાગ કરજો, તથા અસત્ય વચન બીલકુલ બોલશો નહિ. વળી હમેશને માટે બ્રહ્મચર્ય પાળવું ન બની શકે તો પર્વના દિવસોમાં તો જરૂર શીલ પાળવું, વળી પરિગ્રહ–ધન ધાન્ય વગેરે નવ પ્રકારનો છે તેનું પરિમાણ કરવું, તથા રાત્રીએ જમવાનું બંધ કરજો વળી દિગ્ગમન એટલે દિશાઓમાં જવાનું પરિમાણ કરો તથા ભોગોપભોગને વિષે પણ હોશથી પરિમાણ કરો એક વાર ઉપયોગમાં આવે તેવી વસ્તુઓ ભોગમાં ગણાય છે; જેવા કે ધાન્ય, ફૂલ વગેરે તથા વારંવાર ઉપયોગમાં આવે તેને ઉપભોગ અથવા પરિભોગ કહે છે. જેવા કે ઘર, વસ્ત્ર વિગેરે આ વસ્તુઓને વાપરવાની સંખ્યાનો ખૂશી થઈને નિયમ કરો ૩૬૯.

ઉત્તમ શ્રાવકે પરિવારને બીજી પણ આવી શીખામણ દેવી જોઈએ:—

બંધાય જેથી ચીકણાં બહુ કર્મ કર્માદાનને,
ના સેવજો માખણ મદિરા માંસ મધ એ ચારને;

પરિહરો જીવતાં સુધી બાવીશ સર્વ અભક્ષ્યને,
ભક્ષ્યનું પરિમાણ કરજો ધારતાં સંતોષને. ૩૭૦

અર્થ:—તમે જેથી ઘણાં ચીકણાં કર્મ બંધાય તે [1]કર્માદાનને બીલકુલ સેવશો નહિ. વળી માખણ, મદિરા-દારૂ, માંસ અને મધ એ ચાર અભક્ષ્ય વિગઇઓ વાપરવાની છોડી

---

૧ જેથી ઘણા કર્મોનું આવવું (આત્મા સાથે બંધાવવું) થાય તે કર્માદાન ૧૫ છે તે આ પ્રમાણે–

૧ અંગારકર્મ—કુંભાર, ભાડભુંજા વગેરેનું અગ્નિ સંબંધી કામ.
૨ વનકર્મ—ખેતી, બાગ, બગીચા વગેરે કરવા તે.
૩ સાડીકર્મ—ગાડા, ગાડી વગેરે સંબંધી કર્મ
૪ ભાટીકકર્મ—ઘર, દુકાન, ઘોડા વગેરે ભાડે આપવા
૫ સ્ફોટિક કર્મ—કુવા, વાવ, તળાવ વગેરે ખોદવા ખોદાવવા.
૬ દંતવાણિજ્ય—દાંત, હાડકા વગેરેનો વ્યાપાર.
૭ લાખવાણિજ્ય—લાખ, કસુંબો, હડતાલ વગેરેનો વ્યાપાર.
૮ રસવાણિજ્ય—ઘી, તેલ, વગેરેનો વ્યાપાર
૯ કેશવાણિજ્ય—વાળ, પીછા વગેરેનો વ્યાપાર.
૧૦ વિષવિષયવાણિજ્ય—અફીણ, સોમલ, ઝેર વગેરેનો તથા શસ્ત્રાદિકનો વ્યાપાર
૧૧ યન્ત્રપીલ્લણકર્મ—ઘંટી, ખાણીયો, ઘાણી વગેરેનું કામ
૧૨ નિર્લાછનકર્મ—બળદ વગેરે જનાવરને આંકવા
૧૩ દવદાનકર્મ—વનમા અગ્નિ લગાડવો વગેરે.
૧૪ સરદ્રહશોષણ કર્મ—સરોવર, તલાવ વગેરેના પાણીનું શોષણ કરાવવું તે
૧૫ અસતી પોષણકર્મ—હિંસક પશુ વગેરે તથા વ્યભિચારી વગેરેનું પોષણ કરવું તે

દેજો. કારણકે તેથી ઘણા જીવોની હિંસા થાય છે, તથા જાવ-જ્જીવ સુધી સર્વ પ્રકારના બાવીસ અભક્ષ્યનો ત્યાગ કરજો, વળી ભક્ષ્ય વસ્તુઓ વાપરવામાં પણ સંખ્યાનો નિયમ કરીને સંતોષને ધારણ કરજો. ૩૭૦.

ધર્મિષ્ઠ શ્રાવકો પરિવારને દયાળુ બનાવવા આવી પણ ઉપયોગી શિખામણ જરૂર આપે:—

**ઇંધણ ન આખા બાળવા જીવાત બહુ આખા વિષે,**
**ધાન્ય શોધી રાંધવું આદર ધરી કરૂણા વિષે;**
**ભાજન ન ખુલ્લા રાખવા ખુલ્લા કદી જો રાખીએ,**
**તેમાં પડી જીવો મરે તેથીજ ઢાંકી રાખીએ. ૩૭૧**

અર્થ:—લાકડાં આખા બાળવા નહિ કારણકે આખા લાકડામાં ઘુણા વગેરે ઘણી જીવાત હોય છે વળી લાકડાં, છાણાં, કોલસા વગેરે સળગાવતાં બરાબર તપાસવા અને ધાન્ય બરોબર શુદ્ધ કરીને–જીવાત વગેરેની બરાબર તપાસ કર્યા પછી રાંધવું, એ પ્રમાણે કરૂણા–દયા ભાવને વિષે આદર રાખવો. વળી ઘી, તેલ વગેરેનાં વાસણો ખુલ્લાં ન રાખવા, કારણકે જો ખુલ્લાં વાસણ રાખીએ તો ઉડતાં જીવો તેમાં પડીને મરણ પામે છે, તેથી જીવહિંસા લાગે છે, માટે વાસણ ઢાંકી રાખવા ખુલ્લા વાસણમાં રહેલી વસ્તુ ખાવાથી પોતાને રોગાદિ થવાથી અનેક જાતનું નુકશાન થાય છે એમ વાસણને ઢાંકવામાં પોતાની અને બીજાની રક્ષા (બચાવ) થાય છે માટે તમે વાસણ ઉઘાડા રાખશો નહિ ૩૭૧

હોઝ વગેરે જલાશયમાં પડીને જલ રમત ન રમવી, એમ પરિવારને શ્રાવકે કહેવું જોઇએ:—

**જલરમતમાં જલજીવ ત્રસ જીવો મરે તિણ એ તજો,**
**નિજ વાયુકાય વિરાધના જાણી ન હીંચકા હીંચજો;**
**ઉપઘાત વધ જાણી અજાદિક યુદ્ધ કદી ન કરાવજો,**
**નુકશાન હોય જુગારથી સઘલા વ્યસનને છોડજો. ૩૭૨**

અર્થ—વળી પાણીની ક્રીડા કરવાથી અપકાયના જીવો મરે છે, તથા તે પાણીમાં રહેલા જલચર ત્રસ જીવોનો પણ નાશ થાય છે માટે તમે પાણીની રમતનો ત્યાગ કરજો. વળી પોતાને નુકશાન થતું હોવાથી અને વાયુકાય જીવોનો નાશ થતો હોવાથી હીચકા હીચવા નહિ તથા જેમાં ઉપઘાત–અવયવોનો નાશ તથા વધ–મૃત્યુ થાય છે તેવા બકરા, કૂકડા, પાડા વગેરેનાં યુદ્ધ કદાપિ કરાવવા નહિ તથા જુગાર, સટ્ટો વગેરે કરવાથી ભયંકર નુકસાન થાય છે એવું જાણીને સઘળા (સાત) વ્યસનોનો ત્યાગ કરજો ૩૭૨.

હવે શ્રાવકે પરિવારને ચાર પ્રકારની વિકથાઓને છોડવાનુ કહેવુ તે જણાવે છે. તેમાં આ ગાથામાં પ્રથમ સ્ત્રી કથાથી થતા ગેરલાભ બતાવે છે:—

**સ્ત્રી કથાથી મોહ વધતો હાણ ધર્મતણી હુવે,**
**શીલ ગુપ્તિ વિનાશ ભણતરનો ઘટાડો પણ હુવે;**
**સંગ આદિક દોષ બહુ પરભવ વિષે પણ દુર્ગતિ,**
**એમ જાણી સ્ત્રી કથા કરીએ નહિ થઇ સન્મતિ. ૩૭૩**

અર્થ—સ્ત્રીકથા એટલે સ્ત્રીઓની સુંદરતા, લાવણ્ય વગેરે સંબંધી વાર્તાલાપ કરવો આ સ્ત્રીકથાથી સ્ત્રીઓની

સુંદરતા, હાવ ભાવ વગેરે વર્ણન સાંભળવાથી મોહ-રાગ-કામની વૃદ્ધિ થાય છે. તથા ધર્મમાં હાણુ-નુકસાન અથવા હાનિ થાય છે. સ્ત્રીકથામાં મન આસક્ત થવાથી ધર્મકાર્યમાં ચીત્તની સ્થિરતા થતી નથી. શીયલની ગુપ્તિ-વાડનો નાશ થાય છે તથા ધાર્મિકાદિ અભ્યાસમા પણ મન ઠેકાણે ન રહે તેથી ઘટાડો થાય છે. કારણકે એકાગ્રતા વિના અભ્યાસ બની શકતો નથી સ્ત્રી કથાથી આસક્તિ વગેરે ઘણા પ્રકારના દોષ પ્રકટે છે, અને પર ભવમાં નરકાદિ અશુભ ગતિની પ્રાપ્તિ થાય છે. આ પ્રમાણેના દોષો જાણીને શુભ મતિવાળા થઇને તમે સ્ત્રીકથા કરશો નહિ ૩૭૩.

હવે બીજી ભક્ત (ભોજન સંબંધી) કથા તથા ત્રીજી દેશકથા તથા ચોથી રાજકથા કરવાથી કયા કયા ગેરલાભ થાય? તે જણાવે છે.—

**સ્ત્રી કથાની જેમ ભેદો ચાર ભક્તકથા તણા,**
**આહારની વાતો કરંતા ગેરલાભ હુવે ઘણા;**
**એથીજ ભક્ત કથા તજો જનપદ કથા નવરા કરે,**
**નિગ્રહાદિક દોષ જાણી કોણ રાજકથા કરે? ૩૭૪**

અર્થઃ—સ્ત્રી કથાની પેઠે ભક્તકથા એટલે ભોજન સંબંધી કથાના પણ ચાર[1] ભેદ છે આહાર સંબંધી વાતો

---

૧ ભક્ત કથાના ચાર ભેદ આ પ્રમાણે-૧ આવાપ કથા-શાક ઘી વગેરેના સારા નરસાપણાની કથા, ૨ નિર્વાપ કથા-પાચ દશ પ્રકારના શાકનુ નિરૂપણ કરવું તે, ૩ આરંભ કથા-પ્રાણીઓના વધ સંબંધી કથા કરવી તે, ૪ નિષ્ઠાન કથા-વધારે ખર્ચથી થતા ભોજનની કથા કરવી તે

કરવાથી ઘણી જાતના ગેરફાયદા છે. કારણ કે આહારની વાતો સાંભળીને સારી સારી વસ્તુઓ ખાવાની ઇચ્છા થાય છે તેથી મન આહારમાં દોડયા કરે છે, તેથી તેના પ્રત્યે આસક્તિ વધ્યા કરે છે, અને ખાવામાં નિયમ ન રાખે તો આરોગ્યને પણ નુકસાન થાય છે માટે ભોજન સબંધી કથાનો ત્યાગ કરજો, તથા જનપદ એટલે દેશ સબંધી કથા કામ ધંધા વિનાના નવરા માણસો કરે છે અમુક દેશ સારો છે અમુક ખરાબ છે અમુક દેશના માણસો અમુક પ્રકારના છે તે દેશકથા જાણવી વળી ચોથી રાજકથા એટલે રાજા સબંધી કથા પણ ન કરવી કારણકે તેમાં રાજ્ય તરફથી નિગ્રહ એટલે કેદ, દંડ વગેરેનો ભય રહેલો છે માટે આ ચાર પ્રકારની કથા જે વિકથાના નામે ઓળખાય છે તેનો ત્યાગ કરીને તમે એક ધર્મકથા કરજો ૩૭૪

પહેલાં કહેલી ચાર વિકથા સિવાયની બીજી પણ વિકથા તમારે કરવીજ નહિ એમ શ્રાવકે પરિવારને કહેવું એ જણાવે છે:—

**મલ્લાદિ પાંચ તણી કથા પણ રાગ દોષ વધારતી,**
**વિકથા કરંતા ધર્મ હાનિ પરભવે પણ દુર્ગતિ;**
**વિસ્તાર સ્થાનાંગે ઘણો વિકથા કદી કરીએ નહિ,**
**નિષ્કારણે શસ્ત્રાદિ પરજનને કદી દઇએ નહિ. ૩૭૫**

અર્થ:—મલ્લ વગેરે પાંચની[૧] કથા પણ કરવી નહિ.

---

૧ મલ્લ વગેરે પાચ આ પ્રમાણે—૧ મલ્લકથા—બાહુવડે લડનારની કથા ૨. નટકથા—નાચ કરનારાની કથા, ૩ નાટકકથા—નાટક કરાવનારની કથા, ૪ મુષ્ટિકકથા— મુષ્ટિ વડે યુદ્ધ કરનારની કથા, ૫ સગ્રામકથા—યુદ્ધ કરનાર સૈનિકોની કથા.

કારણ કે તે પણ રાગ દ્વેષમાં વધારો કરે છે વળી વિકથા કરવાથી ધર્મની હાનિ આ ભવમાં થાય છે અને પરભવમાં તેથી દુર્ગતિ મળે છે આ સંબંધી સ્થાનાંગ સૂત્રના ચોથા અધ્યયનમાં ઘણો વિસ્તાર કહેલો છે. માટે તમે કદાપિ પણ વિકથા કરશો નહિ વળી હિંસાના સાધન શસ્ત્ર વગેરે નિષ્કારણે એટલે ખાસ સગાઇ આદિ કારણ વિના બીજાને આપવા નહિ કારણ કે તેનાથી બીજો જે પાપકર્મ કરે છે તેમાં આપનારો નિમિત્ત કારણ થાય છે ૩૭૫

ઉત્તમ શ્રાવકે પરિવારને કહેવું કે તમારે બીજાને આવો પાપનો ઉપદેશ ન દેવો જોઇએ:—

ક્ષેત્રને ખેડો ન કિમ? ન પલોટતા કિમ બળદને,
ધર્મી તમે કરશો નહિ એ પાપના ઉપદેશને;
શરૂ ના કરો સાવદ્ય તેવું જોઇ જે બીજા કરે,
પર્વમાં લિંપન પ્રમુખની પ્હેલ બુધ જન ના કરે. ૩૭૬

અર્થ:—તમે ખેતર કેમ ખેડતા નથી? તમે આ બળદને કેમ પલોટતા નથી–એટલે હળ સાથે અથવા ગાડા વગેરેમાં કેમ જોડતા નથી? આવા પ્રકારના પાપના ઉપદેશને હે ધર્મી શ્રાવકો! તમે કોઇની આગળ કરશો નહિ વિશેષમાં તેવા પ્રકારના સાવદ્ય–પાપવાળા કામની શરૂઆત તમારે પોતે કરવી નહિ, કે જે જોઇને બીજાઓ પણ તેનું અનુકરણ કરે વળી પર્વના દિવસોમાં લિંપવું વગેરે કાર્યની શરૂઆત પંડિત–સમજુ માણસો કરતા નથી એવું કરતાં જોઇને બીજા માણસો

પણ તેવું કરવા માંડે, માટે તમે તેમ કરશો નહિ ખરી રીતે પર્વ દિવસોમાં એટલે ત્રણ ચોમાસાની અઠ્ઠાઇ, પર્યૂષણા, મૌનએકાદશી, જ્ઞાનપંચમી વિગેરે પવિત્ર દિવસોમાં આરંભ સમારંભ થાયજ નહિ. તો પછી તેવા કામની મ્હેલ તો કરાયજ શેની? ૭૬

શ્રાવકે પરિવારને સમજાવવું જોઇએ કે પાણીનો ઉપયોગ આવી રીતે કરવો તે જણાવે છે—

પાણી ગળીને માપસર નિજ કાર્યમાં લેજો સદા,
સંઘરો નિર્જીવ ચોખ્ખા ધાન્ય આદિક સર્વદા;
પરિભોગ કરજો બહુ તપાસી જીવદયા દીલમાં ધરી,
જયણાતણું ફલ હીન પણ સૌધર્મની ઋદ્ધિ ભલી. ૩૭૭

અર્થ:—હે શ્રાવકો! તમારે પાણીની વપરાશ પણ પાણીને સારી રીતે ગળીને કરવ તથા માપસર એટલે જેટલું જોઇએ તેટલુ વાપરવું પણ નકામું ઢોળવું નહિ. પાણીના નળ વગેરે કામ વિના નકામા છૂટા મૂકવા નહિ. વળી ચોખા, ઘઉં વગેરે અનાજ પણ સારી રીતે તપાસીને ધનેરાં ઇયળ વગેરે જેમાં ન હોય તેવા પ્રકારનું સંઘરવું (રાખવું) વળી તે વાપરતી વખતે પણ જીવ દયા હૃદયમાં ધારણ કરીને બરોબર તપાસ કરવી જીવજંતુવાળા હોય તે બરોબર સાફ કરીને વાપરવા અત્યંત સડેલાં હોય તો ઉચિત સ્થાનકે મૂકીને ત્યાગ કરવા, પણ વાપરવા નહિ. આ પ્રમાણે જેઓ કાળજીપૂર્વક જયણા રાખે છે તેઓ જયણાના ઓછામાં ઓછાં ફળરૂપે પણ સૌધર્મ નામના પ્રથમ વૈમાનિક દેવની

સારી ઋદ્ધિને પ્રાપ્ત કરે છે એટલે જયણા સાચવવાથી પહેલા દેવલોકની તો ઋદ્ધિ જરૂર મળેજ. અને ઉત્તમ ભાવથી સારામાં સારી જયણા પાળે તો તેથી વધારે પણ લાભ મળી શકે છે ૩૭૭

આળસુ બની જયણા છોડવી નહિ એમ કહી શ્રાવકે કેવા અભિગ્રહ કરવા ? તેની સૂચના કરે છે.—

આળસ કરી જયણા તજંતા સુસઢની જિમ દુઃખ લહે,
પ્રબલ પુણ્યે ધર્મસામગ્રી મળી ઇમ પ્રભુ કહે;
કર્મ બંધનથી બચી રાચી વ્રતાદિક પાલતા,
શ્રાદ્ધ સાચા વર અભિગ્રહ આ પ્રમાણે ધારતા. ૩૭૮

અર્થઃ—પરંતુ જેઓ આળસ કરીને જયણાનો ત્યાગ કરે છે, તેઓ સુસઢની જેમ અત્યંત દુઃખ પામે છે આ બાબત વીતરાગ દેવે વારવાર કહ્યું છે કે ધર્મની સામગ્રી પ્રબળ પુણ્યના ઉદય વડે મેળવાય છે એવું સમજીને ધર્મારાધનમાં તમે ઉદ્યમ કરજો. એવી શિખામણ કુટુંબને આપીને સાચા શ્રાવકો જેથી કર્મ બંધ થાય તેવા કાર્યોમાંથી છૂટીને આનંદપૂર્વક વ્રતોનું પાલન કરે છે. અને આ પ્રમાણે (આગળ કહેવાય છે તેમ) ઉત્તમ અભિગ્રહને ધારણ કરે છે ૩૭૮

શ્રાવક કઇ જાતના અભિગ્રહને ધારણ કરે ? તે કહે છેઃ-

કાલ ત્રણ જિનવંદના નિજશક્તિ ભાવ વિચારીને,
નવકારશી આદિક કરીશ શીખેલ સંભારીશને;
થોડું ઘણું પણ નવું ભણીશ હું સાંભળીશ ગુરૂવેણને,
લાભ એથી બહુ મલે જાણે હિતાહિત માર્ગને. ૩૭૯

અર્થ:—સવારે, મધ્યાન્હે અને સાંજે એ ત્રણે કાળ જિનવંદના એટલે દેરાસરમાં જઇ પ્રભુને અવશ્ય વંદન કરીશ (૧) તથા પોતાની શક્તિ અને પરિણામ વિચારીને ઓછામાં ઓછું નવકારસીના પચ્ચખ્ખાણથી માંડીને બની શકે તેવું પચ્ચખ્ખાણ કરીશ, (૨) વળી હું પ્રથમ જે શીખ્યો છું તેને સભારીશ–યાદ કરીશ, (૩) દરરોજ થોડું ઘણું પણ નવું જરૂર ભણીશ (૪) તથા ગુરૂ મહારાજના વચનોને–વ્યાખ્યાનને દરરોજ સાંભળીશ અને તે પ્રમાણે વર્તન કરીશ. (૫) કારણ કે તે પ્રમાણે સાંભળવાથી અને વર્તવાથી ઘણો લાભ થાય છે, તથા તેવા જીવો હિતાહિત માર્ગ એટલે આત્માને લાભ કરનાર રસ્તાને તથા નુકસાન કરનાર માર્ગને જાણે છે. ૩૭૯

અમુક સંખ્યામાં ગણીશ નવકાર અથવા શ્લોકને,
ગુરૂભક્તિ જરૂર કરીશ વ્હોરાવીશ ઔષધ આદિને;
ખબર રાખીશ ગ્લાન ગુરૂની જરૂર પડતાં વૈદ્યને,
લાવી કરાવીશ હું દવા નિજ શક્તિથી ધરી ભાવને. ૩૮૦

અર્થ:—અમુક સંખ્યામાં એટલે પાંચ, દશ, પચીસ કે તેથી વધારે સંખ્યામાં વખત પ્રમાણે નવકાર મંત્ર અથવા શ્લોકો ગણીશ (૬) ગુરૂ મહારાજની ભક્તિ–વિનય વૈયાવચ્ચ અવશ્ય કરીશ ઓષડ વગેરે જે વસ્તુઓની જરૂર હશે તે વ્હોરાવીશ ગ્લાન એટલે રોગી મુનિરાજની ખબર રાખીશ તેમની બરોબર સંભાળ રાખીશ વળી ખાસ વૈદ્યની જરૂર હશે તો વૈદ્યને બોલાવી લાવીને પોતાની શક્તિ પ્રમાણે ભાવપૂર્વક હું ગુરૂ મહારાજની દવા કરાવીશ. (૭) ૩૮૦

શાસ્ત્રમાં પાંચ પ્રકારના સાધુઓને વ્હોરાવવામાં વિશેષ લાભ કહ્યો છે:—

પાંચને સવિશેષ વ્હોરાવીશ શુદ્ધ ઘૃતાદિને,
માર્ગથી થાકેલ માંદા શ્રુત ભણંતા સાધુને;
લોચવાળા તપસીને તપના સુઉત્તર પારણે,
દાન દેતાં લાભ પુષ્કળ એમ ભાખ્યું પ્રવચને. ૩૮૧

અર્થ:—વળી આવા પાંચ પ્રકારના સાધુઓને શુદ્ધ, ઘી, દૂધ વગેરે વ્હોરાવીને ઉલ્લાસથી અધિક ભક્તિ કરીશ. તે પાંચ સાધુએ જણાવે છે. ૧ જેઓ ઘણે છેટેથી વિહાર કરીને આવવાથી થાકેલા હોય ૨ માંદાં હોય ૩ જે સાધુ શ્રુતનો વિશેષ અભ્યાસ કરનારા હોય ૪ લોચવાળા સાધુ તથા ૫ તપસ્વી મુનિરાજ જેઓ તપની પૂર્ણતાએ પારણા માટે વ્હોરવા આવેલા હોય આ પાંચ ઉત્તમ સુપાત્રોની ઘી દૂધ વગેરે વિશેષ આપવા વડે હું ભક્તિ કરીશ, આવો ઉત્તમ અભિગ્રહ શ્રાવકે કરવો જોઇએ શ્રાવકે ગુણવંતા તમામ મુનિરાજની ભક્તિ કરવી પણ ઉપર જણાવેલા પાંચે મુનિરાજ પૈકી વિહારથી થાકેલા મુનિની ભક્તિ કરવાથી મુનિને વિસામો મળે, અને આગળ વિહાર કરી શકાય આવા મુદ્દાથી અધિક લાભ કહ્યો છે. તેમ માંદા મુનિરાજની ભક્તિમાં વિશેષ લાભ છે. કારણ કે મુનિ સાજા થઇ જ્ઞાનાદિની સાધના કરે તેમાં શ્રાવકની ભક્તિ એ નિમિત્ત ગણાય. પોતાની ભક્તિથી સાધુ અભ્યાસમાં આગળ વધે એ પણ વિશેષ લાભ ગણાય તે

પ્રમાણે લોચ કરાવનાર અને તપસી મુનિરાજની ભક્તિ પણ અપૂર્વ લાભદાયક છે પૂરા પુણ્યેજ શ્રાવકને તેવો અવસર મળે, આવા ઇરાદાથી તે પાંચ મુનિરાજની આહારાદિના દાન વડે કરેલી ભક્તિ સિદ્ધાન્તમાં અધિક લાભદાયી કહી છે. ૩૮૧.

હવે શ્રાવક પોતાના સગા સંબંધીને ધર્મમાં દૃઢ કરવા કેવો ઉપદેશ આપે? તે કહે છે:—

સ્વજનાદિકને જિનધર્મમાં મજબુત કરવા ઇમ કહે,
દુર્લભ વિશેષે ભાગ્યશાલી નર ભવાદિકને લહે;
બહુ વાર અન્ય ભવો મલે પણ સ્હેજ નરભવ ના મલે,
જિમ દરિદ્ર નિધાનને એવું વિચારો પલ પલે. ૩૮૨

અર્થ:—શ્રાવક પોતાના કુટુંબી માણસોને જૈન ધર્મમાં સ્થિર કરવા માટે આ પ્રમાણે કહે કે હે બંધુઓ! આ સંસારમાં મનુષ્ય ભવ જિન ધર્મ વગેરે પામવા ઘણા દુર્લભ છે. જેમણે ઘણાં પુણ્ય કર્યાં હોય તેજ ભાગ્યશાળી જીવો આ મનુષ્ય ભવ વગેરે સામગ્રી પામે છે. તિર્યંચ વિગેરેના ભવ તો ઘણી વાર મળે છે, પણ જેમ ગરીબ માણસને નિધાનની પ્રાપ્તિ થવી મુશ્કેલ છે તેમ આ મનુષ્ય ભવ સહેલથી મળતો નથી એમ વારંવાર વિચાર કરજો. ૩૮૨.

મનુષ્ય ભવમાં શું શું પામવું દુર્લભ છે? તે આ પ્રમાણે કહેવું:—

ક્રમસર તિહાં પણ દેશ કુલ વર જાતિ રૂપ આરોગ્યને,
પામવું દુર્લભ અધિક વિજ્ઞાન તિમ સમ્યક્ત્વને;

આર્ય દેશ સુધર્મ સાધન યોગ્ય ઉત્તમ કુલ વળી,
વર કુલે આચાર ઉત્તમ હોય વર જાતિ વળી. ૩૮૩

અર્થ:—કદાચ મનુષ્ય ભવ મળે તે છતાં પણ આર્ય દેશ, ઉત્તમ કુલ, ઉત્તમ જાતિ; ઉત્તમ રૂપ, આરોગ્ય, વિજ્ઞાન અને સમ્યકત્વ પામવા તે અનુક્રમે અધિક અધિક દુર્લભ છે. હવે આ વસ્તુઓ એક એકથી દુર્લભ કેવી રીતે છે તે સમજાવે છે:-મનુષ્યપણુ પામે તે છતાં આર્ય દેશ પામવો દુર્લભ છે કારણુ કે જો અનાર્ય દેશમાં જન્મ થાય, તો ધર્મનું નામ પણુ સાંભળવુ મુશ્કેલ છે, માટે આર્ય દેશની પ્રાપ્તિ મુશ્કેલ કહી આ ભરતક્ષેત્રમા સાડા પચીસ આર્ય દેશો છે. તે સિવાયના બીજા અનાર્ય છે કદાચ આર્ય દેશ મળે તે છતાં ધર્મ સાધના માટે લાયક ઉત્તમ કુલની પ્રાપ્તિ દુર્લભ છે. કારણુ કે ઉત્તમ કુલમાં ઉત્તમ આચાર હોય છે તેમાં પણ ઉત્તમ જાતિ મળવી તે અધિક મુશ્કેલ છે તેનુ કારણુ આગળ જણાવશે ૩૮૩

શા કારણુથી ઉત્તમ જાતિ મળવી દુર્લભ છે? એમ કહ્યુ તેનો ખુલાસો વિગેરે જણાવે છે—

જાતિ ઉત્તમ જેહની તે કષ્ટમાં પણુ થીર રહે,
નિર્દોષ પાંચે ઇંદ્રિયો એ રૂપ પુણ્ય બલી લહે;
રૂપ છતાં પણુ રોગથી ન સધાય ધર્મ વિશેષથી,
આરોગ્ય દુર્લભ તિણ કહ્યું વિજ્ઞાન દુર્લભ એહથી. ૩૮૪

અર્થ:—કારણુ કે જો જાતિ ઉત્તમ હોય તો તે જાતવાન માણુસ સંકટના સમયમાં પણુ શ્રી કામદેવ વિગેરેની

પેઠે ધર્મમાં સ્થિર રહી શકે છે. ઉત્તમ જાતિ પામ્યા છતાં ઉત્તમ રૂપની પ્રાપ્તિ મુશ્કેલ છે. અહીં પાંચે ઇન્દ્રિયોની સંપૂર્ણ પ્રાપ્તિ તે રૂપ જાણવું તે અખંડ પાંચે ઇંદ્રિયો પુણ્ય કર્મના બળવાળાને (ભાગ્યશાળીને) મળે છે. રૂપ છતાં પણ શરીર જો રોગવાળું હોય તો તેનાથી પણ વિશેષપણે ધર્મ સાધી શકાતો નથી તે માટે આરોગ્ય મળવું દુર્લભ કહ્યું. કદાચ નિરોગી શરીર મળ્યું, પણ જો વિજ્ઞાન ન મળે તો નિર્દોષ ધર્મારાધન ન કરી શકાય, માટે વિજ્ઞાન દુર્લભ કહ્યું ૩૮૪.

વિજ્ઞાન એટલે શું એ વિગેરે સમજાવે છે:—

હેયાદિ સમજે જેહથી તે બુદ્ધિરૂપ વિજ્ઞાનથી,
નીરોગ કૃત્યાકૃત્યની વ્હેંચણ કરે નિત સ્હેલથી;
વિજ્ઞાનશાલી ધર્મ નિર્મલ સાધતો દર્શન બલે,
તિણ અધિક દુર્લભ સુદર્શન પ્રબલ પુણ્યે એ મલે. ૩૮૫

અર્થ:—જે બુદ્ધિથી હેય (ત્યાગ કરવા લાયક) વિગેરે સમજી શકાય, તે બુદ્ધિનુ નામ વિજ્ઞાન કહેવાય (હેય એટલે આત્માને નુકશાનકારી હોવાથી તજવા યોગ્ય, તથા આદિ શબ્દથી જ્ઞેય અને ઉપાદેય લેવા તેમાં જ્ઞેય એટલે જાણવા યોગ્ય અને ઉપાદેય તે આદરવા યોગ્ય) માટે જે રોગ રહિત હોય છતાં પણ વિજ્ઞાનવાળો હોય તો તે ભવ્ય-જીવ-કૃત્ય એટલે કરવા યોગ્ય અને અકૃત્ય એટલે નહિ કરવા યોગ્યની વહેંચણ સહેલાઇથી કરી શકે છે. માટે વિજ્ઞાન દુર્લભ છે, કારણ કે વિજ્ઞાની જીવો પણ સમકિતના બલેજ નિર્મલ ધર્મ સાધી શકે છે, માટે તેની પ્રાપ્તિ સૌથી વધારે

દુર્લભ છે પ્રબળ પુણ્યવંતને સમ્યક્ત્વનો લાભ થાય છે. ૩૮૫.

સમ્યગ્દૃષ્ટિ જીવોને ગુરૂ મળવા મુશ્કેલ છે, એમ જણાવે છે.—

**સમકીતવંતા ભવ્ય ગુરૂ સંગેજ સાધે ધર્મને,**
**ગુરૂ વિના નિઃસ્વાર્થ કરતા? કોણ યોગ ક્ષેમને;**
**ચરણ કરણધરા સમયસર ધારતા સૂત્રાર્થને,**
**પામીએ પુણ્યેજ જે ઉપદેશતા જિન ધર્મને. ૩૮૬**

અર્થ:—સમકિતવંત ભવ્યો ગુરૂના સત્સંગથી ધર્મની સાધના કરી શકે છે માટે સમકિત પામ્યા છતાં પણ સદ્‌ગુરૂની પ્રાપ્તિ થવી મુશ્કેલ છે કારણ કે સદ્‌ગુરૂ વિના સ્વાર્થ રહિતપણે યોગ[1] અને ક્ષેમના[2] કરનારા બીજા કોણ છે? તેથી ચરણ સિત્તરી અને કરણ સિત્તરીને ધારણ કરનારા અવસર ઉચિત સૂત્ર અને અર્થને ધારણ કરનારા જૈન ધર્મનો નિ.સ્વાર્થ ઉપદેશ કરનારા ઉત્તમ ગુરૂ મહારાજની પ્રાપ્તિ પૂર્ણ પુણ્ય વડેજ થાય છે ૩૮૬

ગુરૂ મહારાજનો હિતોપદેશ ન સાંભળે તે કેવા કહેવાય એ જણાવે છે:—

**એકાંત હિતકર ગુરૂ તણો ઉપદેશ જે ના સાંભળે,**
**તે જ્ઞાનરૂપી નયનહીણા અંધ નિજ હિત શું કરે;**
**વર રત્ન છંડી કાચ લેનાર સમા એ જાણીએ,**
**શ્રવણ ફલ આચાર નિર્મલ પાલવો ના ભૂલીએ. ૩૮૭**

---

૧ યોગ—નવા સમ્યગ્દર્શન વિગેરે ગુણોનું પમાડવુ તે યોગ કહેવાય–" अप्राप्तस्य प्रापणं योगः "

૨ ક્ષેમ—प्राप्तस्य रक्षणं क्षेम–પામેલા ગુણોને સાચવવાનો ઉપાય દેખાડે તે ક્ષેમ કહેવાય

અર્થ:—જેઓ એકાંત હિતને કરનાર ગુરૂના ઉપદેશને સાંભળતા નથી, તેવા દુર્ભાગી મનુષ્યો જ્ઞાન રૂપી ચક્ષુથી રહિત હોવાથી આંધળા જેવા સમજવા. તેઓ પોતાનું કર્યું હિત (આત્મલાભ) કરી શકે? અથવા નજ કરી શકે તેવા મનુષ્યોને ઉત્તમ રત્નને છોડીને કાચના કકડા લેનાર મૂર્ખના જેવા મૂર્ખ જાણવા. વળી ગુરૂનો ઉપદેશ સાંભળીને તે શ્રવણના ફળ રૂપ નિર્મલ આચાર પાલવાનું ભૂલવું નહિ. એટલે સદ્ગુરૂના ઉપદેશની પ્રાપ્તિ ઘણી દુર્લભ છે, તે પણ પુણ્યની પ્રબળતાથી કદાચ પામ્યા, તેમાં પણ ગુરૂના ઉપદેશને અનુસારે વર્તન કરવું ઘણું દુર્લભ (મુશ્કેલ) છે, માટે શ્રી ગુરૂ મહારાજનો ઉપદેશ સાભળીને તે પ્રમાણે નિર્મલ આચરણ (વર્ત્તન) રાખવામાં ઉદ્યમ કરવો. એમ હે બંધુઓ! તમે યાદ રાખજો—ભૂલશો નહિ. ૩૮૭

પૂર્વે કહ્યા મુજબ નહિ કરનારા જીવોને કેવા સમજવા? તે વિગેરે જણાવે છે:—

જિન વચનને સુણતાં છતાં પાલે ન જે આચારને,
અમૃત તજી તે ઝેરને પીનાર સમ ઇમ પ્રવચનને;
ધર્મને પામ્યા છતાં ઉદ્યમ કરે નહિ સાધવા,
નિજ આત્મવંચક તે જનો ના યોગ શિવપદ પામવા. ૩૮૮

અર્થ:—જે મનુષ્યો જિનરાજના હિતકર વચનને સાંભળવા છતાં ઉત્તમ આચારને પાલતા નથી એટલે તે વચનને અનુસારે વર્તન કરતા નથી, તેઓને અમૃત છોડી

દઈને ઝેરનું પાન કરનાર મૂર્ખની જેવા સિદ્ધાન્તમાં કહ્યા છે, માટે હે બંધુઓ! જે ધર્મ પામીને તેને સાધવાનો–સારી રીતે આરાધવાનો ઉદ્યમ કરતા નથી તેઓ પોતાના આત્માનેજ છેતરનારા જાણવા, તેમજ મોક્ષ પદવી મેળવવાને પણ તેઓ લાયક બનતા નથી. આવી ઉત્તમ હિત શિક્ષા શ્રાવકે સગા સંબંધીને હમેશાં દેવી જોઇએ. ૩૮૮

સિદ્ધાન્ત સાંભળનાર ભવ્ય જીવોએ કેવી ભાવના રાખવી? તે બતાવે છેઃ—

**મેરૂ ચલે શીત થાય અગ્નિ સૂર્ય ઊગે પશ્ચિમે,**
**પંકજ ઉગે પત્થર વિષે કદી પણ ન જૂઠ જિનાગમે;**
**જાઠના ત્રણ હેતુ વિણસ્યા શાસ્ત્ર ભાષક પ્રભુતણા,**
**ભાવ નિશ્ચય એહવા આગમ શ્રવણ કરનારના. ૩૮૯**

અર્થઃ—કદાચ મેરૂ પર્વત ચલાયમાન થાય, અગ્નિ શીતળ થાય, સૂર્ય પશ્ચિમ દિશામાં ઊગે અને પત્થરને વિષે કમળ ઊગે–આ અસંભવિત છતા કદાચ સભવે, તો પણ જિનેશ્વરનાં વચન અસત્ય નથી એવી નિશ્ચલ શ્રદ્ધા સિદ્ધાન્ત સાંભળનારા ભવ્ય જીવોએ રાખવી કારણકે જૂઠ એટલે અસત્ય બોલવાના ત્રણ હેતુ[1] કહેલા છે, તે ત્રણે હેતુઓ

[1] ત્રણ કારણથી જૂઠ બોલાય છે. ૧ રાગથી, ૨ દ્વેષથી, ૩ અજ્ઞાનથી આ ત્રણે કારણોનો પ્રભુમા અભાવ છે રાગથી સસારી જીવો સામાના દોષ ઢાકવાને પ્રયત્ન કરે છે. અને દ્વેષથી સામાની ઉપર અછતા દોષો ઢોળવાને પ્રયત્ન કરે છે. અને સમજણની ઓછાશને લઈને પણ જે વસ્તુ જે સ્વરૂપે રહી છે, તેથી ઉલટા સ્વરૂપે

વીતરાગ પ્રભુના નાશ પામેલા છે, માટે પ્રભુનું વચન કદાપિ અસત્ય ન હોય તેવી દૃઢ આસ્થા રાખવી હે બન્ધુઓ! તમારે પણ તેવી દૃઢ શ્રદ્ધા જરૂર રાખવી, એમ શ્રાવકે હિત-શિક્ષા આપવી. ૩૮૯

વિષયાદિના કારણે મનુષ્ય ભવ બગાડશો નહિ એમ સૂચના કરે છે:—

**મિથ્યાત્વ છંડો યાદ કરતા દુઃખ તુરૂમણિદત્તના,**
**સાધન મળેલા સફળ કરજો શત્રુ થઇને વિષયના;**
**લોહ કીલક ભસ્મ દોરા સમ પ્રકારો વિષયના,**
**વ્હાણ ચંદન હાર જેવા નરભવાદિક આપણા. ૩૯૦**

અર્થ:—મિથ્યાત્વને લઇને તુરૂમણિદત્તને[1] પડેલું દુઃખ સંભાળીને મિથ્યાત્વનો ત્યાગ કરવો. તેમજ વિષયના–ઇન્દ્રિય સુખોનાં દુશ્મન બનીને પ્રાપ્ત થએલા ધાર્મિક સાધનોને સફળ કરજો એટલે મનુષ્ય ભવ તથા ધર્મની સાધનાની અમૂલ્ય સામગ્રી પામીને ધર્મક્રિયામાં આળસુ થશો નહિ.

---

તે વસ્તુને જણાવવા પ્રયત્ન કરે છે. આગમના અર્થ કહેનારા પરમ દયાળુ શ્રી પ્રભુદેવમા રાગ દ્વેષ અજ્ઞાન છેજ નહિ, માટે પ્રભુએ કહેલી પદાર્થોની બીના સાચીજ છે એવી દૃઢ શ્રદ્ધા શાસનરસિક શ્રાવકોએ નિરંતર રાખવી જોઇએ

૧ તુરૂમણિદત્ત—એણે ત્યાગી મુનિવરોની ઉપર ઘણો દ્વેષ ભાવ રાખ્યો એ કેવલ મિથ્યાત્વના જોરથી તેમ કરવાને લઇને તે ભયંકર દુઃખ પામ્યો, એમ સમજીને મિથ્યાત્વનો ત્યાગ કરવો. કુદેવને દેવ તરીકે, કુગુરૂને ગુરૂ તરીકે અને કુધર્મને ધર્મ તરીકે માનવો એ મિથ્યાત્વ કહેવાય

કારણકે જેઓ ઉત્તમ મનુષ્ય ભવને ઇન્દ્રિયોના વિષયસેવન વગેરેમાં ગુમાવે છે, તેઓ લોઢાના ખીલા માટે સમુદ્રમાં વહાણુ ભાગનારની જેવા મૂર્ખ છે, અથવા ભસ્મને માટે ચંદનને બાળનારની જેવા છે તથા દોરાને માટે વૈડૂર્ય રત્નના હારને તોડનારાની જેવા છે ભાવાર્થ એ છે કે જેઓ તુચ્છ વસ્તુને માટે ઉત્તમ પદાર્થોનો નાશ કરે છે તેઓ મૂર્ખ સમાન ગણાય છે. તેમ વિષયાદિ સેવીને મનુષ્ય ભવ હારી જનારાઓ પણ તેમના સરખા જાણવા ૩૯૦

શ્રાવકે કુટુંબને જુદી જુદી રીતે ધર્મની ઉત્તમતા વિગેરે સમજાવવું જોઇએ એમ જણાવે છે.—

ઇચ્છા થકી પણ અધિક શિવનર અમર સુખને જે દીએ,
સ્વાધીન તે જિનધર્મ ઉત્તમ કલ્પવૃક્ષ પિછાણીએ;
ભવ્ય નિધિ ચિંતામણી આ ધર્મ સેવી નર વરા,
પામી ગયા વરલબ્ધિ સિદ્ધિ સંપદા શિવસુખ ખરા. ૩૯૧

અર્થ:—જિનેશ્વર દેવે કહેલો ધર્મ ઉત્તમ (લોકોત્તર) કલ્પવૃક્ષ સમાન છે, કારણકે સારી રીતે આરાધન કરેલો આ જૈન ધર્મ પોતાની ઇચ્છા કરતાં પણ અધિક એવા મોક્ષ સુખને, મનુષ્ય સંબંધી સુખને તથા દેવ સંબંધી સુખને આપવાવાળો છે, તથા આ ધર્મ સ્વાધીન છે એટલે પરતન્ત્રતા વિનાનો છે આવા પ્રકારના ઉત્તમ નિધાન સમાન તથા ચિંતામણિ રત્ન સમાન આ ધર્મનું સેવન કરીને ઉત્તમ મનુષ્યો શ્રેષ્ઠ લબ્ધિ સિદ્ધિ અને સંપત્તિવાળા થઇને મોક્ષ

સુખને પામ્યા છે, માટે આ ધર્મ અવશ્ય આચરવા યોગ્ય છે. હે બંધુઓ! આ વાત તમારે લગાર પણ ભૂલવી નહિ. ૩૯૧.

શ્રી જૈન ધર્મ ઉત્તમ મિત્ર વિગેરેની જેવો છે, એમ કુટુંબને સમજાવવું જોઇએ.—

**જિનધર્મ ઉત્તમ મિત્ર બાંધવ દિવ્ય ભાતા જેહવો,**
**પરમ ગુરૂ તિમ સાર્થવાહ સમાન વાહન જેહવો;**
**ઔષધીમાં ધાન્ય સોનું શ્રેષ્ઠ સઘળી ધાતુમાં,**
**નંદન વન જિમ તેમ આ પ્રભુધર્મ સઘળા ધર્મમાં. ૩૯૨**

અર્થ:—જેમ ઉત્તમ મિત્ર આપત્તિ કાળમાં પણ સાથે રહે છે તેમ આ ધર્મ પણ સદા સાથે રહેનાર હોવાથી તેને ઉત્તમ મિત્રની જેવો કહ્યો છે વળી ઇષ્ટ વસ્તુ દેનાર હોવાથી અપૂર્વ બંધુની જેવો ધર્મ છે. ધર્મ સ્થીર હોવાથી દેવતાઈ ભાતા જેવો છે તથા આ ધર્મ ઉત્તમ ગુરૂ સમાન છે કારણકે ગુરૂ જેમ જીવને સન્માર્ગે લઇ જાય છે તેમ ધર્મ પણ સન્માર્ગમાં લઈ જનારો છે વળી ધર્મ સાર્થવાહ સમાન છે. જેમ અટવીમાં માર્ગ ભૂલેલાને સાર્થવાહ માર્ગ બતાવે છે, તેમ ધર્મ પણ સંસાર રૂપી અટવીમા ભૂલા પડેલા જીવને મોક્ષ માર્ગ બતાવે છે. વળી ધર્મ વાહન (રથ) સમાન છે. જેમ રથ વડે જલ્દીથી ઇચ્છિત સ્થાને પહોંચાય છે તેમ ધર્મ રૂપી રથ જલ્દીથી મોક્ષ રૂપી નગરમાં પહોંચાડે છે જેમ ઔષધિઓમાં ધાન્ય ઉત્તમ કહેલું છે કારણ કે ઔદારિક

શરીરને પુષ્ટ કરનાર છે અને સઘળી ધાતુઓમાં [1]સોનું શ્રેષ્ઠ

૧-સોનાના આઠ ગુણો પંચાશકમાં કહ્યા છે. તે આઠ ગુણો વિગેરે મુદ્દાઓથી નવ પદમાં રહેલા સૂરિ મહારાજનો પીતવર્ણ માનવામા આવે છે. જુઓ સાક્ષિપાઠ—

विसघाइ रसायण-मंगले विणीए पयाहिणावत्ते ॥
गरुए अडज्झऽकुच्छे-अट्ठ सुवण्णे गुणा होंति ॥१॥

સ્પષ્ટાર્થ—૧ સોનુ જેમ સંનિપાતાદિ વ્યાધિનુ ઝેર દૂર કરે છે, તેમ આચાર્ય મહારાજ દેશના દઇને ભવ્ય જીવોના હૃદયમા રહેલા કષાયાદિ ઝેરને દૂર કરે છે. ૨ સોનુ એ રસાયણ છે, તે જેમ આકરા રોગના વિકારને હઠાવે છે, તેમ આચાર્ય મહારાજ દેશનાદિ સાધનો દ્વારા મોહના ભયંકર વિકારને દૂર કરે છે ૩. સોનુ એ મંગલિક છે. તેનુ દર્શન-શુકન જેમ ઉત્તમ ગણાય છે, વિઘ્નોને દૂર કરે છે, તેમ આચાર્ય મહારાજનુ દર્શન-શુકન પણ મહા મંગલિક ગણાય છે. તેઓ રત્નની ખાણ જેવા શ્રીસંઘના વિઘ્નોને દૂર કરે છે ૪. સોનું એ વિનીત છે એટલે અગ્નિમા તપાવીને ઢીલુ કરીએ, ત્યારે જેમ વાળીએ તેમ વળી શકે છે એટલે તેનામા જેમ વિનય (વાળીએ તેમ વળવાનો) ગુણ છે, તેવી રીતે આચાર્ય મહારાજ પણ વિનીત એટલે વિનય ગુણને ધારણ કરનારા છે એમ અહીં વિનીત શબ્દના બે અર્થ કર્યા. ૫ સોનાનો કુંડલીમાં ગાળીને (ઊનુ કરીને) રસ કરીએ, ત્યારે તે પ્રદક્ષિણાવર્ત્ત એટલે પ્રદક્ષિણા ફરવાની માફક ગોળ ફરે છે. તેમ આચાર્ય મહારાજ પ્રદક્ષિણાવર્ત્ત એટલે શ્રી જિનશાસન અને સ્વપરનું હિત થાય, તે રીતે અનુકૂલ રહે છે ૬. સોનુ એ સર્વ ધાતુઓમાં ગુરૂ એટલે શ્રેષ્ઠ ગણાય છે એમ શ્રી આચાર્ય મહારાજ ગુરૂ એટલે વડીલ પૂજનીક છે ૭ સોનુ એ અગ્નિનો સંબંધ થાય, ત્યારે પણ બળતુ નથી, એમ આચાર્ય મહારાજ વિપત્તિના સમયમા (તેવા પ્રસંગ રૂપી અગ્નિનો સંબંધ થાય તો પણ)

છે કારણકે સૌથી કિંમતી છે તથા વનને વિષે નંદનવન સૌથી ઉત્તમ છે કારણ કે તે હમેશાં ફળદાયી કહેલું છે તેમ સર્વ ધર્મોમાં વીતરાગ પ્રભુએ કહેલો જૈન ધર્મ શ્રેષ્ઠ છે. ૩૯૨.

આ ધર્મની આરાધનાના પ્રકાર સમજાવે છે:—

એવું વિચારી શત્રુ જેવા પાંચ આઠ પ્રમાદને,
દૂરે કરી ઉલ્લાસથી નિત સાધજો જિન ધર્મને;
પ્રભુ પૂજના કરવી ત્રિકાલે ત્રિવિધ યાત્રા પણ કરો,
મુનિ સેવના આવશ્યકે સ્વાધ્યાયમાં ઉદ્યમ કરો. ૩૯૩

અર્થ:—ઉપર કહેલા સ્વરૂપવાળો ધર્મ હોવાથી કટ્ટા દુશ્મનની જેવા પ્રમાદ કે જેના પાંચ[1] તથા આઠ[2] ભેદો છે, તેમનો ત્યાગ કરીને તમે આનંદપૂર્વક જૈન ધર્મને હમેશાં આરાધજો તે ધર્મ કેવી રીતે આરાધવો તે ટૂંકામાં કહે છે— સવારે, બપોરે અને સાંજે એમ ત્રણ વખત પ્રભુની પૂજા કરજો, વળી ત્રણ પ્રકારની યાત્રા[3] કરજો, મુનિજનની સેવા

---

બળતા નથી એટલે સ્વમર્યાદા છોડતા નથી નીડર રહે છે. ૮ સોનુ એ નિંદાપાત્ર ધાતુ નથી એમ સૂરિજી મહારાજ અકુત્સનીય એટલે નિર્દોષ આચારના ધારક હોય છે.

૧ મદ્ય, વિષય, કષાય, નિદ્રા અને વિકથા એ પાચ પ્રકારે પ્રમાદ.

૨ અજ્ઞાન, સંશય, મિથ્યાજ્ઞાન, રાગ, દ્વેષ, મતિભ્રંશ, ધર્મનો અનાદર, દુઃપ્રણિધાન (આર્ત્તધ્યાન રૌદ્ર ધ્યાનવાળા) યોગ

૩ યાત્રાના ત્રણ પ્રકાર.—૧ અષ્ટાહ્નિકા યાત્રા—તે ૭ અઠ્ઠાઇઓ, ૨ રથયાત્રા—જૈન શાસનની પ્રભાવના માટે મહા ઉત્સવ પૂર્વક પ્રભુને રથમા પધરાવીને તેને મુખ્ય માર્ગમા ફેરવવો, ૩ તીર્થયાત્રા— તીર્થંકરના કલ્યાણકની ભૂમિઓ વિગેરેના દર્શનાર્થે જવું તે.

કરજો, સવારે અને સાંજે આવશ્યક એટલે પ્રતિક્રમણ કરજો તથા સ્વાધ્યાય-શ્રુતજ્ઞાનના અભ્યાસમાં ઉદ્યમ કરજો. આવી રીતે ઉત્તમ ધર્મની આરાધના થાય છે. એમ કુટુંબને જરૂર શ્રાવકે શાંતિથી[1] અને પ્રેમથી સમજાવવું જોઇએ ૩૯૩.

શ્રાવકે કુટુંબવર્ગને નીચેની શિખામણ પણ જરૂર દેવી, એમ જણાવે છે.--

**જિન આણ મસ્તક ધારીએ સેવો સુપૌષધ પર્વમાં,**
**દાનાદિ કરવા સજ્જ થઇને નિત્ય પર ઉપકારમાં;**
**સાધર્મિવત્સલ જાળવી વ્યવહાર શુદ્ધિ પણ ખરી,**
**ભાષા વિચારી બોલીએ થઇ સમ વિવેકી સંવરી. ૩૯૪**

અર્થ:—હે બંધુઓ! જિનેશ્વરની આજ્ઞા મસ્તકે ધારણ કરજો એટલે તેમના કહ્યા પ્રમાણે વર્તન કરજો વળી આઠમી, ચતુર્દશી વિગેરે પર્વના દિવસોમાં ઉત્તમ પોષધ કરજો દાન વગેરે ચાર પ્રકારનો ધર્મ સાધવા તૈયાર રહેજો, વળી પારકાના ઉપકારમાં હમેશાં તત્પર રહેજો. શક્તિ પ્રમાણે સાધર્મિકોનું વાત્સલ્ય કરજો, તથા વ્યવહારમાં પણ શુદ્ધિ જાળવજો વચન વિચારીને બોલજો તેમાં પણ શાન્તિ પૂર્વક, વિવેક જાળવીને, જેમ કર્મ બંધાય નહિ તેમ જરૂર પૂરતું બોલવું.[2] ૩૯૪.

---

૧ શાંતિથી અને પ્રેમ ભરેલા વેણથી તિર્યંચને પણ કઇ રીતે ઠેકાણે લાવી શકાય છે તે ઉપર એલેકઝાંડરના ઘોડાનુ દૃષ્ટાંત પ્હેલાં કહ્યું છે.

૨ જિહ્વામાં અમૃત વસે, વિષભી ઉનકી પાસ,
એક બોલે કોડી ગુણ, એકે કોડી વિનાશ. ૧

બીજી કઈ કઈ શિખામણ શ્રાવકે કુટુંબને દેવી જોઇએ? એ જણાવે છે.—

ષટ્ જીવ કરૂણા ધારીએ રહીએજ સંગે ધર્મિના,
દમીએ કરણ રાખો હૃદયમાં ભાવ શુભ ચારિત્રના;
સંઘનું બહુ માન કરીએ શ્રુત જરૂર લખાવીએ,
કરીએ સુતીર્થ પ્રભાવના તો રખડપટ્ટી ટાલીએ. ૩૯૫

અર્થ:—હે બંધુઓ! તમે છ જીવ નિકાયના ઉપર દયાભાવ રાખજો, ધર્મીજનની સોબતમાં રહેજો કરણ એટલે ઇન્દ્રિયોને દમજો એટલે કબજે રાખજો, વળી હૃદયને વિષે શુદ્ધ ચારિત્રના ભાવ રાખજો વસ્તુપાલની જેમ સંઘનું ઘણું બહુ માન કરજો, વળી નિર્મલ જ્ઞાન ગુણ વધારવાને પુસ્તક વગેરે લખાવજો, તથા શુભ તીર્થની પ્રભાવના કરજો આ પ્રમાણે ચાલીએ તો સંસારમાં રઝળવાનું જરૂર દૂર થાય ૩૯૫.

આ ગાથામાં શ્રાવક કુટુંબને શિખામણ આપવાથી શું ફલ પામે તે જણાવે છે:—

એવી શિખામણ શ્રાવકો આપી જરૂર કુટુંબને,
પુત્રાદિને ધર્મી બનાવે સાચવે નિજ ફરજને;
વિનય શાંતિ સુસંપ વાધે ધર્મ સંસ્કારો ઘણા,
પરિવાર સેવા પણ લહે ફલ જાણ શિક્ષા દાનના. ૩૯૬

અર્થ.—ઉપર કહી ગયા તે પ્રમાણે ઉત્તમ શ્રાવકો પોતાના કુટુંબને શિખામણ આપીને પુત્ર વિગેરેને ધર્મની લાગણીવાળા કરે, એમ કરીનેજ પોતાની ફરજ બરોબર

બજાવે. આ પ્રમાણે શિખામણુ આપવાથી કુટુંબની અંદર વિનયમાં, શાંતિમાં અને સંપમાં વધારો થાય છે. ધર્મના સારા સંસ્કારો પડે છે. વડીલ શ્રાવકો પરિવાર પાસેથી ઘડપણુ તથા રોગાદિ કારણે સેવાને પણુ પામે છે એ પ્રમાણે ધર્મોપદેશ સંભળાવવાથી ઉત્તમ લાભ મળે છે ૩૯૬.

કુટુંબને શિખામણુ આપ્યા પછીથી શ્રાવક શયન કરે તે પહેલાંની વિધિ કહે છે:—

દેઈ શિક્ષા એમ શ્રાવક શયન ઘરમાં આવતા,
નિદ્રા સમયની પૂર્વનો વિધિ આ પ્રમાણે સાધતા;
ઉત્કૃષ્ટ સંથારા શયન નિજ ધર્મ એ ના ભૂલતા,
તેમ જો ન બની શકે તો શક્તિ ભાવ વિચારતા. ૩૯૭

અર્થ.—એ પ્રમાણે ધર્મોપદેશ આપીને શ્રાવક પોતાના સુવાના ઓરડામાં આવે, ત્યાં નિદ્રા લે તે પહેલાનો વિધિ આ પ્રમાણે સાચવે તે કહે છે. ઉત્કૃષ્ટપણે શ્રાવક સંથારામાં સૂઇ રહેવાનો પોતાનો ધર્મ ન ભૂલે પરંતુ જો તે પ્રમાણે શયન ન બની શકે તો પોતાની શક્તિ તથા ભાવનો વિચાર કરી યથોચિત કરે ૩૯૭

પ્રભુ દેવ સમરી ચાર શરણાં લેઈ જીવ ખમાવતા,
મરણ અણધાર્યું ગણી દેહાદિ વોસિરાવતા;
કદી મરણ મારૂં અચાનક રાતમાં જો થાય તો,
દેહાદિ સવિ હું ત્રિવિધ ત્રિવિધે વોસિરાવું સમરતો. ૩૯૮

અર્થ:—પ્રભુદેવ વીતરાગ જિનેશ્વરનુ સ્મરણુ કરી શ્રી

અરિહંત વિગેરે ચારનું [1]શરણુ અંગીકાર કરે તથા સર્વ જીવોને ખમાવે. વળી મરણ અણધાર્યું આવે છે, આયુષ્યનો ભરોંસો નથી એમ માનીને શરીર વિગેરેને વોસરાવે અહીં એમ વિચારે કે રાતમાં કદાચ મારૂં અચાનક મરણ થાય તો હું મારા શરીર વગેરે સર્વ બાહ્ય પદાર્થોને ત્રિવિધે ત્રિવિધે એટલે મન વચન અને કાયાથી કરવું નહિ, કરાવવું નહિ અને અનુમોદવું નહિ એ પ્રમાણે વોસિરાવું છું ૩૯૮.

કરેલા અપરાધને ખમાવવા માટે કહે છે:—

**જે કર્યા અપરાધ મેં તે સર્વ જાણે કેવલી,**
**હેઝે ખમાવું શુદ્ધ ભાવે પ્રભુ તણી સાખે વળી;**
**છદ્મસ્થ મૂઢ મને બધા અપરાધ ના પણ સાંભરે,**
**તે સર્વમાં મિચ્છામિ દુક્કડ હું દઉં ઇમ ઉચ્ચરે. ૩૯૯**

અર્થ:—મે જે જે અપરાધો કર્યા છે તે સર્વ અપરાધોને પૂજ્યપાદ કેવલજ્ઞાની મહારાજ સંપૂર્ણ જાણે છે તે સર્વ અપરાધોને હેઝે એટલે આનંદ પૂર્વક ખરા ભાવથી પ્રભુ ભગવાનની સાક્ષીએ ખમાવું છું હું તો [2]છદ્મસ્થ છું. મૂઢ છું એટલે મોહનીય કર્મથી ઘેરાએલો છું. તેથી મારાથી થઇ ગએલા બધા અપરાધો (ગૂના) મને ન પણ સાંભરે

---

૧ ચાર શરણ—૧ અરિહંતનું શરણ ૨ સિદ્ધનુ શરણ, ૩ સાધુનુ શરણ અને ૪ કેવલી કથિત ધર્મનુ શરણ. શ્રી પંચસૂત્રમા આ બાબત વિસ્તારથી કહી છે

૨ છદ્મસ્થ—છદ્મ એટલે ઘાતી કર્મ, તેને વિષે રહેલો. અથવા જ્યા સુધી ઘાતી કર્મનો ક્ષય નથી થયો ત્યા સુધી સંસારી જીવો છદ્મસ્થ કહેવાય.

મને સાંભરતાં હોય તે તથા ન સાંભરતા હોય તે બધા અપરાધો માટે હું મિચ્છામિ દુક્કડં દઉં છું. મન વચન અને કાયાથી ખમાવું છું. એ પ્રમાણે કહે. ૩૯૯

સર્વ પાપસ્થાનનો ત્યાગ કરવા પૂર્વક નિયમ કરવાનું જણાવે છે:—

**સર્વ પાપસ્થાન છંડું સ્થૂલ હિંસા આદિને,**
**શયન થલથી અલગ ભાગે હું તજું ગતિ આદિને;**
**નવકાર ન ગણું ત્યાં સુધી એવો નિયમ હોજો મને,**
**મનથી ઇહાં જયણા સમજવો દ્વિવિધ દ્વિવિધે ભંગને. ૪૦૦**

અર્થ:—આવા પ્રસંગે સ્થૂલ હિંસા એટલે જીવઘાતથી માંડીને અથવા સ્થૂલ પ્રાણાતિપાત નામના પહેલા પાપસ્થાનકથી માંડીને અઢારે પાપસ્થાનકોનો ત્યાગ કરૂં છું તથા મારૂં શયનસ્થળ એટલે સૂવાની જગ્યા તે સિવાયની બીજી જગામાં ગતિ આદિને એટલે જવા આવવાનો હુ ત્યાગ કરૂં છું અને આ નિયમ જ્યાં સુધી હું નવકારમંત્ર ન ગણું ત્યાં સુધી મારે હોજો આ નિયમ હું દ્વિવિધ ભંગથી એટલે વચન અને કાયાથી ગમનાગમન કરીશ નહિ અને કરાવીશ નહિ એ પ્રમાણે પાળીશ પરંતુ મનને રોકવું અશક્ય હોવાથી તેની જયણા રાખું છું ૪૦૦

આ ગાથામાં શ્રાવકને રાત્રે શીયલ પાળવાનું જણાવે છે:—

**ઘણું કરીને શ્રાદ્ધ રાતે ધારતા શુભ શીલને,**
**શીલ ભાવ ટકાવતા તે જેહ નિંદે મોહને;**

ધર્મવીર બની ખરો હે જીવ ! નિત આ મોહને,
તરછોડજે ના વશ થજે મનના તજી સંકલ્પને. ૪૦૧

અર્થ:—ઘણું કરીને શ્રાવક રાત્રીએ બ્રહ્મચર્ય વ્રતને ધારણ કરે છે અને આ શીયલવ્રત જેઓ મોહનીય કર્મની નિંદા કરે છે, તેઓ ધારણ કરી શકે છે અને ટકાવી શકે છે. માટે હે ચેતન ! તું સાચો ધર્મવીર બનજે. એટલે તારી પાસે કદાચ મોટી રાજ્યલક્ષ્મી જેવી સાહિબી હોય, તો તેવા પ્રસંગે તેવી સાહિબીમાં મુંઝાવું નહિ. તેના મોહથી પવિત્ર શ્રી જિનધર્મને છોડી શકાયજ નહિ ભલે રાજ્યલક્ષ્મી ચાલી જાય અથવા ભલે તરવારના ઘા સહન કરવા પડે, અથવા યમરાજા ભલે મસ્તક કાપીને લઈ જાય, તો પણ ધર્મવીર સાત્વિક પુરૂષો લગાર પણ ધર્મથી ચલાયમાન થતા જ નથી તેઓની બુદ્ધિ ધર્મમાજ નિશ્ચલ હોય છે. કહ્યુ છે કે—सपदि विलयमेतु राज्यलक्ष्मी-रुपरि पतन्त्व थवा कृपाणधाराः ॥ अपहरतुतरां शिरः कृन्तातो-मम तु मति-र्न मनागपैतु धर्मात् ॥ १ ॥ અને આ મહા ભયંકર મોહનીય કર્મ એટલે વેદ મોહનીયનો તું તિરસ્કાર કરજે મનના અશુભ સંકલ્પનો ત્યાગ કરજે અને તે મોહનીયને વશ થઈશ નહિ હે જીવ ! તારે યાદ રાખવું કે—ધર્મ—અર્થ—કામ અને મોક્ષ આ ચાર પ્રકારના પુરૂષાર્થમાં અર્થ અને કામ એટલે ધન અને ભોગની લાલસા આ બે તો ગોલ્લઈઆ મહાજન જેવા છે જેમ બીજાને ત્યાં જમવા જવાને માટે આબરૂદાર માણસને નોંતરાની કે ટીકીટની જરૂર પડે, પણ બેઆબરૂદાર માણસને તેમ નહિ અર્થ અને કામ બેઆબ-

રૂદાર માણુસની જેવા છે દારૂની જેવા મોહના ઘેનથી બેભાન બનેલા જીવો અર્થ-કામને માટે જેથી ચીકણું કર્મ બંધાય, તેવી મલિન પ્રવૃત્તિ કરી રહ્યા છે. તેમાં વસ્તુસ્થિતિ એ છે કે અર્થ (દ્રવ્ય) વિના કામવાસના પોષાય નહિ આત્મિક દ્રષ્ટિએ એ બંને જરૂર ચાર ગતિમય સંસારમાં રખડપટ્ટી કરાવનારા છે. એમ સમજીને હે જીવ! સાંસારિક ભોગથી નિરભિલાપવૃત્તિને ધારણ કરવી. ભોગતૃષ્ણાના સ્વરૂપને સમજીને જે ભવ્ય શ્રાવકો તેનાથી (ભોગ સેવનાથી) અલગ રહે, તેઓજ નિરભિલાપ વૃત્તિને પામી શકે આવા આવા અનેક મુદ્દાઓને કેવલજ્ઞાનથી જાણીને પ્રભુ શ્રી મહાવીરદેવે (ચાર જ્ઞાનને ધારણ કરનારા-વજ્રઋષભનારાચસંઘયણ અને સમચતુરસ્ર સંસ્થાનવાળા, સોના જેવી દેહને ધારણ કરનારા, સાત હાથ ઉંચા, છઠ્ઠ છઠ્ઠના તપે પારણું કરનાર, સકલવિદ્યા પારગામી, ગોબર ગામમાં જ્યેષ્ઠા નક્ષત્રમાં તેમજ ગૌતમ ગોત્રમાં જન્મેલા, વસુભૂતિ બ્રાહ્મણ અને પૃથ્વી માતાના પુત્ર, એકાવનમા વર્ષની શરૂઆતમાં ભાગવતી જૈન દીક્ષાને સાધનારા, ત્રીસ વર્ષ છદ્મસ્થભાવે વિચરનારા, તથા બાર વર્ષના કેવલીપર્યાયવાળા અને બાણું વર્ષની ઉમરે નિર્વાણપદ પામનારા) મુખ્ય ગણધર શ્રી ગૌતમસ્વામી આદિ ભવ્યજીવોને ઉદ્દેશીને ભોગતૃષ્ણાને દૂર કરનારી આ પ્રમાણે ધર્મદેશના ફરમાવી કે-હે ભવ્ય જીવો! પ્રબલ પુણ્યોદય હોય, તો દુર્લભ મનુષ્ય ભવ મળે, તેવા મનુષ્યાવતારને પામીને તમે સાવચેત રહેજો. જરા પણ આળસ પ્રમાદને સેવશો નહિ કારણ કે તમારી પાછળ-જન્મ-જરા-મરણરૂપી ત્રણ રાક્ષસો ફરે છે. અપ્રમાદ

જીવન ગુજારીએ તોજ એ ત્રણે રાક્ષસોનો ભય દૂર કરી શકીએ. ધર્મી જીવોના રાત દિવસ સફલ ગણાય, અધર્મીના નહિ સગાં સંબંધીઓ સ્વાર્થ પૂરતીજ સગાઈ સંબંધ રાખે, એમ સમજવું તેઓના વિશ્વાસે આત્મહિત ન બગાડવું. (૨) મોંઢેથી મીઠું બોલવું, અંદર ભાવે સામાને ખાડામાં ઉતારવો, આવી સ્વાર્થી દુનિયાની પદ્ધતિ હોય છે માટે તમે ચેતીને ચાલજો (૩) જગતના બાલકપણુ, જુવાની, સંપદા, વિગેરે પદાર્થો ક્ષણભંગુર છે, એમ સમજીને "અત્યારે જુવાનીમાં તો પૈસા કમાવવા જોઇએ, ઘડપણમાં ધર્મ સાધીશું' આવા શેખશલ્લીના જેવા નિરર્થક વિચારો ન કરવા. કારણકે 'તમે વૃદ્ધાવસ્થાને પામશોજ.' એમ નક્કી કહી શકાયજ નહિ આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ કે ઘણાંએ જીવો બાલ્યાવસ્થામાં અને કેઇક જીવો ભર જુવાનીમાં પણ ઉપક્રમ લાગવાથી મરણ પામે છે વ્યાજબીજ છે કે લાંબુ જીવન પામવું એ સ્થિતિ પણ પુણ્યશાલી જીવોજ પામી શકે. તેમજ ઘડપણમાં પણ બધાની એકસરખી સ્થિતિ હોતીજ નથી. એમાં તો જેમ આસામી નબળો પડે, ત્યારે લેણીયાત ચઢી આવે તેવી સ્થિતિ હોય છે. ઘડપણમાં પ્હેલાના જેવી શક્તિ પણ ન હોય, અને ઘણું કરીને લોભ–લવલવ–અને લાલચ આ ત્રણ લકારોનો પણ જુલ્મ વધે છે. આવી વૃદ્ધાવસ્થા ધર્મ સાધવાને લાયક કઇ રીતે કહી શકાય? નજ કહી શકાય. (૪) દુનિયામાં ઘણાંએ પદાર્થો (બનાવો) એવા છે કે જે સવારે જોયા તે બપોરે ન દેખાય. જે બપોરે જોયા, તે સાંઝે ન દેખાય આવું અનિત્યપણું નજરે નજર દેખીએ છીએ.

આ બાબત અન્ય દર્શનમાં પણ કહ્યું છે કે–यत्प्रातस्तन्न मध्याह्ने यन्मध्यान्हे न तन्निशि ॥ निरीक्ष्यते भवेऽस्मिन्न हि–पदार्थाना-मनित्यता ॥ १ ॥ એમ સમજીને કાલનો ભરોસો રાખશો નહિ તમે જે ધર્મનું કામ આવતી કાલે કરવાને ચાહો છો, તે આજેજ કરો, એવી રીતે સાંજનું કામ બપોરે અને બપોરનુ કામ સવારે જલ્દી સાધી લેવું કારણકે–" क्षणादूर्ध्वं न जानाति–किं विधाता विधास्यति " એટલે ઘડીભરમાં કર્મરાજા આપણુને કઇ સ્થિતિમાં મૂકી દેશે, તેની તલભાર પણ ખબર નથી. અચાનક મરણુ આવશે મરણુને કોઈની શરમ ન હોય કહ્યું છે કે " श्वःकार्यमद्य कुर्वीत--पूर्वान्हे चापराह्निकम् ॥ न हि प्रतीक्षते मृत्युः–कृतमस्य न वा कृतम् ॥ १ ॥ " તથા (૫) હે ભવ્ય જીવો ! તમને હિંસાદિ પાપ કરવાની કુટેવ પડી છે, તે છોડી દો. તેમ કરવાનો ઉપાય એજ છે કે–ભોગ તૃષ્ણાને સારી પેઠે ઓળખીને એના ભયંકર જુલ્મો ધ્યાનમા લઇને મનમા પેસવાજ ન દેવી ભોગ તૃષ્ણાનુ સ્વરૂપ ટુકામાં આ પ્રમાણે સમજી લો–અગ્નિમાં ઘણાં લાકડાં નાંખીએ તો એ તે ધરાય નહિ, એમ સમુદ્રમાં પણ ઘણીએ નદીઓનું પાણી દાખલ થાય, તોએ સમુદ્ર ધરાય નહિ તેમ ઘણાં ભોગો ઘણી વાર સેવવામાં આવે, તો પણ ( અગ્નિ અને સાગર જેવી ) ભોગ તૃષ્ણા ધરાયજ નહિ, ઉલ્ટી એ તો દિવસે દિવસે વધે છે અને પાપ કર્મ કરાવીને મૂઢ જીવોને દુર્ગતિના દુઃખો પમાડે છે આ અવસરે તે દુ.ખી જીવો કરેલા પાપને માટે ઘણો પસ્તાવો કરે છે. પણ હવે શું વળે ? કર્મનો બંધ પડયા પછી કોઇનુ પણ કંઇપણ ડહાપણ ચાલેજ નહિ

એવું ડહાપણ જો કર્મને બાંધતી વખતે રાખ્યું હોત, તો આવી કરૂણાજનક બેહાલ સ્થિતિ આવતજ નહિ. આ બાબતમાં દૃષ્ટાંત એ કે–એક માણસને ભરપૂર તાવ આવ્યો હોય, તે વખતે તેને કફનો પણ વ્યાધિ પૂર જોસમાં છે આ વખતે તેને દહીં ખાવાની ઈચ્છા થઇ. વૈદ્યને પૂછયું, ત્યારે તેણે કહ્યુ કે "અત્યારે તો અનાજનો દાણો ન લેવાય, તો પછી દહીં તો કઇ રીતે લેવાય? તેમાં વળી આ કફનો તાવ છે માટે દહીં લેવાનો વિચારજ ન કરવો." તે છતાં તેણે દહીં ખાધુ તાવ વધ્યો ઘણી વેદના થવા માડી. સહન થતી નથી ત્યારે હવે ડાહ્યો થઇને કહે છે કે મેં બહુ મૂર્ખાઇ કરી કે–દહીં ખાધું પણ હવે કહેવું શા કામનું? દહીં ખાતી વખતે ભાન રાખવાની જરૂરીયાત હતી. એમ ભોગતૃષ્ણાના ગુલામ બનીને જ્યારે મૂઢ જીવો પાપકર્મ કરે, ત્યારે તેમણે જરૂર ચેતવુ જોઇએ. એટલે ભોગતૃષ્ણાનોજ ત્યાગ કરવો જેથી તેવા પાપકર્મ કરવાનો પ્રસંગજ આવે નહિ યાદ રાખવું કે કર્મની બાબતમાં બંધ સમય એ સ્વાધીન કાલ છે અને ઉદય સમય એ પરાધીન કાલ છે. કહેવાનો સાર એ છે કે–જેઓ આશાના ગુલામ છે, તેમને આખી દુનિયાની ગુલામગિરી ભોગવવી પડે છે અને જેઓ આશાને દાસી બનાવે છે, તેમને આખુ જગત દાસ બનીને નમસ્કાર કરે છે. એમ તો બીજા દર્શન ગ્રંથોમાં પણ કહ્યું છે કે–"आशाया ये दासाः–ते दासाः सर्वलोकस्य ॥ आशा दासी येषां, तेषां दासायते लोकः ॥ १ ॥ (૬) જેમ રાત્રી (રાત) અંધકાર (અંધારા) ને વધારે છે તેમ ભોગતૃષ્ણા

રાગાદિને વધારે છે. અહીં ભોગતૃષ્ણા રાત જેવી સમજવી અને રાગાદિ શત્રુઓ એ અંધારાની જેવા સમજવા. ઉત્તમ શ્રાવકોએ ભોગતૃષ્ણાને લગાર પણ વધવા દેવી નહિ. કારણ કે તેના પરિણામે એટલે તેને વધારે અવકાશ દેવાથી તે ઘણા નિંદનીય પાપકર્મ કરાવે છે તેમજ ભોગના સાધન-શબ્દાદિને વારંવાર ભોગવવાથી ભોગતૃષ્ણા નાશ પામશે, એવું કદી બનેજ નહિ. માટે પાણીમાં ચંદ્રમાનું પ્રતિબિંબ પડે છે, તે જેમ સાચા ચંદ્રમાની જેવુ કામ ન કરે, તેમ ભોગતૃષ્ણાથી લગાર પણ આત્માનું હિત છેજ નહિ પરંતુ કેવલ સંસારની રખડપટ્ટીજ કરવી પડે છે એવું સમજીને હૃદયની ખરી બાદશાહી અંગીકાર કરીને શ્રી જંબુસ્વામી, ધન્યકુમાર, શાલિભદ્ર વિગેરેની માફક બહાદૂર બનીને તેનો (ભોગતૃષ્ણાનો) ત્યાગ કરવામાંજ લાભ છે હે ભવ્યજીવો! જરૂર યાદ રાખજો કે બીચારા અજ્ઞાની જીવો આ ભોગ-તૃષ્ણાને સારી ગણીને સંસારમાં ભમતા જરા પણ શાંતિ પામતા નથી આ સંસારી જીવોને કંગાલ અને ભિખારી જેવા બનાવનારી આ ભોગતૃષ્ણા છે જ્યાં સુધી એ હૃદય-માંથી ખસતી નથી, ત્યાં સુધી ધર્મક્રિયામાં ખરો આદરભાવ જાગતો નથી આવું વિચારીને કુલટા નારીની જેવી તે ભોગ તૃષ્ણાને શરીરરૂપી ઘરમાંથી કાઢીને જે ઉત્તમ પુરૂષો મનને વશ કરે, તેઓ સર્વ દુઃખોને દૂર કરીને થોડા સમયમાં મુક્તિપદ પામે છે આવા પુણ્યશાલી જીવોને તમામ જીવો વંદન-નમસ્કાર કરે, એમાં નવાઇ શી? અને ભોગતૃણાના પંજામાં સપડાયેલા જીવો રાજા રાવણ વિગેરેની માફક

લોકમાં નિંદાપાત્ર બને, એમાં પણ નવાઇ શી ? (૭) ભોગ-તૃષ્ણાને અનુકૂલ થવુંજ નહિ, કારણ કે તેમ થતાં ભયંકર દુઃખો ભોગવવા પડે છે શાશ્વતા મુક્તિના સુખની ઇચ્છા હોય, તો ભોગતૃષ્ણાની સાથે કાયમ પ્રતિકૂલતાજ રાખવી (૮) હે ભવ્ય જીવો ! જેમ લીંબડો કડવો છતાં લીંબડાના કીડાને તે મીઠો લાગે, તેમ આ ભોગતૃષ્ણાના પાપેજ તમને સંસાર કડવો છતાં સારો લાગે છે, અને મોક્ષ ગમતો નથી જ્યારે તમે તેને દૂર કરશો, ત્યારે જરૂર તમને સંસાર ધૂલના ઢગલા જેવો લાગશે નારી માત્રનો (સ્ત્રીઓનો) દેહ વિષ્ઠા અને મૂત્ર વિગેરેથી ભરેલો છે, તે છતાં સ્ત્રીના મુખને ચંદ્ર જેવું ગણવુ, અને તેના દાંતને મચકુંદ ફૂલની કલિકા જેવા ગણવા, આ બધું ભોગતૃષ્ણાના પ્રતાપેજ સંભવે છે. ભોગતૃષ્ણા દૂર કરીએ તો અશુચિના ઢગલા જેવો નારીનો દેહ જોઇને લગાર પણ મોહ થાયજ નહિ. બાવીશમા તીર્થં-કર શ્રી નેમિપ્રભુ અવધિજ્ઞાનથી ભોગતૃષ્ણાની વિડંબનાઓ જાણતા હતા, તેથીજ તેમણે માતા શિવાદેવીને કહ્યુ કે–રાગીની ઉપર વિરાગભાવ ધારણ કરનારી આ માનવ દેહ-ધારી સ્ત્રીને હું ચાહતો નથી. હું તો મુક્તિરૂપી સ્ત્રીનેજ ચાહું છું કે જે વિરાગી (રાગને દૂર કરનાર) જીવોની ઉપર રાગ રાખે છે (૮) પાંચે ઇંદ્રિયોને મદદગાર મન છે ભોગ-તૃષ્ણાને દૂર કરીએ, તો જરૂર મન વશ થાય, અને સ્થિર થાય. (૯) બનેમા મનુષ્યપણું સરખું છે, તે છતા એક માણસ સામાનો દાસ જેવો થઇને નીચ કામ કરે, એ ભોગ-તૃષ્ણાનો મહિમા છે ભોગતૃષ્ણાને ગુલામડી બનાવનારા સંત

પુરૂષો ભલે નિર્ધન હોય, તો પણ સંતોષ–શાંતિરૂપી દિવ્ય ધનને લઇને (તેઓ) ઈંદ્રના પણ નાયક કહેવાય, તેઓ અપૂર્વ શાંતિનો અને અમુક અંશે મોક્ષસુખનો પણ અહીં અનુભવ કરે છે કહ્યું છે કે–" निर्जितमदमदनानां, वाक्कायमनोविकार-रहितानाम् ॥ विनिवृत्तपराशानामिहैव मोक्षो न संदेहः ॥१॥ (૧૦) આસન્ન સિદ્ધિક મહારાજા ચક્રવર્તિઓ પણ છ ખંડની ઋદ્ધિમાં અને ૭૨ હજાર નગરોના અને ૩૨ હજાર મુકુટ-બદ્ધ રાજાઓના અધિપતિપણામાં તથા ચૌદ રત્ન, નવ મહા-નિધિ, ૬૪ હજાર સ્ત્રીઓમાં, વળી ૮૪ લાખ ઘોડા વિગેરે સૈન્યમાં, ૯૬ ક્રોડ ગામના નાયકપણામાં લગાર પણ સુખ માનતા નથી તેઓ તો કિંપાક ફલની જેવા ભોગોને રોગના કારણ માનીને પરમ પવિત્ર સંયમ માર્ગને સ્વીકારે છે અને અપૂર્વ શાંતિ સુખને ભોગવે છે અને રસ્તામાં જતાં કોઇ પૂછે તો જવાબમાં એજ કહે કે હુ ભિક્ષુક છુ તેમ કહેવા-માં જે અપૂર્વ આનંદ માને છે તેવો આનંદ પૂર્વે ' હું ચક્રવર્ત્તિ રાજા છું ' એમ કહેતાં માનતા ન હતા એમ ભોગતૃ-ષ્ણાનો ત્યાગ કરવાથી ધન્ય મુનિ આત્મહિત સાધી શકયા. (એમ અનુત્તરોપપાતિક સૂત્રમા કહ્યું છે) (૧૧) ધન અને સ્ત્રી આદિ પદાર્થોમાં જે આસક્તિ રાખો છો, તેવીજ અથવા તેથી વધારે લાગણી ભોગતૃષ્ણાને દૂર કરીને શ્રી જિનધર્મની આરાધનામાં રાખવી, કે જેથી થોડા ટાઇમે મુક્તિપદ સાધી શકાય. (૧૨) વિષ અને વિષયમાં એક 'ય'કાર વધારે છે. એથી એમ સમજવું કે વિષ કરતાં વિષય ભયંકર દુ.ખને આપે છે. જેઓ વિષ ખાઇને મરે તેમને

એક ભવનું દુઃખ કહેવાય, પણ વિષય તો યાદ આવે તેટલામાં અનેક ભવના દુઃખો આપે છે માટે તેની ચિંતવના પણ નજ કરવી. વિષયના વિચારો અનુક્રમે સંગ, કામ, ક્રોધ, સંમોહ, મતિવિભ્રમ–બુદ્ધિનાશ આદિ વિવિધ સ્થિતિને પમાડીને છેવટે બૂરી હાલતે મરણ પમાડે છે. કહ્યું છે કે–ध्यायतो विषयान् पुंसः,–संगस्तेषूपजायते ॥ संगात्संजायते कामः, कामात्क्रोधोऽपि जायते॥१॥ क्रोधाद् भवति संमोहः, संमोहान्मतिविभ्रमः ॥ मतिभ्रंशाद् बुद्धिनाशः, बुद्धिनाशात्प्रणश्यति ॥ २ ॥ (૧૩) આ ભોગતૃષ્ણાએ આર્દ્રકુંવરને સંયમમાર્ગથી પાડી નાખ્યા અને રાજા રાવણને ભયંકર લડાઇના મેદાનમાં રીબાઇ રીબાઇને બૂરી હાલતે મારી નાખ્યો. ચોથી નરકની વેદનાના દુઃખો પમાડ્યા. એમ પ્રભુની દેશના સમજીને હે જીવ! તું ભોગતૃષ્ણાને આધીન થઇશ નહિ. ૪૦૧.

દુષ્ટ મોહ રાજા આવા આવા ભયંકર જુલમો કરી રહ્યો છે, તે જણાવે છેઃ—

જાણું અથીર સંસાર તોયે કિમ તજું નહિ મોહથી,
ધર્મ પામ્યા કષ્ટથી ગુરૂ ઇંદ્રભૂતિ એહથી;
શીલ વીર સ્થૂલીભદ્રને આ મોહ ઘેરો ઘાલતો,
પણ નિર્વિકારી જોઇને હેરાન થઇને ભાગતો. ૪૦૨

અર્થઃ—હે જીવ ! આ સંસારમાં સ્ત્રી, પુત્ર, ધન વગેરે અસ્થિર–નાશવંત છે એ જાણવા છતાં તું તેનો કેમ ત્યાગ કરતો નથી ! ખરેખર અસ્થિર જાણવા છતાં મોહને વશ

થએલો તુ તેનો ત્યાગ કરી શકતો નથી વળી માન મોહનીયના વશથી ઇંદ્રભૂતિ ગૌતમ ગણધર મોટા કષ્ટથી ધર્મ પામ્યા શીલવીર (શીલવ્રત પાળવામાં અગ્રેસર) શ્રી સ્થૂલીભદ્ર મુનિની આસપાસ આ વેદ મોહનીયે ઘેરો ઘાલ્યો એટલે તેમને મોહવશ કરવાને ઘણા પ્રયત્ન કર્યા પરતુ તેમને વિકાર રહિત જોઇને છેવટે તે પોતેજ હેરાન થઇને તેમની આગળથી નાશી ગયો એટલે સ્થૂલિભદ્રજી આગળ તે કામદેવનું કાંઇ પણ ચાલ્યું નહિ હે જીવ ! તેવો નિર્વિકારી તું કયારે થઇશ ? એમ શ્રાવકે જરૂર વિચારવુ જોઇએ ૪૦૨.

મોહે કોને કોને હેરાન કર્યા ? તે જણાવે છે:—

ભરત મૂકે ચક્ર બાહુબલી ઉપર તજી ટેકને,
બલભદ્ર છ મહિના ઉપાડે ભાઈ કેરા મૃતકને;
પીડા સહીજ ઇલાચીપુત્રે નરક સાધ્યું રાવણે,
એ મોહનાજ વિલાસ સંયમ ખડ્ગથી હણ તેહને. ૪૦૩

અર્થ:—ભરત ચક્રવર્તીએ પોતાનો નિયમ તજીને પોતાના ભાઇ ઉપર ચક્રરત્ન છોડયું, તે દ્વેષરૂપી મોહનુંજ પરિણામ હતું વળી બલભદ્રે છ મહિના સુધી પોતાના ભાઇ કૃષ્ણ વાસુદેવના મડદાને પોતાના ખભા ઉપર ફેરવ્યું તે સ્નેહરૂપી મોહનો વિલાસ જાણવો વળી શેઠના પુત્ર એલાચીપુત્રે નીચ કુળના નાટકીયાઓ સાથે રહીને નૃત્ય કરવાની પીડા સહન કરી, તે કામદેવરૂપ મોહનો ઉદય જાણવો વળી આજ કામને વશ થઇ પરસ્રી હરણ કરીને રાવણ રાજાએ

નરકગતિ પ્રાપ્ત કરી આવા પ્રકારના મોહનીય કર્મના પુષ્કળ જુલમો[1]-ચેષ્ટાઓ જાણીને હે જીવ! તે મોહસુભટને ચારિત્ર-રૂપી ખડ્ગ વડે જરૂર નાશ કરજે. પ્રબલ વૈરાગ્ય ભાવને પ્રકટ કરનારી ઇલાચી પુત્રની બીના ટુકામાં આ પ્રમાણે સમજવી.

ઇલાવર્ધનપુરમાં રાજા જિનશત્રુ રાજ્ય કરતા હતા. ત્યાં ઇલ નામે શેઠ રહેતા હતા તેમને ધારિણી નામે સ્ત્રી હતી. ઇલાદેવીની આરાધના કરવાથી ધારિણીને પુત્ર થયો. દેવીના નામે પુત્રનુ નામ ઇલાપુત્ર પાડયું અનુક્રમે મોટો થયો, ત્યારે એક વખત પોતાના મિત્રોની સાથે વન (બગીચા)માં ફરવા ગયો ત્યાં એક નટડીને જોઇને મોહિત થયો મિત્રો તેને ઘેર લાવ્યા, પિતાએ તેને ઘણોએ સમજાવ્યો, પણ ન સમજ્યો છેવટે નટડીને આપવા માટે પિતાએ નટને કહ્યું કે–"જો તું તારી પુત્રી મારા પુત્રને પરણાવે તો પુત્રીના ભારોભાર સોનું આપુ" ત્યારે નટે કહ્યું કે–'આ અમારી પુત્રી, એ તો સોનાનો અક્ષયનિધિ છે' માટે હું તમારા કહેવા પ્રમાણે નહિ કરૂ આ સાંભળીને ઇલાચીપુત્ર નટોની સાથે ગયો, નાટક શીખ્યો, અનુક્રમે અનેક ગ્રામ-નગરોમાં નાટક કરતા કરતાં તે નટ બેન્નાતટે આવ્યા ત્યાં તેઓ રાજાની પાસે નાટક કરવા લાગ્યા તેવામાં રાજા નટડીને જોઇને મોહિત થયો, તેથી તે વારવાર નાટક કરવા કહેવા લાગ્યો. અવસરે રાજાની આવી ભાવના ઇલાચીપુત્રે જાણી તેણે દૂરથી નિષ્કામ મુનિરાજને જોયા તેમની નિર્મલ મનોવૃત્તિ-સદ્વર્ત્ત-

---

૧—अहं ममेति मंत्रोऽयं, मोहस्य जगदांध्यकृत् ॥
अयमेव हि नञ्पूर्वः, प्रतिमंत्रोऽपि मोहजित् ॥१॥

નનો વિચાર કરતાં કરતાં ઇલાચીપુત્ર ક્ષપકશ્રેણિમાં આરૂઢ થયા ઘાતિકર્મોને હણીને કેવલજ્ઞાન પામ્યા કેવલી ઇલાચી પુત્રે દેશના દેતા રાજા વિગેરેને કહ્યું કે–" હું પાછલા ભવે વસંતપુર નગરનો રહીશ બ્રાહ્મણ હતો મારે મોહની નામે સ્ત્રી હતી. અનુક્રમે અમે બને જણાએ દીક્ષા લીધી પણ મોહના ઉછાળાને લઇને માંહોમાંહેની પ્રીતિ છૂટી શકી નહિ. છેવટે મરણ પામીને મારી સ્ત્રી દેવલોકમાં ગઈ. ત્યાં દેવતાઇ સુખ ભોગવીને જાતિમદ કરવાથી તે આ ભવમાં નટડી થઈ. પાછલા ભવના સ્નેહને લઇને હુ તેને જોઇને મોહિત થયો સંસારરૂપ થીએટરમાં મોહરાજા નચાવે એમ સસારી જીવોને નાચવું પડે છે. મોહ એ મહાદુ.ખદાઈ છે એમ સમજીને પવિત્ર સંયમ સાધીને આત્માને નિર્મલ કરીને મુક્તિપદ મેળવજો " આવી દેશના સાંભળીને રાજા રાણી અને નટડીએ ઇલાચી પુત્રની પાસે દીક્ષા લીધી નિર્મલ ભાવથી આરાધના કરતાં કરતાં છેવટે કેવલજ્ઞાન પામીને ચારે જણ મોક્ષપદને પામ્યા. ૪૦૩.

હવે ગ્રંથકાર ભોગતૃષ્ણાથી ભયંકર ખરાબી થાય છે. માટે તેને છોડનારા જીવો ખરા સુખી સમજવા એમ જણાવે છેઃ—

શ્વાનના બેહાલ પણ નિર્લજ્જ કામ તણા વશે,
ભોગ તૃષ્ણાની ગુલામી લેઈ મૂર્ખજનો હસે;
ધન્ય ધન્યકુમાર શાલીભદ્ર અતિમુક્તાદિને.
જેઓ થયા નિષ્કામ સુખીયા જીવ તે પથ ચાલને. ૪૦૪

અર્થ:—આ લજ્જા રહિત કામ-વિષય વાસનાને[1] વશ થવાથી બેહાલ થએલો એટલે દુબળો, શરીર પર ચાંદાવાળો છતાં પણ કુતરો કુતરીની પાછળ દોડે છે એવી રીતે વિષય વાસનાની ગુલામી ભોગવીને મૂર્ખ માણસો તેનાથી રાજી થાય છે તેવા કામદેવને વશ થએલા પામર જીવોને ધિક્કાર છે. પરંતુ ધન્ય છે તે ધન્યકુમાર, શાલિભદ્ર અને અતિમુક્ત કુમાર વગેરેને કે જેઓ કામ વાસનાથી રહિત થઇને નિર્મલ સંયમ સાધીને સુખી થયા. માટે હે જીવ! તું પણ તેમના માર્ગે ચાલ. ૪૦૪.

ડાહ્યા શ્રાવકો ધન્ય કુમારાદિની માફક જરૂર આત્માનું હિત કરેજ એમ જણાવે છે:—

**ધન્નો રમાના હાસ્યથી છંડીજ આઠે નારને,**
**શ્રમણ થાય સદા સ્મરૂં બહુભોગી શાલીભદ્રને;**
**ચરણની ઓછાશથી માલીક હોવે નિજ શિરે,**
**ઇમ સુણી તે સુરસમા સુખ નાર બત્રીશ પરિહરે. ૪૦૫**

અર્થ—પોતાની સ્ત્રીઓએ કરેલી મશ્કરીથી આઠે સ્ત્રીઓનો એક સામટો ત્યાગ કરીને જેણે ચારિત્ર અંગીકાર કર્યું તે ધન્યકુમારનું હું હમેશાં સ્મરણ કરૂં છું તેવીજ રીતે તે શાલિભદ્રનું પણ સ્મરણ કરૂ છું કે જેણે પૂર્વ ભવમાં

---

૧ ઉપમિતિ ભવપ્રપંચા નામની કથામાં પૂજ્ય શ્રી સિદ્ધર્ષિ-ગણિ મહારાજે આ બાબત બહુજ સારૂ વર્ણન કરતાં જણાવ્યું છે કે—
" યેઽनया रहिताः सन्तः, ते वन्द्या भुवनत्रये ॥ वशे गताः पुनर्येऽस्या , साधुभिस्ते विगर्हिताः ॥१॥ इत्यादि.

કરેલા સુપાત્ર દાનના પ્રભાવથી ઘણા ભોગોને પ્રાપ્ત કર્યાં. જેણે દુઃખનો લેશ પણ અનુભવ્યો નહોતો, તે છતાં પોતાની ઉપર શ્રેણિક નામના રાજા માલિક છે એવું સાંભળીને અને ચારિત્રની ઓછાશથી પોતાના ઉપર બીજો માલિકપણું ભોગવે છે એવું ગુરૂની પાસે સુણીને દેવતાઇ સુખોને (સુખના સાધનોને) તથા પોતાની બત્રીસે પત્નીઓનો ત્યાગ કરીને જે પવિત્ર ચારિત્રની સાધના કરવા તૈયાર થયો તે શ્રેષ્ઠ ધર્મવીર શાલિભદ્રને હું નિરંતર યાદ કરૂં છું. હે જીવ! તેવા પવિત્ર પંથનો મુસાફર ક્યારે બનીશ યાદ રાખજે કે નાશવંત શરીરના રક્ષણ માટે 'બબ્બે હજાર રૂપિયાની દરરોજ ફી લેનાર સીવીલ સરજનને બોલાવે, તેણે કહેલી ધર્મબાધક માછલીનું તેલ વિગેરે હલકી દવા વાપરે" તે છતા સુધારો થવામાં સદેહ રહેલો છે. માનો કે કદાચ શરીર સુધરે, તો પણ પરભવ જતાં તેને અહીં મૂકીનેજ જવાનું. નાશવંત પદાર્થને માટે આટલી કાળજી અને એકાંત બને ભવમાં પરમ હિતકારી પ્રભુદેવે કહેલ સંયમ ધર્મની સાધના માટે બીલકુલ કાળજી નહિ. આવું વર્તન તારા જેવા સમજુને શરમાવનારૂં છે. આવી ભાવનાથી જેમ શાલિભદ્રાદિકે સંયમ સાધ્યું તેમ કરવાને તું પણ તૈયાર થઈ જા. ૪૦૫.

શ્રાવકે વિચારવું કે સંયમની ભાવના થાય તોજ બુદ્ધિ ધોળી થઈ કહેવાય. વાળ ધોળા થાય એથી શું? એ દૃષ્ટાંત દઇને જણાવે છે:—

દેવકીના પુત્ર પટ્ ભદ્દિલપુરે સુલસા ઘરે,
ઉછર્યા દરેક તજી રમા બત્રીશ સંયમ આદરે;

પુરૂષ સાથ હજાર થાવચ્ચાસુતે પ્રભુ નેમિની,
પાસે પ્રવ્રજ્યા આદરી ધૈર્યે હણીને મોહની. ૪૦૬

અર્થ:—હે જીવ ! વસુદેવની સ્ત્રી દેવકીના છ પુત્રો ભદ્દિલપુરમાં સુલસાના ઘરે ઉછરીને મોટા થયા તેઓએ દરેકે પોતાની બત્રીસ બત્રીસ સ્ત્રીઓનો ત્યાગ કરીને ચારિત્ર ગ્રહણ કર્યું તથા થાવચ્ચાપુત્રે બાવીસમા શ્રી નેમિનાથ પ્રભુની આગળ એક હજાર પુરૂષો સાથે મોહરાજાનો હિંમતથી નાશ કરીને પ્રવ્રજ્યા એટલે દીક્ષા લીધી એવું જાણતાં છતાં વિષ્ઠા અને મૂત્રાદિ ખરાબ પદાર્થોથી ભરેલી ચામડાની કોથળી જેવી સ્ત્રી આદિના મોહમાં ફસાઇને આત્મ હિત તરફ બેદર-કારી શા માટે રાખે છે ? ચાલ, ઉઠ, તૈયાર થઈ જા થાવચ્ચા પુત્ર વિગેરેની માફક શૂરવીર બનીને સંયમ સાધવામાં કટિબદ્ધ થઈ જા હે જીવ ! શરમાવા જેવું છે કે જેમ જેમ વાળ ધોળા થતા જાય, તેમ તેમ બુદ્ધિ ધોળી થવી જોઇએ, છતાં તેવું રજ પણ દેખાતું નથી હવે તેમ નજ થવું જોઇએ. ૪૦૬.

ઉપર જણાવેલ દૃષ્ટાંતો ઉપરથી કેવી ભાવના રાખવી તે કહે છે.—

હે જીવ ! તેઓની પરે નિઃસંગ થઈ માધુકરી,
મુનિવૃત્તિને પામીશ કયારે ભાવના બારે ધરી;
નીચ કેરો સંગ છંડી ગુરૂચરણ રજ અડકતા,
ભવ ભ્રમણ હરવા સજજ કયારે થઇશ ? યોગ સુસાધતા. ૪૦૭

અર્થ:—હે આત્મન્! આગલી ગાથાઓમાં જણાવેલા ઉત્તમ પુરૂષોની પેઠે તું પણ સંગ રહિત થઈને માધુકરી[1] એટલે ભમરાની પેઠે ગોચરી ગ્રહણ કરવારૂપ મુનિવૃત્તિ એટલે સાધુ અવસ્થાને બારે ભાવના વિચારીને ક્યારે ગ્રહણ કરીશ? નીચ પુરૂષોની સોબત છોડીને ગુરૂના ચરણ કમલની રજને ગ્રહણ કરીને, ચારિત્ર યોગને સારી રીતે સાધતો છતો સંસારની રખડપટ્ટી ટાળવાને તું ક્યારે ઉદ્યમવાળો થઈશ? આ બાબતમાં શ્રી યોગશાસ્ત્રમાં કહ્યું છે કે–"त्यजन् दुःशीलसंसर्गं गुरुपादरजः स्पृशन् ॥ कदाऽहं योगमभ्यस्यन्–प्रभवेयं भवच्छिदे ॥ १ ॥ ૪૦૭.

શ્રાવકે વિચારવું જોઇએ કે હું શાવો ક્યારે થઈશ? એ જણાવે છે:—

મધ્ય રાતે થંભ જાણી કાઉસ્સગ્ગે થીર મને,
બળદ ક્યારે ખંધ ઘસશે? ચાહું એ શુભ સમયને;
હૃદયની શુભ બાદશાહી પાલતા સવિ જીવને,
શાસન રસિક ક્યારે કરીશ? હે જીવ ઝટપટ ચેતને. ૪૦૮

અર્થ:—વળી એવો સુઅવસર ક્યારે પ્રાપ્ત થશે? કે જ્યાં મધ્યરાત્રીએ એકાગ્ર મનથી કાઉસગ્ગમાં મારી તેવા

---

૧. માધુકરી–જેમ મધુકર એટલે ભમરો ફૂલોમાંથી થોડો થોડો રસ ચૂસે છે. પરંતુ તે ફૂલને પીડા કરતો નથી અને પોતાની આજીવિકા ચલાવે છે, તેમ મુનિરાજ પણ ઘણા ઘરેથી થોડો થોડો આહાર ગ્રહણ કરે, જેથી વ્હોરાવનારને ખેદ ન થાય અને પોતાના શરીરનો ટકાવ થાય. આવી રીતે આહાર ગ્રહણ કરવો તે માધુકરી વૃત્તિ કહેવાય.

પ્રકારની સ્થિરતા થાય કે જેથી બળદ મને થાંભલાની જેવો ગણીને પોતાની ખાંધ મારી સાથે ઘસે હે જીવ! હૃદયની ઉત્તમ બાદશાહી (સાચો ત્યાગ) સાચવતાં છતાં (સાચવીને) સર્વ જીવને જૈન શાસનમાં આસક્ત ચિત્તવાળા ક્યારે કરીશ? હવે હે ચેતન! તું જલદીથી સાવધાન થા કહ્યુ છે કે—
महानिशायां प्रकृते–कायोत्सर्गे पुराद् वहिः॥ स्तंभ वत्स्कंधकषणं वृषाः कुर्युः कदा मयि॥ १॥ ४०८.

ઉત્તમ શ્રાવકે આવા મનોરથ કરવા જોઇએ તે જણાવે છે:–

જંગલ વિષે પદ્માસને બેસી ધરૂં પ્રભુ ધ્યાનને,
નાના હરિણ ખોળે રમે બહુ સૂંઘતા મુજ વદનને;
હે જીવ! તારી શાંતિમય એ શ્રેષ્ઠ સ્થિતિ ક્યારે થશે?
હર્ષમય એવા ક્ષણે ઝટ મોહ રાજા હારશે. ૪૦૯

અર્થ:—જંગલની અંદર પદ્માસને બેસીને હું પ્રભુનું ધ્યાન એવી એકાગ્રતા પૂર્વક ક્યારે કરીશ? જેથી નાનાં નિર્દોષ હરણીયાં મારા મુખને સૂંઘતા મારા ખોળામાં નિર્ભ-યપણે રમત કરે હે જીવ! આવા પ્રકારની શાંતિવાળી ઉત્તમ સ્થિતિની પ્રાપ્તિ તને ક્યારે થશે? આવો આનંદકારી સમય પ્રાપ્ત થાય તો મોહરાજા જલ્દી હારીજ જાય કહ્યું છે કે–
"वने पद्मासनासीनं, क्रोडस्थितमृगार्भकम् ॥ कदा घ्रास्यन्ति वक्त्रे मां जरन्तो मृगयूथपाः ॥ १ ॥ ४०७

શત્રુ મિત્ર રમા તૃણે પત્થર અને સોના વિષે,
રત્ન માટી મોક્ષ ભવનમાં સમપણું ક્યારે થશે?;

**માન તિમ અપમાનમાં તિમ સર્પ ને માલા વિષે,**
**સમ બનેલા જીવ ! તને પ્રભુ નામ લય ક્યારે થશે. ૪૧૦**

અર્થ:—હે જીવ ! દુશ્મન તથા મિત્ર, સ્ત્રી તથા ઘાસનો સમૂહ, પત્થર અને સોનું, રત્ન અને માટી, મોક્ષ અને સંસાર આ બધામાં તને સમપણુ–સમાન ભાવ ક્યારે જાગશે ? આદર સત્કાર તથા અપમાન, સર્પ અને ફૂલની માળાને વિષે સમ–સરખા ભાવવાળો બનીને પ્રભુનું નામ જપવામાં તને લીનતા–આસક્તિ ક્યારે થશે ? કહ્યું છે કે–" शत्रौ मित्रे तृणे स्त्रैणे स्वर्णेऽश्मनि मणौ मृदि ॥ मोक्षे भवे भविष्यामि निर्विशेषमतिः कदा ॥ १ ॥ ૪૧૦.

શીલભાવને મજબૂત કરવા શ્રાવકે આવા વિચારો કરવા જોઇએ એમ જણાવે છે:—

**શીલ પોષણ કાજ નારી દેહ ખુબ વિચારવો,**
**નિર્વાણ કેરી અર્ગળા એ ગંદકીનો ગાડવો;**
**આરદાન વિશિષ્ટ દેખી વિબુધ મોહી કિમ બને. ?**
**નિર્મોહિ બન ઝટ યાદ કરતાં મલ્લી નેમિ કુમારને. ૪૧૧**

અર્થ:—શીયલવ્રતના પાલન માટે સ્ત્રીના શરીર સંબંધી ઘણો વિચાર કરવા જેવો છે કારણ કે સ્ત્રીના શરીરને જોઇને તેના રૂપ, લાવણ્ય, હાવભાવ વગેરેથી ડાહ્યા પુરૂષો પણ ભાન ભૂલીને તેણીને વિષે આસક્ત થાય છે. તેથીજ સ્ત્રીને મોક્ષરૂપી નગરમાં જતા અર્ગળા એટલે ભૂંગળના જેવી કહેલી છે વળી એ સ્ત્રીઓનું શરીર અપવિત્ર વસ્તુઓના ગાડવા–ઘડા સમાન છે, કારણ કે તેણીના શરીરમાં મળ,

મૂત્ર, લોહી, હાડકાં વગેરે અશુચિ વસ્તુઓ સિવાય બીજું કાંઇ નથી ફક્ત બહારની ચામડી રૂપી બારદાન-ઢાંકણાની સુંદરતા છે તે જોઇને ઉત્તમ પંડિત પુરૂષો તેને વિષે કેમ મોહ પામે? અર્થાત્ જેઓએ સ્ત્રીના અપવિત્ર વસ્તુથી ભરેલા શરીરનું સ્વરૂપ જાણ્યું છે તે ડાહ્યા શ્રાવકો તેમાં મોહ પામતા નથી. માટે નિર્મલ શીલધારી ઓગણીશમા તીર્થંકર શ્રીમલ્લી-નાથ તથા બાવીસમા તીર્થંકર શ્રીનેમિનાથના દૃષ્ટાંતો યાદ કરીને હે જીવ! તું પણ જલ્દી વિષય વાસનારૂપી મોહને તજી દેજે નિર્મોહી નિર્વિકારી બનજે. ૪૧૧.

ઉત્તમ શ્રાવકે બાલ સાધુઓની અનુમોદના આવી રીતે કરવી:—

**તે ધન્ય નાની ઉંમરે જે ચરણ પામે રંગથી,**
**જન્મ સફલો તેમનો હું દાસ પ્રણમું ભાવથી;**
**જે દિન લઇશ ચારિત્રને તે દિવસ ક્યારે આવશે?**
**ઉંઘવાના પ્રથમ સમયે શ્રાદ્ધ ઇમ ભાવે હસે. ૪૧૨**

અર્થઃ—જેઓ નાની ઉમરમાં આનંદપૂર્વક ભાવથી ચારિત્રને પામેલા છે તેઓને ધન્ય છે, તેઓનો જન્મ સફળ થયો છે. હું તો તેવા ઉત્તમ પુરૂષોનો દાસ છું. તે મહા પુરૂ-ષોને હું ભાવથી પ્રણામ કરૂં છું. તેવો ઉત્તમ દિવસ ક્યારે પ્રાપ્ત જશે કે જ્યારે હું પણ તે ચારિત્રને પામીશ આવા પ્રકારની ભાવના શ્રાવક સૂતી વખતે શરૂઆતમાં ભાવે ૪૧૨.

શ્રાવકે આ પ્રમાણે અનિત્ય ભાવના ભાવવી જોઇએ:—

ચંપા કુસુમના રંગ જેવી સંપદા નારી તણો,
અનુરાગ પંકજદલ ઉપરના બિંદુ જેવો સ્વજનનો;
વળી પ્રેમ વીજળી તેજસમ કરિકર્ણ સમ લાવણ્યનો,
ભપકો નદીના વેગ સમ દેખાય યૌવન દેહનો. ૪૧૩

અર્થઃ—આ ધન, દોલત વગેરે સંપત્તિઓ ચંપાના ફૂલના રંગ જેવી છે, અને તે થોડાજ વખતમાં નાશ પામનારી છે તથા સ્ત્રીની પ્રીતિ તો કમળના પાંદડાં ઉપર રહેલા પાણીના બિન્દુની જેમ ક્ષણ માત્રમા નાશ પામનારી છે વળી માતા, પિતા, પુત્ર, પુત્રી વગેરે કુટુંબીઓનો સ્નેહ વીજળીના ઝબકારા જેવો ક્ષણિક છે સ્વાર્થ હોય ત્યાં સુધીજ સ્નેહ બતાવવાનો હોય છે વળી લાવણ્ય એટલે શરીરનું રૂપ–સુંદરતાનો ભપકો તે પણ હાથીના કાનની પેઠે ચંચળ છે. તેમજ શરીરને વિષે પ્રાપ્ત થએલી જુવાની નદીના પૂરની પેઠે થોડાજ વખતમાં વહી જનારી છે આ બધી વસ્તુઓની અસ્થિરતા જાણીને હે ચેતન! તું આ પદાર્થોમા ખોટી આસક્તિ રાખીશ નહિ. ૪૧૩

શ્રાવકે ભવ સ્વરૂપની વિચારણા આ પ્રમાણે કરવી, એ જણાવે છે:—

ભવવૃક્ષ કુસુમ સમા સુતો બેડી અલોહ તણી રમા,
બંધુજનો છે પાસ જેવા ચેત સમજી ટૂંકમાં;
પુત્રાદિ કાજ કરેલ પાપ તણા ફલો મલશે તને,
નિર્લજ્જ જીવ! જાણે છતાં પણ કિમ તજે ન ઉપાધિને.૪૧૪

અર્થ:—આ ભવરૂપી વૃક્ષના ફૂલ જેવા પુત્રો છે. સ્ત્રી તો લોઢા વિનાની છતાં પણ મજબુત બેડી સમાન છે. તથા કુટુંબી જનો તો ફાંસલા જેવા છે, માટે હે જીવ! તુ ટુંકાણમાં આ બધું સમજીને ચેતીને ચાલ પુત્ર, સ્ત્રી વગેરે માટે તુ જે જે પાપ કાર્યો કરીશ તેનું ફળ તો તારે એકલાનેજ ભોગવવું પડશે તેમાંથી તેઓ કોઇ પણ ભાગ પડાવવાના નથીજ માટે હે બેશરમી જીવ! આ પ્રમાણે સંસારનું સ્વરૂપ જાણવા છતાં પણ તું ઉપાધિને કેમ છોડતો નથી? ૪૧૪.

હવે નિદ્રા આવતી વખતે તથા નિદ્રામાંથી જાગી જાય ત્યારે કેવી વિચારણા કરે તે જણાવે છે:—

મૈત્રી પ્રમુખ ચારે અનુત્તર ભાવનાને ભાવતા,
શ્રાદ્ધ લેતા અલ્પ નિદ્રા દેવ ગુરૂ સંભારતા;
નિદ્રાતણો વિચ્છેદ હોતાં એમ મનમાં ભાવતા,
દૂર છંદી દોષ ભવ વૈરાગ્ય રંગ વધારતા. ૪૧૫

અર્થ:—એવી રીતે સંસારનું અનિત્ય સ્વરૂપ વિચારતાં તથા મૈત્રી[1] વગેરે ચાર ઉત્તમ ભાવનાઓની ભાવના ભાવતાં ભાવતાં તથા દેવ અને ગુરૂનું સ્મરણ કરતાં કરતાં શ્રાવક થોડી નિદ્રાને લે છે વળી જ્યારે ઉંઘ ઉડી જાય, અને જાગી જાય ત્યારે રાગ દ્વેષાદિ દોષને છોડીને, વૈરાગ્ય ભાવને વધારતા થકા આ પ્રમાણે (આગલી ગાથામાં કહેવાય છે તે પ્રમાણે) વિચારણા કરે. ૪૧૫

---

૧. ચાર ભાવનાઓ આ પ્રમાણે—૧ મૈત્રી, પ્રમોદ, કારૂણ્ય, અને માધ્યસ્થ આનું સ્વરૂપ પહેલા કહ્યું છે.

હવે મૈત્રી વિગેરે ચાર ભાવનાનું સ્વરૂપ કહે છે.—

દુરિત કોઇ ન આચરો સઘળા જનો સુખીઆ બનો,
સર્વ પામો સુખ એવા ભાવના મૈત્રી સુણો;
આ ભાવનાવાળો ખમાવે અન્યને પોતે ખમે,
નિજ પર વિષે ના ભેદ માને સર્વને પ્રેમે નમે. ૪૧૬

અર્થ:—'કોઇ મનુષ્યો કે જીવો પાપ ન કરો અને સર્વે જીવો સુખી થાઓ–સર્વ જીવો સુખ પામો, કોઇ દુઃખ ન પામો' આવી ભાવના તે મૈત્રી ભાવના સમજવી આ ભાવનાવાળો પોતે ખમે ને અન્યને ખમાવે, સ્વપરમાં ભેદ ન માને અને સર્વને પ્રેમપૂર્વક નમસ્કાર કરે ૪૧૬

હવે પ્રમોદ ભાવનાનું સ્વરૂપ કહે છે:—

સર્વ દોષો ટાળનારા વસ્તુતત્ત્વ વિલોકતા,
ઇમ નાણ કિરિયા બેઉને નિર્વાણ હેતુ માનતા;
ગુણવંત જનના ધૈર્ય દમ શમ ઉચિતતા ગંભીરતા,
વિનયાદિ ગુણને જોઇને પોતે હરખથી વાંદતા. ૪૧૭

આવો પધારો આસને મીઠાં વચન ઇમ ઉચ્ચરે,
ગુણ પામવા તે પૂજ્યના ગુણના વખાણ સ્તુતિ કરે;
દ્રવ્ય ભાવે ભક્તિ કરતાં હર્ષ સાચો મન ધરે,
એ ભાવના સુપ્રમોદની શ્રાવક પ્રભાતે ઉચ્ચરે. ૪૧૮

અર્થ.—સર્વ દોષોને તજનારા, વસ્તુતત્ત્વનો વિચાર કરનારા, તેમજ જ્ઞાન–ક્રિયા બનેને મોક્ષના હેતુપણે માન· નારા એવા ગુણીજનના ધૈર્ય, ઇંદ્રિયદમન, શાંતિ, ઉચિતતા,

ગંભીરતા અને વિનયાદિ ગુણો જોઇને કહે કે–આવો, પધારો, આ આસને બિરાજો આવાં મીઠા વચનો બોલે અને તેવા ગુણ પામવા માટે તે ગુણીજનોના વખાણ કરે–સ્તુતિ કરે, દ્રવ્યભાવથી ભક્તિ કરે અને મનમાં સાચો હર્ષ ધારણ કરે આવી ભાવનાને પ્રમોદ ભાવના કહીએ શ્રાવક દરરોજ પ્રભાતે આ ભાવના ભાવે–તે સબંધી વિચાર કરે. ૪૧૭–૪૧૮.

હવે કરુણા ભાવનાનું સ્વરૂપ કહે છે:—

નિજ કર્મના ઉદયે થયા દુઃખિયા જનોને જોઇને,
ભવજલધિ તરવા તુંબડા એ એમ દિલમાં ભાવીને;
કરુણા કરે બે ભેદથી નિજ દ્રવ્યના ભોગે કરી,
પરને બચાવે દ્રવ્ય કરુણા પાળવી હોંશે કરી. ૪૧૯

નહિં ધર્મ પામેલા જનોને શુદ્ધ ધર્મ પમાડવો,
જિન ધર્મ પામેલા જનોને સ્થૈર્ય ભાવ પમાડવો;
પ્રેમપૂર્વક શાંતિથી નિત સ્મરણા મુખે કરી,
પૂર્ણ ઉત્સાહી બનાવે ભાવના કરુણા ખરી. ૪૨૦

અર્થ:—પોતપોતાના પૂર્વબદ્ધ કર્મના ઉદયવડે દુ:ખિયા થયેલા જીવોને જોઇને, ભવસમુદ્ર તરવા માટે આ કરુણા–દયા તુંબડા સમાન છે, એમ દિલમાં વિચારીને પોતાના દ્રવ્યના ભોગે કરીને પણ એવા જીવો ઉપર બંને પ્રકારની દયા કરે એટલે પ્રથમ તો એવા જીવોને શરીર વિગેરેના દુઃખમાથી બચાવે આ પ્રમાણે હોંશથી કરવું તે દ્રવ્ય કરુણા કહેવાય છે

હવે ભાવકરુણા કહે છે-ધર્મ નહીં પામેલા જીવોને શુદ્ધ ધર્મ પમાડવો અને જૈનધર્મ પામેલાઓને ધર્મમાં સ્થિર કરવા પ્રેમપૂર્વક શાંતિથી નિરંતર આવી ભાવના ભાવીને જે પોતાના આત્માને એવા કાર્યમાં પૂર્ણ ઉત્સાહી બનાવવો તેને કરુણા ભાવના કહે છે ૪૧૯-૪૨૦

અજ્ઞાનથી શાસ્ત્રો પ્રવર્તાવે કરી કુવિકલ્પના,
પોતે ડૂબે પરને ડૂબાવે દેઇ ખોટી દેશના;
કરુણાજનક તે દીન જીવો એ પ્રવૃત્તિ છોડીને,
સન્માર્ગ પામો એમ ભાવો નિત્ય કરુણાભાવને. ૪૨૧

પ્રભુ વીરજિન મરીચિ ભવે ઉન્માર્ગ કેરી દેશના,
દેઇ જો ભવમાં ભમે સાગર સુધી બહુ કાળના;
તો પાપપુંજો બાંધનારા આ બિચારા જીવની,
શી ગણત્રી એમ ભાવો ભાવના એ દીનની ? ૪૨૨

અર્થ:—અજ્ઞાનવડે કુવિકલ્પવાળા પાપશાસ્ત્રો જગતમાં પ્રવર્તાવે અને ખોટી દેશના આપીને પોતે ડૂબે ને બીજાને ડૂબાડે, એવા જીવો કરુણા લાવવા જેવા છે. એવા દીન જીવો પોતાની આવી પાપપ્રવૃત્તિ છોડીને સન્માર્ગ પામો, એમ નિરંતર વિચારવું તે કરુણા ભાવના જાણવી

જુઓ વીર પરમાત્માનો જીવ પણ મરીચીના ભવમાં અને ત્યાર પછીના ભવોમાં પણ ઉન્માર્ગની દેશના આપીને બહુ કાળ સુધી-એક કોડાકોડ સાગરોપમ પર્યંત સંસારમાં ભમ્યો, તો પછી આ બિચારા પાપના પુંજોને એકત્ર કરનારા

જીવોની તેની પાસે શું ગણત્રી છે? આ પ્રમાણે વિચારવું તે કરુણા ભાવના સમજવી ૪૨૧-૪૨૨.

વળી કરુણા ભાવના વિષેજ વિશેષ કહે છે:—

ભોગ સાધન પામવાને દોડધામ કરે ઘણી,
જે મળ્યા તે ભોગવી તૃષ્ણા ધરે ઉરમાં ઘણી;
વળી જેહ જન હિતકારી વસ્તુ કોઇ દિન ના સેવતા,
અહિત વસ્તુ ના તજીને વિવિધ પીડા પામતા. ૪૨૩

ધન પામવા પીડા સહે પામેલ દ્રવ્ય બચાવવા,
પીડા સહે વપરાય તો સંકલ્પ કરતા નવનવા;
લાહ્ય લાગે ચોર ચોરે રાજદંડે ધન જતાં,
વિવિધ પીડા ભોગવે તે આર્ત્તજન જિન બોલતા. ૪૨૪

તેવા જનોને જોઇ આ ચંચળ હૃદયના માનવો,
બહુ કાળ વિષયો ભોગવે તોયે વિકલ્પ કરી નવો;
સંતોષ પામે ના બિચારા માખી જિમ બળખા વિષે,
ચોંટે વિષય બળખા વિષે ચોંટી જુએ ચારે દિશે. ૪૨૫

પંથે કયે તે આર્ત્તજનને પ્રશમ અમૃત પાઇને,
વીતરાગપણું હું તો પમાડું ચરણપંથે જોડીને;
એવો સમય પામીશ જ્યારે સફળ તે દિનરાતને,
માનીશ ભાવો એમ કરુણા ભાવનાના ભેદને. ૪૨૬

તીર્થંકરપણું પ્રાપ્ત કરાવનારી અનુપમ કરુણા ભાવના બતાવે છે.—

અર્થ:—આ જગતના જીવો ભોગના સાધનો મેળવવાને માટે ઘણી દોડાદોડ કરે છે જે મળે છે તે ભોગવે છે અને તેની તૃષ્ણા હૃદયમાં વધારતાજ જાય છે. વળી પોતાને હિતકારી વસ્તુને કોઇ દિવસ સેવતા નથી તેમ અહિતકારી વસ્તુ તજતા નથી તેથી ઘણી પીડા પામે છે વળી ધન મેળવવા માટે ઘણી પીડા સહે છે, પામેલાનું રક્ષણ કરવા માટે પણ ઘણી પીડા સહે છે અને તેમાંથી વપરાય છે તો અનેક પ્રકારના સંકલ્પ–વિકલ્પ કરે છે તેમજ અગ્નિ લાગવાથી, ચોરના ચોરી જવાથી કે રાજદંડ થવાથી જ્યારે ધન જાય છે–નાશ પામે છે ત્યારે પણ તે આર્તજનો ઘણી પીડા સહન કરે છે એમ જિનેશ્વર કહે છે. તેવા મનુષ્યો બહુ કાળ સુધી વિષયો ભોગવે છે છતાં નવા નવા વિકલ્પો–ઇચ્છાઓ કરે છે. સંતોષ પામતા નથી તે બિચારા માખી જેમ બળખામાં ચોટે છે અને પછી ચારે દિશા તરફ ચકળ-વકળ જોયા કરે છે તીર્થંકર થનાર જીવ આવા જીવોને જોઇને વિચારે છે કે–' આવા સંસારમાં પીડાતા જીવોને કઇ રીતે પ્રશમામૃત પાઇને અને ચારિત્રને માર્ગે જોડીને વીત-રાગપણું પમાડું ? હું જ્યારે એવો સમય પામીશ ત્યારે તે દિવસને તેમજ રાત્રીને સફળ માનીશ ' હે જીવો! તમે પણ આવી અપૂર્વ કરુણા ભાવના ભાવો કે જેથી તમે પણ તેથી થતો અપૂર્વ લાભ મેળવો. ૪૨૩ થી ૪૨૬

વળી એજ ભાવના ભાવે છે કેઃ—

વિવિધ ભયના હેતુથી બીકણુ બનેલા બાળને,
તિમ વૃદ્ધને નિર્ભય બનાવું નિત પમાડી ધૈર્યને;
અન્યને ના ત્રાસ દેતાં ભય દીયે ના જે નરા,
તેઓ ન પામે ત્રાસ ભય ને સંકટો વળી આકરા. ૪૨૭

મરણ સન્મુખ જે રહેલા સ્વધન આદિ વિયોગને,
ગણતાં અનિષ્ટ મરણતણાં જે ભોગવે બહુ દુઃખને;
ભય ટાળનારા જિન વચનને સંભળાવી તેમને,
નિર્વાણ લાયક હું બનાવું એમ કરુણા ભાવને. ૪૨૮

અર્થઃ—વિવિધ પ્રકારના ભયના હેતુ પ્રાપ્ત થવાથી બીકણુ બની ગયેલા મનુષ્યોને–બાળકને તેમજ વૃદ્ધને નિર્ભય બનાવુ, તેમને નિરંતર ધીરજ આપુ, તેમને સમજાવું કે–'અન્ય જીવોને જે ત્રાસ કે ભય આપતા નથી તેઓ ત્રાસ કે ભય તેમજ આકરા સંકટો પામતા નથી'

વળી મરણને સન્મુખ થયેલા જે મનુષ્યો સ્વધન આદિનો વિયોગ થવાના કારણે મરણને અનિષ્ટ માને છે અને બહુ પ્રકારના માનસિક તેમજ કાયિક દુઃખો ભોગવે છે, તેને સર્વ ભયને ટાળનારા એવા જિનવચનો સંભળાવીને નિર્વાણને–મોક્ષને લાયક બનાવું આવી કરુણા ભાવના નિરંતર ભાવવી ૪૨૭–૪૨૮.

હવે ચોથી માધ્યસ્થ ભાવના સંબંધી કહે છેઃ—

ઋષિ નારની હત્યા કરે જે બાળની હત્યા કરે;
ખાતાં અભક્ષ્ય અપેય પીએ દેવગુરુ નિંદા કરે;

ખોટી બડાઇ નિજતણી જે જન કરે પર તેહના,
રાખે ઉપેક્ષા ભાવ તે માધ્યસ્થતાની ભાવના. ૪૨૯

અર્થ:—જે મનુષ્યો ઋષિહત્યા કરે, સ્ત્રીહત્યા કરે, બાળહત્યા કરે, અભક્ષ્યનું ભક્ષણ કરે, અપેયનું પાન કરે, દેવગુરુની નિંદા કરે અને પોતાની ખોટી બડાઇ કરે એવા જનોની જે ઉપેક્ષા કરવી તે માધ્યસ્થભાવના કહેવાય છે ૪૨૯.

ઉત્તમ મનુષ્યો વિચાર કરે છે:—

જિનધર્મથી મૂકાયલો હું ચક્રીપણું ના વાંછતો,
જિનધર્મથી વાસિત થયેલું દાસપણું હું ચાહતો;
જિનધર્મહીણા ચક્રીઓ બહુ ઘોર પાપો આચરી,
નરકે રીબાયે તેહની એ ચક્રિતા ગણું ના ખરી. ૪૩૦

અર્થ:—જૈન ધર્મથી રહિત એવું ચક્રીપણું પણ હું ઇચ્છતો નથી, પરંતુ જિનધર્મવાસિત દાસપણું હું ઇચ્છું છું, કારણ કે જૈનધર્મ રહિત એવા ચક્રીઓ અનેક પ્રકારના ઘોર પાપો કરીને સુભૂમ ને બ્રહ્મદત્ત ચક્રીની જેમ નરકે જાય છે અને ત્યાં અનેક પ્રકારના દુઃખોથી રીબાય છે તેથી તેવા ચક્રીપણાને હું સાચું ચક્રીપણું માનું જ નહીં ૪૩૦

લાભાન્તરાયતણા જ ઉદયે જીવ દાસપણું લહે,
જિન ધર્મની શુભ સાધનાથી કર્મ આઠે ઝટ દહે;
ઇમ ભાવના નિત ભાવતા તિમ તે પ્રમાણે વર્ત્તતા,
પુષ્કળ જનો શુભ કર્મ બાંધે નિર્જરા પણ સાધતા. ૪૩૧

અર્થ:—લાભાંતરાયના ઉદયથી આ જીવ દાસપણું પામે છે, અને જૈન ધર્મની સારી રીતે આરાધના-સાધના કરવાથી જીવ આઠે પ્રકારના કર્મોને અલ્પ કાળમાં બાળી નાખે છે. આવી ભાવના નિરંતર ભાવતાં અને તે પ્રમાણે વર્તતાં અનેક ભવ્ય જીવો શુભ કર્મ બાંધે છે અને નિર્જરા પણ કરે છે. ૪૩૧

હવે આયુષ્યના ઉપક્રમ સંબંધી કહે છે:—

આયુષ્યના ઉપક્રમનું વર્ણન

બીજા ભવે પણ ભોગવે આયુ વિના સવિ કર્મને,
આયુષ્ય બાંધ્યું જેહ ભવનું ભોગવે ત્યાં તેહને;
જેના બળે ઇચ્છા છતાં ન જવાય બીજા ભવ વિષે,
બેડી સમા તે આયુના બે ભેદ જિનશાસન વિષે. ૪૩૨

અર્થ:—આયુ વિનાના બીજા સાત કર્મો આગામી ભવોમાં પણ ભોગવાય છે, પરંતુ આયુકર્મ તો જે ભવનું બાંધ્યું હોય તેજ ભવમાં ભોગવાય છે વળી જેના બળથી અન્ય ભવમાં ઇચ્છા છતાં પણ જઈ શકાતું નથી એવું બેડી સમાન જે આયુ કર્મ તેના શાસ્ત્રકારોએ સોપક્રમી ને નિરુપક્રમી એવા બે ભેદ કહ્યા છે ૪૩૨.

લાગે ઉપક્રમ જેહમાં તે આયુ સોપક્રમ કહ્યું,
ઉપક્રમ વિનાનું જેહ તે આયુ નિરુપક્રમ કહ્યું;
જેથી ઘટે આયુષ્ય તે કારણ ઉપક્રમ જાણિયે,
પરિણામ આદિ ઉપક્રમો તે સાત છે ઇમ જાણિયે. ૪૩૩

અર્થ:—જે આયુને ઉપક્રમ લાગી શકે છે તે આયુ સોપક્રમી કહેવાય છે અને જેને ઉપક્રમ લાગી શકતો નથી તે આયુ નિરુપક્રમી કહેવાય છે જેનાવડે આયુષ્ય ઘટે તેને ઉપક્રમ કહે છે એવા ઉપક્રમ આયુષ્યને અંગે પરિણામાદિ સાત પ્રકારના કહ્યા છે. ૪૩૩.

તે સાત પ્રકાર કહે છે:—

**ત્રિવિધ અધ્યવસાય[1] કારણ[2] વેદના[3] તિમ [4]સ્પર્શથી,**
**ભોજન[5] પરાઘાતે[6] કરી તિમ વિકૃત શ્વાસોચ્છ્વાસથી[7];**
**આ જીવ થોડા કાળ જીવન ભોગવે ઇમ જાણજે,**
**એથી બચી જિન ધર્મ ઉત્તમ પૂર્ણ હોંશે સાધજે. ૪૩૪**

અર્થ:—૧ ત્રણ પ્રકારના રાગ, સ્નેહ ને ભયના અધ્યવસાયથી, ૨ કારણ એટલે વિષ–શસ્ત્રાદિ નિમિત્તોથી, ૩ અત્યંત વેદનાથી, ૪ સર્પાદિના વિષકન્યા વિગેરેના સ્પર્શથી, ૫ અતિ ભોજનથી, ૬ જબરો પરાઘાત–ઉપઘાત લાગવાથી અને ૭ વિકૃતપણે ઘણા શ્વાસોશ્વાસ લેવાથી આ સાત કારણોથી જીવ બાંધેલા આયુ કરતા ઓછું આયુ ભોગવે છે– બાંધેલ સ્થિતિ કરતાં થોડા કાળમા મરણ પામે છે એમ જાણીને તેનાથી બચવા સારૂ પૂરી હોંશથી ઉત્તમ એવા જૈન ધર્મનું આરાધન કરજે. ૪૩૪

વળી આ વિષયમાંજ વધારે સમજાવે છે —

**જે બંધસમયે શિથિલ બાંધ્યાં ત્યાં હુવે અપવર્ત્તના,**
**આયુતણી પેરે બીજા તે કર્મ સોપક્રમ ઘણા;**

ભોગવાયે અલ્પકાળે બાહ્ય ઉચિત નિમિત્તથી,
દૃષ્ટાંત બળતાં દોરડાનું જાણજે સિદ્ધાંતથી. ૪૩૫

**અર્થ:**—જે કર્મ બાંધતી વખતે શિથિલ બાંધ્યા હોય તેનીજ અપવર્તના થઈ શકે છે આયુકર્મની જેમ બીજા પણ બધા કર્મોની અપવર્તના થાય છે બાહ્ય નિમિત્તને લઇને જે કર્મ બાંધેલ સ્થિતિ કરતાં અલ્પકાળે ભોગવાઈ જાય તેને અપવર્ત્તના કહે છે એને માટે બળતા દોરડાનુ દૃષ્ટાંત સિદ્ધાતમાથી જાણી લેવુ તે દૃષ્ટાંત આ પ્રમાણે છે:–જેમ લાબુ કરેલુ દોરડુ એક છેડેથી સળગાવતાં લાબે કાળે આખું બળી રહે છે અને તે દોરડાને જો ભેળુ કરીને સળગાવ્યું હોય તો થોડા વખતમા, બળી જાય છે તેમ કર્મોના પ્રદેશો તો બધા ભોગવવા પડે છે, પરતુ સ્થિતિની અપવર્ત્તના થવાથી ભેગા કરેલા દોરડાની જેમ થોડા વખતમાં ભોગવાઇ જાય છે ૪૩૫

એજ વાત કાવ્યમાં કહે છે:—

બહુવાર લાગે સળગતાં છૂટી કરેલી રજ્જુને,
વાર થોડી સળગતાં ભેગી કરેલી રજ્જુને;
એ ભાવ સોપક્રમતણો ભાખ્યો વિશેષાવશ્યકે,
સાવચેતી રાખનારા દીર્ઘ આયુ ધરી શકે. ૪૩૬

**અર્થ.**—છૂટી લાંબી કરેલી દોરડીને સળગતાં ઘણી વાર લાગે અને ભેળી કરેલી દોરડીને સળગતાં થોડી વાર લાગે

આ પ્રમાણે સોપક્રમ કર્મોનો ભાવ શ્રી વિશેષાવશ્યકમાં કહેલો છે. જેઓ સાવધાનીથી વર્તનારા હોય છે તેઓ દીર્ઘ આયુ ભોગવી શકે છે. ૪૩૬

બંધસમયે તીવ્ર ભાવે બદ્ધ કર્મ અનુક્રમે,
ભોગવાયે તેમ હોતાં ભૂરિ કાળ વ્યતિક્રમે;
સ્થિતિનો ઘટાડો રસતણો જેમાં કદી ના સંભવે,
બાંધ્યા પ્રમાણે ભોગવે તે આયુ નિરૂપક્રમ હુવે. ૪૩૭

અર્થ:—બાંધતી વખતે જે કર્મ તીવ્ર ભાવે બાંધ્યુ હોય તે અનુક્રમે ભોગવાય છે, તેથી તે ભોગવતાં ઘણો કાળ વ્યતિક્રમે છે. જે બાંધેલા કર્મમાં રસ કે સ્થિતિનો ઘટાડો (અપવર્ત્તના) કદી પણ ન થાય-ઉપક્રમ લાગ્યા છતાં પણ ઘટે નહીં તે આયુ તેમ જ બીજા કર્મો નિરુપક્રમ કહેવાય છે તે બાંધ્યા પ્રમાણેનીજ સ્થિતિએ ભોગવાય છે ૪૩૭

પુષ્કળ નરો તિર્યંચ એવા જેમનું અણચિંતવ્યું,
મૃત્યુ ઉપક્રમ લાગતાં હોવે પ્રભુએ એમ કહ્યું;
ત્રિવિધ અધ્યવસાય તે એ રાગના તિમ સ્નેહના,
ભયના કુઅધ્યવસાય ઈમ ત્રણ ભેદ જાણો તેહના. ૪૩૮

અર્થ:—પુષ્કળ મનુષ્યો ને તિર્યંચો[1] એવા હોય છે કે જેમનું મૃત્યુ ઉપક્રમ લાગતાં અણચિંતવ્યું-અચાનક થાય છે, એમ પ્રભુએ કહ્યું છે તે પ્રથમ અધ્યવસાયરૂપ ઉપક્રમ ત્રણ

---

૧ દેવ ને નારકી જીવોનુ આયુ નિરુપક્રમ હોય છે, અને તેની અપવર્તના થતી નથી

પ્રકારનો કહ્યો છે. રાગના, સ્નેહના તેમજ ભયના નિમિત્તથી આયુષ્ય ઘટે છે-તૂટે છે ૪૩૮

હવે તે ત્રણે પ્રકાર વિવરીને કહે છે:—

અતિરાગ તિમ અતિસ્નેહ ભય પણ મૃત્યુદાયક જાણજે,
બહુ રાગ કરતાં પરબવાળી નાર સમ સ્થિતિ જાણજે;
જળપાન કરવા પરબ ઉપરે એક માનવ આવિયો,
પરબવાળી નારને બહુ રાગ જોતાં જાગિયો. ૪૩૯

જળ પી જતાં તે પુરૂષ બાજુ નાર તે બહુ દેખતી;
આધો જતાં ના દેખવાથી મરણ બૂરું પામતી;
કામકેરૂં પ્રબળ સાધન રાગ ઇમ જિનવર કહે,
રાગી માનવ કામની અંતિમ દશા મૃત્યુ લહે. ૪૪૦

અર્થ:—હે જીવ ! અતિરાગ, અતિસ્નેહ અને અતિ-ભયને મૃત્યુદાયક જાણજે—સમજજે. બહુરાગ કરવાથી પરબવાળી-ની જેવી સ્થિતિ થાય એમ ધ્યાનમાં રાખજે એક પરબે જળપાન કરવા કોઇ અતિ સુંદર પુરૂષ આવ્યો તેને જોતાં પરબવાળીને તેના ઉપર બહુ રાગ ઉત્પન્ન થયો પેલો પુરુષ જળ પીને જતાં પરબવાળી તેના તરફજ એકીટશે જોઇ રહી. જ્યારે તે પુરુષ નજરથી દૂર થયો ત્યારે અતિરાગના આઘાતથી તે પરબવાળી મરણ પામી જિનેશ્વરે કહ્યું છે કે-રાગ એ કામોત્પત્તિનું પ્રબળ સાધન છે, તેથી અતિરાગી મનુષ્ય આવે પ્રસંગે કામની છેલ્લી-દશમી મૃત્યુદશાને પામે છે. ૪૩૯—૪૪૦.

હવે તે કામની દશ દશાઓ કહે છે.—

તે કામની છે દશ દશાઓ પ્રથમ ચિંતવના કરે;
બીજી દશા તે જાણવી જે દેખવા ઈચ્છા કરે;
લાંબા નિસાસા નાખવા એ જાણવી ત્રીજી દશા,
તાવ આવે એહ ચોથી તનુ દહે પંચમ દશા. ૪૪૧

ભોજન ઉપર હોવે અરુચિ છઠ્ઠી દશા પ્રભુ બોલતા,
સાતમી મૂર્ચ્છા કહી તિમ આઠમી છે ઘેલછા;
બેશુદ્ધિ નવમી મરણ પામે એહ દશમી જાણિયે,
મૂળ કારણ રાગ સવિનું તિણ એ રાગ ન રાખિયે. ૪૪૨

અર્થઃ—કામની દશ દશા આ પ્રમાણે છે-પ્રથમ તો જેના પર રાગ થયો હોય તેની ચિંતવના કર્યા કરે, પછી બીજી દશામાં તેને વારવાર જોવાની ઇચ્છા કરે, ત્રીજી દશામાં તેના વિરહથી-તેને ન જોવાની લાંબા નિસાસા મૂકે, ચોથી દશામાં તાવ આવે અને પાચમી દશામાં શરીરમાં દાહ થાય, છઠ્ઠી દશામા ભોજન ઉપર અરુચિ થાય, સાતમી દસામાં મૂર્ચ્છા આવે અને આઠમી દશામા ગાંડપણ થઈ જાય-ઘેલો બની જાય, નવમી દશા પ્રાપ્ત થતા બેશુદ્ધ થઈ જાય અને દશમી દશા પ્રાપ્ત થતાં મૃત્યુ પામે. આ બધાનું મૂળ કારણ રાગ છે તેથી તીવ્ર રાગ કોઈની ઉપર ન રાખવો એમ શ્રી જિનેશ્વરે કહ્યું છે ૪૪૧-૪૪૨.

હવે બહુ સ્નેહ કરવાથી આયુનો ક્ષય થાય છે તે બતાવે છેઃ—

બહુ સ્નેહ કરતાં આયુનો ક્ષય આ પ્રમાણે જાણજે,
સાર્થવાહી નારને દૃષ્ટાંતરૂપે જાણજે;
પરદેશથી પતિ આવતાં તે નારને પતિ ઉપરે,
નેહ કેવો તે પરીક્ષા કાજ મિથ્યા ઉચ્ચરે. ૪૪૩

તુજ આજ કંત મરી ગયો એવા વચણ સુણતાં છતાં,
તેજ સમયે મરણ પામી સ્નેહ અતિશય રાખતાં;
સાર્થવાહ મરણ લહે નિજ સ્ત્રી મરી ઇમ સાંભળી,
નેહ બૂરો જાણીને ના રાખજે દિલમાં જરી. ૪૪૪

અર્થ:—'બહુ સ્નેહથી પણ આયુનો ક્ષય થાય છે એમ જાણજે. તેના પર સાર્થવાહીનું દૃષ્ટાંત છે તે આ પ્રમાણે—એક સાર્થવાહને અને તેની સ્ત્રીને અત્યંત સ્નેહ હતો. સાર્થવાહ પરદેશ ગયો હતો તે પરદેશથી આવ્યો તે પ્રસંગે તેમના સ્નેહની પરીક્ષા કરવા સારૂ એક માણસે સાર્થવાહની સ્ત્રી પાસે આવીને ખોટી રીતે કહ્યું કે—'આજે તારો સ્વામી મરણ પામ્યો' તે સાભળતાં તેજ સમયે સાર્થવાહની સ્ત્રી મરણ પામી પછી સાર્થવાહ પણ પોતાની સ્ત્રીને મરણ પામેલી સાંભળીને મરણ પામ્યો બહુ સ્નેહ રાખવાથી આ પ્રમાણે આયુનો ક્ષય થાય છે તે ઉપર આ સાર્થવાહ—સાર્થવાહીનું દૃષ્ટાંત સાંભળી સ્નેહને મહાબૂરો જાણીને હે જીવ! તું તેને દિલમાં રાખીશ નહીં ૪૪૩–૪૪૪.

હવે અતિભયથી થતા મૃત્યુ ઉપર દૃષ્ટાંત કહે છે:—

અતિભય ઘટાડે આયુને દૃષ્ટાંત ગજસુકુમાળનું,
લઘુ ભાઇ તે નૃપ કૃષ્ણના ઇમ વયણ અષ્ટમ અંગનું;
વર્ગ ત્રીજામાં કહ્યું શ્રી નેમિનાથ જિનેશ્વરા,
દ્વારિકા નગરી પધારે કૃષ્ણ નૃપ રુચિધર ખરા. ૪૪૫

લઘુભાઇ સાથે લેઇ વંદનકાજ હોંશે આવતા,
પ્રભુદેશના સુણતાં જ ગજસુકુમાલ સંયમ ભાવતા;
માતાપિતાને વિનયથી સંયમ વિચાર જણાવતા,
સંસારમાંહે રાખવાને તેહ પણ સમજાવતા. ૪૪૬

રાજા કરીશ એવું કહી નૃપ કૃષ્ણ પણ સમજાવતા,
વિનયપૂર્વક વાર ત્રણ લઘુભાઇ ઉત્તર આપતા;
કામભોગ વિપાક દારુણ દુર્ગતિને આપતા,
સંસારને શમશાનિયા લહું સમો બતલાવતા. ૪૪૭

તુજ રાજ્યલક્ષ્મી એક દિનની દેખવાની ચાહના,
પૂર્ણ કર એ પુત્ર! એવાં વયણ માતા જનકના;
માતાપિતાના આગ્રહે તે એક દિન રાજાપણું,
શ્રીમહાબળની પેરે પામે ચરણ સોહામણું. ૪૪૮

તે જ દિન મધ્યાહ્નકાળે નેમિજિનને પૂછીને,
નામે મહાકાળ શ્મશાને શુદ્ધ સ્થળ પડિલેહીને;
લઘુનીતિ ને વડીનીતિની જગ્યા વિમળ પડિલેહીને,
કાઉસ્સગ્ગ મહાપ્રતિમા આદરે નિશ્ચળપણે. ૪૪૯

અર્થઃ—અતિ ભયથી આયુ ઘટે છે તે ઉપર ગજસુકુમાળને મરણાંત ઉપસર્ગ કરનાર સોમિલ વિપ્રનું દૃષ્ટાંત છે તે આ પ્રમાણે.—ગજસુકુમાળ કૃષ્ણ વાસુદેવના નાના ભાઈ હતા તેની કથા આઠમા અંગ અંતગડસૂત્રના ત્રીજા વર્ગમાં કહેલ છે. એકદા શ્રી નેમિનાથ પ્રભુ દ્વારિકા નગરીએ પધાર્યા—સમવસર્યા ત્યાં કૃષ્ણ રાજા શુદ્ધ સમ્યકત્વની રુચિને ધારણ કરનારા હતા તે ખબર સાંભળીને નાના ભાઇ ગજસુકુમાળને સાથે લઇને ઘણી હોંશથી પ્રભુને વંદન કરવા આવ્યા. પ્રભુએ દેશના આપી. તે સાંભળતાંજ ગજસુકુમાળ સંયમ લેવાની ઇચ્છાવાળા થયા પછી તેણે માતાપિતાને વિનયપૂર્વક પોતાનો સંયમ લેવાનો વિચાર જણાવ્યો. માતાપિતાએ તેને સંસારમાં રહેવા માટે ઘણો સમજાવ્યો કૃષ્ણે રાજા બનાવવાની લાલચ આપીને સમજાવ્યો, પણ તે લઘુ બંધુએ વિનયપૂર્વક ત્રણ વાર ઉત્તર આપ્યો અને કહ્યું કે—'આ કામભોગના વિપાક મહાદારુણ છે અને દુર્ગતિને આપનારા છે. આ સંસાર તો સ્મશાનના લાડુ જેવો સ્વાદ વિનાનો છે.' છેવટે માતાપિતાએ કહ્યું કે—'તારી એક દિવસની પણ રાજ્યલક્ષ્મી જોવાની અમારી ઇચ્છા છે માટે તે પૂર્ણ કર.' માતાપિતાના આગ્રહથી તે વાતનો તેણે સ્વીકાર કર્યો. કૃષ્ણે એક દિવસ માટે તેનો રાજ્યાભિષેક કર્યો પછી મહાબળકુમારની જેમ તેણે ચારિત્ર ગ્રહણ કર્યું. તેજ દિવસે નેમિનાથ પ્રભુની આજ્ઞા લઇને ગજસુકુમાળ મુનિએ મહાકાળ નામના સ્મશાનમાં જઇ શુદ્ધ સ્થંડિલ પડિલેહીને, લઘુનીતિ વડીનીતિની જમીન નિર્જીવ

જોઇ રાણીને કાયોત્સર્ગરૂપ પ્રતિમાને નિશ્ચળપણે આદરી. ૪૪૫ થી ૪૪૯.

એક રાત્રિ પ્રમાણવાળી તે કહી છે શાસ્ત્રમાં,
પ્રતિમાવહન કિમ સંભવે? આ પ્રથમ દીક્ષા દિવસમાં;
ઉત્તર ઇહાં ઇમ જાણવો પ્રભુ નેમિજિન એ સાધુને,
લાયક ગણી આજ્ઞા દીયે તિણ જાણ શુભ એ કાર્યને. ૪૫૦

અર્થઃ—આ સાધુની બારમી પ્રતિમા એક રાત્રિના પ્રમાણવાળી કહી છે અહીં કોઇ પ્રશ્ન કરે છે કે–'દીક્ષાના પ્રથમ દિવસેજ આ પ્રતિમા વહન કેમ સંભવે ?' તેને ઉત્તર આપે છે કે–'નેમિનાથ પરમાત્માએ એ મુનિને પ્રતિમા વહન યોગ્ય જાણીને આજ્ઞા આપી છે, એટલે એ કાર્ય શુભ જાણવું એમાં વિરોધ સમજવો નહીં' ૪૫૦

હવે તે રાત્રીમાં શું બન્યું તે કહે છેઃ—

સાંઝે જ તે રસ્તે થઇ સોમિલ બ્રાહ્મણ નિજ ઘરે,
જાતાં મુનિને દેખતાં બહુ ક્રોધથી ઇમ ઉચ્ચરે;
આ તે જ મુનિ લજ્જા વિનાનો મૃત્યુને પણ ચાહતો,
જેણે તજી મુજ નિરપરાધી બાળિકા ઇમ બોલતો. ૪૫૧

તે વિપ્ર માથે પાળ બાંધે લાલ અંગારા ભરે,
વેર વાળી એમ નિજ રસ્તે પડે મન બહુ ડરે;
મુનિ આકરી એ વેદના સમતા ધરીને ભોગવે,
દીક્ષા દિવસની પ્રથમ રાતે નાણ કેવળ મેળવે. ૪૫૨

આ મુનિ શુભ ચરણ સાધી અંતગડ નાણી થયા,
એવું વિચારી નજીકના દેવો ઘણા ખુશી થયા;
વૃષ્ટિ સુગંધોદકતણી તિમ પંચરંગી ફૂલની,
વસ્ત્રની વૃષ્ટિ કરે શરૂઆત ગાયન નૃત્યની. ૪૫૩

અર્થઃ—હવે સંધ્યાકાળે સોમિલ નામનો બ્રાહ્મણ-ગજસુકુમાળનો સસરો-તે રસ્તે થઇને ઘરે જતો હતો તેણે મુનિને દીઠા એટલે તેને ઉગ્ર ક્રોધ ઉત્પન્ન થયો તે બોલ્યો કે-'આ તેજ લજ્જા વિનાનો અને મૃત્યુને ચાહનારો મુનિ છે કે જેણે મારી નિરપરાધી બાલિકાઓને [1]તજી દીધી છે' આમ બોલીને ક્રોધે ધમધમતા તેણે મુનિના માથા ઉપર માટીની પાળ કરી, પછી નજીકની ચિતામાંથી લાલચોળ અંગારા લઇને ભર્યા આ પ્રમાણે વેર વાળીને તે રસ્તે પડયો પરંતુ મનમાં બહુ ડર લાગવા માંડયો, કારણ કે મહાઘોર પાપ કર્યું હતું અહીં તો તે મુનિએ ઘણી આકરી વેદના સમતાભાવે સહન કરી અને તેને પરિણામે દીક્ષાના દિવસનીજ રાત્રીએ ઘાતી કર્મને બાળી દઇને કેવળજ્ઞાન મેળવ્યું, અને અઘાતી કર્મોનો પણ ક્ષય કરી અંતકૃત કેવળીપણે મોક્ષે ગયા નજીકના ક્ષેત્રદેવો મોક્ષે ગયાની હકીકત જાણીને બહુ ખુશી

---

૧ સોમિલ વિપ્રની આઠ પુત્રીઓને ગજસુકુમાળને યોગ્ય જાણી કૃષ્ણ મહારાજા રાજમહેલમા લઈ ગયા હતા, તેને તજી દઇને ગજ-સુકુમાળે ચારિત્ર લીધુ.

દેવો તેમની સુગંધી જળની, પંચરંગી પુષ્પોની તથા વસ્ત્રોની વૃષ્ટિ કરી અને તેમના પાસે ગીત–નૃત્ય કરવા લાગ્યા. ૪૫૧ થી ૪૫૩

હવે પ્રભાતકાળે શું થયું ? તે કહે છે—

કૃષ્ણ નૃપતિ સવારમાંહે હસ્તિ ઉપર બેસીને,
પ્રભુ નેમિ વંદન કાજ નીકળે રાખતા બહુ ઠાઠને;
બહારથી ઈંટો ઉપાડી ઘર મૂકે જે હાંફતા,
તે વૃદ્ધ જનને માર્ગમાં જોઈ દયા નૃપ પામતા. ૪૫૪
પોતે ઉપાડી ઈંટને તેના ઘરે નૃપ મૂકતા,
ભૂપના બહુમાનથી ઇમ નોકરો પણ મૂકતા;
પ્રભુ પાસ આવી વાંદતા લઘુ બંધુને ના દેખતા,
વાંદવાને ચાહતા વાંદી પ્રભુને પૂછતા. ૪૫૫

અર્થ:—હવે કૃષ્ણ વાસુદેવ પ્રાતઃકાળે હાથી ઉપર બેસીને નેમિપ્રભુને વાંદવા માટે બહુ ઠાઠ સાથે નીકળ્યા માર્ગમાં એક વૃદ્ધને બહારથી એકેક ઇંટ ઉપાડીને પોતાના ઘરમાં મૂકતો ને હાંફતો જોયો, એટલે તેના ઉપર દયા આવવાથી કૃષ્ણે એક ઇંટ ઉપાડીને તેના ઘરમાં મૂકી, એટલે રાજાના બહુમાનથી સાથેના દરેક માણસોએ એક એક ઈંટ લઇ તેના ઘરમાં મૂકી એટલે તેનુ તો કામ પતી ગયું પછી પ્રભુ પાસે આવી, પ્રભુને વાંદતી વખતે આજુબાજુ જોતાં પોતાના લઘુબંધુને દીઠા નહીં એટલે તેને વાંદવાને ઇચ્છતા કૃષ્ણે ‘તેઓ ક્યાં છે?’ એમ પ્રભુને નમસ્કાર કરીને પૂછ્યું ૪૫૪–૪૫૫

ભાઈ ગજસુકુમાળ કિમ દેખું ન આ સમુદાયમાં?
તુજ ભાઇએ નિજ અર્થ સાધ્યો પ્રભુ કહે સંક્ષેપમાં;
એક જણ ઉપસર્ગ કરતો તેહ સમતાથી સહે,
મુનિરાજ ગજસુકુમાળ અંતગડકેવળી સિદ્ધિ લહે. ૪૫૬

ઉપસર્ગના કરનાર નરની ઉપર ક્રોધ અતિ ધરી,
નૃપ નાથને પૂછે કયો નર? તેહ જસ બુદ્ધિ ફરી;
અહિં આવતાં જિમ મદદ કરતો કૃષ્ણ! તું તે વૃદ્ધને,
તેણે કરી છે મદદ તિમ શિવ પામવા તુજ ભાઈને. ૪૫૭

માટે નૃપતિ! ના ક્રોધ કરીએ એમ પ્રભુ સમજાવતા,
કિમ જાણવો? તે પુરુષને ઇમ કૃષ્ણ નૃપ ફરી પૂછતા;
પ્રભુજી કહે અહીંથી જતાં નયરી તરફ સામો મળે,
જોઈ તને ભયથી મરે તે મારનારો જાણજે. ૪૫૮

અર્થ:—'હે પ્રભુ! આ મુનિસમુદાયમાં મારા ભાઇ ગજસુકુમાળ કેમ દેખાતા નથી?' પ્રભુએ કહ્યું કે—'તારા ભાઇએ તો એક દિવસમાંજ કાર્ય સાધી લીધું.' આમ સંક્ષેપમાં કહ્યું. ફરી વિગતે પૂછતાં કહ્યું કે—'તારા ભાઈ રાત્રે સ્મશાનમાં જઈને કાયોત્સર્ગે રહ્યા ત્યાં એક જણાએ તેને ઉપસર્ગ કર્યો, તે તેમણે સમતાથી સહ્યો અને તે ગજસુકુમાળ મુનિ અંતકૃત કેવળી થઇને મોક્ષે ગયા; પણ હે કૃષ્ણ! આ હકીકત સાંભળીને તું તે ઉપસર્ગ કરનાર ઉપર ક્રોધ કરીશ

નહીં' કૃષ્ણે પ્રભુને પૂછયું કે-'તે એવો કોણ મનુષ્ય છે કે જેની આવી દુષ્ટ બુદ્ધિ થઈ-બુદ્ધિ ફરી ગઇ ?' પ્રભુએ કહ્યું કે-'હે કૃષ્ણ! તે અહીં આવતાં જેમ પેલા વૃદ્ધને મદદ કરી તેમ તેણે તારા ભાઇને મોક્ષે જવામા મદદ કરી છે, માટે હે નૃપતિ! તારે તેના પર ક્રોધ ન કરવો' પ્રભુએ આ પ્રમાણે સમજાવતાં કૃષ્ણે પૂછયુ કે-'હે પ્રભુ! તે પુરુષને હુ કેમ ઓળખીશ ?' પ્રભુએ કહ્યુ કે-'અહીથી નગરી તરફ જતાં તને જે મનુષ્ય સામો મળે અને તને જોઇને તારી ધાસ્તીથી મરણ પામે તેને તુ તારા ભાઇને મારનારો જાણજે' ૪૫૬ થી ૪૫૮.

નિસુણી પ્રભુને વંદીને હાથી ઉપર નૃપ બેસીને,
નયરી તરફ સામે મળ્યો સોમિલ ત્યાં ઇમ ચિંતવે;
પ્રભુ નેમિનાથે કૃષ્ણને એ વાત ગજસુકુમાળની,
કીધી હશે મુજ શું થશે? ચિંતા થતાં ઇમિ ભયતણી. ૪૫૯

તે જ સમયે મરણ પામ્યો કૃષ્ણ નૃપતિ દેખતાં,
મુજ ભાઈને આ મારનારો દુષ્ટ એમ જણાવતા;
મૃતકને બાહિર કઢાવી ભૂમિ શુદ્ધ કરાવતા,
ભાઇ કેરો શોક હૃદયે ધારતા ઘર આવતા. ૪૬૦

અર્થ:—કૃષ્ણ વાસુદેવ આ પ્રમાણે પ્રભુ પાસેથી સાંભળી હાથી ઉપર બેસીને નગરી તરફ પાછા વળ્યા તેવામાં સોમિલ સામો મળ્યો તે એમ ચિંતવવા લાગ્યો કે-'નેમિનાથ પ્રભુએ કૃષ્ણને મે ગજસુકુમાળને ઉપસર્ગ કર્યો એ

વાત કરીજ હશે તો હવે મારું શું થશે? કૃષ્ણ મને કેવા મરણથી મારશે?' આમ ભયભ્રાંત થઇને ચિંતા કરતાં તેજ વખત તેના પ્રાણ નીકળી ગયા–તે મરણ પામ્યો કૃષ્ણ તેને દેખતાં બોલ્યા કે–'આ દુષ્ટ મારા ભાઇને મારનારો છે, માટે તેના મૃતકને અહીંથી દૂર ફેંકી દ્યો ને આ જમીન શુદ્ધ કરો' સેવકોએ તે પ્રમાણે કર્યું પછી ભાઇના મરણનો શોક હૃદયમાં ધારણ કરતાં કૃષ્ણ ઘરે આવ્યા

અતિભય આયુને ઘટાડે છે તે ઉપર આ ગજસુકુમાળની કથા કહી અને પ્રથમ કારણ તરીકે ત્રણ પ્રકારના અધ્યવસાય આયુને ઘટાડે છે–તેની અપવર્તના કરે છે એ હકીકત પૂર્ણ થઇ ૪૫૯–૪૬૦.

હવે બીજા કયા કયા કારણોથી આયુની અપવર્તના થાય છે તે કહે છે:—

અતિ ભય ઘટાડે આયુને તે ઉપર ગજસુકુમાળની,
બીના કહી ઇમ પૂર્ણ થઇ બીના ત્રિવિધ પરિણામની;
વિષ શસ્ત્ર આદિક કારણે આહાર અતિ આરોગતા,
સ્નિગ્ધ વિકૃત અહિત ભોજન રુક્ષ અતિ આરોગતા. ૪૬૧

ન પચી શકે તેવું જ ભોજન કરત આયુ ઘટાડતા,
ખાડમાં પડવાથકી શૂળાદિ પીડા વેદતાં;
કરતાં જ ઝંપાપાત જળમાં ડૂબતાં ફાંસા થકી,
એવા પરાઘાતે કરી આયુ ઘટે નિશ્ચયથકી. ૪૬૨

અર્થ:—આયુ ઘટવાના કારણોમાં બીજું કારણ વિષ, શસ્ત્રાદિ નિમિત્ત છે, તેથી પણ આયુ ઘટે છે ત્રીજુ કારણ ભોજન છે તે અત્યંત આહાર કરવાથી, અતિરુક્ષ આહાર કરવાથી અને ન પચી શકે તેવો આહાર કરવાથી આયુ ઘટે છે ચોથું કારણ વેદના છે. તે ખાડામા પડી જવાથી, શૂળાદિક વાગી જવાથી અત્યંત વેદના થવાને લીધે આયુ ઘટે છે તથા પર્વતાદિ ઉપરથી ઝંપાપાત કરવાથી, પાણીમાં ડૂબી જવાથી અથવા ગળાફાંસો ખાવાથી—ઇત્યાદિ ઉપઘાતો વડે આયુ ઘટે છે આ ઉપઘાત તે આયુ ઘટવાનુ પાંચમુ કારણ છે. ૪૬૧–૪૬૨

હવે છઠ્ઠુ ને સાતમુ કારણ કહે છે.—

સર્પ આદિક કરડતાં વિષમાલિકાને અડકતાં,
દેહમાંય વિકાર હોતાં શ્વાસ પુષ્કળ ચાલતાં;
ઝટ શ્વાસનું રોકાણ હોતાં આયુ ઘટતું ઇમ થતાં,
એમ સાતે કારણે આયુ ઘટે પ્રભુ ભાખતા. ૪૬૩

અર્થ:—છઠ્ઠું કારણ સ્પર્શથી આયુ ઘટે છે તે સર્પાદિનો સ્પર્શ થતા તેના કરડવાથી અથવા વિષકન્યાનું સેવન કરતાં તેના સ્પર્શથી આયુ ઘટે છે. સાતમું કારણ દેહમાં વિકાર થવાથી શ્વાસોચ્છ્વાસ પુષ્કળ લેવાય ત્યારે અથવા શ્વાસ એકાએક રોકાઈ જાય ત્યારે આયુ ઘટે છે આમ સાત કારણે આયુ ઘટવાનુ પ્રભુજીએ કહ્યું છે ૪૬૩.

નિરુપક્રમાયુ જીવને પણ એ ઉપક્રમ લાગતા,
ખંધકસૂરિના જેમ શિષ્યો યંત્રપીલન પામતા;

દુઃખ આપતા તેવા ઉપક્રમ ના ઘટાડે આયુને,
પ્રજ્ઞાપના વરસૂત્રકેરા જાણ એહ રહસ્યને. ૪૬૪

અર્થ:—નિરુપક્રમાયુવાળા જીવોને પણ આવા ઉપક્રમો લાગે છે-જેમ ખંધકસૂરિના ૫૦૦ શિષ્યોને પાલકે ઘાણીમાં પીલીને પ્રાણ લીધા તેમ; પરંતુ તેવા ઉપક્રમથી માત્ર દુઃખ થાય છે, આયુ ઘટતું નથી, એવુ આયુ અનપવર્તનીય કહેવાય છે પ્રજ્ઞાપના સૂત્રમાં કહેલા આ રહસ્યને હે આત્મા! બરાબર સમજ. ૪૬૪

આગામી ભવનુ આયુ ક્યારે બધાય? તે કહે છે:—

નિરુપક્રમાયુ કેઇ જન સોપક્રમાયુ બહુ જના,
બે ભેદ ઇમ જીવોતણા સોપક્રમાયુ તે જના;
નિજ આયુના બે ભાગ જાતાં પરભવાયુ બાંધતાં,
વર્ષ તેત્રીશ આયુવાળા જિમ વરસ બાવીશ જતાં. ૪૬૫

અર્થ.—જગતના જીવોમાં નિરુપક્રમાયુવાળા જીવો બહુ અલ્પ હોય છે, ઘણા જીવો તો સોપક્રમાયુવાળાજ હોય છે. આ પ્રમાણે જીવોમાં બે ભેદ છે તેમાં સોપક્રમાયુવાળા જીવો પોતાના આયુષ્યના બે ભાગ ગયા પછી એટલે તેત્રીશ વરસના આયુવાળા બાવીશ વર્ષ પછી પરભવનું આયુ બાંધે છે ત્યાર અગાઉ બાધતા નથી ૪૬૫

ઘોલના પરિણામથી બંધાય પરભવ આયુને,
ઘોલના પરિણામ જાણો મિશ્ર અધ્યવસાયને;

પરભવ જીવન બંધાય છે એ ઘોલના પરિણામમાં,
તેવા જ અધ્યવસાય પણ ન પમાય સઘળા કાળમાં. ૪૬૬

અર્થ:—પરભવનું આયુ ઘોલના પરિણામથી બંધાય છે. ઘોલના પરિણામ તે મિશ્ર પરિણામ જાણવા કે જે ઘોલના પરિણામમાં પરભવનુ જીવન (આયુ) બધાય છે એવા અધ્યવસાય આખા આયુમાં સર્વદા પમાતા નથી, માત્ર અત-ર્મુહૂર્ત્ત જેટલા કાળમાંજ પમાય છે ૪૬૬

અંત્ય ત્રીજા ભાગમાં તું જાણ બંધન યોગ્યતા,
બે ભાગમાં બાંધે જ નહી એ વચનકેરી સ્પષ્ટતા;
પરભવજીવન ના બાંધતા જે શેષ ત્રીજા ભાગમાં,
પરભવાયુ તેહ બાંધે અંત્ય નવમા ભાગમાં. ૪૬૭

કદી તે ક્ષણે બંધાય ના તો અંત્ય સત્તાવીશમે,
ભાગે જીવન પરભવતણું બાંધે કહ્યું જિન આગમે;
કદી તે ક્ષણે બંધાય ના તો અંતિમે એકાશીમે,
ભાગે જીવન પરભવતણું બાંધે કહ્યું જિન આગમે. ૪૬૮

તે કાળ ના બંધાય તો અંત્યે બસો તેંતાળીમે,
ભાગે જીવન પરભવતણું બાંધે કહ્યું જિન આગમે;
શત સાત ઓગણત્રીશમેં ભાગે જનો તે બાંધતા,
પરભવાયુ પૂર્વકાળે જે જનો ના બાંધતા. ૪૬૯

છેવટતણા અંતર્મુહૂર્ત્ત સુધી ત્રિગુણી એ કલ્પના,
કરવા કહ્યું વિસ્તાર માટે સાંભળો પ્રજ્ઞાપના;

બાંધે જ આયુ નિશ્ચયે અંતમુહૂર્ત્તે અંતિમે,
તે વિના પરભવ ન જાવે ઇમ પ્રભુના આગમે. ૪૭૦

અર્થ:—ઉપર કહ્યા પ્રમાણે હે જીવ! તે આયુના છેલ્લા ત્રીજા ભાગમાં પરભવાયુ બાંધવાની યોગ્યતા સમજ પ્રથમના બે ભાગમાં તો નજ બાંધે તે તેની સ્પષ્ટતા જાણ. જે જીવ શેષ ત્રીજા ભાગમા પરભવાયુ ન બાધે તે છેલ્લા નવમા ભાગમા બાધે, કદી તે ક્ષણે પણ ન બધાય તો છેલ્લા સત્તાવીશમા ભાગે પરભવનુ આયુ બાધે એમ આગમમાં કહ્યુ છે તે ક્ષણે પણ જો ન બધાય તો છેલ્લા એકાશીમે ભાગે પરભવનું આયુ બાધે, એમ આગમમાં કહ્યુ છે. તે કાળે પણ જો ન બધાય તો બસો ને તેંતાળીશમે ભાગે પરભવનું આયુ બાંધે એમ જિનાગમમાં કહ્યું છે. તે કાળે પણ જે ન બાંધે તે સાત સો ને ઓગણત્રીશમે ભાગે બાંધે એ પ્રમાણેના પૂર્વકાળે જે પરભવાયુ બાંધતા નથી તેને માટે છેવટના અતર્મુહૂર્ત્ત સુધી ત્રીજા ત્રીજા ભાગની કલ્પના કરવી. એનો વિસ્તાર શ્રીપ્રજ્ઞાપના સૂત્રથી જાણવો છેવટ અંતર્મુહૂર્ત્ત શેષ આયુ રહે ત્યારે તો અવશ્ય પરભવનુ આયુ બાંધે છે, તે વિના—આયુ બાંધ્યા વિના જીવ પરભવમા જતો નથી, એમ પ્રભુના આગમમાં કહ્યું છે ૪૬૭ થી ૪૭૦.

યુગલિક મનુજ તિર્યંચ જે જીવન અસંખ્યાતું ધરે,
ચરમદેહી નિરય સુર તેસઠ શલાકા પુરુષ એ;

અનુપક્રમાયુવંત જાણો અન્ય સૂરિગણ ઉચ્ચરે,
દેવ નિરય જિનેશ્વરા તે ના ઉપક્રમથી મરે. ૪૭૧

શેષ જીવોનું મરણ બે ભેદ ઇમ તત્ત્વાર્થની,
ટીકા વિષે ઉલ્લેખ એવો તેમ કર્મપ્રકૃતિની;
ટીકા વિષે છે પાઠ એ કોઇક યુગલિક ભૂમિમાં,
તિર્યંચરૂપે ઉપજે અથવા મનુષ્ય સ્વરૂપમાં. ૪૭૨

ઉપજ્યા પછી અંતર્મુહૂર્ત્ત સિવાયનું ત્રણ પલ્યનું,
આયુ ઘટાડે વેણ એવું મલયગિરિ આચાર્યનું;
પ્રશ્ન એ અપવર્ત્તના કિમ? આ નિકાચિત આયુની,
અપવર્ત્તના જ્યાં તે નિકાચિત વાણ એહ વિરોધની. ૪૭૩

અર્થ:—યુગલિક મનુષ્ય અને તિર્યંચ કે જેમનુ આયુ અસંખ્યાતા વર્ષોનું હોય છે તેઓ તથા ચરમશરીરી (તેજ ભવમાં મોક્ષે જવાવાળા) નારકી અને દેવતા તથા ત્રેશઠ શલાકા પુરુષો એ બધા નિરુપક્રમાયુવાળા જાણવા અન્ય આચાર્ય એમ કહે છે કે–દેવતા, નારકી ને જિનેશ્વરો ઉપક્રમથી મરણ પામતા નથી, શેષ જીવોનુ મરણ બને પ્રકારે ઉપક્રમથી ને ઉપક્રમ વિના થાય છે એમ તત્ત્વાર્થની વૃત્તિમાં કહ્યુ છે, તેમજ કર્મપ્રકૃતિની ટીકામાં પણ એ પ્રમાણે કહ્યુ છે કોઇક યુગલિક ભૂમિમા તિર્યચપણે કે મનુષ્યપણે ઉપજેલ હોય તેના ઉપજ્યા પછી અંતર્મુહૂર્ત્ત સિવાયનુ ત્રણ પલ્યો-

પમનું આયુ પણ ઘટી શકે છે એમ મલયગિરિ આચાર્યનું કથન છે. અહીં પ્રશ્ન થાય કે-'એમના (યુગલિકના) આયુ તો નિકાચિત હોય છે તેની અપવર્તના કેમ થાય? કેમકે નિકાચિત આયુની અપવર્તના થતી નથી એમ શાસ્ત્રમાં કહ્યું છે તેને આથી વિરોધ આવે છે અપવર્તના ને નિકાચિત બે શબ્દ સાથે ઘટતા નથી' ૪૭૧-૪૭૩.

હવે તેને નીચેના કાવ્યવડે ઉત્તર આપે છેઃ—

ઉત્તર ઇહાં એ જાણવો જે આ નિકાચિત બંધના,
પરિણામ સ્થિતિ દીઠ અસંખ્યા તિણ નિકાચિત આયુના;
ભેદો ઘણા ઇમ જાણવું તિણ હોય પણ અપવર્ત્તના,
કેઈક નિકાચિત આયુની ગંભીર વચણો શાસ્ત્રના. ૪૭૪

અર્થઃ—અહીં એ ઉત્તર જાણવો કે-નિકાચિત આયુબંધના પણ પરિણામ (અધ્યવસાય) દરેક સ્થિતિ દીઠ અસંખ્યાતા છે, તેથી નિકાચિત આયુના પણ ઘણા ભેદો થાય છે, માટે એમ જાણવું કે કોઇક નિકાચિત આયુની અપવર્તના પણ થઇ શકે છે; કારણ કે શાસ્ત્રના વચનો અતિ ગંભીર હોય છે. ૪૭૪.

બે ભેદ કીધા આયુના તત્ત્વાર્થ કેરી વૃત્તિએ,
અપવર્ત્તનાને ઉચિત આયુ તેમ અનુચિત આયુ એ;
અપવર્ત્તનાને ઉચિત આયુ નિશ્ચયે સોપક્રમી,
બે ભેદ બીજા ભેદના સોપક્રમી નિરુપક્રમી. ૪૭૫

અર્થ:—શ્રીતત્ત્વાર્થસૂત્રની વૃત્તિમાં આયુના બે ભેદ કહ્યા છે. અપવર્ત્તનાને યોગ્ય અને અપવર્ત્તનાને અયોગ્ય. તેમાં જે અપવર્તનાને યોગ્ય હોય તે તો સોપક્રમીજ જાણવું અને અપવર્તનાને અયોગ્ય તે સોપક્રમી ને નિરુપક્રમી એમ બે પ્રકારનું જાણવું. ૪૭૫

કાળ જીવન જાણ તે મૃત્યુ અકાળે જે હુવે,
દલિક નિશ્ચય ભોગવે સ્થિતિ રસ વિકલ્પે અનુભવે;
યુગલિક મનુજ તિરિ દેવ નિરય છ માસ શેષે આયુએ,
પરભવતણું આયુષ્ય બાંધે જાણ તેમ મતાંતરે. ૪૭૬

વ્હેલામાં વ્હેલા નિરય જીવ છ માસ શેષે જીવિતે,
મોડામાં મોડા અંતિમે અંતર્મુહૂર્ત્તે જીવિતે;
પરભવતણું આયુષ્ય બાંધે અભયદેવસૂરિ કહે,
પંચમાંગે ચઉદમે શતકે પ્રથમ ઉદ્દેશકે. ૪૭૭

નિરૂપક્રમાયુ જીવ ત્રીજા ભાગમાં નિજ આયુના,
પરભવાયુ બાંધતાં ઇમ આશયે પર સૂરિના;
છ માસ શેષતણો નિયમ ના જાણિયે એ આશયે,
તત્ત્વ જાણે કેવળી ઇમ ભાવ ચોખ્ખા રાખિયે. ૪૭૮

અર્થ:—જીવનનો કાળ તે આયુ. તેમાં જે અકાળે-આયુ પૂરું થયા અગાઉ મૃત્યુ થાય તે અકાળમૃત્યુ કહેવાય. તે જીવ કર્મના દલિક તો બધા અનુભવે, સ્થિતિ ને રસ અનુભવે અથવા ન પણ અનુભવે, એમાં વિકલ્પ સમજવો; કારણ કે સ્થિતિ ને રસની અપવર્તના થઇ શકે છે.

યુગલિક મનુષ્ય અને તિર્યંચ તેમજ દેવતા ને નારકી છ માસ શેષ રહે ત્યારે પરભવનું આયુષ્ય બાંધે છે હવે તેમાં પણ મતાંતર છે તે કહે છે કે-નરકીના જીવ વ્હેલામાં વ્હેલા છ માસ આયુ શેષ રહ્યે છતે પરભવનું આયુ બાંધે છે અને મોડામાં મોડા અંતર્મુહૂર્ત્ત શેષ રહે ત્યારે પરભવનું આયુ બાંધે છે, એમ શ્રી અભયદેવસૂરિ પાચમા અગ શ્રી ભગવતી સૂત્રના ચૌદમા શતકના પ્રથમ ઉદ્દેશામાં કહે છે. નિરુપક્રમાયુ જીવ પોતાના આયુના પાછલા ત્રીજા ભાગમાં પરભવનુ આયુ બાંધે છે આ પ્રમાણેના અન્ય સૂરિના આશયથી છ માસ શેષે નિરૂપક્રમાયુવાળા પરભવનુ આયુ બાધે એ નિયમ રહ્યો નહીં આ બાબતમા તત્ત્વ કેવળી જાણે, એમ વિચારી ભાવને ચોખા રાખવા ૪૭૬ થી ૪૭૮.

હવે અબાધા સંબધી સ્પષ્ટતા કરે છે.—

**પરભવાયુ બંધ પછીનો ચાલતા આયુષ્યનો,**
**ભાગ પૂરો તે અબાધા બંધ તેમ ઉદયતણો;**
**કાળ વચલો એ અબાધા અર્થભેદ નહિ જરી,**
**સ્થિતિના પ્રમાણે છ અબાધા યુક્તિ કહું આગળ ખરી.૪૭૯**

અર્થ:—પરભવનુ આયુ બાંધ્યા પછીનો ચાલતા આયુષ્યનો શેષ રહેલો જેટલો કાળ આયુ પૂરૂ થતાં સુધીનો હોય તેને અબાધા કાળ કહીએ. બધ ને ઉદયનો જે વચલો કાળ તે અબાધા સમજવી એમા કાઇ અર્થભેદ નથી આ હકીકત આયુકર્મ માટે સમજવી બીજા સાત કર્મોની તો સ્થિતિના પ્રમાણમાં અબાધા છે તેની યુક્તિ બતાવું છું. ૪૭૯.

ક્રોડને ક્રોડે ગુણંતા હોય કોડાકોડી એ,
સાગરોપમનીજ સાથે તેહને પણ જોડિયે;
સાગરોપમ કોડાકોડી જેટલી સ્થિતિ જેહની,
તેટલા સો વર્ષની જાણો અબાધા તેહની. ૪૮૦

અર્થઃ—ક્રોડને ક્રોડે ગુણતાં જે સંખ્યા આવે તેને ક્રોડાક્રોડી કહીએ. સાગરોપમની સાથે એ ક્રોડાક્રોડી શબ્દને જોડવો. પછી જે કર્મની જેટલા ક્રોડાક્રોડી સાગરોપમની સ્થિતિ હોય તેટલા સો વર્ષની અબાધા જાણવી. ૪૮૦.

હવે સ્થિતિ ને અબાધા દરેક કર્મને માટે બતાવે છેઃ—

પ્રથમના બે કર્મની ને વેદની અંતરાયની,
જાણ ઠિઈ તીસ કોડાકોડી સાગરોપમ કાળની;
સિત્તેર કોડાકોડી સાગર જાણિયે સ્થિતિ મોહની,
ના તેટલી સગવીસની સિત્તેર મિથ્યા મોહની. ૪૮૧

વીસ કોડાકોડી સાગર નામની તિમ ગોત્રની,
તેત્રીશ સાગરની સ્થિતિ પ્રભુએ કહી આયુષ્યની;
તે ધ્યાન રાખીને અબાધા જાણવી સવિ કર્મની,
ત્રણ હજાર વરસતણી જિમ આદ્ય જ્ઞાનાવરણની. ૪૮૨

અર્થઃ—પ્રથમના બે કર્મ (જ્ઞાનાવરણ ને દર્શનાવરણ) ની અને વેદનીય તથા અંતરાયની—એ ચાર કર્મની સ્થિતિ ઉત્કૃષ્ટી ત્રીશ ક્રોડાક્રોડી સાગરોપમની જાણવી મોહનીય કર્મની સીત્તેર ક્રોડાક્રોડી સાગરોપમની જાણવી; પણ તે ૨૭ પ્રકૃતિની

નહીં, માત્ર એક મિથ્યાત્વ મોહનીયનીજ જાણવી. નામકર્મ ને ગોત્રકર્મની વીશ ક્રોડાક્રોડી સાગરોપમની જાણવી અને આયુ કર્મની તેત્રીશ સાગરોપમની જાણવી. આ હકીકત ધ્યાનમાં રાખીને સર્વ કર્મની અબાધા જાણવી, જેમ પહેલા જ્ઞાનાવરણની (તેમજ તેની સાથેના બીજા ત્રણ કર્મની) અબાધા ત્રણ હજાર વર્ષની, મિથ્યાત્વ મોહનીય કર્મની સાત હજાર વર્ષની, અને નામ તથા ગોત્રની બે હજાર વર્ષની અબાધા સમજી લેવી આયુની પૂર્વે કહેલી છે. ૪૮૧-૪૮૨.

હવે શ્વાસોચ્છ્વાસ સંબંધી સ્પષ્ટતા કરે છે:—

આયુ પુદ્ગલ જેટલા બાંધ્યા જીવે બંધક્ષણે,
તેટલાજ પ્રમાણના સવિ પુદ્ગલોને અનુભવે;
તે કાળ શ્વાસોચ્છ્વાસનું નિર્માણ જીવ કરતો નથી,
તિણ શ્વાસ ઉપરે જીવનનો આધાર એ સાચું નથી. ૪૮૩

અર્થ:—આયુકર્મના પુદ્ગળો આયુકર્મનો બંધ કરતાં જેટલા જીવોએ બાંધ્યા હોય-ગ્રહણ કર્યા હોય તેટલા પ્રમાણના બધા પુદ્ગળોને જીવ અનુભવે તે કાળે શ્વાસોચ્છ્વાસ ઉપર જીવનનો આધાર છે એમ જે કહે છે તે સાચું નથી. ૪૮૩.

સેંકડો વર્ષોતણા આયુષ્યવાળા જીવડા,
અંતર્મુહૂર્ત્તે મરણ પામે શ્વાસ પૂર્ણ કર્યા વિના;
એગિંદિ કેઇક જીવડા પર્યાપ્તિ ચોથી ન પૂરતા,
તોયે મરે તેથીજ આયુ શ્વાસ જુદા ભાસતા. ૪૮૪

અર્થ:—સેંકડો વર્ષોના આયુષ્યવાળા અર્થાત્ તેટલું આયુષ્ય બાંધેલા જીવો અંતર્મુહૂર્ત્તમાં મરણ પામે છે તેઓ શ્વાસોચ્છ્વાસને પૂર્ણ કરતા નથી. વળી કેટલાક અપર્યાપ્ત એકેંદ્રિય જીવો ચોથી શ્વાસોચ્છ્વાસ પર્યાપ્તિ પણ પૂરી કર્યા વિનાજ મરણ પામે છે, તેથી શ્વાસ ને આયુ બંને જુદાજ છે એમ ભાસે છે–સિદ્ધ થાય છે ૪૮૪.

જીવનદોરી તૂટવામાં હેતુ સાસ ઉસાસને,
કીધો પ્રભુએ જાણવા એ નિત્ય સુણ તત્ત્વાર્થને;
મરણ સમયે જેહ લેશ્યા વર્ત્તતી તેવા સ્થળે,
આ જીવ ઉપજે તેહથી લેશ્યા સ્વરૂપ પ્રભુ ઉચ્ચરે. ૪૮૫

અર્થ:—આ જીવનદોરી ત્રુટવાના સાત કારણોમાં શ્વાસ ઉસાસને કારણરૂપે પ્રભુએ કહેલ છે તે નિરંતર તત્ત્વાર્થસૂત્ર સાંભળીને જાણી લેજો ૪૮૫

હવે મરણ સમયે જેવી લેશ્યા વર્તતી હોય તેવી લેશ્યાવાળા સ્થળે આ જીવ ઉપજે છે તેથી લેશ્યાનું સ્વરૂપ પ્રભુ કહે છે:—

આયુના બંધ ક્ષણે જેવી મતિ તેવી ગતિ,
અંત સમયે જાણજે જેવી ગતિ તેવી મતિ;
આયુ બંધન કાળ પ્રાયે પર્વતિથિઓ સવિ કહી,
પર્વતિથિ સંકેતનો સુવિચાર કરજે ખૂબ અહીં. ૪૮૬

અર્થ:—આયુનો બંધ કરતાં જેવી મતિ હોય તેવી

ગતિમાં જીવ જાય છે, અને અંત સમયે જેવી ગતિમાં જવાનું હોય તેવી મતિ થાય છે એમ સમજજો

હવે આયુબંધનો કાળ પ્રાયે સર્વ પર્વતિથિઓ હોય છે એમ કહેલ છે, તેથી પર્વતિથિઓનો પ્રબંધ કરેલો છે. એવા સંકેતનો અહીં સારી રીતે હે જીવ ! તું વિચાર કરજે. અને એવો વિચાર કરીને પર્વતિથિઓએ સારી રીતે-વિશેષ પણે ધર્મકરણી કરજે કે જેથી સારી ગતિનો બંધ પડે. ૪૮૬.

હવે અંત સમયે જેવી ગતિ થવાની હોય તેવી મતિ થાય તે ઉપર કૃષ્ણ વાસુદેવનું દૃષ્ટાંત કહે છે:—

કૃષ્ણ વાસુદેવને અંત્ય ક્ષણે ગતિના સમી,
લેશ્યા થઇ નરકે ગયા અત્યંત ક્રોધે ધમધમી;
શરીર ઉપરે ધૂળ ચોંટે જેમ ચીકાશે કરી,
જીવ સાથે કર્મ ચોંટે તેમ લેશ્યાએ કરી. ૪૮૭

અર્થ.—કૃષ્ણ વાસુદેવને મરણ વખતે ગતિ સમાન મતિ થઇ હતી, તેથીજ કૃષ્ણલેશ્યા થવાથી ક્રોધે ધમધમીને તેઓ નરકે ગયા છે શરીરની ઉપર જેમ ચીકાશના યોગે ધૂળ ચોટે છે તેમ આત્માની ઉપર લેશ્યાની ચીકાશને યોગે કર્મ ચોટે છે ૪૮૭.

હવે લેશ્યાઓના નામ વિગેરે કહે છે:—

કૃષ્ણ નીલ કાપોત તેજો પદ્મ લેશ્યા જાણિયે,
શુક્લ લેશ્યા ભેદ ષટ્ લેશ્યાતણા અવધારિયે;

જંબૂફળ ખાનારનું તિમ ગામને લુંટનારનું,
દૃષ્ટાંત સુણ સંક્ષેપમાં શ્રુત ઠાણ છે વિસ્તારનું. ૪૮૮

અર્થઃ—કૃષ્ણ, નીલ, કાપોત, તેજો, પદ્મ અને શુક્લ આ છ લેશ્યાઓના નામો જાણવા તેની ઉપર જંબૂવૃક્ષના ફળ ખાનાર છ જણાનુ ને ગામને લુંટવા જનાર છ જણાનું દૃષ્ટાંત છે તે અહીં સક્ષેપમાં કહ્યુ છે. વિસ્તારથી જાણવાનું સાધન્ તો બીજા અનેક શાસ્ત્રો છે. ૪૮૮

હવે તેમાંથી પ્રથમ જંબૂવૃક્ષના ફળ ખાનારનું દૃષ્ટાંત કહે છેઃ—

ટોચ શાખાની નમેલી જેહના પાકાં ફળો,
જેમાં ભરેલા ખૂબ છે તે જંબૂતરુ સોહે નીલો;
છ પુરુષ જોઈ પકવ જંબૂ ચાહતા આરોગવા,
કેમ ખાવાં ? એ પ્રસંગે પ્રથમ લાગ્યો બોલવા. ૪૮૯

ઉપર ચઢતાં મરણ હોવે મૂળમાંથી છેદીને,
ઝાડ નીચે પાડીને તે ખાઇએ ફળ આપણે;
ડાળીઓ મોટીજ છેદો એમ બીજો નર કહે,
ડાળીઓ નાનીજ છેદો એમ ત્રીજો નર કહે. ૪૯૦

સર્વ ગુચ્છા તોડિયે એવુંજ ચોથો નર કહે,
સર્વ ફળને તોડિયે એવુંજ પંચમ નર કહે;
નીચે પડેલાં જાંબૂ ખાઇએ એમ છટ્ઠો નર કહે,
ભાવ હલકા આદ્ય ત્રણના અંત્યત્રણ શુભ જિન કહે. ૪૯૧

અર્થ:—ફળના ભારથી જેની શાખાઓ નમેલી છે, જેની ઉપર પાકાં ફળો ભરપૂર છે એવો એક સોહામણો જંબૂવૃક્ષ છે. તેને જોઇને ૭ પુરૂષો તેના ફળો ખાવાની ઇચ્છાવાળા થયા. હવે તે ફળ કેમ ખાવા? તેના સંબંધમાં એક બોલ્યો કે–'વૃક્ષ ઉપર ચડવાથી તો પડી જવાનો ને મરણ પામવાનો ભય રહે તેવું છે તેથી વૃક્ષને મૂળમાંથી છેદી નાખી પાડી દઇને પછી તેના ફળો ખાઇએ.' ત્યારે બીજો બોલ્યો કે–તેની મોટી મોટી શાખાઓજ છેદીએ, ત્રીજો બોલ્યો કે–નાની નાની શાખાઓ છેદીએ, ચોથો બોલ્યો કે–મોટા મોટા ફળના ભરેલા ગુચ્છાઓ છે તે તોડીએ, ત્યારે પાંચમો બોલ્યો કે–ફળોજ તોડી તોડીને ખાઇએ કારણ કે વૃક્ષ નમેલું હોવાથી આપણા હાથ ત્યાં પહોંચે તેમ છે. તે સાંભળી છઠ્ઠો બોલ્યો કે–આ જમીન ઉપર પુષ્કળ જાંબુઓ પડ્યા છે તેજ ખાઇએ–કાંઇ પણ તોડવાનું શું કામ છે? આ ૭ મનુષ્યની લેશ્યાઓમાં પહેલી ત્રણ હલકી–અશુભ છે અને પછીની ત્રણ શુભ છે એમ શ્રી જિનેશ્વરોએ સિદ્ધાંતમાં કહ્યું છે. ૪૮૯ થી ૪૯૧

હવે આ દૃષ્ટાંત લેશ્યા સાથે કેમ ઘટાવવું? તે કહે છે—

દૃષ્ટાંત એમ ઘટાડવું જે મૂળથી તરુ છેદવો,<br>
ઇમ કહે તે કૃષ્ણલેશ્યાવંત પુરુષ પિછાણવો;<br>
ડાળ મોટી છેદવાનું જે કહે તે પુરુષને,<br>
નીલલેશ્યાવંત જાણો છેદ નાની ડાળને. ૪૯૨

એમ જે બોલે મનુજ કાપોતલેશ્યાવંત એ,
તોડ ગુચ્છા એમ વદતો પીતલેશ્યાવંત એ;
તોડ ફળને એમ વદતો પદ્મલેશ્યાવંત એ,
પતિત ફળ ખાવા કહે જે શુક્લલેશ્યાવંત એ. ૪૯૩

અર્થ:—આ દૃષ્ટાંતને આ પ્રમાણે ઘટાવવું મૂળથી વૃક્ષને છેદવાનું કહેનારને કૃષ્ણલેશ્યાવાળો પુરુષ જાણવો, મોટી ડાળ છેદવાનું કહેનાર પુરુષને નીલલેશ્યાવાળો જાણવો, નાની ડાળ છેદવાનું કહેનારને કાપોતલેશ્યાવાળો જાણવો, ગુચ્છા તોડવાનું કહેનારને તેજોલેશ્યાવાળો જાણવો, ફળ તોડીને ખાવાનું કહેનારને પદ્મલેશ્યાવાળો જાણવો અને પડેલા ફળો ખાવાનું કહેનારને શુક્લલેશ્યાવાળો જાણવો. ૪૯૨-૪૯૩

હવે ગામ લૂંટવા જનાર છ ચોરનું બીજુ દૃષ્ટાંત કહે છે:—

ષટ્ ચોર લુંટવા ગામને નિજ નિજ ઘરેથી નીકળે,
માર્ગમાંહે એક બોલે સર્વ નર પશુ મારિયે;
બીજો મનુજને મારવા ત્રીજો પુરુષને મારવા,
બોલેજ ચોથો ઇમ અરે હથિયારવાળા મારવા. ૪૯૪

લડનાર નરને મારવા પંચમ પુરુષ ઇમ ઉચ્ચરે;
માર્યા વગર ધનનેજ લેવું એમ છઠ્ઠો ઉચ્ચરે;
ઘટના પ્રથમ દૃષ્ટાંતના જેવીજ આહંયા જાણવી,
શુદ્ધ લેશ્યા એહ તેજો પદ્મ શુક્લા રાખવી. ૪૯૫

અર્થ:—છ ચોર કોઈ ગામ લુંટવા માટે જવા સારૂં પોત પોતાને ઘરેથી નીકળીને માર્ગમાં ભેગા થયા. એટલે તેમાંથી એક બોલ્યો કે-ગામમાં પેસતાં પશુ કે મનુષ્ય જે સામે મળે તેને મારી નાખવા ત્યારે બીજો કહે કે-પશુને શામાટે મારવા? મનુષ્યનેજ મારવા ત્રીજો કહે કે-સ્ત્રીને શામાટે મારવી? પુરૂષોનેજ મારવા ચોથો કહે કે-હથિયાર વિનાનાને શામાટે મારવા? હથિયારવાળા હોય તેને મારવા ત્યારે પાંચમો કહે કે-બધા હથિયારવાળાને શામાટે મારવા? જે સામા થાય તેને મારવા ત્યારે છઠ્ઠો કહે કે-આપણે મારવાનુ શું કામ છે? માર્યા વિના દ્રવ્યજ લૂટી લેવું આ છ પુરૂષ માટે પણ પ્રથમના દૃષ્ટાંત પ્રમાણે ઘટના ઘટાવવી. એ છમાં તેજો, પદ્મ ને શુકલ એ ત્રણ લેશ્યા શુભ જાણવી. ૪૯૪-૪૯૫

પ્રથમ કૃષ્ણલેશ્યાવાળાનું સ્વરૂપ કહે છે.—

લેશ્યાતણું અનુમાન હોવે યોગચેષ્ટાએ કરી,
ખર પરુષ તિમ અતિચંડ દુર્મુખ વૈર અતિશય દિલ ધરી;
કરુણા ન રાખે દિલમાં માની હણે જે અન્યને,
આચારથી તે ભ્રષ્ટ જાણો કૃષ્ણલેશ્યાવંતને. ૪૯૬

અર્થ:—આ જીવને કઇ લેશ્યા વર્ત્તે છે? તેનુ અનુમાન તેના યોગની ચેષ્ટાઓવડે થઈ શકે. જે ખર-કર્કશ, પરૂષ-કઠોર, અતિચંડ-ક્રોધી, દુર્મુખ-માઠા મુખવાળો, અતિશય વૈરબુદ્ધિને ધારણ કરવાવાળો, દિલમાં કરૂણા વિનાનો,

અભિમાની અને અન્યને હણનારો તેમજ આચારથી ભ્રષ્ટ હોય તેને કૃષ્ણલેશ્યાવાળો જાણવો ૪૯૬

હવે નીલલેશ્યાવાળાના લક્ષણ કહે છેઃ—

કુશળ માયા દંભમાં ને લાંચ ખાવા નિપુણ જે,
જૂઠ બોલે વિષયપ્રેમી થિર હૃદયવાળો ન જે;
આળસુ વળી મંદમતિ કાયર ધરે અભિમાનને,
એહ ચાલે જાણજે તું નીલલેશ્યાવંતને. ૪૯૭

**અર્થઃ**—માયા-કપટ કરવામાં કુશળ, લાંચ ખાવામાં નિપુણ, અસત્ય બોલનાર, વિષયનો પ્રેમી, અસ્થિર હૃદયવાળો, આળસુ, મંદમતિ, કાયર અને અભિમાની–એવા પુરૂષને નીલલેશ્યાવાળો જાણવો ૪૯૭

હવે કાપોતલેશ્યાવાળાના લક્ષણ કહે છેઃ—

આરંભમાં આસક્ત જે નિર્દોષ સવિ કાર્યો ગણે,
લાભ તોટો ના વિચારે ક્રોધ રાખે શોકને;
નિંદા કરે જે અન્યની કરતોજ આપબડાઇને,
યુદ્ધે ભયંકર દુઃખિયો કાપોતલેશ્યાવંત એ. ૪૯૮

**અર્થઃ**—આરંભમાં આસક્ત, પાપના કાર્યો પણ બધા નિર્દોષ ગણનારો, લાભ-તોટાના વિચાર વિનાનો, ક્રોધી, શોકાવેશવાળો, અન્યની નિંદા ને આપબડાઈ કરનારો, યુદ્ધમાં ભયંકર અને દુઃખિત હૃદયવાળો–તેને કાપોતલેશ્યાવાળો જાણવો ૪૯૮

હવે તેજોલેશ્યાવાળાના લક્ષણ કહે છેઃ—

દક્ષ સંવર સેવતા કરુણા સરલતા રાખતા,
દાન શીલ સંતોષ વિદ્યા ધર્મરુચિ જે ધારતા;
પાપ સાધન છોડતા ઉત્તમ ક્ષમા ગુણ ધારતા,
લેશ્યા ચતુર્થી તેહની જે વર વિવેકે રાજતા. ૪૯૯

અર્થઃ—દક્ષ-ડાહ્યા, સંવરને સેવનારા, કરૂણા ને સરલતા રાખનારા, દાન, શીલ, સંતોષ, વિદ્યા અને ધર્મરૂચિને ધારણ કરનારા, પાપના સાધનોને તજી દેનારા, ઉત્તમ ક્ષમાગુણને ધારણ કરનારા અને શ્રેષ્ઠ વિવેક વડે શોભતા હોય તેને ચોથી તેજોલેશ્યાવાળા જાણવા. ૪૯૯.

હવે પદ્મલેશ્યાવાળાના લક્ષણ કહે છેઃ—

થિર દયાલુ દેવપૂજા વ્રત ધરે દાનેશ્વરી,
ધૈર્ય પાવન હર્ષને ધારે કુશળ બુદ્ધિ ખરી;
જે ક્ષમા ગુણ ધારતો સેવે કદી ના માનને,
એ ગુણોથી જાણ તું તે પદ્મલેશ્યાવંતને. ૫૦૦

અર્થઃ—સ્થિરતાવાળા, દયાળુ હૃદયવાળા, દેવપૂજા કરનારા, વ્રતને અંગીકાર કરનારા, દાનેશ્વરી, ધૈર્યતાવાળા, પવિત્ર મનવાળા, હર્ષિત ચિત્તવાળા, કુશળ બુદ્ધિવાળા, ક્ષમાગુણને ધરનારા, અભિમાન તો કદી પણ નહીં કરનારા—એવા ગુણો વડે તું એ જીવ પદ્મલેશ્યાવાળા છે એમ જાણજે ૫૦૦.

હવે શુક્લલેશ્યાવાળાના લક્ષણુ કહે છે:—

ધર્મબુદ્ધિ અપક્ષપાતી જે ન સેવે પાપને,
શોક નિંદાને તજે પરમાત્મભાવે સ્વરૂપને;
પામેલ મૂળથી સંહરીને બંધ રાગ-દ્વેષને,
એ ગુણોથી જાણ તું તે શુક્લલેશ્યાવંતને. ૫૦૧

અર્થ:—ધર્મબુદ્ધિવાળા, અપક્ષપાતી-કોઇનો પક્ષપાત નહીં કરનારા, પાપકાર્યને નહીં સેવનારા, શોક કે નિંદા નહીં કરનારા-તેને તજનારા, પરમાત્મભાવના સ્વરૂપને પામેલા -સમજેલા, રાગદ્વેષના બંધને જેણે મૂળથીજ સંહરેલા છે એવા-એ ગુણવાળાને શુક્લલેશ્યાવાળા જાણવા. ૫૦૧

હવે કઈ લેશ્યાવાળો જીવ કઇ ગતિને પામે? તે કહે છે:—

કૃષ્ણ લેશ્યા નરકને તિમ નીલ થાવર ભાવને,
તિર્યંચપણું કાપોત લેશ્યા પીત મનુજ સ્વરૂપને,
પદ્મ લેશ્યા સુરપણું દે શુકલ લેશ્યા મુક્તિને,
અશુભ લેશ્યા દૂર છંડી શુદ્ધ લેશ્યા રાખીએ. ૫૦૨

કર્મના કારણતણી ઊંડી સમજ દિલ રાખીને,
નિત્યે ઉપક્રમથી બચીને શુદ્ધ લેશ્યા ધારીને;
અમૃત અનુષ્ઠાને કરી જિન ધર્મ સાત્ત્વિક સાધના,
હે જીવ! મુક્તિ પામવાની એ ખરી આરાધના. ૫૦૩

અર્થ:—કૃષ્ણલેશ્યા નરકગતિ આપે છે, નીલલેશ્યા સ્થાવરપણું આપે છે, કાપોતલેશ્યા તિર્યંચગતિમાં લઇ જાય

છે, પીત અથવા તેજોલેશ્યા મનુષ્યપણું પમાડે છે, પદ્મલેશ્યા દેવગતિ આપે છે અને શુકલલેશ્યા મુક્તિ આપે છે—મોક્ષમાં પહોંચાડે છે, માટે હે ભવ્યો ! તમે અશુભ ત્રણ લેશ્યા તજી દઈને શુભ ત્રણ લેશ્યાનો આદર કરો અને કર્મબંધના કારણો જે ઉપર બતાવ્યા છે તેની સમજણ ઉંડી રીતે અંત:કરણમા રાખીને, આયુના ઉપક્રમના નિમિત્તોથી બચીને, શુભલેશ્યાઓ ધારણ કરીને, અમૃતાનુષ્ઠાનવડે જિન ધર્મની સાત્ત્વિક આરાધના કરો કે જેથી હે જીવ! તમે મુક્તિસુખને પામો; કારણ કે મુક્તિસુખ પામવાની સાચી આરાધના તેજ છે કે જે વિગત સાથે ઉપર બતાવેલી છે- ૫૦૨–૫૦૩

શ્રાવકે પોતાના આત્માને આ પ્રમાણે પૂછવું એમ કહે છે:—

શુભ કૃત્ય આજે શું કર્યું ? કર્ત્તવ્યં બાકી શું રહ્યું ?
શકય શું કરતો નથી? ભૂલે ગુમાયું મેં કયું ?;
સાચોજ જીવતો કોણ? પરને જાણીતા દોષો કયા ?
હેય શું છંડું નહિ? ધારૂં નહી સદ્દ્ગુણ કયાં ?. ૫૦૪

અર્થ:—આજે મેં કયું કયું સારૂં કાર્ય કર્યું? અને મારે કરવા લાયક કયા કયા કામ આજે બાકી રહ્યાં છે. મારાથી બની શકે તેવું કયું કયું કાર્ય હું કરતો નથી વળી પ્રમાદથી હું કયું ઉચિત કાર્ય ભૂલી ગયો છું આ જગતમાં કોનું જીવવું સાચું છે? મારા કયા કયા દોષો બીજા લોકોના જાણમાં છે? કઈ કઇ તજવા યોગ્ય બાબતોનો હું ત્યાગ કરતો નથી અને કયા કયા સદ્દ્ગુણોની મારામાં ખામી છે? ૫૦૪.

નિજ રંગ કિમ વધતો નથી? ઉત્તર વિચારે એહનો.
શ્રાવક કરંતા એમ નિર્મલ ટાલતા ભય મરણનો;
ના શોચનીય બને કહી ઇમ વીર ગૌતમને કહે,
મરતાં હરખે સાથે સમાધિ પર નયણ આંસુ વહે. ૫૦૫

અર્થ:—ને મારી મને આત્મરમણતાનો રંગ વધતો નથી? તે આ બધા પ્રશ્નોના ઉત્તરનો વિચાર કરે ભવ્ય શ્રાવકોએ તે ઉત્તરો (પ્રશ્નના જવાબ) ટુંકામાં આ પ્રમાણે વિચારવા (૧) પહેલા પ્રશ્નનો જવાબ એ છે કે-સવારથી સાંજ સુધીમાં દાન, શીલ, તપ, ભાવ, પ્રભુદર્શન. પૂજા, ગુરૂભક્તિ, સ્વાધ્યાય, પરોપકાર. સામાયિક, પ્રતિક્રમણ વિગેરે સારા આત્મહિતકારી કાર્યોમાંથી જે જે કાર્યો (ધાર્મિક અનુષ્ઠાન) કર્યા હોય, તેની અનુમોદના કરીને તેવા અવસર ભવોભવ મલજો એમ વિચારવું જેમ વેપારી લોકો પેદાશનું સરવૈયું કાઢે, અને ખોટનો વ્યાપાર ન કરે, તેમ ઉત્તમ શ્રાવકોએ ધાર્મિક (પુણ્યના) કાર્યોનું સરવૈયું જરૂર કાઢવું જોઇએ. અને આત્માને નુકસાન કરે, તેવા કાર્યો કરવાજ નહિ (૨) બીજા પ્રશ્નનો જવાબ એ કે-પહેલા પ્રશ્નનો જવાબ દેતી વખતે જણાવેલાં કાર્યોમાંથી જે જે ધાર્મિક કાર્યો કરવાના બાકી હોય, તે મંત્રી શ્રી વસ્તુપાલની માફક સાવચેત થઇને જલ્દી કરી લેવા કારણકે કાળનો ભરોસો નથી કયા ટાઇમે કયા ક્ષેત્રમાં કયા નિમિત્તે જીવનદોરી તૂટશે, એની આપણને લગાર પણ ખબર નથી. એમ બીજાઓ પણ રૂપાંતરથી કબૂલ કરેજ છે કહ્યુ છે કે-
अजरामरवत्प्राजः, विद्यामर्थं च साधयेत् ॥ गृहीत इव केशेषु,

મૃત્યુના ધર્મમાચરેત્ ॥ ૧ ॥ એ તો જરૂર સમજવુંજ જોઈએ કે-આહારાદિ ક્રિયા તો પશુઓમાં પણ ઘણે ભાગે સરખી દેખાય છે, પરંતુ તેઓમાં વિવેકની ખામી છે, અને મનુષ્યો ધારે તો વિવેકથી ધર્મારાધન સાવચેત થઈને કરી શકે. આત્માને નિર્મલ બનાવે. આજ બનેમાં વિશેષતા (ફેર) સમજવાની છે. શાતિથી વિચાર કરીએ તો દુનિયાના ઘણાં પદાર્થો આપણુને અપૂર્વ શિખામણ દઈને ધર્મના રસ્તે દોરે છે-(૧) લૂગડાંને ધોનાર માણસ ધોવામાંથી અપૂર્વ બોધ એ લઈ શકે કે-લૂગડાં એ ક્ષણિક પદાર્થ છે, તેના મેલને દૂર કરવા મ્હેનત કરાય છે-તેથી વધારે આત્માને ધોવાને માટે શ્રાવકોએ જરૂર પ્રયત્ન કરવા જોઈએ. કારણકે આત્માને ચીકણો કર્મ રૂપ મેલ લાગે છે. (૨) પાણીનો ધોધ-પ્રવાહ પૂર જોસમાં ચાલ્યો જાય છે. તે પણ માનવને સાવચેતીનો બોધ આપે છે કે તારાં જીવન, જુવાની, સંપત્તિ વિગેરે વાનાં (પદાર્થો) ક્ષણ વારમાં નાશ પામે તેવા છે (૩) ઘંટીમાં અનાજને દળનારા જીવો પણ એ બોધ લઈ શકે કે-કર્મ રૂપી અનાજનો ચૂરો કરવાને જરૂર સાવધાન થવું જોઈએ (૪) ઝાડની ઉપર દેખાતાં લીલાછમ પાંદડાં અમુક ટાઈમે પીળાં થઈને ખરી પડે છે, તે પણ શીખામણ દે છે કે-'મુજ વીતી તુજ વીતશે' એમ જુવાનીનો મદ ઉતારે છે. પ્રભુશ્રી મહાવીર દેવે અંતિમ સમયે સોલ પ્હોરી દેશના દીધી, તેમાં કાલ્પનિક દૃષ્ટાંત જણાવ્યું કે-"લીલાં પાંદડાં પીળાં (જૂના ખરી પડેલા) પાંદડાંની હાંસી કરે છે કે-કેમ પ્હેલાં તમે લીલાછમ દેખાતા હતા, એ સ્થિતિ તમારી ક્યાં ગઈ? અમે કેવા સરસ દેખાઈએ છીએ. આના

જવાબમાં પીળાં પાંદડાંએ કહ્યું કે શા માટે મદ (અભિમાન) કરો છો, તમારી પણ થોડા ટાઇમમાં અમારા જેવી હાલત થશે" એમ શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમાં કહ્યું છે એથી યાદ રાખવું કે-જુવાનીઆઓએ મદોન્મત્ત બનીને વૃદ્ધોની હાંસી ન કરવી જોઇએ કારણકે મનુષ્યાયુષ્યને સાતે ઉપક્રમનો ભય રહેલો છે વિગેરે અનેક કારણોને લઇને તમે એટલે સુધી (એટલી ઉમરે) પ્હોંચશો કે નહિ, એ પૂરે પૂરો સંદેહ છે પ્હોંચ્યા એ જીવનની અપેક્ષાએ ભાગ્યશાલી ગણાય તેઓની પાસેથી ડહાપણની અને વિવેકધર્મની વાર્તા સાંભળવી જોઇએ જેથી આપણે તેવા થઈ શકીએ વૃદ્ધના વચનો ન માન્યા, ત્યારે રાફડામાંથી દૃષ્ટિવિષ સર્પ નીકળ્યો, તેણે બધા ઉદ્ધત જુવા-નીઆઓને ભસ્મ કર્યા (બાળી નાંખ્યા) આવો બોધ લઇ શકાય (૫) બાહ્ય જીવનને ટકાવવા આહારાદિની જરૂર છે. તે એમ જણાવે છે કે બાહ્ય જીવન (શરીરને પોષવું વિગેરે) એ ક્ષણિક જીવન છે આત્મિક જીવન તેવું નથી. તેને ટકા-વવાને માટે આહારાદિ જેવા નહિ પણ તેથી પણ વધારે હિતકારી ધર્મારાધનની ખાસ જરૂર છે. સાવચેતીનો બોધ લેવા માટે બેગમનું દ્રષ્ટાંત દેવું જરૂરી છે, તે ટુંકામાં આ પ્રમાણે-એક બાદશાહની બેગમ રેણુ (ડુંગરી) ખાતાં ખાતાં જે બાકી રહી, તે ચલણા (રકેબી)માં ઉંચે શિકા ઉપર મૂકીને ઝરૂખામાં ઉભી ઉભી નગરની શોભા જોઈ રહી છે. થોડી વારમાં રેણુ (ડુંગરી) ખાવાની ઇચ્છા થઇ, તેથી દાસીને કહ્યું કે-રેણુ લાવ ? શીકામાં મૂકી છે. દાસીએ ચલણા (રકેબી) માં તપાસ કરી કહ્યું કે-બેગમ સાહેબ! 'ચલણા

હૈ રેણા નહિ હૈ" બેગમે કહ્યું કે-ફરી તપાસ કર. હમણાં મેં મૂકી છે ને રેણા ક્યાં જાય? દાસીએ ઘણી વાર તપાસીને કહ્યું કે-બેગમ સાહેબ! "ચલણા હૈ રેણા નહિ હૈ." બેગમ જુવાન હતી. જુવાનીના તોરમાં એક દમ ક્રોધથી ધમધમીને (મિજાસ કરીને) બેગમે દાસીને જોરથી તમાચો માર્યો. આવો અનર્થ જુવાનીના મદથી સંભવે છે (૧) જુવાની (૨) ધનસંપત્તિ (૩) પ્રભુતા (અધિકારીપણું) (૪) અવિવેક આ ચાર વાનાંમાનું એક પણ હોય, તો જ્યારે અનર્થ સંભવે, તો પછી જ્યાં (જે પુરૂષાદિમાં) ચારે ભેગાં હોય, ત્યાં અનર્થ સંભવે, એમાં નવાઇ શી? કહ્યું છે કે-"यौवनं धनसंपत्तिः, प्रभुत्वमविवेकिता ॥ एकैकमप्यनर्थाय, किमु यत्र चतुष्टयम् ॥१॥ તમાચાના મારથી દાસી રડવા લાગી. રોતી રોતી પણ દાસી એજ વારવાર કહેવા લાગી કે-બેગમ સાહેબ! મને ગરીબને મારવી હોય તો ભલે મારો પરંતુ મારૂં કહેવું જૂઠું નથી. તપાસ કરીને (વિચારીને) કહું છુ કે-"ચલણા હૈ રેણા નહિ હૈ" દાસીએ વારંવાર કહેલા આ વચનો સાંભળીને બેગમે આ વાક્યમાંથી બોધ એ લીધો કે ચલણા હૈ એટલે દરેકને અચાનક મોડા વ્હેલા જરૂર જવાનું છે. 'રેણા નહિ હૈ' એટલે આ દુનિયામાં કોઇને પણ કાયમ રહેવાનું છેજ નહિ જ્યારે વસ્તુ સ્થિતિ આમ છે, તો પછી આ દુનિયાની વિવિધ ઉપાધિ શા માટે? આશાની ગુલામી શા માટે? સવાશેર લોટના ઘરાક આ જીવને આટલી બધી આળપંપાળ શા માટે કરવી જોઇએ? ઉપાધિમાં શાન્તિ હોય ક્યાંથી? સમજણ હોય તો શેષનાગના દૃષ્ટાંતે સમજવું જોઇએ કે-

જેટલી ઉપાધિ તેટલુ દુઃખ ખરી રીતે તો હું સુખી છું એમ કહેવરાવવાને માટે, દુનિયામાં પંકાવાને માટે, આ બધું તોફાન છે. બીજા શાસ્ત્રોમાં કહ્યું છે કે એક વખત શેષનાગ ફણા ઉંચી કરીને અક્કડ બનીને ડોલતો હતો. મનમાં એમ ફૂલાતો હતો કે 'મારે હજાર માથાં છે.' આ વખતે અવસર જોઇને એક કવિએ કહ્યું કે—

"यति ते नाग! शीर्षाणि, तति ते नाग! वेदनाः॥
न संति नाग! शीर्षाणि, न संति नाग! वेदनाः ॥१॥

સ્પષ્ટાર્થ—હે નાગ! અભિમાન શા માટે કરે છે? યાદ રાખજે કે જેને જેટલા માથા, તેને તેટલી વેદના હોય છે. તારે હજાર માથા છે, તો હજારે માથાની વેદના ભોગવવી પડે છે. જેને તે ન હોય, તેને વેદના પણ ભોગવવી પડતી નથી આમાંથી સમજવાનુ એ કે જેને જેટલી ઉપાધિ હોય, તેને તેટલું દુઃખજ ભોગવવાનું. લક્ષ્મી વિગેરેની વધારે ઉપાધિવાળા જીવોમાંથી કેટલાએકને ઉપાધિની ચિંતાને લઇને 'ગળે શું ઉતાર્યું' શું પ્હેર્યું વિગેરેનું પ્રાયે ભાન હોતું નથી. ચિંતા અને ચિતા એમાં અનુસ્વારનો ફેર છે. તે એમ સમજાવે છે કે ચિતામાં બળવાનું જે દુઃખ હોય, તેથી વધારે દુ.ખ ચિંતાથી ભોગવવું પડે છે એ તો જગજાહેર છે કે ધનને કમાવવામાં સાચવવામાં કેવાં કેવાં દુઃખો (મુશ્કેલી) ભોગવવા પડે છે, એ પુત્ર વિગેરેની બાબતમાં પણ તેવુંજ છે સાચું સુખ ફકીરીમાં (ત્યાગમાં) છે. બીજામાં નહિજ આવો વિચાર કરીને રાતે બેગમ રાજ્યાદિ વૈભવનો ત્યાગ કરીને જંગલમાં એક ઝાડની નીચે પોતાના ઇષ્ટ દેવ (ખુદા)નું ધ્યાન કરવા લાગી, અને વિચારવા લાગી કે—"કોઇ દિન લડ્ડુ, કોઈ દિન

પૂરી, કોઇ દિન ફક્કંફક્ક; સદા ફકીરી મેરે કયા દીલગીરી, સદા મગનમેં રેણા" સવારે બાદશાહને ખબર પડી. તપાસ કરી તો માલમ પડ્યું કે બેગમ જંગલમાં ઝાડ નીચે બેઠી છે. તે ત્યાં જઇને બેગમને બોલાવવા લાગ્યો, પણ બેગમ તો બાદશાહની સામું પણ તાકતી (જોતી) નથી વ્યાજબીજ છે કે–આશાની ગુલામી જ્યાં નહિ, ત્યાં બીજાની પરવા હોયજ શાની? પ્હેલાં તો બેગમને એવી આશા હતી કે–બાદશાહ જો મારી ઉપર રાજી હશે, તો મને વસ્ત્ર–ઘરેણાં વિગેરે દેશે. હવે તો એમાંનું કંઈ છેજ નહિ, તેથી બેગમ–બાદશાહની સામું ન જૂએ, એમાં નવાઈ શી? ઇષ્ટદેવનું ધ્યાન પૂરૂં કરીને બેગમ વારંવાર એજ બોલવા લાગી કે–'ચલણા હૈ ન રેણા હૈ' વારવાર બોલાયેલા આ વાક્યનો સમજુ બાદશાહે વિચાર કર્યો, તેથી તેને પણ વૈરાગ્યભાવ પ્રકટ થયો, જેથી તમામ ઉપાધિનો ત્યાગ કરી ફકીરી અંગીકાર કરી આ દૃષ્ટાંતમાંથી સમજવાનું એ કે–ઉત્તમ શ્રાવકોએ સાવચેત થઇને જલ્દી ધર્મારાધન કરી લેવું જોઇએ. (૩) ત્રીજા પ્રશ્નનો જવાબ એમ વિચારવો કે–ધાર્મિક કાર્યો બે પ્રકારના છે. ૧ ધનિક (પૈસાદાર) શ્રાવકો કરી શકે તેવા કાર્યો, જેમકે–જીર્ણોદ્ધાર, જિન પ્રાસાદ બધાવવા, અંજનશલાકા, પ્રતિષ્ઠા, સંઘયાત્રા, જ્ઞાનભંડાર કરાવવા વિગેરે. (૨) સામાન્ય શ્રાવકો પણ કરી શકે તેવા–પ્રભુ પૂજા, ગુરૂભક્તિ, સામાયિક, પૌષધ, ઉપધાન વિગેરે આમાંથી પ્રમાદને લઇને જે કાર્યો કરવામાં ઢીલ થતી હોય, તે જલ્દી કરી લેવા, વિલંબ કરવો નહિ. કહેવત છે–'કીધા સો કામ, દીધા સો દામ, ભજ્યા સો રામ." (૪) ચોથા પ્રશ્નનો જવાબ જો કે ત્રીજા પ્રશ્નના

જવાણમાં આવી જાય છે, તો પણ એટલું યાદ રાખવું કે શ્રાવકોના મુખ્ય કર્ત્તવ્યો આ પ્રમાણે છે-(૧) પ્રભુદેવ શ્રીજિનેશ્વર ભગવંતની આજ્ઞા માનવી (૨) મિથ્યાત્વનો ત્યાગ કરવો. (૩) સમ્યક્ત્વને ધારણ કરવું. (૪) છએ આવશ્યકની ક્રિયા દરરોજ ઉભય ટંક કરવી (૫) પર્વ દિવસોમાં જરૂર પૌષધ કરવો. (૬) શક્તિ અને ભાવ પ્રમાણે વ્રત-પ્રત્યાખ્યાન કરવા (૭) પાંચ પ્રકારના દાનનું સ્વરૂપ સમજીને દાન દેવું. (૮) શીલ-બ્રહ્મચર્ય પાલવું. (૯) ઉત્તમ ભાવના ભાવવી (૧૦) તપશ્ચર્યા કરવી (૧૧) સ્વાધ્યાય ધ્યાન કરવું (૧૨) પંચ પરમેષ્ઠિ નમસ્કાર મંત્ર ગણવા (૧૩) પરોપકાર કરવો (૧૪) યતના-ઉપયોગ પૂર્વક ધર્મારાધન કરવું. (૧૫) પ્રભુદેવની ઉલ્લાસથી પૂજા કરવી (૧૬) તેમના ગુણોનુ સ્તવન-સ્મરણ કરવુ. (૧૭) શ્રી ગુરૂમહારાજના ગુણગાન કરવાં (૧૮) સાધર્મિક વાત્સલ્ય કરવું (૧૯) વ્યવહારમાં બહુજ ચોખ્ખાશ રાખવી (૨૦) રથ-યાત્રા (૨૧) તીર્થયાત્રા કરવી (૨૨) ઉપશમ ભાવ ધારણ કરવો (૨૩) વિવેક ગુણ ધારણ કરવો (૨૪) જેમ આવતાં કર્મ રોકાય તેવી સરલ પ્રવૃત્તિ કરવી. (૨૫) ઉપયોગ પૂર્વક ભાષા વિચારીને બોલવી (૨૬) પૃથ્વીકાયાદિ-છએ જીવનિ-કાયની ઉપર દયાભાવ રાખવો (૨૭) ધર્મિષ્ઠ પુરૂષોની સોબત કરવી. (૨૮) પાંચે ઇંદ્રિયોને વશમા રાખવી (૨૯) સર્વવિરતિ ચારિત્રને લેવાની જરૂર ઉત્કંઠા ( તીવ્ર અભિલાષા ) રાખવી (૩૦) રત્નની ખાણ જેવા શ્રી ચતુર્વિધ સંઘનું બહુમાન કરવુ. (૩૧) શ્રી જૈનાગમ લખાવવા. (૩૨) શ્રી જૈનેન્દ્ર શાસનની પ્રભાવના કરવી આ બત્રીશ કર્ત્તવ્યો ધ્યાનમાં રાખીને ઉત્તમ શ્રાવકોએ યથાશક્તિ ( શક્તિ પ્રમાણે ) જરૂર સાધવા આળસ

કરવી નહી (૫) પાંચમા પ્રશ્નનો જવાબ એ કે-જે ભવ્ય જીવો આત્મિક ઉન્નતિના જ્ઞાન પૂર્વક સદાચારની આરાધના કરે, જેમને સમયની કીંમત છે, જેઓ અપ્રમાદ જીવન ગુજારે તેવા પુણ્યશાલી જીવોનુ જીવવું સાચું (વખાણવા લાયક) છે. (૬) છઠ્ઠા પ્રશ્નના જવાબમાં એમ વિચારવું કે-મારી અમુક ભૂલ બીજાઓ જાણે છે તે મારે જરૂર સુધારવી જોઇએ એમ જે જે ભૂલો પ્રમાદથી કે અજ્ઞાનથી થતી હોય, તે શ્રાવકોએ જરૂર સુધારવી (૭) સાતમા પ્રશ્નના જવાબમાં એમ વિચારવું કે-સાતે વ્યસન ને અસંતોષ વૃત્તિ વિગેરે કર્મબંધના કારણોથી જરૂર અલગ રહેવુ (૮) આઠમા પ્રશ્નના જવાબમાં વિચારવું કે મારે ક્ષમા, નમ્રતા, સરલતા, સંતોષ વિગેરે ઉત્તમ ગુણોને જરૂર ધારણ કરવા જોઇએ (૯) નવમા પ્રશ્નના જવાબમા એ વિચાર કરવો કે-અજ્ઞાન અને મોહથી પુદ્ગલ રમણતા ઘટતી નથી, તે ઘટે તો આત્મગુણની રમણતા જરૂર વધે, એવું સમજીને શ્રાવકોએ ઉપધાન વહન વિગેરે ઉત્તમ સાધનોની આરાધના જરૂર કરવી, કે જેથી અજ્ઞાન મોહનું જોર ઘટે, અને નિજગુણ રમણતા વધે. આ પ્રમાણે જે શ્રાવકો વર્તન કરે છે તેઓ મરણના ભયને નક્કી દૂર કરે છે તે કદાપિ શોક કરવા લાયક બનતા નથી. આ બાબતમાં આપણા પવિત્ર પરમપૂજ્ય જૈનાગમમાં સંક્ષેપથી કહ્યુ છે કે-જે ભવ્યજીવો (૧) દીક્ષાની આરાધના કરે, (૨) ગીતાર્થ સદ્ગુણી ગુરૂ મહારાજની પાસે પવિત્ર જૈન સિદ્ધાંતના વચનનો સંભાળપૂર્વક અભ્યાસ કરે (૩) સુકૃત (પુણ્ય)ના ઉત્તમ કાર્યો કરે (૪) અણુવ્રતાદિ દેશવિરતિ ધર્મને સાધે. (૫) સાધર્મિક વાત્સલ્ય કરે (૬) સુપાત્ર દાનાદિ ધર્મ

તેમજ સર્વ જીવોને ન ખમાવે, સર્વ પાપની આલોચના (પ્રાયશ્ચિત્ત) ન કરે તેવા જીવોને મરતી વખતે હૃદયમાં શોક જાગે છે કારણ કે તેઓ દુર્ગતિમાં જઈને આકરા દુઃખો ભોગવશે કહ્યું છે કે-भयवं ! के जीवा सोअणीआ हवंति ? गोयमा ! अपाविअजिणदिक्खाउ असुअसिद्धंतवयणाउ अवाहिअलोयाउ अकयधम्माउ अग्गहियअणुव्वयाउ अट्ठमयपंचप्पमायचउक्कसायसंजुत्ताउ अखामियसव्वजीवाउ अणालोइअसव्वपावाउ जे जीवा परलोअं जंति, ते सोअणीआ हवंति ॥ जओ अणंते ससारे सयलदुहनिहाणे निच्चं दुह अणुहवंता चिट्ठंति ॥ २ ॥ એ પ્રમાણે શ્રી વીર પ્રભુ ગૌતમ સ્વામીને કહે છે. આવો શ્રાવક આનંદપૂર્વક મરે છે, અથવા તેને મરણનો ભય હોતો નથી. મરતી વખતે તેને સમાધિ અથવા ચિત્તની સ્થિરતા રહે છે. તેના ઉત્તમ સદ્ગુણો તથા આચરણના વખાણ કરતી વખતે બીજા મનુષ્યોની આંખમાં આંસુ આવે છે[1] ૫૦૫

હવે ગ્રંથકાર ગ્રંથની સમાપ્તિ કરતાં ભૂલચૂકની ક્ષમા માગે છે:—

શાસન રસિક હે શ્રાવકો ! ઇમ ધર્મ જાગરિકા કરો,
આદર્શ જીવન જીવીને શિવ સંપદા ઝટપટ વરો;
વિસ્તારના ભયથી કહી બહુ ટૂંકમાં શ્રુતના બલે,
યાચું ક્ષમા ભૂલચૂકની ગુરૂદેવ સાખે શુભ પલે. ૫૦૬

અર્થઃ—હે જૈન શાસનના રસીયા શ્રાવકો ! આ પ્રમાણે ધર્મ જાગરિકા કરો તેમ કરીને આદર્શ એટલે નમુનેદાર

---

૧. જબ તું આયો જગતમેં, લોક હસત તું રોય;
કરણી એસી અબ કરો, તુ હસે જગ રોય ૧.

ઉત્તમ જીવન સફળ કરીને જલદીથી મોક્ષ સંપત્તિને મેળવજો. આ પ્રમાણે સિદ્ધાંતના અનુસારે વિસ્તારથી કહીએ તો ગ્રંથ વધી જાય, આ ઇરાદાથી ટુંકાણમાં શ્રાવકોની ધર્મજાગરિકાની રચના કરી છે તેની રચના કરતા જે કાંઈ ભૂલચૂક થઇ ગઈ હોય તેની દેવ તથા ગુરૂની સાક્ષીએ આ ઉત્તમ અવસરે ક્ષમા માગું છું ૪૧૮.

ગ્રંથકાર પોતાની લઘુતા જણાવે છે:—

નહિ બોધ મુજ મજબૂત તોયે ગુરૂચરણ અનુભાવથી,
શ્રી સંઘસેવા મુજ મલી મલજો ભવોભવ આજથી;
ધર્મ જાગરિકા ભણી નિજ ધર્મરંગી સવિ થજો,
મેઘના જેવા બની ગુણવાસ શુભ વિસ્તારજો. ૫૦૭

અર્થ:—જો કે મારામાં શ્રુતનો ઘણો સંગીન બોધ નથી તે છતાં પૂજ્યપાદ પરમોપકારી શ્રી ગુરૂ મહારાજના ચરણ કમલના પ્રતાપથી ( આ ગ્રંથની રચના વડે ) સંઘની સેવા મને મળી તેવી સેવા મને ભવોભવ વારવાર મળજો વળી આ ધર્મજાગરિકા ભણીને હે સર્વ શ્રાવકો ! તમે પોતાના ધર્મમાં દૃઢ આસ્થાવાળા બનજો તથા મેઘ જેવા ગુણિયલ બનીને પોતાના ગુણ રૂપ ફૂલની સારી સુવાસ ચારે દિશાઓમાં ફેલાવજો ૫૦૭.

ગ્રંથ રચનાનો કાળ તથા સ્થળ વિગેરે જણાવે છે.—

ગુણ અંકનિધિ શશિમાન વરસે શ્રાવણે પાંચમ દિને,
શ્રી રાજનગર શીઘ્ર સાધી નેમિસૂરિ ગુરૂ મંત્રને;
પદ્મસૂરિ વકીલ ગુણી મણીભાઈ વિજ્ઞપ્તિથી,
શ્રી ધર્મ જાગરિકા રચે શ્રાવક -હિતાર્થે રંગથી. ૫૦૮

અર્થ:—તપોગચ્છાધિપતિ, શાસનસમ્રાટ્, સૂરિચક્રચક્રવર્ત્તિ, જગદ્ગુરૂ પરમોપકારી પૂજ્યપાદ પ્રાત.સ્મરણીય સુગૃહીતનામધેય પરમ ગુરૂ આચાર્ય મહારાજ શ્રી વિજયનેમિસૂરીશ્વરજી મહારાજના ચરણકિંકર વિનેયાણુ વિજયપદ્મસૂરિએ પૂજ્યપાદ શ્રી ગણધર ભગવંતે રચેલા શ્રી આચારાંગ વિગેરે અગીઆરે અંગોને તથા આવશ્યક દશવૈકાલિકાદિ સિદ્ધાંતોને ઠેઠ સુધી સામાયિકમાં રહીને સાંભળનાર, તથા શ્રાવકના બારે વ્રતના ધારણ કરનાર અને ઘણા વખતથી ઠામ ચોવીહાર એકાસણું વિગેરે આકરી તપશ્ચર્યાના કરનાર કાલુશીની પોળના રહીશ વકીલ મણીલાલ રતનચંદની વિનંતિથી ગુણ (૩) તથા અંક (૯) નિધિ (૯), અને શશી (ચંદ્ર–૧) પ્રમાણવાલા વરસે એટલે વિક્રમ સંવત ૧૯૯૩ ના શ્રાવણ સુદ પાંચમે એટલે બાલબ્રહ્મચારી–ધર્મચક્રવર્તી બાવીશમા તીર્થંકર પ્રભુ શ્રી નેમિનાથજીના જન્મ દિવસે પરમપૂજ્ય ગુરૂમહારાજ શ્રી વિજયનેમિસૂરીશ્વરજી મહારાજજીના પવિત્ર નામરૂપી મહા પ્રભાવિક ગુરૂમંત્રને એકાગ્રતાથી જલ્દી સાધીને ગુજરાતના પાટનગર—જૈનપુરી શ્રી રાજનગર (અમદાવાદ)માં પૂર્ણ ઉલ્લાસથી આ "શ્રી શ્રાવક ધર્મજાગરિકા" નામના ગ્રંથની રચના કરી. ૫૦૮

ઇતિ પરમોપકારી પૂજ્યપાદ પરમગુરૂ આચાર્ય મહારાજ શ્રી વિજયનેમિસૂરીશ્વર ચરણકિંકર વિનેયાણુ વિજયપદ્મસૂરિ પ્રણીતા શ્રી શ્રાવક ધર્મજાગરિકા સમાપ્તા.

શ્રી નેમિપદ્મ ગ્રન્થમાલા પુષ્પ ૩

॥ ૐ નમઃ શ્રી સિદ્ધચક્રાય ॥

તપોગચ્છાધિપતિ–શાસનસમ્રાટ્–સૂરિચક્રચક્રવર્તિ–જગદ્ગુરૂ
આચાર્ય મહારાજ શ્રી વિજયનેમિસૂરીશ્વર વિનેયાણુ
શ્રીવિજયપદ્મસૂરિ વિરચિત

# દેશવિરતિ જીવન

## ( બારવ્રતની સરલ સમજુતી )



—. પ્રકાશક .—

શ્રી જૈન ગ્રન્થ પ્રકાશક સભાના કાર્યવાહક
શા. ઇશ્વરલાલ મૂલચંદ

# શ્રી જૈન ગ્રંથ પ્રકાશક સભા પ્રકાશીત ગ્રંથો

| | | |
|---|---|---|
| ૧ | અષ્ટ સહસ્રી તાત્પર્ય વિવરણં (આપ્ત મીમાંસા તદ્ભાષ્ય સવલિત અષ્ટ સહસ્રી સગ્રાકવૃત્તિ સમેત) | ૧૦-૦-૦ |
| ૨ | અષ્ટક પ્રકરણ ( સવૃત્તિકમ્ ) | ૧—૮-૦ |
| ૩ | અષ્ટક પ્રકરણં ( મૂલ માત્ર ) | ૦—૪-૦ |
| ૪ | સ્યાદ્વાદ રહસ્ય પત્ર (સટીકમ્) | ૦-૧૨-૦ |
| ૫ | ન્યાય ખંડન-ખંડખાદ્ય પ્રકરણ (સવૃત્તિકમ્) | ૮—૦-૦ |
| ૬ | ન્યાયાલોક ( તત્વપ્રભાવૃત્તિ સમેત ) | ૫—૦-૦ |
| ૭ | નવતત્વ વિસ્તરાર્થ. (યંત્ર, પરિશિષ્ટાદિ સહિત) | ૩—૦-૦ |
| ૮ | દંડક વિસ્તરાર્થ (વૃત્તિ, ચૂર્ણિ, સ્તવનાદિ સહિત) | ૧—૦-૦ |
| ૯ | જૈન ન્યાય મુક્તાવલી ( સટીકમ્ ) | ૧—૦-૦ |
| ૧૦ | જૈન ન્યાય મુક્તાવલી સવૃત્તિ-સમુદ્ઘાત તત્વ ચ | ૧—૪-૦ |
| ૧૧ | હૈમધાતુમાળા (વ્યાકરણોપયોગી સર્વ સાહિત્યસહિત) | ૪—૦-૦ |
| ૧૨ | ધાતુ રત્નાકર ભા. ૧-૨-૩-૪ | ૧૧-૦-૦ |
| ૧૩ | શ્રાવક ધર્મ જાગરિકા | ૧-૪-૦ |

## છપાતા ગ્રંથો

૧ ધાતુ રત્નાકર ભા ૫-૬

૨ શ્રી સિદ્ધહૈમ શબ્દાનુશાસનમ્ ( બૃહદ્વૃત્તિ-બૃહન્યાસ, લઘુન્યાસાદિ સમેત )

૩ ધર્મ પરીક્ષા (શ્રીમદ્ યશોવિજયગણિ પ્રણીતા) (સ્વોપજ્ઞ વૃત્તિ સમેતા, વૃત્તિ ટિપ્પણ સમલંકૃતા)

૪ સ્યાદ્યન્ત રત્નાકર

૫ યોગદૃષ્ટિ સમુચ્ચય, યોગ બિન્દુ આદિ

**પ્રાપ્તિ સ્થાન.**

શ્રી જૈન ગ્રંથ પ્રકાશક સભા.

પાંજરાપોળ (જ્ઞાનશાળા) અમદાવાદ.

# ॥ પ્રસ્તાવના ॥

जीयंते जम्मिमुणो, जीयंते मज्जणा सयायारा ॥
जीयइ परोवयारी, जाओ सो चेवणेवण्णो ॥ १ ॥

પ્રાચીન મહાપુરૂષોએ હિતશિક્ષાના રૂપમા ફરમાવ્યુ છે કે–જે જન્મ્યો, તેને મરવાનુ જરૂર હોય છે પરંતુ ક્યા જીવોનો જન્મ સાર્થક ગણાય ? આ પ્રશ્નના જવાબમા સમજવા જેવી અગત્યની બીના એ છે કે જેમના જીવનમા દરજ્જે સજ્જન મુનિવરોની જીવન-દોરી ગુથાઇ છ, એટલે જેઓ દરજ્જે જીવોના ઉચ્ચ જીવનમા નિસ્વાર્થભાવે મદદ કરે છે, એમ અનેક પ્રકારે પરોપકાર કરવામા તીવ્ર ઉત્સાહી હોય, તે જીવોનો જન્મ સફલ ગણાય શ્રી જૈનેન્દ્રશાસનમા તેવા ઉત્તમ જીવન ગુજારનારા ભવ્યજીવોમા પ્હેલા નંબરના પંચમહાવ્રતધારી સાધુ વિગેરેને અને બીજા નંબરના શ્રાવક વિગેરેને ગણ્યા છે સુખનો પ્રશ્ન પૂછતા દરેક જીવ એમજ કહેશે કે મારે સુખ જોઈએ ત્યારે સુખની જરૂરિયાત જણાય છે, તો પછી ક્યો સમજુ માણસ સુખના કારણોની સેવના ન કરે ? પવિત્ર આગમાદિ મહાશાસ્ત્રોમા સર્વવિરતિ, દેશવિરતિ, પરોપકાર, દાન શીલ તપ ભાવના પૂજા સ્વાધ્યાય વિગેરે સુખના ઘણા કારણો સ્પષ્ટ રીતે સમજાવ્યા છે આમા જ્યારે મોહનીય કર્મનુ જોર વધારે પ્રમાણમા ઘટે, એટલે આત્મા બલીઓ બનીને એમ વિચારે કે–"હે જીવ ! જેમ દુનિયામા હીરા માણેક સોનુ વિગેરેના પ્રમાણ કરતા લોઢુ વધારે પ્રમાણમાં હોય છે તેની રીતે ધર્મમાર્ગમા દોરનારા સાધનો કરતાં અધર્મના રસ્તે દોરનારા સાધનો દિવસે દિવસે વધારે પ્રમાણમા દેખાય છે અનાદિ કાલના નીચ અભ્યાસથી મોહી જીવોને તે તરફ રૂચિ પણ તરત થાય છે. પણ જરૂર સમજજે કે, એ બધી નીચ પ્રવૃત્તિ કરાવનાર એક મોહજ છે એના પંઝામા સપડાયેલા અનંતા જીવોએ આત્મરમણતા ગુમાવી છે હવે તુ આત્મિક વીર્યને ઉત્સાહથી ફોરવીને તેવી બાલચેષ્ટાને છોડી

मुक्तिमाप्नोति, शुद्धात्मान्तर्भवाष्टकम् ॥ १ ॥ ( ૬૫૫ ॥ ત્રીજા પ્રકાશમાં ) એટલે મહા પ્રભાવશાલી નિર્મલ શ્રાવક ધર્મની વિધિપૂર્વક ઉલ્લાસથી આરાધના કરનારા ભવ્ય શ્રાવકોમાંના જેવી જેવી આરાધના કરી હોય તે પ્રમાણે કેટલાએક શ્રાવકો વૈમાનિક સ્વર્ગ તરીકે ઓળખાતા એવા સૌધર્માદિ દેવલોકમાં ૧ ઇંદ્રપણું, ૨ સામાનિક દેવપણું (૩) ત્રાયસ્ત્રિંશ દેવપણુ (૪) પારિષદ્ય દેવપણું. (૫) લોકપાલ દેવપણું વિગેરેમાંની કોઇ પણ સ્થિતિને પામે છે. એટલે દેશવિરતિવંત શ્રાવક જો દેવલોકમાં જાય તો વૈમાનિક દેવજ થાય તેમા પણ આભિયોગિક દેવપણું વિગેરે હલકા દેવપણું તો પામેજ નહિ ત્યાં દેવપણામાં પણ તેને કોઈ પણ જાતની સુખના સાધનોમાં લગાર પણ ઓછાશ હોતી નથી. કારણકે પાછલા માનવભવમાં દેશવિરતિની આરાધના કરીને પુણ્યાનુબંધી પુણ્યની ઘણી મુંડી એકઠી કરેલી છે, તેને અહીં પણ ભોગવે છે. દેવલોકનું આયુષ્ય પૂરૂં કરીને તે (શ્રાવકનો જીવ) અહીં ઉત્તમ સામગ્રી સહિત મનુષ્યભવ પામીને, સંયમની નિર્મલ આરાધના કરીને મુક્તિપદને પામે આ વખતે કેટલાએક શ્રાવકો કદાચ મુક્તિપદ ન પામે તો હવે પછીના બીજા સારા સારા દેવભવ અને મનુષ્યના ભવ કરીને છેવટે આઠમા ભવે તો જરૂર સિદ્ધિપદને પામે. જેમાં શુદ્ધ સ્વરૂપી શ્રી જિનેશ્વર પ્રભુને દેવ તરીકે માનવાનું હોય, અને કંચનકામિનીના સંગથી તદ્દન અલગ રહેનારા, મહાવ્રતધારી, શાંત, સદ્‌ગુણી શ્રમણ નિર્ગ્રંથ મહાત્માઓને ગુરૂ તરીકે માનવાનું હોય; તથા શ્રી વીતરાગદેવે ફરમાવેલ અહિંસા, સંયમ,

તપોમય, નિર્મલ ધર્મને માનવાનુ હોય આવું શ્રાવકપણું પ્રબલ પુણ્યશાલી ભવ્ય જીવોજ પામી શકે માટે એવા શ્રાવકપણાની પ્રશંસા કયા વિવેકી અને બુદ્ધિશાલી ભવ્ય જીવો ન કરે? અર્થાત્ સર્વ કોઇ આવા નિર્મલ શ્રાવકપણાની જરૂર પ્રશંસા કરે કહ્યું છે કે–**जिनो देवः कृपा धर्मो, गुरवो यत्र साधव ॥ श्रावकत्वाय कस्तस्मै, न श्लाघेताविमूढधीः ॥१॥** કર્મશાસ્ત્ર (પંચસંગ્રહ વિગેરે) ના વિચાર પ્રમાણે કર્મોના વિશિષ્ટ ક્ષયોપશમથી આવી ઉત્તમ સ્થિતિ પામી શકાય, એટલે અપ્રત્યાખ્યાનીય કષાયના ક્ષયોપશમથી દેશવિરતિ ગુણ પ્રકટ થાય એમ સામાન્યથી કહી શકાય અને વિસ્તારથી એમ કહી શકાય કે આ જીવ જ્યારે આયુષ્યકર્મ સિવાયના સાતે (૭) મેકર્મોની સ્થિતિ ઓછી કરતાં કરતાં પલ્યોપમના અસં-ખ્યાતમા ભાગે કરીને ન્યૂન (ઓછી) એક કોડાકોડી સાગ-રોપમ પ્રમાણ સ્થિતિ રાખે, ત્યારે સમ્યક્ત્વ ગુણ પામે ત્યાર બાદ બાકી રહેલા કર્મોની બેથી નવ પલ્યોપમ પ્રમાણ સ્થિતિ ઓછી થાય, ત્યારે દેશવિરતિ ગુણ પ્રકટ કરે કહ્યું છે કે–**सम्मत्तम्मि य लद्धे, पलियपुहुत्तेण सावओ हुज्जा ॥ चरणो-वसमखयाणं, सागरसंखंतरा हुंति ॥ १ ॥** એ પ્રમાણે દેશવિરતિ ગુણને પ્રકટ કરવામાં કર્મોનો ક્ષયોપશમ કારણ છે, એમ જણાવીને કયા કયા સાધનોની સેવનાથી તેવો ક્ષયોપશમ (ક્ષય, ઉપશમ) થાય, તે જરૂર જણાવવું જોઇએ તે બીના ટુંકામાં આ પ્રમાણે જાણવી (૧) દ્રવ્ય, (૨) ક્ષેત્ર, (૩) કાલ (૪) ભાવ, (૫) ભવ આ પાંચ કારણોમાંના કોઈ પણ કાર-ણને લઇને કર્મોનો ક્ષયોપશમ, ક્ષય, ઉપશમ થાય (તેમજ

કર્મોનો ઉદય પણ થાય ) આ બાબતમાં કહ્યું છે કે–
उदयक्खयखओवसमो–वसमा जं च कम्मुणो भणिया ॥ दव्वं खित्तं कालं, भावं भवं च संपप्प ॥ १ ॥

પ્રશ્ન—દ્રવ્યના નિમિત્તે કર્મનો ઉદય–ક્ષયોપશમ વિગેરે કઇ રીતે થાય?

ઉત્તર—બ્રાહ્મી શંખાવલી આદિ ઔષધિ ખાવાથી બુદ્ધિનો વિકાસ (વધારો) થાય એટલે જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ થવામાં બ્રાહ્મી વિગેરે કારણ છે.

એ પ્રમાણે દહીં વિગેરે પદાર્થો ખાવાથી દર્શનાવરણીય કર્મનો ઉદય થાય તેથી ઉંઘ આવે શ્રેયાંસકુમારને પ્રભુના દર્શનથી અને આર્દ્રકુમારને શ્રી આદિનાથની પ્રતિમાના દર્શન કરવાથી મતિ જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ થયો, જેથી જાતિસ્મરણ જ્ઞાન થયું. સિજ્જંભવસૂરિજી મહારાજને શ્રી શાંતિનાથના બિંબને જોવાથી અનંતાનુબંધી આદિનો ક્ષયોપશમ થયો, ને સમ્યગ્દર્શન ગુણ પ્રકટયો.

પ્રશ્ન.—ક્ષેત્ર, કાલ, ભાવ અને ભવ નિમિત્તે કર્મના ક્ષયોપશમ વિગેરે કઈ રીતે થાય?

ઉત્તર—(૨) શ્રી સિદ્ધાચલ વિગેરે તીર્થોમાં ત્યાંના ક્ષેત્રના પ્રભાવે દાનાન્તરાયાદિ કર્મોનો ક્ષયોપશમ થાય, જેથી દાન, શીલ, તપ વિગેરેની આરાધનામા વધારે ઉલ્લાસ દેખાય છે. જ્યાં તેવું ન દેખાય, ત્યાં તે ક્ષેત્રના નિમિત્તે તે તે કર્મોનો ઉદય હોય ક્ષયોપશમના કારણોની માફકજ કર્મના ક્ષય અને ઉપશમના કારણો સમજાય તેવા છે. (૩) પર્યુષ-

ણાદિ ઉત્તમ કાલના પ્રભાવે વીર્યાંતરાયાદિ કર્મોનો ક્ષયોપશમ થાય, જેથી તેવા અવસરે ધર્મારાધનમાં વીર્યોલ્લાસ વધારે હોય છે વિગેરે (૪) શ્રી મરૂદેવા માતાને અને શ્રી ભરત મહારાજાને ઉત્તમ ભાવ (અનિત્યાદિ ભાવના) જાગતાં કેવલ-જ્ઞાનાવરણીયાદિ કર્મોનો ક્ષય થયો, જેથી કેવલજ્ઞાન વિગેરે આત્મિક ઋદ્ધિ પામ્યા વિગેરે (૫) દેવભવમાં અને નરક-ભવમાં સમ્યગ્દૃષ્ટિ જીવોને તે તે ભવરૂપ નિમિત્તને લઇનેજ અવધિ જ્ઞાનાવરણીય કર્માદિનો ક્ષયોપશમ થાય, જેથી તેઓ અવધિજ્ઞાન વિગેરે પામે આમાંથી સમજવાનું એ કે ઉત્તમ દ્રવ્યાદિની સેવના કરવી જોઇએ કરૂણાનિધાન શ્રી મહાવીર-દેવે બે પ્રકારનો ધર્મ ફરમાવ્યો છે (૧) સર્વવિરતિ ધર્મ (૨) દેશવિરતિ ધર્મ તેમાં સર્વવિરતિ ધર્મમાં સપૂર્ણ રીતે આરભાદિ આશ્રવોને છોડવાનુ હોય છે અને તે પરમ શાંતિને જલ્દી પામવાનુ અપૂર્વ સાધન છે આવી રાગ, દ્વેષ, મદ અને મોહ વિનાની ત્યાગ દશાને પામેલા આસન્ન-સિદ્ધિક ભવ્ય જીવો ભલેને ઘાસના સથારા ઉપર બેઠા હોય, તો પણ જે આનદ અને સુખ ભોગવે છે, તેવું સુખ ઇંદ્ર, અને ચક્રવર્ત્તિ રાજાઓને પણ હોતું નથી કહ્યું છે કે, नैवास्ति देवराजस्य, तत्सुखं नैव राजराजस्य ॥ यत्सुखमिहैव साधोर्लोकव्यापाररहितस्य ॥ १ ॥ तणसंथारनिसण्णोऽवि, मुणिवरो भट्ठरागमयमोहो ॥ जं पावइ मुत्तिसुहं, कत्तो तं चक्कवट्टी वि ॥ २ ॥ આવો વિચાર કરીને પૂરેપૂરા ઉલ્લાસથી ઘણાંએ ભવ્ય જીવો સર્વ વિરતિ ચારિત્ર ધર્મને સાધે છે અને તેમ કરવાને અસમર્થ એવા ભવ્ય જીવો સર્વવિરતિના રાગી

બનીને બાર વ્રતની આરાધના કરવા સ્વરૂપ દેશવિરતિ ધર્મની સાધના કરે છે શ્રાવકજીવનને સંતોષમય બનાવવા માટે અને મર્યાદિત કરવાને માટે વિરતિધર્મની આરાધના એ અપૂર્વ સાધન છે વ્યાજબીજ છે કે જેમ વાડથી ખેતરમાં ઉગેલુ ધાન્ય અને વાડાથી પશુઓ સચવાય, તેમ શક્તિને અનુસારે બારે વ્રતોની આરાધના કરવાથી શ્રાવકજીવન નિર્દોષ-પણે જળવાય છે આકરા કર્મબંધથી બચાય, અને બને ભવ સફલ કરી શકાય, આ ઈરાદાથી બારે વ્રતોનુ ટુંકામાં સ્વરૂપ જણાવવું જરૂરી છે તે આ પ્રમાણે:–૧ સ્થૂલ પ્રાણાતિપાત વિરમણવ્રત ૨ સ્થૂલમૃષાવાદ વિરમણ, ૩ સ્થૂલ અદત્તાદાન વિરમણ ૪ સ્થૂલ મૈથુન વિરમણ ૫. સ્થૂલ પરિગ્રહ વિર-મણ ૬ દિશિ પરિમાણ ૭ ભોગોપભોગ પરિમાણ ૮. અનર્થદંડ વિરમણ ૯ સામાયિક વ્રત ૧૦ દેશાવકાશિ-કવ્રત ૧૧ પૌષધોપવાસ વ્રત ૧૨. અતિથિસંવિભાગ વ્રત. આ બાર વ્રતોમા શરૂઆતના પાચ વ્રતો અણુવ્રત તરીકે ઓળખાય છે. કારણ કે એ મુનિ ધર્મના પાંચ મહા-વ્રતોની અપેક્ષાએ નાના છે બાકીના ૬, ૭, ૮મા નંબરના ત્રણ વ્રતો અણુવ્રતોને મદદગાર હોવાથી ગુણવ્રત કહે-વાય છે અને છેવટના ચાર વ્રતો શિક્ષા (વારવાર સેવવા) રૂપ હોવાથી શિક્ષાવ્રત કહેવાય છે. એટલે જેમ વિદ્યાર્થી ધર્મપ્રધાન વિદ્યાનો વારવાર અભ્યાસ કરે, તેમ વ્રતધારી શ્રાવકોએ અણુવ્રતોને ટકાવવાને માટે તથા તેઓની નિર્મલ આરાધના કરવાને માટે આ ચારે નિયમો વારવાર સેવવા જોઇએ આ મુદ્દાથી એ ચારે વ્રતો 'શિક્ષાવ્રત' આવા નામથી ઓળખાય છે આવા બાર વ્રતોની આરાધના

કરવારૂપ દેશવિરતિ ધર્મમાં સમ્યગ્દર્શન મુખ્ય છે. એટલે સમ્યક્ત્વ ગુણુ સહિત કરેલી વ્રતોની આરાધના યથાર્થ (સાચી) કહેવાય આ ઇરાદાથી ટુંકામાં સમ્યગ્દર્શનનું સ્વરૂપ જણાવવું જોઇએ તે આ પ્રમાણે:—

તત્ત્વભૂત પદાર્થોની ઉપર શ્રદ્ધા રાખવી એટલે તેને સાચા માનવા એ સમ્યગ્દર્શન કહેવાય કહ્યું છે કે, "तत्त्वार्थश्रद्धानं सम्यग्दर्शनम्" (શ્રી તત્ત્વાર્થ સૂત્રમાં) એટલે પ્રભુ શ્રી તીર્થંકરાદિ લોકોત્તર મહાપુરૂષોએ કહેલી બીના સાચીજ છે, તેમના કહેવામાં (વચનમાં) લગાર પણુ શંકા કરી શકાયજ નહિ કહ્યુ છે કે–"तमेव सच्चं निस्संकं, जं जिणेहिं पवेइयं" આત્માના આવા પરિણામનું નામ સમ્યક્ત્વ કહેવાય અનન્તાનુબંધી કષાય વિગેરે સાત પ્રકૃતિઓના ક્ષયોપશમ, ઉપશમ અથવા ક્ષયથી આ ગુણુ પ્રકટ થાય છે આવા ગુણુને ધારણુ કરનારા જીવો પણુ શ્રેણિક, સત્યકી, વિદ્યાધર, કૃષ્ણુ મહારાજા વિગેરેની માફક શ્રાવક તરીકે કહી શકાય કારણુ કે શ્રાવકના બે ભેદ કહ્યા છે ૧ સમ્યગ્દષ્ટિ શ્રાવક, શ્રાવક ધર્મના વ્રત લેવાની ઇચ્છા છતાં મોહનીયના તીવ્ર ઉદયથી ન લઇ શકે એવા પ્રભુ વચનની ઉપર તીવ્ર શ્રદ્ધાવાળા ભવ્ય જીવો. ૨ બાર વ્રતોમાંથી યથાશક્તિ વ્રતોની સાધના કરનારા ભવ્ય જીવો સમ્યગ્દષ્ટિ ભવ્ય જીવો આવી દૃઢ ભાવના રાખે છે કે જેઓએ રાગ, દ્વેષ, મોહાદિ દોષોને દૂર કર્યા છે, અને જેઓ ચોત્રીશ અતિશયોને ધારણુ કરે છે, તથા જેમની વાણી પાંત્રીશ ગુણોથી શોભાયમાન છે, એવા પ્રભુ શ્રી તીર્થંકરાદિ અરિહંત ભગવંતો મારા દેવ છે. તથા પચ

મહાવ્રતોની આરાધના કરનારા, ચરણસિત્તરિ કરણસિત્તરીને સાધનારા તેવા નિઃસ્પૃહી શ્રમણ નિર્ગ્રંથો કે જેઓ ધર્મના સ્વરૂપને જાણે અને જણાવે છે, તે મારા ગુરૂ છે. કહ્યું છે કે, धर्मज्ञो धर्मकर्त्ता च, सदा धर्मपरायणः ॥ सत्त्वेभ्यो धर्मशास्त्रार्थदेशको गुरुरुच्यते ॥ १ ॥ તથા પ્રભુદેવે કહેલો કષ, છેદ, તાપરૂપ ત્રિપુટી શુદ્ધ, અવિચ્છિન્ન પ્રભાવશાલી, ત્રિકાલાબાધિત, દુર્ગતિનાશક, મુક્તિદાયક શ્રી જિનધર્મ એ મારો ધર્મ છે. આ બાબતના ફક્ત વ્યવહારને જાળવવાની ખાતર બીજાને નમસ્કારાદિ કરવા પડે તથા સ્વલિંગી એટલે જેનામાં મુનિના ગુણો નથી પણ તે આપણા ઉપકારી હોય, તેને વ્યવહાર દૃષ્ટિએ અથવા ઉપકારની દૃષ્ટિએ વંદનાદિક કરવા પડે, તેની જયણા અને બીન સમજણને લઇને અથવા ઉપયોગની ખામીને લઇને કુદેવ, કુગુરૂ કુધર્મને અનુક્રમે સુદેવ, સુગુરૂ, સુધર્મ તરીકે માનવામાં આવે, તેની જયણા. આ બાબતની યથાર્થ માહિતી મળે, ત્યારે મારે તે બાબતની શ્રી ગુરૂ મહારાજની પાસે આલોયણ લેવી

૧–સમ્યગ્દૃષ્ટિ ભવ્ય જીવોએ, સવારે પ્રભુદેવના દર્શન, પૂજનાદિ કર્યા બાદ યથાશક્તિ નવકારશી વિગેરે પચ્ચખ્ખાણ જરૂર કરવું જોઇએ સાંજે ચોવિહાર વિગેરે પચ્ચખ્ખાણ કરવું.

૨–પોતાની આવકના પ્રમાણમાં અમુક ભાગ સાત ક્ષેત્રોમાં ( સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા, જિનમંદિર, જિનપ્રતિમા, જ્ઞાનમાં ) જરૂર વાપરવો

૩–છતી જોગવાઇએ ત્રિકાલ ( સવારે, બપોરે, સાંજે ) દેવદર્શન, પૂજન કરવું; તેમ ન કરે તો બીજે દિવસે અમુક

ચીજ ખાવાનો ત્યાગ, માંદગી સૂતક વિગેરે જરૂરી કારણે જયણા મુસાફરી વિગેરેના પ્રસંગે પાસે રાખેલા શ્રી સિદ્ધચક્રજીના ગટ્ટા આદિની વાસક્ષેપથી પૂજા વિગેરે કરે, તેમ ન બની શકે તેમ હોય તો ઇશાન ખૂણામાં પ્રભુશ્રી સીમંધર સ્વામિજીની સામે ચૈત્યવંદન વિધિપૂર્વક કરવું ખાસ જરૂરી કારણે હમેશાં જિનપૂજા કરવાને અસમર્થ શ્રાવકોએ, છેવટે ૧૨-૧૦-૫ તિથિમાં તો જરૂર પ્રભુ પૂજા કરવી જોઇએ, અને ધીમે ધીમે કાયમ કરવાનો અભ્યાસ પડે, તેવી લાગણી જરૂર રાખવી.

આ પ્રસંગે જેમ બને તેમ આશાતના દોષ ન લાગે, તેમ બને (શ્રાવક, શ્રાવિકા) સમુદાયે જરૂર કાળજી રાખવી. આ બાબતમાં કહેવત છે કે-દેવ ન મારે ડાંગ, દેવ કુબુદ્ધિ આપે' એટલે જે દેવની આશાતના કરે, તેને પ્રભુદેવ કંઇ ડાંગ (લાકડીનો માર) મારતા નથી, પણ 'કરે તેવું પામે' આની માફક આશાતના કરનારને એવી કુબુદ્ધિ જાગે છે કે, જેનાથી ઉગ્ર પાપકર્મ કરીને તે દુર્ગતિના દુઃખો ભોગવે

વખતના પ્રમાણમાં (ફુરસદે) બાંધી નોકારવાળી અમુક સંખ્યામાં જરૂર ગણવી જોઇએ એમ કરવાથી ઘણાં પાપકર્મોની નિર્જરા થાય, મન નિર્મલ થાય, સંકટ નાશ પામે, હમેશાં આનંદમંગલ વર્ત્તે.

આ પ્રમાણે સમ્યકત્વની બીનાઃ ટૂંકામાં જણાવી હવે વિસ્તારથી આ પ્રમાણે જાણવી (૪) ચાર પ્રકારની સદ્દહણા, (૩) ત્રણ લિંગ (સમ્યકત્વને જાણવાના ચિહ્ન) (૧૦) દશ પ્રકારનો વિનય (૩) ત્રણ પ્રકારની શુદ્ધિ, (૫) પાંચ દૂષણો (૮) આઠ પ્રભાવક, (૫) પાંચ ભૂષણ (૫) પાંચ લક્ષણ (૬)

૭ પ્રકારની જયણા (૬) ૭ આગાર (૬) ૭ ભાવના (૬) ૭ સ્થાન આ સડસઠ ભેદોમાં જે જ્ઞેય હોય, તેને જ્ઞેય (જાણવા) પણે અને હેયને (છોડવા લાયકને) હેય પણે તથા ઉપાદેયને ઉપાદેય (ગ્રહણ કરવા લાયક) પણે અંગીકાર કરૂં છું. કોઇ પણ કારણે મારા સુદેવ, સુગુરૂ, સુધર્મના સોગન ન ખવાય. ઐહિક ફલને માટે મિથ્યાત્વી દેવાદિની બાધા રાખું નહિ, રખાવું નહિ. કુદેવ, કુગુરૂ, કુધર્મને અનુક્રમે સુદેવ, સુગુરૂ, સુધર્મ તરીકે માનું નહિ સુદેવને દેવ, સુગુરૂને ગુરૂ અને સુધર્મને ધર્મ માનું એમ મિથ્યાત્વને છંડીને હું નિર્મલ ભાવે સમ્યકત્વને અંગીકાર કરૂં છું એટલે દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવથી સમ્યકત્વને ગ્રહણ કરૂં છું તે આ પ્રમાણે—

૧ દ્રવ્યથી–હું મિથ્યાત્વના કારણોને તજું છું અને સમ્યકત્વના કારણોને અંગીકાર કરૂં છું (અહીં જે બાબતમાં જયણા રાખી હોય, તે સિવાયના કારણો સમજવા કારણ કે અજાણપણું આદિ કારણોને લઇને જયણા રાખવી પડે)

૨ ક્ષેત્રથી–અહીં (જ્યા ગામ–નગર વિગેરેમાં પોતે રહે, તે ક્ષેત્રમાં) અથવા બીજે ઠેકાણે જ્યાં હોઉ, ત્યાં ઉપર કહ્યા પ્રમાણે શ્રદ્ધા રાખુ.

૩ કાલથી–જાવજ્જીવ સુધી (જ્યાં સુધી જીવું છું ત્યાં સુધી) સમ્યગ્દર્શન ટકાવી રાખુ.

૪. ભાવથી–જ્યાં સુધી (૧) ભૂતપ્રેતાદિની પીડાથી પીડિત ન હોઉં (કારણ કે આ પ્રસંગે ભાન ન હોય, એમ

આગળ પણ માંદગી આદિમાં સમજવું) તથા (૨) કોઈના છળ પ્રપંચથી છેતરાઉં નહિ, (૩) અને સનિપાત જેવા ભયંકર રોગથી પરાભવ પામું (તેની પીડાથી તદ્દન બેભાન થાઉં) નહિ તેમજ (૪) બીજા એવા કોઈ પણ જાતના રોગાદિ કારણોને લઇને મારો આ શ્રદ્ધા પરિણામ પડે (ખસે) નહિ, ત્યાં સુધી મારી ફરજ છે કે હું સમ્યગ્દર્શન ગુણમા મજબૂત (દૃઢ) રહું તથા આ સમ્યક્ત્વને અંગીકાર કર્યાના પહેલાના ટાઇમમાં અજ્ઞાન અને મોહને વશ થઇને જે મે મિથ્યાત્વના કારણોને સેવ્યા હોય, તેની હુ નિંદા કરૂં છું હાલ તેવા કારણોથી અલગ રહેવાને સાવચેત રહું છું. ભવિષ્યને માટે છ છીંડી, ચાર આગાર અને ચાર બોલ (પહેલાં ભાવથી સમ્યગ્દર્શનની બીના જણાવતી વખતે આ બોલ જણાવ્યા છે, તે) સહિત સમ્યક્ત્વને અંગીકાર કરૂં (ગ્રહણ કરૂં, સ્વીકારૂં) છું.

શ્રાવકોએ નીચે જણાવેલા કાર્યો સમ્યક્ત્વને દૃઢ બનાવે છે અને નિર્મલ બનાવે છે, એમ સમજીને શક્તિને અનુસારે કરવા જોઇએ

૧. શરીરે નીરોગી હોઉં, ત્યાં સુધી છતી જોગવાઇએ શ્રી જિનેશ્વરની પ્રતિમા, છબીના દર્શન કરીને મોઢામાં પાણી વિગેરે નાંખુ (આહાર કરૂં, ભોજન કરૂં)

આ બાબતમાં જયણા આ પ્રમાણે રાખવી, મારા શરીરમાં રોગાદિ કારણે અશક્તિ હોય, તેવા પ્રસંગે તથા બીજા કોઇ અનિવાર્ય ખાસ કારણ હોય, પરદેશમાં જોગવાઇ ન હોય,

ત્યારે જયણા ( છૂટ ) રાખું છું એટલે આવી બાબતનો હું નિયમ ( પ્રતિજ્ઞા ) કરતો નથી, પણ તેવા અવસરે મનમાં પ્રભુના દર્શનની ધારણા કરીને ભોજન વાપરૂં. આમાં પ્રમાદથી ભૂલ થાય, તેની જયણા

૨. હમેશાં પ્રભુદેવની યથાશક્તિ (અષ્ટ પ્રકારી વિગેરે ભેદે) દ્રવ્યપૂજા કરૂં. આમાં જ્યાં પ્રભુનું બિંબ ન હોય, તેવા અવસરે પણ વાસક્ષેપથી શ્રી સિદ્ધચક્રની પૂજા કરવી એ બીના આવી જાય

આમાં જયણા ( યતના ) આ પ્રમાણે રાખી શકાય, શારીરિક અશક્તિ હોય, જન્મ-મરણનું સૂતક હોય, અને તેવા બીજા પણ ( બ્હારગામ ગયા હોઇએ ) વિગેરે જરૂરી કારણે જયણા રાખુ છું.

પ્રભુદેવના દહેરાને અંગે ૮૪ આશાતનાઓથી દૂર રહેવું તેમાં મોટી ૧૦ આશાતનાઓ ન લાગે તે તરફ જરૂર કાળજી રાખવી તે ૧૦ આશાતના આ પ્રમાણે:—

૧ દહેરાસરમાં તંબોલ ( નાગરવેલના પાન ) વિગેરે ખાઉ નહિ ૨ પાણી પીવું નહિ ૩ ભોજન કરૂ નહિ ૪. દહેરાસરની અંદર ખૂટ પગરખા લઇ જઉ નહિ. ( આમાં જયણા આ પ્રમાણે, જ્યાં દહેરાના ગઢની અંદર પગરખા મૂકવાનો રીવાજ હોય, ત્યાં તેમ કરવાની જયણા. ) ૫ મૈથુન સેવું નહિ ૬. સૂવું નહિ ૭. થૂકુ નહિ. ૮ પેશાબ કરૂં નહિ. ૯ વડીનીતિ (જંગલ જવું) કરૂં નહિ. ૧૦ જૂગાર રમું નહિ.

૩. ગુરૂ-જ્ઞાનાદિની આશાતના ટાળવા યથાશક્તિ પ્રયત્ન કરૂં.

૪ હંમેશાં સવારે કદાચ ખાસ કારણુસર મોટું (પોરસી વિગેરે) પચ્ચખ્ખાણ ન બની શકે તો છેવટે નવકારસીનું પચ્ચખ્ખાણ કરૂં અને ચોવીહાર વિગેરે કરૂં.

૫ દર વર્ષે ૧ સાધુ, ૨ સાધ્વી, ૩ શ્રાવક, ૪. શ્રાવિકા, ૫. પ્રભુપૂજા, ૬. આંગી, ૭ ભંડાર, ૮ કેસર-સુખડ ૯. બરાસ, ૧૦. વરખ, ૧૧ ફૂલ, ૧૨ વાસક્ષેપ, ૧૪. પ્રક્ષાલન, (પ્રભુને પખાલ કરવા) માટે દૂધ, ૧૫ દહીં, ૧૬. અંગલૂહણા, ૧૭ ધૂપ, ૧૮. અગરબત્તી, ૧૯ ફુલ, ૨૦ નૈવેદ્ય, ૨૧ સાધારણ ખાતું, ૨૨ ગુરૂભક્તિ, ૨૩ શુભમાર્ગ, ૨૪ પાંજરાપોળ આદિની ટીપ, ૨૫ સ્વામિવાત્સલ્ય, ૨૬. પ્રતિમા, ૨૭ જીર્ણોદ્ધાર, ૨૮. દહેરાસર, ૨૯ અનુકંપાદાન, ૩૦. પ્રભાવના, ૩૧ સ્વપ્ના આદિના ચઢાવા, ૩૨ યાત્રા વિગેરે ધાર્મિકાદિ કાર્યોમા રૂપીઆ (શક્તિ પ્રમાણે) સુધી વાપરૂં આવા આવા બીજા પણ સમકીતના કારણોને જાણીને યથાશક્તિ સેવું, અને પાંચ અતિચાર ટાળીને સમ્યક્ત્વને સાચવું એમ અરિહંત, સિદ્ધ, સાધુ, દેવ, આત્માની સાક્ષીએ ૬ છીંડી, ૪ આગાર અને ૪ બોલની સમજપૂર્વક ( દુવિહં તિવિહેણં ) આ ભાંગે સમ્યક્ત્વને અંગીકાર કરીને શ્રાવકોએ તેમાં દઢ રહેવં

## સમ્યકત્વના પાંચ અતિચારો

૧–શ્રી જિનેશ્વરદેવે કહેલા વચનોમાં શંકા કરવી (૨) કાંક્ષા–ચમત્કાર વિગેરે જોઇને શ્રી જિન ધર્મ સિવાયના બીજા ધર્મને અંગીકાર કરવાની ઇચ્છા કરવી (૩) વિચિકિત્સા–આ જિનધર્મની સામાંયિકાદિ ક્રિયાનું ફલ મને મલશે કે નહિ? આવી વિચારણા કરવી તે વિચિકિત્સા કહેવાય તેના દેશ (થી) વિચિકિત્સા અને સર્વ (થી) વિચિકિત્સા એમ બે ભેદ કહ્યા છે આ વિચિકિત્સાનો બીજો અર્થ એ છે કે–મુનિરાજ વિગેરે મહા પુરૂષોની નિંદા કરવી. અહીં એ જરૂર યાદ રાખવું કે વિચિકિત્સા જો કે સદેહ કરવા રૂપ છે. પણ તે ફક્ત ધર્મક્રિયાના ફલની બાબતમાંજ હોય છે અને શંકા એ સર્વ પદાર્થોની બાબતમાં પણ હોઈ શકે છે. આમ હોવાથી શકા અને વિચિકિત્સા બને જૂદા છે. એમ ખુશીથી કહી શકાય આ વિચિકિત્સા કરવાથી દુર્ગંધા રાણીને ઘણી આકરી વેદના ભોગવવી પડી હતી (૪) બીજા ધર્મને પાલનારા જીવોની પ્રશંસા, કરવી. (૫) તથા તેઓનો અને કુલિંગીઓનો પરિચય કરવો.

આ પ્રમાણે સમ્યકત્વમાં પાંચે અતિચારો ન લાગે, તેવી કાળજી રાખીને ભવ્ય જીવોએ ઉત્તમ શ્રદ્ધા ગુણ જરૂર ટકાવવો કારણ કે ઉત્તમ જ્ઞાન અને ચારિત્રની સફલતા શ્રદ્ધાગુણને આધીન છે આમ કરનારા ભવ્ય જીવોમાં રાજા શ્રેણિક, કૃષ્ણ મહારાજા, સુલસા વિગેરે વધારે પ્રસિદ્ધ છે, કારણ કે તેઓએ દૈવિકાદિ પરીક્ષાના પ્રસગે પણ શ્રદ્ધાનો રગ ટકાવી

રાખ્યો હતો જેના પરિણામે તેઓ આવતી ચોવીશીમાં તીર્થંકરપણું અને મોક્ષસુખ પામશે આ બાબતનો વિસ્તાર 'તીર્થંકર નામ કર્મ' સંબંધી 'સત્યપ્રકાશ માસિકના' લેખથી જાણવો.

## ॥ ૧ સ્થૂલ પ્રાણાતિપાત વિરમણ વ્રત. ॥

ત્રિપુટી શુદ્ધ શ્રી જૈનેન્દ્ર આગમોમાં શ્રાવક ત્રણ પ્રકારના કહ્યા છે. ૧ ઉત્કૃષ્ટ શ્રાવક. ૨ મધ્યમ શ્રાવક ૩. જઘન્ય શ્રાવક. તેમાં જે બારે વ્રતોને અરિહંતાદિની સાક્ષીએ અંગીકાર કરીને પૂર્ણોલ્લાસથી સાધે, હમેશાં સચિત્ત આહારને વર્જે (છંડે, ત્યાગ કરે) એટલે અચિત્ત પદાર્થો વાપરે, અને નિરંતર (ઘણું કરીને કાયમ) ઠામ ચઉવિહાર એકાસણું આદિ તપ કરવામાં અને પ્રતિક્રમણાદિ ક્રિયા કરવામાં તત્પર રહે, તેમજ અશુદ્રાદિ (૨૧) ગુણોને ધારણ કરે, અને બ્રહ્મચર્ય પાલે, તે ઉત્કૃષ્ટ શ્રાવક કહેવાય. તથા જે ધર્મ પામવાની યોગ્યતા (લાયકાત) દર્શાવનારા અક્ષુદ્ર–વિનીત–કૃતજ્ઞાદિ ગુણોને ધારણ કરે, બારે વ્રતો અંગીકાર કરીને આરાધે, ઉભય ટંક પ્રતિક્રમણ કરે, આવા સદાચારી જે ગૃહસ્થો, તે મધ્યમ શ્રાવક કહેવાય અને જેઓ ખાસ કારણ વિના સ્થૂલ હિંસા વિગેરે આશ્રવોને સેવે નહિ, સાતે વ્યસન–અભક્ષ્યનો ત્યાગ કરે, પંચ પરમેષ્ઠિ મંત્રનું સ્મરણ કરે, અને નવકારશી આદિ પ્રત્યાખ્યાન શક્તિને અનુસારે કરે, તેઓ જઘન્ય શ્રાવક કહેવાય. આવા શ્રાવકો પ્રવૃત્તિમય જીવન કરતાં નિવૃત્તિમય જીવનને શ્રેષ્ઠ અને પરમ શાંતિને તથા મુક્તિને દેનારૂં માને

છે તેવું નિવૃત્તિમય જીવન ગુજારવાને બાર વ્રતોનું સ્વરૂપ સમજીને તેની આરાધના જરૂર કરવી જ જોઇએ તેમાં પ્હેલાં પાંચ અણુવ્રતો પૈકી પહેલા અણુવ્રતનું સ્વરૂપ ટૂંકામાં આ પ્રમાણે જાણવું. પ્હેલાં અણુવ્રતના 'સ્થૂલ પ્રાણાતિપાત વિરમણ' આ નામની અંદર ૧ સ્થૂલ ૨ પ્રાણાતિપાત. ૩ વિરમણ. આ ત્રણ શબ્દોનો અર્થ સમજવો જોઇએ. તેમાં સ્થૂલ એટલે અમુક અંશે, (સર્વથા = સંપૂર્ણ રીતે નહિ) પ્રાણાતિપાત એટલે જીવ હિંસાથી, વિરમણ એટલે અટકવું તે સ્થૂલ પ્રાણાતિપાત વિરમણ નામનું અણુવ્રત કહેવાય.

૧ પ્રશ્ન–બારે વ્રતોમાં 'સ્થૂલ પ્રાણાતિપાત વિરમણ'ને પ્હેલું કેમ કહ્યું ?

ઉત્તર–તમામ વ્રતોમાં સારભૂત એ છે કે–' જીવ હિંસાથી પાછા હઠવું ' પવિત્ર જિન ધર્મનું મૂલ દયા છે. આ મુદ્દાથી 'તેને' પ્હેલું કહ્યું છે. કહ્યું છે કે—

> इक्कं चिय इत्थ वयं, निद्दिट्ठं जिणवरेहिं सव्वेहिं ॥
> पाणाइवायविरमणं, अवसेसा तस्स रक्खट्ठा ॥ १ ॥

એટલે તમામ પ્રભુદેવોએ કહ્યું છે કે પ્રાણાતિપાત વિરમણ નામનું વ્રત એ મુખ્ય વ્રત છે, અને તેના રક્ષણ કરનારા બીજા વ્રતો છે એમ સમજવું

જે વળી વ્યવહારમાં ' જીવ હિંસા ' એમ પ્રસિદ્ધિ છે. તેનું તાત્પર્ય એ છે કે જીવ તો પોતે અમૂર્ત્ત એટલે અરૂપી છે અને નિત્ય છે તેથી તેની હિંસા થાય જ નહિ. જીવ અને પ્રાણનો જે સંબંધ છે તેનો જે વિયોગ કરાવે,

તેણે તેની (જે મરાય તેની) હિંસા કરી કહેવાય. આવી હિંસાનો ત્યાગ પૂરેપૂરો કરવો, એવું તો મુનિરાજ કરી શકે, શ્રાવક કરી શકે નહિ, આ જણાવવાને માટે મુનિરાજના મહાવ્રતોમાં તે તે નામની પ્હેલાં 'સર્વતઃ' શબ્દ કહ્યો છે. અને અણુવ્રતોમાં પ્હેલાં 'સ્થૂલ' શબ્દ કહ્યો છે બીજી રીતે એમ પણ કહી શકાય કે સાધુવર્ગ વીસ વસા (પૂરેપૂરી) દયા પાલી શકે છે અને શ્રાવક વર્ગ સવા વસા દયા પાલી શકે. તે આ પ્રમાણે–પૃથ્વીકાય વિગેરે પાંચ સ્થાવરો કહેવાય, અને દ્વીન્દ્રિય વિગેરે ત્રસ કહેવાય. આમાં શ્રાવકો 'મારે ત્રસ-જીવોને હણવા નહિ' આવો નિયમ કરી શકે, પણ સ્થાવરની હિંસાનો નિયમ લઈ શકે નહિ કારણ કે તેમનાથી રાંધવું, રંધાવવું, મકાન ચણાવવા વિગેરે ક્રિયા કરતાં સ્થાવરોની હિંસા જરૂર થાય. માટે આમાં શ્રાવકોએ જયણા રાખવી. એટલે બનતાં સુધી તેનો આરંભ સમારંભ ઓછો થાય, તેવી કાળજી રાખવી આ મુદ્દાથી ૨૦માંથી ૧૦ બાદ કરતાં ૧૦ વસા રહ્યા. હવે તે ત્રસ જીવોનો વધ બે પ્રકારે થાય છે ૧ સંકલ્પ (ઈરાદા)થી અને ૨ આરંભથી. તેમાં 'આ જીવને હું મારૂં' આવા ઇરાદાથી જે હિંસા કરાય, તે સંકલ્પ હિંસા કહેવાય શ્રાવકો આનો ત્યાગ કરી શકે પણ 'આરંભથી જે હિંસા કરાય, તે આરંભ હિંસા કહેવાય' આનો ત્યાગ કરી શકતા નથી. કારણ કે સ્વજનાદિનો નિર્વાહ કરવો વિગેરે નિમિત્તે ખેતી આદિ વ્યાપાર કરે, તેમાં ત્રસ-જીવો હણાય આથી દશ વસામાંથી પાંચ વસા બાદ કરવા; જેથી બાકી પાંચ વસા રહ્યા. હવે સંકલ્પ હિંસામા બે ભેદ

પડે છે. ૧ ગુનેગારની હિંસા, અને ૨ બીનગુનેગારની હિંસા. તેમાં શ્રાવકો 'બીનગુનેગારની હિંસા ન કરવી' આવો નિયમ કરી શકે, પણ ગુનેગાર માણસની બાબતમાં ગુનાને અનુસારે તેમને વિચાર કરવો પડે, જેથી સાપરાધી (ગુનેગારની) હિંસાનો ત્યાગ કરી શકતા નથી માટે પાંચ વસામાંથી અઢી (રાા) વસા બાદ કરીએ ત્યારે અઢી વસા રહે. હવે નિરપરાધી હિંસાના (૧) સાપેક્ષ નિરપરાધી હિંસા (૨) નિરપેક્ષ નિરપરાધી હિંસા. એમ બે ભેદ છે. જેમાં સ્વાર્થાદિ નિમિત્ત હોય, તે સાપેક્ષ નિરપરાધી હિંસા કહેવાય જેમકે બળદ ઘોડા વિગેરે ભલે બીન ગુનેગાર હોય, તો પણ તેમને ભાર ઉપડાવવા માટે; અને પુત્ર વિગેરે ભણવામાં કાળજી ન રાખે તો તેમને શ્રાવકો વધ બંધન વિગેરે કરે છે. તથા જેમાં સ્વાર્થાદિ નિમિત્ત ન હોય તે નિરપેક્ષ હિંસા કહેવાય શ્રાવકો આવી હિંસાનો ત્યાગ કરી શકે: માટે અઢી વસામાંથી સવા વસો જતાં સવા વસો બાકી રહ્યો. કહ્યું છે કે—

थूला सुहुमा जीवा, संकप्पारंभओ य ते दुविहा ॥
सावराहनिरवराहा, साविक्खा चेव निरविक्खा ॥१॥

(આ ગાથાનો અર્થ ઉપર કહ્યો છે.)

શ્રાવકોએ ન છૂટકે જે હિંસા કરવી પડે તેમાં જયણા રાખવી. એટલે જો નિર્વાહ થતો હોય, તો બનતા સુધી સ્થાવરોની પણ હિંસા ન કરવી. અને નિર્વાહ ન થઈ શકે એવી પરિસ્થિતિ (તેવો પ્રસંગ) હોય, તો દયાની લાગણી

રાખીને એમ વિચારે કે–" ધન્ય છે મુનિ મહાત્માઓને કે જેઓ સર્વથા આરંભાદિથી અલગ રહે છે. અને હું નિર્ભાગી તો માખી જેમ બળખામાં ચોટે ( ખૂંતી જાય ) તેમ આરંભાદિમાં ખૂત્યો છું હે જીવ ! આને તું કયારે છોડીશ ? આવા વિચારથી પ્રવૃત્તિ કરે પણ નિર્દયપણે તો પ્રવૃત્તિ કરાય જ નહિ. આ બાબતમાં આ રહ્યો સાક્ષીપાઠ—

वज्जइ तिव्वारंभं, कुणइ अकामो अणिव्वहंतोय ॥
थुणइ निरारंभजणं, दयालुओ सव्वजीवेसु ॥१॥

યાદ રાખવું કે લીધેલા વ્રતનો લાભ મનના પરિણામને આધીન છે માટેજ યતના એ લીધેલા વ્રતની આરાધના કરવામાં જરૂર મદદગાર છે. આ બાબતમાં પ્રાચીન મહર્ષિ ભગવંતોએ ફરમાવ્યું છે કે શ્રાવકો ન છૂટકે આરંભના કાર્યો કરે, તેમાં જયણા ભૂલેજ નહિ એટલે તેવા પ્રસંગે થોડા આરંભથી કાર્ય સરતું હોય, તો ઘણો આરંભ કરેજ નહિ કારણ કે, બીજા જીવોને બચાવવામા પોતાનો બચાવ રહેલો છે, અને બીજાની હિંસા કરવામા ખરી રીતે પોતાનીજ હિંસા કરાય છે એમ સમજવું

દયાળુ શ્રાવકો દયા ગુણને લઇને આ ભવ અને પરભવમાં ઉત્તમ ધર્માદિ સામગ્રી, દીર્ઘાયુષ્ય, બુદ્ધિ, કાંતિ, લક્ષ્મી વિગેરે પામે છે અને હિંસા કરવાથી રોગ, દુર્બળતા, ભય વિગેરે દુઃખ ભોગવવું પડે આ બાબત શ્રી વિપાકસૂત્રમાં દૃષ્ટાંતો-દઇને સારી રીતે વિસ્તારથી સમજાવી છે

કલિકાલ સર્વજ્ઞ શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજના

આવા ઉપદેશથી રાજા કુમારપાલે પોતે જીવ દયા પાલી અને અઢારે દેશમાં દયાનો ફેલાવો કર્યો અને કંટેશ્વરીદેવીના ઉપસર્ગને સહન કરીને પણ પાડાનો વધ અટકાવ્યો.

તેમજ કાલકસૂરિયા કસાઈના સુલસ નામના દીકરાએ અભયકુમારની સોબતથી દયાનું સ્વરૂપ જાણ્યું ત્યાર બાદ કુટુંબી જનોના આગ્રહથી પણ જીવહિંસાનો ધંધો ન કર્યો, ને કુટુંબને દયાને માર્ગે લાવીને ધર્મી બનાવ્યું. પોતે દયામય શ્રાવકધર્મને સાધીને સ્વર્ગે ગયો એમ સમજીને શ્રાવકોએ યથાશક્તિ પ્હેલા અણુવ્રતની આરાધના કરવામાં ઉદ્યમશીલ રહેવું. અને વિચારવું કે–"જેઓએ પૂરેપૂરી હિંસાનો ત્યાગ કર્યો છે, તેઓને ધન્ય છે. હું તેમને નમસ્કાર કરૂં છું.

## ॥ પ્હેલા અણુવ્રતના પાંચ અતિચારો ॥

ગ્રહણ કરેલા વ્રતનો અમુક અંશે ભંગ થાય તે અતિચાર કહેવાય.

૧. ક્રોધથી ગાય વિગેરેને માર ન મારવો કારણ કે તેમ કરીએ તો અતિચાર લાગે કોઇને હિતની ખાતર તાડનાદિ કરવા પડે 'માર' એમ બોલાય, એની જયણા.

૨. બળદ વિગેરેને આકરા ( દોરડા આદિ ) બંધનથી બાંધવા નહિ. અપરાધીને શિક્ષા દેવા સાધારણ રીતે હાથ પગ વિગેરે બાંધવા બંધાવવા પડે તેની જયણા

૩. બળદ વિગેરેના (કાન વગેરે) અવયવો છેદવા નહિ, તેમજ છેદાવવા નહિ, તેમ કરે તો અતિચાર લાગે. રોગાદિ નિમિત્તે જયણા

૪. બળદ વિગેરે જાનવરોની ઉપર લોભથી ગજા ઉપરાંત ભાર ભરવો નહિ. કોઇ પણ પ્રસંગે બ્હારગામ જતાં સાથે બોજો હોય, અને બીજી સવડ ન હોય તો નિરૂપાયે ભાર ભરાવવો પડે, તથા બેસવું પડે, તેની જયણા.

૫ બળદ વિગેરેને જે ટાઈમે જેટલો ચારો (ઘાસ વિગેરે) અપાતો હોય, તે જ ટાઇમે તેટલો આપવો ઓછો ચારો આપે, અથવા મોડો આપે તો અતિચાર લાગે નોકર, ચાકર વિગેરેને કારણસર રજા આપવી પડે, તેની જયણા

શ્રાવકોએ, આ પાંચે અતિચારોને સમજીને પ્હેલા અણુવ્રતમાં તેવો દોષ ન લાગે તે તરફ પૂરતી કાળજી રાખવી. પાણી ગળવું, અનાજ જોઇને અને જીવાતને દૂર કરીને રાંધવું.

તથા દશ ઠેકાણે ઘરમાં ચંદરવા બાંધવા તે આ પ્રમાણે–૧, ચુલા ઉપર ૨, પાણીયારાની ઉપર ૩, ભોજન કરવાના સ્થાન ( રસોડુ વિગેરે )ની ઉપર. ૪ ઘટી, ૫ ખાણીયો અને ૬ વલોવણાની ઉપરના ભાગમાં ૭ સૂવાના સ્થાનની ઉપર અને ૮ ન્હાવાના તથા ૯ ધર્મ ક્રિયા કરવાના સ્થાનની ઉપર. (પૌષધશાલામા) તેમજ ૧૦ ઘર દહેરાસરમાં. એ પ્રમાણે સાત ગરણાં રાખવાં તે આ પ્રમાણે:–૧ પાણી ગળવાનું ૨ ઘી ગરણી ૩ તેલ ગરણી. ૪ દૂધ ગળવાનું. ૫ છાશ ગળવાનુ, ૬ ઉકાળેલું અચિત્ત પાણી ગળવાનુ. ૭ આટો ચાળવાનું (આંક)

આ પ્રમાણે કરવાથી પ્હેલા અણુવ્રતની નિર્મલ આરાધના થાય છે. એમ પ્હેલા અણુવ્રતની બીના સંક્ષેપમાં જણા-

વીને આ વ્રતને ગ્રહણ કરવાની ઇચ્છાવાલા ભવ્ય જીવોને આ વ્રત લેવામા સરલતા થાય, આ મુદ્દાથી તે વિસ્તારથી જણાવું છું, તે આ પ્રમાણે આ સ્થૂલ પ્રાણાતિપાત વિરમણ વ્રતના: (૧) દ્રવ્ય પ્રાણાતિપાત વિરમણ વ્રત. (૨) ભાવ પ્રાણાતિપાત વિરમણ વ્રત આવા બે ભેદ છે તેમાં આ જીવ રાગાદિથી જ્ઞાનાદિ ભાવ પ્રાણને હણે (મલિન કરે) તે ભાવ (થી) પ્રાણાતિપાત કહેવાય અને પર ભાવ પરિણતિને દૂર કરી નિજ ગુણોને સાચવે એ ભાવ (થી) પ્રાણાતિપાત વિરમણ વ્રત કહેવાય

હવે દ્રવ્ય પ્રાણાતિપાત વિરમણ વ્રતનું સ્વરૂપ આ પ્રમાણે–ત્રસ નામ કર્મના ઉદયથી હાલે ચાલે તેવાં બેઇંદ્રિય વિગેરે જીવો ત્રસ કહેવાય તેમાં પંચેદ્રિયના સંજ્ઞી અને અસંજ્ઞી આવા બે ભેદ છે, અને આ બધા ત્રસ જીવોમાં પર્યાપ્તા અને અપર્યાપ્તા એવા બે ભેદ જાણવા તેમાં જે મોટા પર્યાપ્તા જીવો નજરે દેખાય, તેમની હિંસા નહિ કરવાની પ્રતિજ્ઞા જયણા તથા આગાર રાખીને આ પ્રમાણે કરી શકાય હું સંકલ્પથી જે હિંસા થાય, તેનો ત્યાગ કરૂં અને આરંભ હિંસાની જયણા રાખું છું

અહીં આ સંકલ્પ હિંસાના ત્યાગમાં બે ભેદ પડે છે–સાપરાધીની અને નિરપરાધીની હિંસા તેમાં નિરપરાધીની હિંસાનો ત્યાગ કરૂં અને સાપરાધીની હિંસામાં જયણા રાખું છું

અહીં નિરપરાધી હિંસા ત્યાગમાં સાપેક્ષ હિંસા અને

નિરપેક્ષ હિંસા એમ બે ભેદ સમજવા તેમાં સાપેક્ષની જયણા રાખું છું. આનો સારાંશ એ કે સ્થૂલ એટલે મોટા (નજરે દેખાય તેવા હરે ફરે, પડે આખડે એવા) નિરપરાધી ત્રસ જીવોને જાણી બૂઝીને સંકલ્પથી (ઇરાદા પૂર્વક મારવાની બુદ્ધિએ) કારણ વિના નિર્દયપણે હું હણું નહિ અને હણાવું નહિ આ બાબતમાં જયણા સામાન્ય રીતે આ પ્રમાણે રાખી શકાય

(૧) મારા તથા સ્વજનાદિના ઘર, હાટ, વિગેરે કરતા કરાવતાં પ્રમાદ, અશક્ય પરિહાર, નિરૂપાયપણું વિગેરે કારણોમાંના કોઇ પણ કારણથી કુંથુઆ, ઇયળ, માંકડ આદિ જીવો હણાય તેની જયણા

(૨) ધાર્મિક કાર્ય કરતા કરાવતાં તથા જિનધર્મનો ઉડ્ડાહ (અપભ્રાજના) અટકાવવામાં અશક્ય પરિહારાદિ કારણે જે (હિંસા) થાય, તેની જયણા

૩. આરંભની બાબતમા પોતપોતાની અનુકૂલતા પ્રમાણે આમ પણ જયણા રાખી શકાય રાધવું વિગેરે ઘરના કાર્યમાં તથા પોતાના કુટુંબી વિગેરેના મસ્તક, દાઢ વિગેરે અંગમાં કીડા આદિ જંતુઓ પડયાં હોય, તથા પેટમાં કરમીયા વિગેરે અને નારૂ હરસના દરદ વખતે તેમજ શરીરમાં જૂ વિગેરે ઉપજે, ત્યારે તથા શરીરમાં રોગાદિ કારણે જીવાત પડે, ત્યારે દવા વિગેરે ઉપચાર કરાવતાં જે કાંઇ (હિંસા) થાય, તેની જયણા રાખું

૪. ચાલુ રિવાજ પ્રમાણે પાયખાના વિગેરે સ્થલે પેશાબ આદિ કરતાં હિંસા થાય તેની જયણા

૫ દુર્ગંધ અને ગંદકી વિગેરેને દૂર કરતાં, કંઈ પણ તડકે સૂકવતાં, બાળતાં, કારણે ધૂપ કરતાં જયણા.

૬. જલો મૂકવી, મૂકાવવી, તેની જયણા. સ્વપ્નમાં હિંસા થાય તેની જયણા.

૭ ઘર, કૂવા, વિગેરે બનાવવા અને કારણે દવા ઉપચાર કરાવવો, વિગેરે જરૂરી પ્રસંગે જયણા.

અનુકંપા બુદ્ધિથી જયણા પૂર્વક દરેક કાર્ય કરવા કરાવવા કાળજી રાખું જેથી હિંસા દોષથી બચી શકાય

પ્હેલાં કહ્યા મુજબ સાધુ મહાત્માઓને વીસ વસા દયા હોય એટલે તેઓ સાપરાધી–નિરપરાધી તમામ ત્રસ, સ્થાવર જીવોને સાપેક્ષપણે કે નિરપેક્ષપણે સંકલ્પથી કે આરંભથી મન, વચન, કાયાએ કરીને હિંસા કરે નહિ, કરાવે નહિ, અને અનુમોદે નહિ, આમાંથી શ્રાવકોને માટે એમ સમજવું કે–

૧ ભોગોપભોગ વિગેરેના વ્યવહારાદિ પ્રસંગે સ્થાવરોની નિરૂપાયે (અણછૂટકે) હિંસા કરવી પડે.

૨. વાઘ વિગેરે મારવા સામા આવે એમ આવા બીજા પણ મરણાત પ્રસંગે સ્વપરના બચાવની ખાતર કદાચ સાપરાધીની હિંસા થાય

૩ મીલ, પ્રેસ વિગેરે સાધનોથી આજીવિકા ચલાવતાં આરંભ હિંસા થાય.

૪. રાજાને ત્યાં નોકરી હોય, ત્યારે લડાઇ વિગેરેમાં જતાં સાપેક્ષ હિંસા થાય શ્રાવકો આમ ચાર વિભાગે દયા

ઓછી પાલે, તેથી પ્હેલાં જણાવ્યા મુજબ શ્રાવક સવા વસા પ્રમાણુ દયા પાલી શકે સમુદ્રમાં ડૂબતાને પાટીયાનો આધાર હોય, તેની જેમ શ્રાવકે સંસાર સમુદ્રને તરવાને માટે સવા વસા પ્રમાણુ દયા રૂપી પાટીયું જરૂર જાળવી રાખવું, અને સંયમી નિર્દોષ નિર્વિકારી જીવન તરફ લક્ષ્ય રાખવું આવું વર્તન રાખવાથી પાંચમા દેશવિરતિ ગુણુસ્થાનકની મર્યાદા જળવાય, અને પરિણામે છઠ્ઠા ગુણુસ્થાનક તરફ નિર્વિઘ્ને પ્રયાણુ થઇ શકે. આ સ્થૂલ પ્રાણાતિપાત વિરમણુ વ્રતના પાંચે અતિચારો પ્હેલાં જણાવ્યા છે તે યાદ રાખીને જેમ તેથી અલગ રહેવાય, તેવી કાળજી જરૂર રાખવી. આ પ્રમાણે મેં જે બાબતોમાં જયણા રાખી છે, તે સિવાય ત્રસ જીવોની હિંસા દ્રવ્યાદિકથી ૭ છીંડી ૪ આગાર અને ૪ બોલ રાખીને અનુકૂલ ભાંગા પ્રમાણે હિંસા કરૂં નહિ, કરાવું નહિ, અને પૂર્વે જણાવેલા પાચ અતિચારોમાં જેની જેની જયણા રાખી છે, તે સિવાય પાંચ અતિચારોને ટાળવા પૂર્વક પ્હેલાં સ્થૂલ પ્રાણાતિપાત વિરમણુ વ્રતને ગ્રહું છું (સ્વીકારૂં છું, લઉં છું, અંગીકાર કરૂં છું.)

સમ્યક્ત્વ અને વ્રતોને ગ્રહણુ કરવાના અવસરે ૨૧ ભાંગા, ૭ છીંડી, ૪ આગાર, અને ૪ બોલનું સ્વરૂપ જાણવું જોઇએ તેમાં ૨૧ ભાંગાનું સ્વરૂપ ટૂંકામાં આ પ્રમાણે જાણવું. અહીં કરણુ એટલે કરવું અથવા કરાવવું એમ સમજવું અને 'યોગ' આ પદે કરીને જેમ ઘટે તેમ મન, વચન, કાયાનો યોગ લેવો.

મૂલ ભાંગાનો નંબર

(૯) એક કરણ અને એક યોગ ઉત્તર ભાંગા ૬
- ૧ મનથી કરૂં નહિ. ૪. મનથી કરાવું નહી
- ૨ વચનથી ,, ૫ વચનથી ,,
- ૩. કાયાથી ,, ૬. કાયાથી ,,

(૫) એક કરણ બે યોગ ઉત્તર ભાંગા ૬
- (૧) મન વચનથી કરૂં નહિ
- (૨) ,, કાયાથી ,,
- (૩) વચન કાયાથી ,,
- (૪) મન વચનથી કરાવું નહિ
- (૫) ,, કાયાથી ,,
- (૬) વચન કાયાથી ,,

(૪) એક કરણ ત્રણ યોગ તેના ભાંગા ૨
- (૧) મન, વચન, કાયાથી કરૂં નહિ
- (૨) ,, ,, ,, કરાવું નહિ

(૩) બે કરણ એક યોગ તેના ભાંગા ૩
- (૧) મનથી કરૂં નહિ, કરાવું નહિ
- (૨) વચનથી ,, ,,
- (૩) કાયાથી ,, ,,

(૨) બે કરણ બે યોગ તેના ભાગા ૩
- ૧. મન, વચનથી કરૂં નહિ, કરાવું નહિ
- ૨. ,, કાયાથી ,, ,,
- ૩ વચન, કાયાથી ,, ,,

(૧) બે કરણ ત્રણ યોગ ભાંગો ૧
- ૧ મન, વચન, કાયાથી કરૂં નહિ, કરાવું નહિ.

સર્વ મળી ભાંગા ૨૧ થાય—આમાંથી જે જે ભાંગા પોતાને લેવાને તથા પાળવાને અનુકૂલ હોય તેનો વિચાર તથા ટીપ કરીને સમ્યકત્વ સહિત વ્રત લઈ શકાય

૭ છીંડી (અભિયોગ–હુકમ વિગેરે અથવા કારણે આગાર)ની બીના ટૂંકામાં આ પ્રમાણે જાણવી

૧ રાજાભિયોગ–રાજા, રાજ્યાધિકારીની આજ્ઞા (હુકમ) અને દાક્ષિણ્યતાથી તથા તેમના કહેવાથી કે આગ્રહથી (જેમ કાર્તિક શેઠે ગૈરિક તાપસને ભોજન પીરસ્યું હતુ તેમ) સમ્યકત્વાદિના લીધેલા નિયમથી નિરૂપાયે વિરૂદ્ધ કરવું પડે

૨ ગણાભિયોગ–માણસોનો સમુદાય તે ગણ કહેવાય જ્ઞાતિ, પંચ મહાજનાદિ સમુદાયની હઠને લઈને નિરૂપાયે નિયમ વિરૂદ્ધ વર્ત્તન થાય

૩ વૃત્તિકાતાર–દુકાલના પ્રસંગે, તથા લાબી અટવી આદિની વિકટ મુસાફરીના પ્રસંગે આણી ઉપર નિરૂપાયે જીવન બચાવવા નિયમ વિરૂદ્ધ થાય (કરવુ પડે)

૪ ગુરૂનિગ્રહ–વિશિષ્ટ જ્ઞાની, ગીતાર્થ, સદ્ગુણી, પૂજ્યશ્રી આચાર્ય ભગવંત તથા માતા પિતા કલાચાર્યાદિ વડીલોની ખાસ કારણસર યોગ્ય સૂચના થાય, ત્યારે નિરૂપાયે નિયમ વિરૂદ્ધ થાય

૫ દેવાભિયોગ–કુલ દેવતા વિગેરેની ધમકી (હેરાનગતિ) થી નિયમ વિરૂદ્ધ કરવુ પડે. આવા આવા ખાસ કારણે નિયમ વિરૂદ્ધ વર્ત્તવાની ઇચ્છા નહિ છતાં તેમ કરવું પડે, તો તેથી વ્રતાદિને દૂષણ ન લાગે. આ મુદ્દાથી આને તથા પ્હેલાના અને પછીના રાજાભિયોગ વિગેરે અને બલાભિયોગને આગાર (છૂટ) કહ્યા છે

૬ બલાભિયોગ–કોઈ વિશિષ્ટ બલવાન પુરૂષ, બલાત્કાર કરી હુકમ કરીને (બળાવીને) નિયમ વિરૂદ્ધ કરાવે, તે બલાભિયોગ કહેવાય આવા પ્રસંગે નિયમ વિરૂદ્ધ વર્ત્તન થાય તો લીધેલા નિયમોને (સમ્યક્ત્વાદિની પ્રતિજ્ઞાને) વાંધો ન આવે. આવા ઇરાદાથી આગારનો પાઠ બોલવા પૂર્વક વ્રતાદિનો લેવા દેવાનો વ્યવહાર છે.

આ પ્રસંગે 'અન્નત્થણાભોગેણં' વિગેરે ચાર આગાર બોલાય છે, તેનો ભાવાર્થ ટૂંકામાં આ પ્રમાણે—

૧ अन्नत्थणाभोगेणं (अन्यत्र–अनाभोगेन) એટલે અનેક કાર્યની વ્યગ્રતાદિ કારણે ઉપયોગની શૂન્યતા (અભાવ) ને લઇને નિયમ વિરૂદ્ધ વર્ત્તન થઇ જાય, તો વ્રતાદિનો ભંગ (નાશ) ન થાય

૨ "सहसागारेणं" (सहसात्कारेण) એટલે અણુ ચિંતવ્યું અચાનક નિયમ વિરૂદ્ધ વર્ત્તન થાય, તો નિયમનો ભંગ થાય નહિ.

૩ " महत्तरागारेणं " (महत्तराकारेणं) એટલે વિશાલ (ઘણી) કર્મનિર્જરાના કારણભૂત વિશિષ્ટ શ્રી સંઘાદિકના નિમિત્તે સદ્‌ગુણી ગીતાર્થત્વાદિ ગુણધારક મહાસૂરિવરાદિની યોગ્ય આજ્ઞાથી નિયમ વિરૂદ્ધ કંઈ થાય, તો પણ નિયમ અખંડ રહે

૪ " सव्वसमाहिवत्तियागारेणं " એટલે ભયંકર સંનિપાતાદિ વ્યાધિ પૂર જોસમાં હોય, ત્યારે પ્રાયે બેભાન અવસ્થામાં નિયમ વિરૂદ્ધ કંઈ થાય, તોપણ લીધેલા સમ્યક્ત્વ–વ્રતાદી નિયમો અખંડ રહે

સમ્યક્ત્વના આલાવાનો અર્થ જણાવવાના પ્રસંગે 'जाव गहेणं न गहिज्जामि' વિગેરે ૪ બોલોનો અર્થ પણ જણાવી દીધો છે, એ પ્રમાણે ભાંગા, આગાર, બોલ વિગેરેની બીના સમ્યક્ત્વથી માંડીને બારે વ્રતોને અંગે સમજવી, જો કે સમ્યક્ત્વ ગુણના વર્ણનની પ્હેલાં આ બીના જણાવવાની હતી, પણ ખાસ કારણસર અહીં જણાવી છે.

## ॥ (૨) સ્થૂલ મૃષાવાદ વિરમણ વ્રત ॥

શ્રાવક બધી રીતે જૂઠું બોલવાની પ્રતિજ્ઞા કરવાને અસમર્થ હોય, જેથી વ્યવહાર દૃષ્ટિએ મોટા ગણાતા કન્યાલીક વિગેરે અસત્યનો ત્યાગ કરે. એ આ બીજા વ્રતનું રહસ્ય છે. મૃષાવાદ (જૂઠું બોલવું)ના (૧) દ્રવ્યમૃષાવાદ ૨. ભાવમૃષાવાદ એમ મુખ્ય બે ભેદ છે. તેમાં ચાલુ પ્રસંગે પુદ્ગલાદિક વિભાવ પદાર્થોને સ્વભાવરૂપે કહે તે ભાવ મૃષાવાદ કહેવાય અને કન્યાલીક વિગેરે દ્રવ્યમૃષાવાદ કહેવાય તેની જયણા સહિત બીના ટૂંકાણમાં આ પ્રમાણે—

૧ કન્યાલીક એટલે (વર) કન્યાના સંબંધમાં જૂઠું બોલાય તે. જેમકે કન્યા હોય નિર્દોષ છતાં ( આ વિષ કન્યા છે) વિગેરે કહે એમ તમામ બે પગવાળા જીવોની બાબતમાં જૂઠું બોલાય, તે અહીં ગણવું

આમાં જયણા વિગેરેની સામાન્ય (સર્વ સાધારણ) બીના આ પ્રમાણે—

૧ ભણતાં ભણાવતાં વાંચતાં બોલતાં કાનો માત્રા વિગેરે ઓછું બોલાય સોલ પ્રકારના વચનના અજાણપણાથી બોલાય, તેમાં ઉપયોગના અભાવે કઇને બદલે કઈ બોલાય, તેની જયણા.

૨ વાતચીત કરવાના પ્રસંગે વિસ્મરણ (ભૂલી જવું, વિગેરે કારણથી બોલાય, તેની જયણા.

૩ કાર્ય પ્રસંગે ગૂઢાર્થક વચન વિગેરે બોલાય, તેની જયણા

૪. કુટુંબાદિના ખાસ નિમિત્તે વિપરીત બોલાય, તેની જયણા

૨ ગવાલીક–ગાય (વિગેરે)ની બાબતમાં જૂઠું બોલાય, જેમકે ગાય હોય થોડું દૂધ દેનારી, છતાં કહે કે આ ગાય ઘણું દૂધ દે છે. એમ બધા ચોપગાં (ચાર પગવાળા ગાય વિગેરે)ની બાબતમા જૂઠુ બોલાય, એ બધું ગવાલીક કહેવાય આમાં ઉપર જણાવ્યા મુજબ પણ જયણા રાખી શકાય

૩ ભૂમિ અલીક–એટલે જમીન, ઘર, હાટ, બંગલા, હવેલી, ઝુંપડી, બાગ, વાવ, કૂવા, વાડી વિગેરે બાંધેલી જગ્યાની અને છૂટી જમીન (ખેતર વિગેરે)ની બાબતોમાં જૂઠું બોલાય તે ભૂમ્યલીક કહેવાય આમાં એમ સમજવું કે તમામ અપદ સંબધી અસત્ય તે ભૂમ્યલીક કહેવાય. ઘર હાટ વિગેરે (બીજે કહેલા સર્પાદિ)ને અપદમાં ગણેલા છે બીજાના જમીન વિગેરે હોય, ને તેને પોતાના કહે, વિગેરે ભૂમ્યલીક કહેવાય અહીં પોતાના ધંધા વિગેરેના નિમિત્તે ખાસ કારણોનો વિચાર કરી જયણા રખાય, જેમકે કોઇ એમ જયણા રાખે કે, વસ્તુના વજન ઉપર લેવાતાં હાંસલ વિગેરેમાં વિપરીત બોલાય, (લખાય) તેની જયણા સમજુ માણસે જમીન વિગેરેના ઝઘડામાં ભાગ નજ લેવો એ ઠીક છે.

૪ થાપણ મોસો–'તેં મારે ત્યાં (તારી) થાપણ ક્યાં મૂકી છે?' અથવા મૂકી નથી એમ બોલવું તે આનો હું ત્યાગ કરૂં

૫ ખોટી સાક્ષી પૂરવી—લેણદેણ (લેવા દેવાની બાબત) વિગેરેમાં જે ખરો સાક્ષી (સાહિદી) હોય, તે લાંચના લોભથી કે દ્વેષથી ખોટી સાક્ષી પૂરે, તેને ઘણું પાપ લાગે ભવ્ય જીવોએ જે સાક્ષી પૂરવાથી કોઈના જીવને નુકશાન પ્હોંચે અથવા કોઇને વ્યાપારાદિમા અસહ્ય (સહન ન કરાય તેવું) નુકશાન પ્હોંચે, તેવી ખોટી સાક્ષી પૂરવી નહિ કોઇને દેહાંત દંડ (ફાંસી) વિગેરે શિક્ષા થતી હોય તો તેવા પ્રસગે જીવને બચાવવાની ખાતર વિપરીત બોલાય, તેની જયણા લાંચ લઇને જૂઠુ બોલુ નહિ, આમાં વ્યાપારાદિ તરફ લક્ષ્ય રાખીને નિરૂપાયાદિ કારણે જયણા રાખવાનો વ્યવહાર છે. સ્વપ્નમાં ઉપર કહેલા પાચ જૂઠામાંનું કોઇ બોલાય કે વિચારાય તેની જયણા વ્યવહાર ભાષા બોલવાની જયણા ચાલુ આજીવિકાના અગત્ય કારણે (વિપરીત) બોલાય, તેની જયણા. શ્રાપ દેવો વિગેરે કઠોર ભાષા બોલવી નહિ, ન બોલાય તે તરફ લક્ષ્ય રાખવું. તેમ અસત્ય બોલવાના ક્રોધાદિ કારણો છે. તેમાંના કોઈ પણ કારણથી વિપરીત બોલાય, તથા ચાડીયા પુરૂષાદિ તરફથી થતા જુલ્મોના પ્રસંગે, અને પોતાના ધર્મ નિમિત્તે તથા કોઇનો જીવ બચાવવાના કારણે ફારફેર બોલાય, તેની જયણા. (આમાંથી અનુકૂલતાના પ્રમાણમાં વધારો ઘટાડો કરાય, આ તો એક દિશા માત્ર જણાવી છે, એમ પ્હેલાં અને આગળ પણ સમજવું.)

આ પાંચ પ્રકારની જૂઠા બોલવાની બાબતમાં ઉપર લખેલા કારણો વિના નિરપરાધી જીવોને અંગે સંકલ્પીને (ઇરાદા પૂર્વક) અસત્ય બોલું નહિ, તેમાં મારા અને પોતાના પરિવારાદિના નિમિત્તે અશક્ય પરિહારાદિને લઇને નિરૂપાયે વિપરીત બોલાય, તેની જયણા રાખું છું આ પ્રમાણે (પોતાની ધારણા પ્રમાણે) જયણા રાખી છે તે સિવાય દ્રવ્યાદિકથી છ છીંડી, ચાર આગાર, અને ચાર બોલ સહિત પ્હેલાં જણાવેલા ૨૧ ભાંગામાંના અમુક ભાંગાએ જૂઠું બોલું નહિ, અને બીજાને તેમ બોલવા પ્રેરણા કરૂં નહિ આ રીતે હું બીજા સ્થૂલ મૃષાવાદ વિરમણ વ્રતને અંગીકાર કરૂં છું.

## ॥ શ્રાવકોએ આ વ્રતના નીચે જણાવેલા પાંચ અતિચારોને જાણીને યાદ રાખવા, અને ચાલુ વ્રતમાં ન લાગે તેમ પ્રવૃત્તિ કરવી. ॥

૧ સહસાત્કાર ભાષણ—પ્રમાદ વડે બીજાને ( સાંભળનારને ) પીડા ભોગવવી પડે તેવાં વચન બોલવાં નહિ, કારણ કે બોલે તો અતિચાર ( લીધેલા વ્રતમાં દોષ ) લાગે, આમાં દંતકથાની વાત વિગેરે બોલાય, તેની જયણા

૨ રહસ્ય ભાષણ—વિચાર કર્યા વગર સામાની ઉપર જૂઠું આળ ચઢાવવું અથવા અછતા દોષનું આરોપણ કરવું, જેમ કોઇને કહેવું કે તું ચોર છે વિગેરે આ બાબતમાં બીજા ગ્રંથોમાં એમ પણ કહ્યું છે કે કોઇને ખોટું આળ ચઢાવવું અથવા ગુપ્ત રાખવા જેવી બીના ઉઘાડી પાડવી આમ જાણી જોઇને ન થાય. અજાણતાં કરે તો અતિચાર લાગે. આમાં

ખ્હેલાં છાની હોય ને પછી ખુલ્લી પડી હોય તે સ્વદારા મંત્રભેદ કહેવાય, તેની જયણા

૩ આપણા વિશ્વાસે રહેલા સ્ત્રી આદિની ખાનગી બીના જાહેર કરવી નહિ કારણ કે તેમ કરતાં લજ્જાથી તેઓનું આઘાતાદિ થવા પૂર્વક મરણ થવા સંભવ છે. આ મુદ્દાથી તેવું જાહેર કરનારને અતિચાર લાગે આમાં જે હયાત ન હોય તેની વાત થાય, તેમાં જયણા

૪ મૃષોપદેશ—નકામો પાપકર્મનો ઉપદેશ કરાય નહિ, ખોટી સલાહ આપવી નહિ, તેમ અજાણતાં થાય તો અતિચાર લાગે

૫ કૂટ લેખ—ખોટા લેખ લખવા નહિ, ખોટી છાપ મારવી નહિ, બનાવટી દસ્તાવેજ કરવા નહિ, ખોટી સહી કરવી નહિ કારણ કે તેમ કરે તો અતિચાર લાગે

અહીં જયણા એ છે કે કોઈ પણ યાદીમાં, ચીઠ્ઠી, નકલ, શેરા, તુમાર, અરજી, હિસાબ વિગેરેમાં હસ્ત દોષથી ફેરફાર લખાય, તેમજ ભૂલથી લખાય, તેને છેકીને સુધારવું વિગેરેમાં જયણા. આ પ્રમાણે જયણા રાખુ છું અને તે પ્રમાણે અતિચારોથી અલગ રહેવા પ્રયત્ન કરૂં ઉપર જણાવેલી બીનામાંથી વ્રત લેનારે ટીપ કરતી વખતે પોતાના વ્યાપારાદિ સાધનો તરફ લક્ષ્ય રાખીને વધારો ઘટાડો કરવો. ટૂંકામાં માત્ર દિશા જણાવી છે. શ્રાવકોએ આ વ્રતની નિર્મલ આરાધના કરનારા પુણ્યશાલી જીવોને વંદના કરવી, અને તેમની બહુમાન, અનુમોદના, સત્કારાદિ ભક્તિ કરવી.

## ॥ (૩) સ્થૂલ અદત્તાદાન વિરમણ વ્રત ॥

દુનિયામાં માલીકીવાળા જે સચિત્તાદિ સ્થૂલ (મોટા) પદાર્થો છે, તેને માલીકે દીધા ન હોય, તો તે અદત્ત કહેવાય તેવા પદાર્થોને 'હું માલીકની રજા સિવાય ગ્રહણ ન કરૂં' આવો જે નિયમ કરવો, તે ત્રીજું સ્થૂલ અદત્તાદાન વિરમણ વ્રત કહેવાય સામાન્યથી અદત્તાદાનના ચાર ભેદ છે. ૧ સ્વામી અદત્ત, ૨ જીવ અદત્ત, ૩. તીર્થંકર અદત્ત, ૪. ગુરૂ અદત્ત તેમાં

૧ સ્વામી અદત્ત–માલીકની રજા લીધા વિના જે ફૂલ વિગેરે લેવાય, તે સ્વામી અદત્ત કહેવાય.

૨. જીવ અદત્ત—સચિત્ત ફૂલ વિગેરેને તોડવામાં આવે, છેદન, ભેદન કરાય તે જીવ અદત્ત કહેવાય. કારણ કે તે ફૂલ વિગેરેના જીવોએ તોડનાર, છેદન-ભેદન કરનારાને પોતાના પ્રાણ સોંપ્યા નથી, અથવા 'તમે અમને છેદો' એમ પણ કહ્યું નથી

૩ તીર્થંકર અદત્ત—પ્રભુદેવની આજ્ઞા વિરૂદ્ધ કોઇ કાર્ય કરીએ તે, જેમ 'શ્રાવકોએ અનંતકાય વિગેરે ન ખાવા' એમ પ્રભુએ કહ્યું છે છતાં ખાય વિગેરે, તે તીર્થંકર અદત્ત કહેવાય છે.

૪ ગુરૂ અદત્ત—ગુરૂના આપ્યા વિના ખાવું, પીવું, લેવું, દેવું વિગેરે ક્રિયા કરે, તે ગુરૂ અદત્ત કહેવાય. જેમ–શ્રાવક ગુરૂએ નહિ દીધેલ નોકારવાલી વિગેરે પદાર્થો લ્યે વિગેરે.

અહીં સ્વામી અદત્તને અંગે મુખ્ય બીના છે એમ સમજવું. બીજાના દ્રવ્યાદિ પદાર્થો ઘણી જાતના હોય છે દાખલા તરીકે ૧ થાપણ તરીકે મૂકેલા દ્રવ્ય વિગેરે, ૨ દાટેલું, ૩.

જમીન ઉપર પડી ગયેલું, ૪ ભૂલાઈ ગએલું, ૫ જેનો માલીક હયાત નથી, તેવા દ્રવ્યાદિ વિગેરે ચોરી કરવાના ઈરાદા-પૂર્વક ખાતર પાડીને કે ધાડ પાડીને પોટલી આદિની ગાંઠ છોડીને, તાળું ભાંગીને બીજાના દ્રવ્ય વિગેરેની ચોરી કરૂં નહિ, કરાવું નહિ જેથી લોકમાં 'આ ચોર છે' એમ કહે-વાય, તેવી ચોરીને કરૂં નહિ દાણ ચોરી, ખાતર પાડવું, ખિસ્સા કાતરવાં, કોઇની ગાઠ છોડવી, તાળું તોડવું, લૂટ કરવી ભોંય પડેલી ચીજ ચોરી કરવાની બુદ્ધિએ લેવી રાજ્ય-દંડનો ગૂનો લાગુ થાય તેવી ચોરી, થાપણ મૂકી હોય તે ઓળવવી, વિગેરે મોટા અદત્તાદાનને કરૂ નહિ, કરાવું નહિ

## ॥ આ વ્રતમાં જયણાની બીના આ પ્રમાણે ॥

૧–જેને માટે લેવામાં બહુ મનાઇ ન હોય, તેવા માલીકી વિનાના ઘાસ વિગેરે લેવાઇ જાય, તેની જયણા

૨–નિદ્રા (ઉંઘ)માં સ્વપ્નમાં તેવું લેવાય તેની જયણા.

૩–પુત્રાદિ પરિવારની ઘરમાં રહેલી ચીજ તથા કોઇએ મને અમુક ચીજ આપી હોય, ને તે ઘરમા મૂકી હોય, તે પૂછ્યા વિના લેવાય, તેની જયણા

૪–સગાં સબધી વિગેરે ઓળખીતા વિગેરેના ઘેર દુકાન, ઓફીસ આદિ સ્થલે જવાના પ્રસગે પૂછ્યા વિના કોઇ ચીજ લેવાય તથા વપરાય, તેની જયણા.

૫–મુસાફરીના પ્રસગે પરદેશમાં સાથેના માણસોને પૂછ્યા વિના કોઇ ચીજ લેવાય, વપરાય, તથા જેને ત્યાં ઉતર્યો હોઉં, ત્યાંની કંઇ ચીજ પૂછ્યા વિના લેવાય, વપરાય, તેની જયણા.

૬–કોઈ મરણ પામ્યું હોય, તેના દાગીના વિગેરે–સગાઇ આદિને લઈને કાઢવા, લેવા, તેની વ્યવસ્થા કરવી; આની જયણા.

૭–શ્રાવકોએ શરૂઆતમાં એવી પદ્ધતિ રાખવી સારી છે કે પોતાને માટે પારકી ચીજ માલીકને પૂછીને લેવી (તે આપે તો લ્યે, નહિ તો પાછી આપે) અને કદાચ પૂછયા વિના લીધી હોય તો તે વપરાઇ ન હોય, ત્યાં સુધી પાછી દેવી અને વપરાઇ હોય તો માલીકનું મન માને તેમ (કીંમત દેવી વિગેરે ઉપાયથી) સંતોષ પમાડવો

૮–રાજ્યના કર, હાંસલ, ઇન્કમટેક્ષ, પોસ્ટેજ, રેલ્વે ટીકીટ આદિની બાબતમાં વિચાર કરીને જરૂરી જયણા રખાય.

૯–પોતાની માલીકીનાં જે ઘર વિગેરે છે, તેમાંથી નિધાન વિગેરે નીકળે તેનો માલીક પોતે ગણાય આ મુંડી 'પાંચમા પરિગ્રહ વિરમણ' વ્રતમાં રાખેલા નિયમથી વધારે થાય તો શુભ માર્ગે વાપરૂં.

૧૦–મારે ત્યાં કોઇએ સ્થાવર–જંગમ મિલ્કત અનામત મૂકી હોય, તે તેની હયાતિમાં તેને અને મૂકનારનું કદાચ મરણ થાય તો તેના વાલી વારસદારને તે પાછી સોંપી દઉં

૧૧–મારા ઘરમાં કે મઝીયારાના ઘર વિગેરેની બાબતમાં તાળું ઉઘાડીને કે બીજી રીતે કાંઇ લેવાય, તેની જયણા.

૧૨–પોતે મેળવેલા કે કમાએલા પદાર્થો વિગેરે જૂદા રાખું, તેની જયણા

૧૩–કોઈની કાંઇ પણ વસ્તુ જમીન વિગેરે સ્થળે પડી ગઇ હોય, તે બાબતમાં મારા જાણ્યામાં આવે કે તે વસ્તુ

અમુકની હશે, તો તે (માલીક)ને આપવાની જયણા. તેવા પદાર્થોને મારી પોતાની માલીકી તરીકે ઘરમાં રખાય (રાખુ) નહિ

( વ્રત લેનારે પોતાનાં આજીવિકાનાં સાધનોની તરફ લક્ષ્ય રાખીને ઉપર જણાવેલા સ્થલોમાંથી વધારો ઘટાડો કરવો. આ તો એક દીશા માત્ર બતાવી છે ) આ પ્રમાણેની ધારણાએ જયણા (આગાર) રાખું છું તે સિવાય ઉપર લખ્યા પ્રમાણે દ્રવ્યાદિકથી છ છીંડી, ૪ આગાર અને ચાર બોલે કરીને (૨૧ ભાંગામાંના) નક્કી ભરેલા ભાંગાઓથી સ્થૂલ અદત્તાદાન વિરમણ વ્રતને અંગીકાર કરૂં છું

## ॥ આ વ્રતના નીચે જણાવેલા પાંચ અતીચારો સમજીને તેનાથી અલગ રહેવા પૂરેપૂરી કાળજી રાખવી ॥

૧ સ્તેનાહૃત નામનો અતિચાર–ચોર વિગેરે ચોરાચેલા પદાર્થો આપે તે ( ઓછી કીંમત વિગેરે લોભથી ) લેવા, આમાં અજાણતાં લેવાઇ જાય, તેની જયણા

૨ પ્રયોગ નામનો અતિચાર–ચોરને ચોરીના ધધામાં ઉત્તેજન, મદદ, શસ્ત્રાદિ અધિકરણ આપે, તેમ ન કરવુ. કરે તો અતિચાર લાગે આમાં સામાને ચોરી કરવાની આદત છોડાવવા કે અનુકંપાથી કઇ દેવું પડે, તેની જયણા.

૩ તત્પ્રતિરૂપ નામનો અતિચાર–વેચવાના પદાર્થોમાં તેના જેવા હલકા પદાર્થો ભેળવવા તે આમાં ઘરની ચીજ વેચવાના પ્રસંગે તેમ કરાય, તેની જયણા.

૪ વિરૂદ્ધગમન અતિચાર–દેશ, નગર, ગામના રાજાએ

જે વ્યાપારાદિને કરવાનો નિષેધ કર્યો હોય, તેવા વ્યાપાર વિગેરેનું કરવું, આમાં તેમ કરનારની 'હું વ્યાપાર કરૂં છું, ચોરી કરતો નથી' આ વિચારથી આને અતિચાર કહેવાય. આવા રાજાની આજ્ઞાથી વિરૂદ્ધ શત્રુ રાજાના રાજ્યમા જઈને જે જે વ્યાપારાદિ કરાય તે, આ ચોથા અતિચારમાં ગણાય. આમાં અજાણતાં એમ થાય, તેની જયણા

૫ **કૂટતોલમાપ** નામનો અતિચાર-તોલ અને માપના કાટલા, ગજ, ફૂટ વિગેરે ખોટા, હલકા, ભારે રાખે, જેમ લેવામાં પચ પુષ્કરિયો (સવાશેર) અને દેવામાં ત્રિપુષ્કરિયો (પોણો શેર) રાખે

આમાં ઘરકાર્યના પ્રસગે છાપેલા કાટલા વિગેરે ન હોય, તો ઘરના કાટલા વિગેરેથી વસ્તુ જોખીને, માપીને લેવા દેવાની જયણા

આવી જયણા રાખીને પાંચે અતિચારોને ટાળવા યથા-શક્તિ કાળજી રાખું આ વ્રતને પાલવાથી નાગદત્તને ફાંસીની વિડંબના ટળી ગઈ રાજા તરફથી બહુ માન મળ્યું, પરિણામે તે સંયમ સાધીને મહર્દ્ધિક દેવ થયો.

## (૪) ચોથું સ્થૂલ (દેશ થકી) મૈથુન વિરમણ વ્રત ॥

### (સ્વદારા સતોષ-પરસ્ત્રીગમન વિરમણવ્રત)

અમુક અશે મૈથુનનો ત્યાગ કરવો તે સ્થૂલ મૈથુન વિરમણવ્રત કહેવાય શ્રાવકોએ સર્વથા (પૂરેપૂરૂં-જેમાં સ્વસ્ત્રી સેવનનો પણ ત્યાગ હોય તેવું) બ્રહ્મચર્ય પાલવું, એ સર્વોત્તમ માર્ગ છે અને તેમ કરવાને અશક્ત હોય તો દેશથી આ

વ્રતને ગ્રહણ કરવું એટલે "સ્વદારા સંતોષ અને પરસ્ત્રીગમન વિરમણ" આવા નિયમને જરૂર અંગીકાર કરવો જોઇએ. શ્રીનેમિનાથ, જંબૂસ્વામીજી, વિજયશેઠ, વિજયારાણીના દૃષ્ટાંતો જેમ જેમ હૃદયમાં ઉતારીએ, તેમ તેમ શીલમાર્ગ તરફ પ્રગતિ વધતી જાય છે, એ જરૂર યાદ રાખવું અપવિત્ર પદાર્થોથી ભરેલા સ્ત્રીના દેહમા જેમ જેમ આસક્તિભાવ ઘટે, તેમ તેમ પવિત્ર મુક્તિ રૂપી સ્ત્રી તેવા શીલધારી ભવ્ય જીવોને ચાહે એમાં નવાઇ શી? બ્રહ્મચર્ય એ મહા પ્રભાવશાલી છે. પરમ મંગલિક, અને આ ભવમાં અને પરભવમાં વિશિષ્ટ શાંતિ, કાંતિ, બુદ્ધિ, દીર્ઘાયુષ્ય, સંસ્થાન, સંઘયણ, મહા પરાક્રમ, યશઃકીર્તિ અને છેવટ મુક્તિને શીઘ્ર આપે છે. ઇંદ્ર મહારાજા સિંહાસન ઉપર બેસતી વખતે 'नमो नमो बंभवयधारीणं " એમ બોલે છે આવી ભાવના ભાવીને આસન્નસિદ્ધિક ભવ્ય જીવોએ નીચે જણાવેલી બીના યાદ રાખીને આ વ્રતને સાધવા જરૂર ઉદ્યમશીલ થવું જોઇએ કારણકે આવી સાધના કરવાનો સંપૂર્ણ યોગ–અવસર અહીંજ મળે છે

૧—આ વ્રત સર્વથી અને દેશથી એમ બે રીતે લઇ શકાય.

જેમણે ભોગાવલી કર્મોની ઉપર કાબૂ મેળવ્યો છે, તેઓ સંપૂર્ણોલ્લાસથી સર્વથી આ વ્રત લઇને પાલે છે. પાલવાના નિયમો આ પ્રમાણે—

૧—સૂવાના (બેસવાના) સ્થાનમાં (તે ટાઇમે) સ્ત્રીઓને આવવા જવાનો નિષેધ કરવો

૨—સ્વસ્ત્રીની સાથે જરૂરી વાતચિતના પ્રસંગે નીચું

જોઈને અરૂચિ ભાવે ખપ પૂરતું બોલવું ૩–દીકરી વિગેરેની સાથે પણ વાતચીત જરૂરી કરે. ૪–ભલેને પોતાની દીકરી થતી હોય, તો પણ ઘરમાં જે સ્થલે તે એકલી હોય, ત્યાં જવું નહિ. સરીયામ રસ્તા ઉપર પુત્રી વિગેરેની સાથે પણ વાતચીત થાય નહિ. ૫–શ્રી સ્થૂલિભદ્રાદિ મુનિવરોના અને વિજયશેઠ વિજયા રાણીના ચરિત્રોની બીના વારંવાર યાદ કરવી, બીજાને કહેવી. ૬–પ્રમાણોપેત સાદો સાત્વિક આહાર લેવો. ૭–રસ્તામાં ચાલતાં નીચી નજર રાખવી. ૮–જરૂરી કારણ વિના રાતે બહાર જવું નહિ. ૯–શૃંગારરસને પોષનારી બુકો વાંચવી નહિ, અને તેવી બીના સાંભળવી પણ નહિ. ૧૦–નાટક, સીનેમા વિગેરે જોવાં નહિ. ૧૧–જ્યાં સ્ત્રી બેઠી હોય, ત્યાં ૪૮ મિનીટ સુધી બેસવું નહિ. ૧૨–ઠઠ્ઠામશ્કરી કરવી નહિ. ૧૩–સદાચારી, શીલવંત પુરૂષોનો વારંવાર પરિચય કરવો. ૧૪–વ્યાખ્યાનવાણી સાંભળવી. ૧૫–જ્યાં પાડોશી સારા હોય તેવા સ્થલે વાસ કરવો (રહેવું). કારણ વિના વિગઈ વાપરવી નહિ. વાપરવાની જરૂર જણાય તો રીતસર માપમાં (ખપ પૂરતી) વાપરવી. ૧૬–યથાશક્તિ તપશ્ચર્યા કરવી. ૧૭ પહેલાંની ભોગ વાર્તા સંભારવી નહિ ૧૮–વિકારને વધારનારા રીંગણા વિગેરે પદાર્થો વાપરવા નહિ ૧૯–સ્ત્રીઓને વસ્તુ લેવા દેવામાં પોતે હાથોહાથ આપવી નહિ, લેવી નહિ. ૨૦–મન, વચન, કાયાની પ્રવૃત્તિ નિયમિતપણે કાળજી રાખીને રાખવી. આ બીના વિસ્તારથી અવસરે કહીશું. ઉપરના નિયમો પ્રમાણે વર્તનારા શ્રાવકો આનંદથી સંપૂર્ણ શીલની સાધના કરી શકે છે. આમાં શીલવંતી શ્રાવિકાઓના અંગે પણ સ્ત્રી

ષીને અંગે સમજવાની નથી. પણ પરસ્ત્રીગમન વિરમણવાલાને અંગે જણાવી છે કારણ કે સ્વદારા સંતોષીને 'પોતાની સ્ત્રી સિવાયની તમામ સ્ત્રીઓ પરસ્ત્રી છે' એમ માનવાનું હોય છે. વળી 'સ્વદારા' અહીં દારા એટલે સ્રી શબ્દનું કથન એ સંક્ષેપથી (ટૂંકામાં, ઉપલક્ષણથી) કર્યું છે. તેનો સ્પષ્ટ (સ્હેલો) અર્થ એ છે કે, આ ઉત્તમ વ્રતને ગ્રહણ કરવાની ઇચ્છાવાલી શ્રાવિકાઓએ પણ સ્વ (પોતાના) પતિ સિવાય બીજા સર્વ પુરૂષોનો ત્યાગ કરવો, એટલે નાનાને દીકરાની જેવા અને સરખી ઉમરવાલાને ભાઇ જેવા તેમજ મોટી ઉમરવાળાને પિતાની જેવા ગણવા તેમજ એ પણ વારંવાર યાદ કરવું કે,- (૧) પ્રભુ મલ્લિનાથે પોતાની પુતળી બનાવીને ઉપરનું ઢાંકણું ઉઘાડીને દરરોજ અનાજનો કોળીયો અંદર નાંખીને આ દૃષ્ટાંતે અનુરાગી મિત્રોને અશુચિમય આ સ્રીના શરીરનો પરિચય કરાવીને નિર્મલ શીલમય સંયમ સાધવાને તૈયાર કર્યા. (૨) રાજીમતીએ શીલધર્મમાં મજબૂત રહીને રથનેમિને સંયમમાં સ્થિર કર્યો (૩) રાવણના કષ્ટોને સહન કરીને પણ સીતાએ શીલ ટકાવ્યું (૪) કંદર્પ રાજાના જુલ્મોને સહન કરીને પણ મલયાસુંદરીએ શીલ ટકાવ્યું. એમ વિચારીને ભવ્ય જીવોએ શીલને ટકાવવુંજ જોઇએ.

આ પ્રસંગે યાદ રાખવું કે દ્રવ્ય મૈથુન વિરમણ વ્રતનું સ્વરૂપ જણાવતી વેળાએ પૂજ્ય પૂર્વાચાર્ય ભગવંતોએ અપેક્ષાએ દ્રવ્ય મૈથુનના બે ભેદ આ પ્રમાણે જણાવ્યા છે. ૧. ઔદારિક દેહધારી મનુષ્ય સ્ત્રી અને તિર્યંચની સ્ત્રી સાથેની મૈથુન ક્રિયાનો

કાયાથી ત્યાગ ૨. વૈક્રિય શરીરધારી દેવાંગના, વિદ્યાધરી ( વિદ્યાના બલે વૈક્રિય શરીરને બનાવે તેવી)ના મૈથુનનો ત્યાગ

આ વ્રતનો નિયમ લેતી વખતે શ્રાવકની ભાવના એ હોય છે કે-' કોઇ પણ સ્ત્રીની સાથે કાયાથી મૈથુન સેવું નહિ એટલે ( દુવિહં તિવિહેણં ) વિગેરે અનુકૂલ ભાંગાની બીના ધ્યાનમાં લઇને, છ છીંડી, ચાર આગાર, ચાર બોલ રાખીને ( ૧ ) સ્વસ્ત્રી અને પરસ્ત્રીના મૈથુનનો કાયાથી ત્યાગ કરૂં છું ( ૨ ) સ્વદારા સંતોષ પરસ્ત્રીગમન વિરમણ વ્રતને ગ્રહણ કરૂં છુ

## ।। આમાં જયણાની બીના આ પ્રમાણે જાણવી ।।

૧ ઉપરની બીના નિદ્રા ( સ્વપ્ન )માં બને તથા સ્હેજ સ્પર્શ થાય તેની જયણું.

૨ એકબીજાને વ્યવહારાદિના કાર્ય પ્રસંગે સદ્બુદ્ધિએ સંઘટ્ટ, સ્પર્શ વિગેરે થાય તેની જયણા

૩ ઇરાદાપૂર્વક અપશબ્દ વિગેરે બોલું નહિ, ઉપયોગ ન હોય ત્યારે બોલાય તેની જયણા

## ।। આ વ્રતના પાંચ અતીચારો અને તેને લગતી જયણાની બીના આ પ્રમાણે ।।

૧. અપરિગૃહીતાગમન નામનો અતિચાર-જેને કોઇએ ગ્રહણ કરી ન હોય એવી વેશ્યા સ્ત્રી અને કુંવારી, અથવા જેનો પતિ પરદેશ ગયો હોય એવી વ્યભિચારિણી સ્ત્રીની સાથે ગમન કરાય નહિ કારણ કે પરસ્ત્રીગમન વિરમણ-વાળાએ સમજવું જોઇએ કે એ પણ પરસ્ત્રીજ કહેવાય. આવી સમજણના અભાવે પ્રવૃત્તિ કરતાં અતિચાર લાગે.

૨ ઇત્વર પરિગૃહીતા ગમન નામનો અતિચાર–પ્રત્યેક પુરૂષ પાસે જનારી વેશ્યાને કોઈએ અમુક કાળને માટે પોતાની ( સ્ત્રી ) કરી રાખી હોય તેનું ગ્રહણ કરવું તે આ બીજા અતિચારનો અર્થ છે અથવા કાંઈ મૂલ્ય કરાવીને અમુક કાળ સુધી પોતાની સ્ત્રી તરીકે સ્વીકારવી તે આ બીજા અતિચારનો અર્થ છે 'પરસ્ત્રીગમન વિરમણ' રૂપ નિયમ-વાળા જીવો ઉપર જણાવેલી સ્ત્રીની બાબતમાં એમ વિચારે કે, "મારે તો પરસ્ત્રીનો માત્ર ત્યાગ છે, અને આ તો અમુક કાળ સુધી મારી સ્ત્રી થએલી છે, તેથી આમ કરવામાં વ્રતને અડચણ નથી' આવા ઇરાદાથી પ્રવૃત્તિ કરે તો અતિ-ચાર લાગે પણ ખરી બીના એ છે કે પ્હેલાં થોડા કાળ સુધી પણ બીજાની સ્ત્રી થયેલી હોવાથી તે પણ પરસ્ત્રી જ ( બીજાની સ્ત્રી છે એમજ ) ગણાય

પરસ્ત્રીગમનના નિયમવાળા જીવોને અંગે આ બે અતિ-ચાર તરીકે સમજવા અને સ્વદારા સંતોષી જીવોને તો ઉપર પ્રમાણે થઈ શકેજ નહિ કારણ કે તેમ કરવાથી અનાચારજ કહેવાય. અને તેવું કરે તો વ્રત રહેજ ક્યાંથી? અર્થાત્ નજ રહે

૩ અનંગ ક્રીડા નામનો અતિચાર–કામ પ્રધાન ક્રીડા એટલે વિષયવાસનાને વધારેનારી કાયિક ( શરીરની ) ચેષ્ટા, (પરસ્ત્રીને) આલિંગન, ચુંબન વિગેરે અથવા કામને ઉત્તેજન દેનારા આસન વિગેરે કરવા શ્રાવકોએ તેમ કરવું નહિ. કરે તો અતિચાર લાગે

૪. પરવિવાહ કરણ નામનો અતિચાર–કન્યાદાનના ફળની ઇચ્છા વિગેરે કારણથી, બીજાની સંતતિનો વિવાહ કરાવે તે. આમાં પોતાના પરિવારને અંગે જરૂરી જયણા રાખવી હોય તો રાખે પણ ખરી વાત એ છે કે, સમજુ શ્રાવકે પોતાના પરિવારની બાબતમાં પણ નિયમિત ધારણા રાખવી જોઇએ કૃષ્ણ મહારાજા અને પ્રભુશ્રી મહાવીરદેવના મામા પરમ શ્રાવક ચેડા રાજાને એવો નિયમ હતો કે પોતાની સંતતિના વિવાહના કાર્યમાં પોતે ભાગ ન લે

૫ તીવ્ર અનુરાગ–શ્રાવકે ભોગતૃષ્ણા તરફ રાગદૃષ્ટિ, તીવ્ર લાગણી ન રાખવી જોઇએ કારણ કે પરિણામે વ્રતની મર્યાદા ટકતી નથી તેમ કરે તો અતિચાર લાગે ખરૂં ડહાપણ તો એમાંજ ગણાય કે પવિત્ર શ્રી જિનધર્મની આરાધનામાં તેવી લાગણી રાખવી હું સંપૂર્ણ શીલની આરાધના કરનારા મુનિવરાદિ ભવ્ય જીવોને નમસ્કાર કરૂં છુ એમ નિરંતર વિચાર કરવો

શ્રાવકે ઉપરની બીના ધ્યાનમાં લઇને નિર્ભય શીલ ધર્મની નિર્દોષ આરાધના કરવા ઉજમાલ થવુ ॥

## ॥ (૫) સ્થૂલ પરિગ્રહ પરિમાણ વ્રત ॥

દેશથી અથવા અમુક અંશે (સ્થૂલ દૃષ્ટિએ) પરિગ્રહનું પરિમાણ કરીએ તે સ્થૂલ પરિગ્રહ પરિમાણ વ્રત કહેવાય.

પ્રશ્ન—પરિગ્રહ એટલે શું ?

ઉત્તર—મોહની (મોહની અસંતોષ વૃત્તિની) પરવશતાને લઈ જીવો જુદી જુદી જાતના પદાર્થો એકઠા કરે (સંઘરે) તે

પરિગ્રહ કહેવાય આમાં બે પ્રકારના પરિગ્રહની બીના આવી એમ સમજવું. એટલે ધન ધાન્યાદિ પદાર્થોની ઉપર જે મમતા રાખવી, તે ભાવ ( અભ્યંતર ) પરિગ્રહ કહેવાય. આના (૧) મિથ્યાત્વ (૨ થી ૫) ક્રોધાદિ ચાર કષાય (૬ થી ૧૪) હાસ્યાદિ નવ નોકષાય. એમ ૧૪ ભેદ છે. અને ધન, ધાન્ય, ખેતર, વાસ્તુ, રૂપુ, સોનું, કુપ્ય, દ્વિપદ ચતુષ્પદ એમ મુખ્યતાએ નવ પ્રકારના પદાર્થોને સંઘરવા તે દ્રવ્ય (બાહ્ય) પરિગ્રહ કહેવાય છે. તેનો ત્યાગ કરવો તે દ્રવ્ય પરિગ્રહ વિરમણ વ્રત કહેવાય

પ્રશ્ન–આ વ્રતને અંગીકાર કરવાનું કારણ શું ?

ઉત્તર––જ્યોતિ.શાસ્ત્રમાં ચંદ્ર વિગેરે નવે ગ્રહ કહેવાય, ત્યારે ઉપર જણાવેલા મમતાદિને પરિગ્રહ તરીકે ઓળખાવ્યા તેમાં રહસ્ય અને મુદ્દો એ રહેલો છે કે પરિગ્રહ એ પ્રબલ દુઃખ આપે છે માટે તેનું પરિમાણ–મર્યાદા કરવી જોઇએ. આવું સમજીને રાજા સંપ્રતિ તથા રાજર્ષિ કુમારપાલ વિગેરે ઘણા ભવ્ય જીવોએ શ્રાવક ધર્મને વિધિપૂર્વક ગ્રહણ કરતી વેળાએ ધનાદિ પરિગ્રહનું પરિમાણ કર્યું હતું. એટલે ધન વિગેરે પદાર્થો અમુક પ્રમાણમાં રાખવા એવો નિયમ કર્યો હતો. બીજી રીતે એમ પણ સમજવું કે પ્રમાણ ઉપરાંતના દ્વીપદ=દાસી વિગેરે, ચતુષ્પદ=પશુ વિગેરે અને વસ્ત્રાદિ અચિત્ત પદાર્થોનો નિયમ બાંધવો, એ પાંચમા અણુવ્રતનું તત્ત્વ છે યાદ રાખવું જોઇએ કે સમુદ્રમાં રહેલા વ્હાણમાં જેમ જેમ બોજો વધે, તેમ તેમ ડૂબતું જાય, એમ વધારે પરિગ્રહને લઇને જીવને સંસાર સમુદ્રમાં ડૂબવું પડે છે.

જેથી સંસારના તીવ્ર દુઃખોને નાશ કરનારૂં આ વ્રત છે આ વ્રતને અંગીકાર કરવાથી અવિરતિ ભાવે બંધ થતો નથી, સંતોષમય જીવન બને છે, તથા ધાર્મિક સાધના નિરાંતે શાંતિથી થાય છે મરણ વખતે સમાધિ જળવાય છે સદ્‌ગતિના સુખો મળે, અને આત્મા નિર્મલ બને આ બાબતમાં વિદ્યાપતિ શેઠની બીના જાણવા જેવી છે તેમણે આ વ્રતના પ્રભાવે જતી લક્ષ્મીને સ્થિર કરી, ધર્મમય જીવન ગુજારતાં રાજ્ય ઋદ્ધિ પામ્યા ત્યાં નિયમ ઉપરાંતની લક્ષ્મી જિનાલયાદિ કાર્યોમાં વાપરી છેવટે પુત્રને રાજ્ય ભળાવીને સંયમ સાધીને દેવતાઇ સુખો પામ્યા, અને પાંચમે ભવે સિદ્ધ થયા. એમ પેથડનું દૃષ્ટાંત પણ યાદ રાખવું તેણે આ નિયમને લઇને સાતે ક્ષેત્રોમાં અનર્ગલ લક્ષ્મી વાપરીને, ભર જુવાન વયમાં શીલ વ્રતને સાધીને મનુષ્ય ભવ સફળ કર્યો (ઉપદેશ પ્રા૦ ભા૦ ૩, પા ૧૯૨, અહીંથી વિસ્તાર જાણવો )

પ્રશ્ન—આ વ્રત ન લઇએ તો ગેરલાભ શો ?

ઉ૦—જેમ જેમ પરિગ્રહ વધે, તેમ તેમ તૃષ્ણા વધે, તેથી મહા આરંભાદિ કાર્યો કરાય છે, તેથી નરકાદિની વિડંબનાઓ અનિચ્છાએ પણ ભોગવવી પડે છે આ બાબતમાં દૃષ્ટાંત એ કે–મમ્મણ શેઠ ધનાદિની મમતા કરવાથી અને સગર રાજા પુત્રોના મોહથી, કુચિકર્ણ ગાયોના ધણની મમતાથી, તિલક શેઠ ધાન્યની મમતાથી, નંદ રાજા સુવર્ણની નવ ટેકરીઓ છતા તીવ્ર મમતાથી નરકાદિ દુર્ગતિનાં દુઃખો પામ્યા.

## ॥ પરિગ્રહનું પરિમાણ આ રીતે થઈ શકે ॥

૧. ધનના—(૧) ગણિમ (૨) ધરિમ (૩) મેય (૪) પારિછેદ્ય આવા ચાર ભેદ છે તેમાં (૧) ગણિમ એટલે જે ગણીને અપાય લેવાય તે જાયફલ વિગેરે (૨) ધરિમ એટલે જોખીને અપાય લેવાય તે કેશર–ગોળ વિગેરે. (૩) મેય એટલે માપથી અપાય લેવાય તે દૂધ, ઘી વિગેરે. (૪) પારિછેદ્ય એટલે છેદીને અથવા પરીક્ષા કરીને વેચાય તે વસ્ત્ર–રત્ન વિગેરે

શ્રાવકે ગણિમનો વ્યાપાર હોય તો તેનો વિચાર કરીને અનુકૂલતા પ્રમાણે નિયમ કરવો. પોતાના ઘર ( વિગેરે )ના કાર્ય પ્રસંગે વિગતવાર નિયમ કરે તે આ પ્રમાણે–રોકડ નાણું, ડીપોઝીટ, નોટ, શર, મ્હોર વિગેરે અમુક પ્રમાણમાં રાખું. જેમકે ૨૦ હજાર વિગેરેના પ્રમાણ સુધી રાખું વિગેરે આથી વધારે રાખું નહિ. આમાં પોતાના છોકરા વિગેરેની કમાણી ગણાય કે નહિ ? તેનો વિચાર કરીને તે રકમને ઉપરની ( ૨૦ હજાર વિગેરે જે નિયમમાં રાખી હોય તે ) રકમમાં ગણવી કે નહિ તે બાબતનો અહીં નિર્ણય કરી લખવો. તેમજ ગણિમ ધનની લેવડદેવડ દર માસે (કે વરસે) અમુક પ્રમાણ કરૂં. અહીં પ્રમાણ (રૂ. ૫૦૦ વિગેરે સુધી) લખવું. આથી વધે તો વેચી નાખવું વિગેરે ઉપાય કરે. તેમજ સાંસારિક કાર્યોમાં (પોતાના પુત્રાદિના તથા સગાં સ્નેહીના લગ્નાદિ પ્રસંગે) ઉપર જણાવેલી રકમ કરતાં વધારે આપ લે કરવામાં જયણા રાખવાની જરૂરીયાત જણાય તો રાખે તથા ધર્મ કાર્યાદિ પ્રસંગે જયણા રખાય.

અને ઉપર રાખેલી ( ૨૦ હજાર વિગેરે ) રકમ તરફ લક્ષ્ય રાખીને શેરો વિગેરેના સબંધમાં વેચવાની, લેવાની, ફેરફાર કરવાની જયણાને અંગે જરૂરીઆત જણાય તો રાખે.

૨ ધરિમ—ઘર કાર્યમાં ભરવા માટે તથા ખાવા વિગેરે ભોગ (વપરાશ)માં લેવા માટે **"તોલીને વેચાય, તથા લેવાય તેવા"** જરૂરી પદાર્થોનું પરિમાણ કરવું જોઇએ તે આ પ્રમાણે, આમાં ધાન્યનું પરિમાણ આગળ 'ધાન્ય પરિગ્રહ પરિમાણ' કરવાના પ્રસંગે કરવું બાકી દહીં, ગોળ, ઘી, તેલ વિગેરે વસ્તુઓ દર મહિને અમુક (રૂ ૪૦ સુધી વિગેરે) પ્રમાણમાં (ઘરમાં) લાવવી આમાં કેટલાએક શ્રાવકો જમણવારાદિ પ્રસંગે જોઈતી ચીજો લાવવાની બાબતમાં ખપ પૂરતી જયણા રાખે છે, તેવી જયણાની જરૂર જણાય તો તેની અને ધાર્મિક સાધર્મિક વાત્સલ્યાદિ નિમિત્તે જયણા રખાય, તેમજ કોઇ ચીજ વધારે હોય તો વેચવાની અને આપવાની જરૂરી જયણા રખાય.

૩ મેય—( માપથી વેચાય તે ) દૂધ વિગેરે જરૂરી પદાર્થો દર મહિને અમુક મર્યાદા ( રૂ ૧૦ વિગેરે ) સુધી લઉં આમાં જમણવાર, લગ્નાદિ પ્રસંગે વધારાની તથા ધાર્મિક પ્રસંગને અંગે જરૂરી જયણા.

૪ પારિચ્છેદ્ય—( પરખીને અને છેદીને ) કસીને લેવાય તે. અહીં સોના વિગેરેનું પરિમાણ 'સાતમા કુપ્ય પરિગ્રહનું પરિમાણ' કરતી વખતે કરવુ વ્યાજબી છે, અને હીરા વિગેરે ઝવેરાત અમુક ( રૂ. ૨ હજાર વિગેરે સુધીના ) પ્રમાણમાં

રાખુ. તેવા દાગીના મારે ત્યાં કોઇ ઘરાણે મૂકવા આવે, ત્યારે તે વખતે (ઉપર જણાવેલી ૨ હજાર વિગેરે કરતાં) રકમ વધી જાય તેની જયણા

વળી મારે માટે, તેમજ બૈરાં છોકરાં વિગેરે પરિવાર, નોકર, ચાકર વિગેરેને માટે રેશમી, સુતરાઉ, ઉનના, કસબી વિગેરે જે જે જાતનાં કપડાં મળતાં હોય, તે તે જાતના અમુક (રૂ ૧૦૦ વિગેરે સુધીના) પ્રમાણમાં (નવું કાપડ) રાખું એમ પહેરવા, ઓઢવા, લેવા, દેવા સારૂ પરિગ્રહ તરીકે રાખું આમાં જૂનાં લૂગડાંને વાપરવાની ધારણા પ્રમાણે જયણા રખાય, તેમજ લગ્નાદિ પ્રસંગે શરપાવ આદિમાં લેવા દેવાની જયણા.

૨ ધાન્ય પરિગ્રહ પરિમાણ—આખા માસ વરસ વિગેરેને માટે અમુક (મણ, ખાંડી વિગેરે) પ્રમાણમાં ધાન્ય સંઘરવા તરીકે રાખી શકું. આમાં ધાન્ય પરિભોગનું પ્રમાણ પણ ભેગુ લઇ શકાય આનો નિયમ કરવાનો સરલ રસ્તો એ છે કે–મારા અને (અથવા) કુટુંબ પરિવારના ઉપયોગને માટે દર વર્ષે અમુક (૨૦૦ વિગેરે) રૂપિયાનું સર્વ જાતનું (ઘઉં વિગેરે) અનાજ ભરવું (સંઘરવું) તેમાં કોઇની સાથે ઓળખાણ આદિ સંબંધ હોય તેથી તેને આપવાની અને વેચવાની જયણા. વેપાર તરીકે વેચવાની જયણા ઇચ્છાનુસારે રખાય, તેમજ ધાર્મિક પ્રસંગે અને પોતાના ( વિગેરેના ) વ્યાવહારિક જમણવાર આદિ પ્રસંગે અનાજ વધે, તેને વેચવાની અને દેવાની જયણા.

૩ ક્ષેત્ર પરિગ્રહ પરિમાણુ—ક્ષેત્રના ૧. સેતુ (જેમાં રેંટ વિગેરેથી પાણી પવાય તે) ૨ કેતુ (વરસાદના પાણીથી જે નિપજાવાય) ૩ ઉભયક્ષેત્ર એટલે બંને રીતે જ્યાં જલ પવાય એમ ત્રણ ભેદ છે. આમાં જેને જેવો વ્યાપાર હોય, તે તરફ લક્ષ્ય રાખીને અમુક સંખ્યા (૨ ૫, વિગેરે) ખેતરની જયણા રાખે, તેવો ધંધો ન હોય તો નિયમ કરવો. એમાં લાભ છે પરંતુ બીજાને ધીરેલી રકમ વસુલ કરતાં લેણામાં ખેતર, બગીચો વિગેરે ગીરો, સાનમાં તથા વેચાણ રાખવા પડે, અને તેઓની વ્યવસ્થા કરવી પડે, તેની જરૂરીયાત જણાય તો જયણા રાખે.

૪ વાસ્તુ પરિગ્રહ પરિમાણુ—વાસ્તુ શબ્દથી, ઘર વિગેરે અને ગામ નગર વિગેરે પણ લઇ શકાય અહીં ગૃહાદિના (૧) ખાત (ભોંયરા વિગેરે) (૨) ઉછિત એટલે માળવાળા મ્હેલ વિગેરે (૩) ખાતોછ્રિત એટલે જેને ભોયરૂં અને માળ બને હોય તે એમ ત્રણ ભેદ ધ્યાનમાં રાખીને ત્રણેનું ગણત્રી (સંખ્યા) આદિકથી પરિમાણ કરવું. મકાનની બાબતમાં એવો વિચાર કરી લેવો કે હાલ આટલા (૨–૫ વિગેરે) છે, અને તે ઉપરાંત જરૂર જણાય તો આટલા (૨–૫ વિગેરે) નવા કરાવું કારણે મકાન વિગેરે વેચાણ લેવા પડે, અથવા ગીરો રાખવા પડે કે લ્હેણા, બક્ષીસ, વારસા વિગેરેમાં મળે તો તેવા મકાનો અમુક સંખ્યામાં (૨–૫ વિગેરે) રાખું. વળી તેમાં અને હાલ જે મકાન વિગેરે છે, તેમાં કારણે ભોંયરા, ટાંકા, માળ વિગેરે કરાવવાની કે ઘટાડવાની અથવા નવેસર કરવાની જરૂર જણાય, તો તેની જયણા. ઉપરના મકાનો, બગીચા સહિત

બંગલો વિગેરે, જે હોય તે અથવા બીજા મકાનને અંગે ભાડે દેવાની, અને લેવાની જયણા. પોતાના અને પુત્રાદિ સગાં સ્નેહીઓને માટે મકાને કરાવવા, વેચવા, લેવા, તેની વ્યવસ્થા કરવાની જરૂર જણાય તો જયણા તેને માલીકી તરીકે લેવાની બાબતમાં જેવી પોતાની અનુકૂલતા હોય, તે પ્રમાણે નોંધ કરવી આવી બાબતમાં ખાસ કારણ જરૂરી સલાહ દેવાની જયણા સ્થાવર મિલ્કત અમુક ( ૨૦ હજાર વિગેરે) સખ્યા પ્રમાણ રૂપિયાની રાખુ, તેથી વધારે નહિ, એમ વિચાર કરીને જગમ મિલ્કતનું પણ પરિમાણ કરવું. ( ટીપમાં લખી લેવુ ) તેમાંની કેટલી એક બીના આગળ આવશે

૫ રૂપ્ય પરિગ્રહ પરિમાણ—૧. સીક્કાવાળુ ( રૂપિયા વિગેરે) ૨ સિક્કા વિનાનું ( પાટનું તથા રૂપાના ઘરેણાં ) રૂા. (      ) સુધીનુ રાખુ. અહીં ખાલી જગ્યામાં ધારણા પ્રમાણે આકડો નક્કી કરીને મૂકવો

૬ સુવર્ણ પરિગ્રહ પરિમાણ—સોનાનાં ઘડેલાં ઘરેણાં વિગેરે અને વગર ઘડેલુ સોનું (સોનાની પાટ, લગડી વિગેરે) તથા [illegible]ક્કાવાળા મ્હોર વિગેરે તથા તેજાબ આદિ અમુક કિંમત [illegible]ધીનાં રાખુ

[illegible]દિ પ્રસગે ૫[illegible] પૂરતો વધારો કરવાની જરૂરી જયણ[illegible]ય

[illegible]ય પરિગ્રહ પરિમાણ—આમાં મુખ્યતાએ ૧. સોન[illegible] [illegible]ાય લો[illegible] [illegible]ાબુ, કાંસું વિગેરે ધાતુ અને તેનાં વાસ[illegible] [illegible]ટીના, [illegible] તથા લાકડાના વાસણ, હળ વિગેરે.

૩. લોઢા વિગેરેના શસ્ત્રો ૪ માંચાં, ગાલ મસૂરીઆ વિગેરે ઘર વાખરી વિગેરેનુ પરિમાણુ કરવાનું હોય છે, અને અમુક સંખ્યામાં કરી શકાય જેમકે આટલા ( ૧૦૦-૨૦૦ વિગેરે ) પ્રમાણુમાં વાસણ વિગેરે રાખુ આમાં ઘડા, કોઠી, મજૂસ, તિજોરી, ખુરસી, ટેબલ, કબાટ, પલગ, કાચનાં વાસણ, ગોદડા, તળાઇ, ઓશીકા, ચાદર, વિગેરે. તથા વાંચવાનાં, લખવાનાં, ભણુવાનાં સાધનો હથિયાર, ઘટી વિગેરે પત્થરની ચીજો છત્રી, લાકડી વિગેરે પોતાની અને પરિવારની જે હોય તે કુલ રૂ અમુક સુધીની રાખુ. આમાં નવું ફ્રરનીચર વિગેરે રૂ અમુક સુધીનુ લઈ શકુ જૂનો સામાન ભેગો ગણુવો કે અલગ ગણુવો એ બાબત પોતાની જેવી ઇચ્છા હોય, તે પ્રમાણે નિયમ કરવો ઉપર જણાવ્યા મુજબ જે પરિમાણુ રાખ્યું છે, તેમાં કોઇ પણ કારણથી કદાચ ઘટાડો થાય, તો તેટલુ વધારી શકુ. ( આમાં આજીવિકાનાં સાધનો તરફ લક્ષ્ય રાખીને સ્પષ્ટ બીના લખવી )

૮ દ્વિપદ પરિગ્રહ પરિમાણુ—આમાં ઘર તથા દુકાનના કાર્યને અગે નોકર, ગુમાસ્તા, રસોઇઆ વિગેરેનુ અમુક (૧૦ વિગેરે) સખ્યામાં પ્રમાણ કરવુ જરૂરી કાર્ય પ્રસગે મજૂર આદિ રાખવા પડે, તો તેની જયણા રાખવી યોગ્ય લાગે તો રાખવી કારણે ડોળી, માંચી વિગેરે વાપરવાની જરૂરીયાત જણાય, ત્યારે માણુસોની પાસે ઉપડાવવાની જયણા

૯ ચતુષ્પદ પરિગ્રહ પરિમાણુ—આમાં ચાર પગવાળા, ગાય વિગેરેનું પ્રમાણ કરવાનુ હોય છે ઘર, વ્યાપાર આદિને અગે જેટલી જરૂરીઆત જણાય, તેનો વિચાર કરીને અમુક

(૫-૧૦ વિગેરે) સંખ્યામાં પ્રમાણ કરવું. ' ચૌદ નિયમમાં વાહન શબ્દ આવે છે તેને અંગે ભાડે ગાડી આદિમાં બેસવા માટે વિચાર કરીને નિયમ કરવો તથા જયણા રાખવી આનો વધારે ખુલાસો આગળ સાતમા વ્રતમાં આવવાનો છે, તેથી તે પ્રમાણે અનુકૂળતા હોય, તો તેમ કરવું ( નોંધ કરવી.)

અહીં પરિગ્રહ પરિમાણની બીના પૂરી થાય છે આમા કારણે વધારાની ચીજ વેચવી પડે અને નવી ચીજ લેવી પડે તો નિયમિત રકમની કીમત સુધી લઇ શકાય રકમ વિગેરેની મર્યાદાથી ઉપરાંત ન થાય વળી કોઈ અનામત મૂકી જાય, ત્યારે પ્રમાણ વધે તેની જયણા રાખવી.

આ પ્રમાણે ઇચ્છા પરિમાણ કરી શકાય તેને ખ્યાલમાં રાખીને કહેવુ કે ઉપર જે બીના જણાવી છે, તે સિવાયના તમામ જાતના પરિગ્રહનો દ્રવ્યાદિકથી છ છીંડી, ૪ આગાર, ૪ બોલ રાખીને ૨૧ ભાંગામાંના નક્કી કરેલા ભાંગાએ આ 'સ્થૂલ પરિગ્રહ પરિમાણ વ્રત' અંગીકાર કરૂં છું.

## ॥ આ વ્રતના નીચે જણાવેલા પાંચ અતિચારોને જાણીને ટાળવા ॥

૧ " ધન ધાન્ય પરિમાણાતિક્રમ " નામનો અતિચાર-એટલે ચાર પ્રકારના ધનનો અને ચોવીશ પ્રકારના ધાન્યનો જે મૂડા, માપ વિગેરેથી પરિમાણ નક્કી કરીને જે નિયમ કર્યો હોય, તેમાં મૂડા વિગેરે મોટાં બાંધવા વિગેરે યુક્તિ પ્રયુક્તિ કરીને ફેરફાર ન કરાય, કારણ કે તેમ કરે તો અતિચાર લાગે.

૨. "ક્ષેત્ર વાસ્તુ પ્રમાણાતિક્રમ" નામનો અતિચાર–એટલે ક્ષેત્ર અને વાસ્તુનું જે પરિમાણ કર્યું હોય, તેમાં જો વધારો થતાં વચમાં વાડ ભીંત વિગેરેને ખસેડીને દૂર કરીને સંખ્યા સરખી કરે. આવું ન કરાય, કારણ કે તેમ કરીએ તો અતિચાર લાગે

૩. "રૂપ્ય સુવર્ણ પ્રમાણાતિક્રમ" નામનો અતિચાર–એટલે બન્નેનું પ્રમાણ નક્કી કરીને જે નિયમ લીધો હોય તેમાં વધારો થાય, તો પુત્રાદિને આપે. (તેમના નિમિત્તનું ઠરાવે, બીજાના નામનું કરી દે, બીજાના નામે ચઢાવે) તેમ કરવું નહિ કરે તો અતિચાર લાગે

૪. કુપ્ય પ્રમાણાતિક્રમાતિચાર–એટલે ઘરવખરી વિગેરે જેટલી (૧૦૦–૨૦૦ વિગેરે) સખ્યામાં રાખી હોય, તે સંખ્યાને કાયમ રાખવાના ઈરાદાથી નાના વાસણ વિગેરેને મોટા બનાવે, વિગેરે કરે, એમ કરવું નહિ કારણ કે કરે તો અતિચાર લાગે.

૫ "દ્વિપદ ચતુષ્પદ પ્રમાણાતિક્રમ" નામનો અતિચાર–એટલે બન્નેની જે સખ્યા, નિયમમાં રાખી હોય, તેમાં તેમના ગર્ભથી થયેલાં બચ્ચાંઓ હોય, તે (બચ્ચાં) ધારેલા પરિમાણથી અધિક સંખ્યાએ થતાં હોય, છતા ન ગણીએ તો અતિચાર લાગે

પરિગ્રહના પરિમાણને અંગે આ પ્રમાણે એક દિશા સૂચનમાર્ગ જેવો આ પ્રકાર બતાવ્યો છે. તેમાં વ્રત લેનાર

ભવ્ય જીવોએ પોતાના વ્યાપારાદિ આજીવિકાના સાધનોની તરફ લક્ષ્ય રાખીને વધારો ઘટાડો કરવો. અહીં તો એક સરલ માર્ગ બતાવ્યો છે

## ॥ છઠ્ઠું દિશિ પરિમાણવ્રત ॥

છઠ્ઠું સાતમું અને આઠમું આ ત્રણે વ્રતોને ગુણવ્રત કહેવાય, કારણ કે અણુવ્રતોને મદદ કરે છે. આ વ્રતમાં દશે દિશામાં જવાનો અને આવવાનો નિયમ કરવો જોઇએ. એમ જણાવવાને આનું નામ "દિક્ (દિશિ) પરિમાણ વ્રત" રાખ્યું છે

પ્રશ્ન—આ વ્રત પાંચે અણુવ્રતોને કઈ રીતે પુષ્ટ (મજબૂત) કરે છે, તે સમજાવો

ઉત્તર—દરેક દિશામાં વ્યાપારાદિ કારણે જવા આવવાનો જેટલો (અમુક ગાઉ કે યોજન પ્રમાણ) નિયમ કર્યો હોય, તે નિયમવાળા ક્ષેત્રથી બ્હાર રહેલા ક્ષેત્રમાં આરંભાદિ થાય નહિ, તેથી ત્યાંના જીવોને અભયદાન દેવાયું એથી પ્હેલા અણુવ્રતની પુષ્ટિ થઈ એમ તે ક્ષેત્રના જીવોની સાથે જૂઠું બોલવાનો પ્રસંગ પડતો નથી, તેથી બીજા અણુવ્રતની પુષ્ટિ થઈ તેમજ તે બ્હારના ક્ષેત્રના પદાર્થોની ચોરીનો (કોઇએ દીધા વિના લેવાનો) પણ ત્યાગ છે, આથી ત્રીજા અણુવ્રતની પુષ્ટિ થઇ અને બ્હારના ક્ષેત્રની સ્ત્રીના સંભોગનો પણ ત્યાગ થાય, તેથી ચોથા અણુવ્રતને ગુણ થયો, એમ તે બ્હારના ક્ષેત્રમાં રહેલા પદાર્થોનો ક્રયવિક્રય ન થાય, આથી મૂર્છા કમી થઇ એમ પાંચમા અણુવ્રતને લાભ થયો.

આ પ્રમાણે આ વ્રતથી પાંચે અણુવ્રતોનો ઉપકાર થાય છે, અને બહારના ક્ષેત્રના વ્યાપાર સબંધી ૧૮ પાપસ્થાનકોનો ત્યાગ થાય છે. તેમજ સતોષવૃત્તિને પમાડનારૂં આ વ્રત છે. વળી આ વ્રતને અગીકાર કરવાથી અવિરતિભાવ થતો અટકે છે સસારની રખડપટ્ટી પણ જરૂર ઓછી થાય છે તેથી ભવ્ય જીવોએ આ પ્રમાણે આ વ્રતને અગીકાર કરવું જોઇએ (૧) પૂર્વ (૨) પશ્ચિમ (૩) ઉત્તર (૪) દક્ષિણ (૫) અગ્નિ ખુણો (૬) નૈઋત્ય (૭) વાયવ્ય (૮) ઇશાન (૯) ઊર્ધ્વ દિશા (ઉપર) (૧૦) અધો દિશા (નીચે). આમાં પ્હેલી ૪ દિશા અને ૪ વિદિશા આઠમાંની કોઇ પણ દિશામાં અથવા વિદિશામાં અમુક (૧૦૦–૨૦૦ વિગેરે) ગાઉ યોજન સુધી જવા આવવાની પ્રવૃત્તિ કરી શકું. તેમજ તે પ્રમાણે જલમાર્ગે અમુક ગાઉ–યોજન સુધી જઇ શકું અને ઉપર નીચે અમુક (૧૦–૨૫ વિગેરે) માઇલ સુધી જઇ શકુ તથા નીચે ( ભોયરા, વાવ, કુવા વિગેરેમાં ) અમુક ( ૧૦–૧૫ વિગેરે) માઇલ, ગાઉ, યોજન સુધી જઈ શકું. તે ઉપરાંત જવું આવવું નહિ

(૧) પરદેશથી આવેલા કાગળોને વાચવાની, તથા ત્યાં કાગળ લખવાની, તેમજ વાર્ત્તાલાપ કરવાની તથા સ્વપ્નમાં નિયમ કરતાં અધિક ક્ષેત્રે જવાય, જવાનું બોલાય, ચિંતવાય, તેની જયણા.

(૨) નિયમવાલા ક્ષેત્રથી આગળના ક્ષેત્રમાં માણુસ સદેશા વસ્તુ મોકલવાની તથા ત્યાંથી વસ્તુ મગાવવાની અને ત્યાં પત્ર લખવા વિગેરેની જયણા

(૩) કોઈ દેવ નિયમિત ક્ષેત્રથી બ્હાર લઇ જાય તેની તથા ત્યાંથી પાછા મુકામે આવવા જયણા.

(૪) જળમાર્ગે જતાં સમુદ્રાદિમાં પવનના તોફાનથી વ્હાણ નિયમવાળા ક્ષેત્રથી બ્હાર લઈ જાય, તેની જયણા.

આ પ્રમાણે જ્યાં જયણા રાખી છે તે ઉપરાંતના ક્ષેત્રમાં જવા આવવાનો દ્રવ્યાદિકથી ૬ છીંડી ૪ આગાર ૪ બોલ રાખીને ૨૧ ભાંગામાંના નક્કી કરેલા ભાંગા મુજબ નિષેધ કરૂં છું. જુઓ આ બાબતના દૃષ્ટાંતો આ પ્રમાણે—

૧–સિંહશેઠે આ નિયમ બરોબર પાળ્યો, તેથી કેવલી થઇને મુક્તિપદ પામ્યા

૨–આ વ્રતના પ્રભાવે રાજા કુમારપાલે બાદશાહને વશ કરી દયારસિક બનાવ્યો

૩–ચારૂદત્ત શેઠે આ વ્રતને આનંદથી પાલ્યું જેથી અંતે દીક્ષા લઇ દેવતાઈ ઋદ્ધિ મેળવી

૪–મહાનંદકુમારે નાની ઉમરમાં આ વ્રતની સાધના કરી, તેથી અનર્ગલ લક્ષ્મી મેળવી, સાતે ક્ષેત્રોમાં વાપરી. એક વખત પોતાના વ્હાલા પુત્રને સર્પ કરડયો, તેને ઉતારનારી સ્ત્રીને બોલાવવા માટે નિયમિત ક્ષેત્રની બ્હાર જવું જોઇએ પણ પોતાના નિયમને ખલેલ પ્હોંચે, તેથી મહાનન્દકુમારે તેમ કર્યુંજ નહિ આવી દૃઢતા જોઇને એક દેવ પ્રસન્ન થયો. તેના કહ્યા પ્રમાણે મહાનંદે પુત્રને પાણી છાંટી સજીવન (જીવતો) કર્યો. એમ સમજીને શ્રાવકોએ આ વ્રતની

નિર્મલ આરાધના ઉમંગથી કરવી. અને તેમાં નીચે જણાવેલા પાંચ અતિચારો ન લગાડવા.

## ॥ આ વ્રતના પાંચ અતિચારો ॥

૧–ઊર્ધ્વ દિશા પ્રમાણાતિક્રમ નામનો અતિચાર–(૨) અધોદિશા પ્રમાણાતિક્રમ નામનો અતિચાર (૩) તિર્યગ્‌દિશા પ્રમાણાતિક્રમ નામનો અતિચાર, એટલે આઠે દિશામાં નિયમ કરેલા ક્ષેત્રથી બ્હારના ક્ષેત્રમાં બેસરત વિગેરે કારણથી (અનુપયોગભાવે) જવુ નહિ, કારણ કે જાય તો અતિચાર લાગે (૪) ક્ષેત્રવૃદ્ધિ નામનો અતિચાર એટલે ધારેલી ક્ષેત્રની મર્યાદામાં વધારો ન કરાય એટલે કોઈએ જુદી જુદી દિશાઓમાં સો–સો યોજન સુધી જવાનો નિયમ કર્યો હોય ત્યારબાદ તેને જરૂરી કાર્યને લઈને અથવા લોભને લઈને અમુક (જરૂરીયાતવાળી) દિશાએ સો યોજનથી વધારે જાય, અને બીજી દિશામાં રાખેલા યોજનોમાથી તેટલા યોજન ઘટાડે આ પ્રમાણે ન કરાય, કરે તો અતિચાર લાગે ૫ સ્મૃતિ અંતર્ધાન નામનો અતિચાર–એટલે કોઈએ પૂર્વદિશામાં સો યોજનનું પ્રમાણ બાંધ્યુ બાય, પણ જતી વખતે વ્યાકુળતા વિગેરે કારણોમાંના કોઈપણ કારણથી 'મે સો યોજનનું પરિમાણ કર્યું છે કે પચાસ યોજનનુ, એમ ભૂલી જાય આવા પ્રસગે પચાસ યોજનથી વધારે જાય તો દોષ લાગે. જો કે આ અતિચાર બીજા સર્વ અતિચારને સાધારણ છે; તો પણ પાંચની સંખ્યા પૂરી કરવાને અલગ કહ્યો છે.

## ॥ (૭) ભોગોપભોગ પરિમાણ વ્રત ॥

પ્રશ્ન—સાતમા ભોગોપભોગ પરિમાણનો અર્થ શો ?

ઉત્તર–જે પદાર્થો એક વાર ભોગવાય એટલે ઉપયોગમાં લેવાય, તે ભોગ કહેવાય તેવા ફૂલ વિગેરે જાણવા. અને જે પદાર્થો વારંવાર ઉપયોગ (વપરાશ)માં આવે, તેવા ઘરેણાં સ્ત્રી, લૂગડાં વિગેરે ઉપભોગ કહેવાય આ પ્રમાણે ભોગ અને ઉપભોગ શબ્દથી ઓળખાતા પદાર્થોનું ખાવાની અને વ્યાપારની અપેક્ષાએ પરિમાણ (નિયમ) કરવું, તે ભોગોપભોગ પરિમાણ વ્રત કહેવાય

પ્રશ્ન—આ વ્રતને કયા કારણથી અંગીકાર કરવું જોઇએ ?

ઉત્તર—દુનિયામાં ભોગોપભોગને લાયક વસ્તુઓ ઘણી છે આપણને દરરોજ તે બધી ચીજોને વાપરવાનો પ્રસંગ પડતો નથી, માટે જે પદાર્થો વપરાશમાં આવતા નથી, તે સંબંધી જરૂર નિયમ લેવો. અને જે પદાર્થો વપરાશમાં આવતા હોય, તે સંબંધી નિયમ બાધવો આમ કરવાથી વિરતિ ગુણનો લાભ મળે, દયારસિક નિર્દોષ સંતોષમય જીવન બને, નિર્મલ ધર્મ સાધીને સુખી થવાય આવો લાભ જાણીને ઉત્તમ શ્રાવકોએ આ વ્રતને ગ્રહણ કરવા જરૂર તૈયાર થવું, જો તેમ ન કરે, તો અવિરતિ વિગેરે નિમિત્તે ઘણાં પાપકર્મ બંધાય, ચાલુ જીવન દુઃખમય બને, અને પરભવ પણ બગડે. યાદ રાખવું કે લગ્નાદિ પ્રસંગે જે બ્હાદુરી દેખાડાય, તે તો સંસારને વધારે, અને વ્રત લેવામાં બ્હાદુરી કરીએ તે જરૂર સંસારને ઘટાડે, જેવી તેવી પ્રવૃત્તિ કરવાથી લક્ષ્મી ન મળે.

કારણ કે તેમ થવું એ ભાગ્યને આધીન છે. વ્રતાદિની સાધના કરીએ તોજ ભાગ્ય વધે, અને તે પછી સુખી થવાય આ વ્રતમાં ચૌદ નિયમ ધારવા, બાવીશ અભક્ષ્ય અને બત્રીશ અનંતકાયનો અને પંદર કર્માદાનનો ત્યાગ કરવો વિગેરે મુદ્દાઓ રહ્યા છે. એ તો જરૂર સમજવું જોઇએ કે ઉત્તમ શ્રાવકધર્મનો 'શ્રાવકે અચિત્ત પદાર્થો ખાવા' આ મુખ્ય માર્ગ છે, એમ ન બને તો ઉપર જણાવ્યા મુજબ ખાવાને અંગે અને વાપરવાને અંગે સચિત્તાદિનું પરિમાણ કરીને ચૌદ નિયમ ધારવા અને અભક્ષ્ય પદાર્થ વિગેરેનો ત્યાગ કરવો. તેમાં (૧) ચૌદ નિયમો કઇ રીતે ધારવા? (૨) તેમ કરવાથી શો લાભ? અને (૩) નિયમ નહિ ધારનારને શું નુકશાન થાય? વિગેરે ખુલાસો ટુંકામાં આ પ્રમાણે જાણવો.

## ચૌદ નિયમ ધારવાની જરૂર.

**બાહ્ય દૃષ્ટિથી:**—વિચાર કરતા આજકાલ વધી પડેલા બીન જરૂરી ખર્ચ અને જરૂરીયાતોને લીધે જીવન મોંઘુ થઇ પડેલું છે સાદુ જીવન તેમાંથી બચવાનો ઉપાય છે અને સાદા જીવનનું મૂળ સંયમી જીવન છે, અને આ ચૌદ નિયમ ધારવાની યોજના સયમી જીવન કેળવવા માટેની વ્યવહારૂ આવી હોય તેમ જણાય છે

**જૈન દૃષ્ટિથી.**—આખી દુનિયામાં આરંભ સમારંભની જે કાંઇ પ્રવૃત્તિઓ નિરંતર ચાલી રહી છે તેમાં રહેલા પાપોમાં આપણો ભાગ નથી એમ સાબીત કરી શકાતું નથી. અર્થાત્ જો આપણે ઇરાદા પૂર્વક ત્યાગ ના કર્યો હોય તો તેમાં

ભાગીદારી રહેજ છે. જેટલી ચીજોની આપણને જરૂર જણાય તેટલીજ માટે છુટ રાખી લઇને બાકીની દુનિયા ભરની તમામ ચીજોનો ઈરાદા પૂર્વક ત્યાગ કરવાની જાગૃતિ રાખવાથી તે પાપ લાગતું નથી અને સંયમ કેળવાય છે. અહિંસા, સંયમ અને તપરૂપ ધર્મ ઉત્કૃષ્ટ કલ્યાણકારી મંગળ છે

## નિયમ ધારવા અને સંક્ષેપવા.

**સવારે:**—આખા દિવસમાં પોતાને જરૂર પડે તેમ હોય તેટલી ચીજો માટે છુટ રાખી લેઈ બાકીની વસ્તુઓનો નિયમ કરવો તેનુ નામ "નિયમ ધાર્યા" કહેવાય છે

**સાંઝે:**—સવારે ધારેલા નિયમોની મર્યાદા પ્રમાણે બરોબર પાલન થયું છે કે નહિ તેનો વિગતવાર વિચાર કરી જવો તેને "નિયમ સક્ષેપવા" કહે છે

**લાભમાં:**—નિયમો સંક્ષેપતી વખતે જેટલી ચીજ વાપરવાની જે પ્રમાણે છુટ રાખી હતી તેમાં પણ ઓછી વપરાશ કરી હોય તો બાકીની છુટ "લાભમાં" કહેવાય છે; કેમકે છુટ રાખવા છતાં વપરાશ વખતની પ્રવૃત્તિમાંથી થતા પાપમાંથી છુટવાનો લાભ મળે છે.

**જયણા:**—ધર્મ કાર્ય વિગેરેને લીધે નિયમની મર્યાદાની હદ ઓળંગાય કે વધારે સૂક્ષ્મની ગણત્રી કરી શકાય નહિ તો તે સંબધી રખાતી જે છુટ તેને "જયણા" રાખી કહેવાય છે.

આવી રીતે સવારે ધારેલા નિયમો સાંઝે સક્ષેપીને, અને સાંઝે ધારેલા સવારે સક્ષેપીને ફરીથી ધારવા. થોડા દિવસ બરોબર અભ્યાસ પડ્યા પછી "દેશાવગાશિક"નુ પચ્ચખાણુ કરવું

## દિશાવગાશિકનું પચ્ચખાણ.

દિશાવગાસિયં ઉવભોગં પરિભોગં પચ્ચખાઇ, અન્નત્થણા ભોગેણું, સહસાગારેણું, મહત્તરાગારેણું, સવ્વસમાહિવત્તિઆગારેણું વોસિરે-વોસિરામિ.

# ચૌદ નિયમો.

## ચૌદ નિયમોની ટુંક સમજ અને તેને ધારવાની સમજુતી.

[१]सचित्त-[२]दव्व-विगइ[३]
[४]वाणह-तंबोल[५]-वत्थ[६]-कुसुमेसु[७]।
वाहण[८]-सयण[९]-विलेवण[१०]
बंभ[११]-दिसि[१२]-न्हाण[१३]-भत्तेसु[१४]॥

(અ) નિયમ ધારવાનું પ્રમાણ ત્રણ રીતે નક્કી થાય છે. સંખ્યાથી, વજનથી અને લંબાઇથી.

(બ) જે વસ્તુ બીલકુલ ના વાપરવાની હોય તેનો "ત્યાગ" રખાય છે

૧ સચિત્ત:—જેમાં જીવ છે એમ જણાય તે સચિત્ત કહેવાય છે. અનાજ વિગેરે જે વાવવાથી ઉગી શકે તે સચિત્ત કહેવાય છે. કાચુ શાક, કાચુ પાણી, કાચુ મીઠું વિગેરે તે

અચિત્ત થઇ જાય ત્યાર પછી સચિત્તમાં ગણાય નહિ કેટલીક ચીજોમાંથી બી કાઢી નાંખ્યા બાદ બે ઘડી (૪૮ મીનીટ) પછી અચિત્ત થાય છે. દાખલા તરીકે, પાકી કેરીમાંથી ગોટલો જુદો કર્યા પછી બે ઘડીયે તેનો રસ તથા કકડા અચિત્ત થાય છે કઇ વસ્તુ કયારે સચિત્ત અને કયારે અચિત્ત તે જાણવા માટે શ્રી જૈન શ્રેયસ્કર મંડળ-મ્હેસાણા તરફથી છપાયેલ "અભક્ષ્ય અનંતકાય" નામનું પુસ્તક વાંચવું, તેમજ ગુરૂગમથી વિશેષ માહીતી મેળવવી

ખાવામાં આવતા દરેક સચિત્ત પદાર્થની આમાં ગણત્રી કરવામાં આવે છે, જેમકે આજે મારે ૧, ૨, ૫, ૭ કરતાં વધારે વસ્તુ ખાવી નહિ, તેમજ તોલથી પણ રખાય

૨ દ્રવ્ય:—આખા દિવસમાં જેટલી જાતની ચીજો મ્હોડામાં નાંખવાની હોય તે દરેક જાતની ચીજ જુદા જુદા દ્રવ્ય ગણાય જેમકે, પાણી, દૂધ, ભાત, ઘી, સોપારી

ધાતુ તથા આંગળી મુખમાં નાંખીએ તે સિવાય મુખમાં જે ખાવામાં આવે તે દરેકની ગણત્રી કરવી

૩ વિગઇ:—કુલ વિગઇઓ ૧૦ છે તેમાં મધ, મદિરા, માંસ, અને માંખણ એ ચાર તો અભક્ષ્ય છે એટલે ભક્ષ્ય વિગઇઓ ૬ છે દૂધ, દહીં, ઘી, તેલ, ગોળ, અને કડા વિગઈ તે ઘી તથા તેલમાં તળાય તે (કઢાઈમાં થતી ચીજો એટલે તળેલી ચીજો, મીઠાઈ વિગેરે) દરેક વિગઇના નિવિયાતાના પાંચ પાંચ ભેદ છે

વિગતવાર જાણવાની ઈચ્છાવાળાએ "પચ્ચખાણ ભાષ્ય" તેમજ ગુરૂગમથી જાણી લેવું.

૭ વિગઈમાંથી ઓછામાં ઓછી એકાદીનો તો વારાફરતી રોજ ત્યાગ રાખવો જ જોઇએ.

વિગઇનો ત્યાગ ત્રણ રીતે થઇ શકે છે:—

૧ મૂળથી ત્યાગ

૨ કાચ્ચી ત્યાગ

૩ નિવિયાતી ત્યાગ.

**દૂધ વિગઈ:—**

મૂળથી ત્યાગ હોય તો જેની અંદર દૂધ પડેલું હોય તેવી કોઈ ચીજ વપરાય નહિ.

કાચ્ચી ત્યાગ હોય તો ફક્ત દૂધ પીવાય નહિ.

નિવિયાતી ત્યાગ હોય તો દૂધનો સ્વાદ ફેર થઇ ગયેલી ચીજ ન વપરાય, જેવી કે, ખીર, દૂધપાક, બાસુદી વિગેરે.

**દહીં વિગઇ:—**

મૂળથી ત્યાગ હોય તો દહીં નાંખેલ કોઇ પણ ચીજ ખવાય નહિ.

કાચ્ચી ત્યાગ હોય તો કાચું દહીં ખવાય નહિ દહીનો સ્વાદ ફરી જાય તેવી રીતે કરીને ખવાય.

નિવિયાતી ત્યાગ હોય તો શીખંડ, રાયતું, દહીં ભાગીને કરવામાં આવેલી કઢી વિગેરે ના ખવાય.

## ખાસ સૂચના

ગરમ કર્યા વિનાના ગોરસ એટલે કાચા દૂધ, દહી અને

છાશની સાથે કઠોળ ખાવાથી વિદળ દોષ થાય માટે જરૂર તેના ત્યાગનો ઉપયોગ રાખવા ચૂકવું નહિ, કારણ કે તે ભેગા થતાની સાથેજ તેમાં બેઇંદ્રિય જીવોની ઉત્પત્તિ થાય છે. દાખલા તરીકે શીખંડની સાથે ચણાનો આટો નાંખેલી છાશની કઢી, પત્તરવેલીઆ, ભજીઆ, ફુલવડી વિગેરે ખવાયજ નહિ.

ઘી વિગઇ.—

મૂળથી ત્યાગ હોય તો જેની અંદર ઘી આવેલ હોય તે સઘળી ચીજ ખવાય નહિ.

કાચી ત્યાગ હોય તો કાચું ઘી ન ખવાય. પરંતુ ત્રણ ઘાણ પછીનું તળેલું ખવાય. આજની કરેલી સુખડી આજ ન ખવાય પરંતુ બીજે ત્રીજે દિવસે ખવાય.

નિવિયાતુ ત્યાગ હોય તો પકવાન્ન તથા નિવિયાતુ ઘી ખવાય નહિ.

તેલ વિગઇ:—

મૂળથી ત્યાગ હોય તો જેની અંદર તેલ આવે તેવી કોઈ ચીજ ખવાય નહિ.

કાચી ત્યાગ હોય તો કાચુ તેલ કોઇ ચીજમાં ઉપર નાંખી અગર લઇને ખવાય નહિ.

નિવિયાતી ત્યાગ હોય તો તેલના શાક આદિ ખવાય નહિ. ગાંઠીયા, શેવ, ભજીયા, ચેવડો વિગેરે ન ખવાય.

ગોળ વિગઈ:—

મૂળથી ત્યાગ હોય તો ગળપણવાળી કોઇ ચીજ ખવાય

નહિ, એટલે ગોળ તથા ખાંડ આદિ નાંખેલ ચીજ કલ્પે નહિ.

કાચી ત્યાગ હોય તો કાચો ગોળ ન ખવાય ગોળનો લાડુ, સુખડી ખવાય નહિ, પરંતુ ગોળનું પાણી થઇ ગયું હોય અને કણીઓ ના રહી હોય તો ખવાય અને તેમ ન હોય તો બીજે દીવસે ખપે.

નિવિયાતી ત્યાગ હોય તો ખાંડ, સાકર, બુરૂ આદિ નાંખેલ ચીજ ખવાય નહિ કારણ ખાંડ, સાકર, આદિ ગોળના નિવિયાતા કહેવાય

કડા વિગઇ:—

તળાઇને થાય તે વઘારેલું હોય તે કડા વિગઇમાં આવે નહિ

મૂળથી ત્યાગ હોય તો તળેલી, ત્રણ ઘાણ પહેલા કે પછીની, તેમજ કોઈ જાતનુ પકવાન્ન પણ ખવાય નહિ

કાચી ત્યાગ હોય તો ત્રણ ઘાણ પછીની પૂરી, ભજીયું આદિ ખવાય.

નિવિયાતી ત્યાગ હોય તો પહેલા ત્રણ ઘાણનું ભજીયું, પૂરી આદિ ખવાય, ત્યાર પછીના ઘાણના પૂરી વિગેરે ખવાય નહિ તમામ જાતના પકવાન કડા વિગઇના નિવિયાતામાં આવે માટે તે પણ ખવાય નહિ

વિગઇઓ માટે વધુ ખુલાસો ગુરૂગમથી જાણી લેવો.

૪ વાણહ-ઉપાનહ:—આમાં જોડા, બુટ, ચંપલ, સપાટ, મોજા વિગેરેનો સમાવેશ થાય છે, તેની સંખ્યા નક્કી કરવી ભૂલથી પગ મૂકાઇ જાય તેની જયણા રાખવી

૫ તંબોલઃ—પાન, સોપારી, ઇલાયચી, તજ, લવીંગ, વિગેરે મુખવાસની વસ્તુઓ

વજનથી રાખવી ( નવટાંક, પાશેર, અચ્છેર વિગેરે )

૬ વસ્ત્રઃ—પહેરવા અને ઓઢવાના કપડાંની સંખ્યા નક્કી કરવી ધર્મ કાર્યમાં જયણા રાખવી. ભૂલથી પોતાના બદલે બીજાનું પહેરાય તેની જયણા ( તે ગણાય નહિ )

૭ કુસુમ.—સુંઘવામાં આવતી દરેક વસ્તુનો આમાં સમાવેશ થાય છે વજન ( નવટાંક પાશેર ) નક્કી કરવું ઘી, તેલ, આદિના ભરેલા ડબ્બા સુંઘાય નહિ જે વસ્તુ સુંઘવાની જરૂર જણાય તે વસ્તુ આંગળી ઉપર લઇને જ સુંઘવાનો અભ્યાસ રાખવો

૮ વાહનઃ—મુસાફરીના સાધનો—ફરતા ચરતા, તરતા, એ ત્રણ પ્રકારના છે.

ફરતાઃ—ગાડી, વ્હેલ, મોટર, રેલવે, ઉડતા એરોપ્લેન વિગેરેનો પણ આમાં સમાવેશ થાય છે.

ચરતાઃ—ઘોડા, ઉંટ, હાથી, ખચ્ચર, બળદ, સ્વારીના પશુ વાહનો.

તરતાઃ—વહાણુ, આગબોટ વિગેરે જળમાર્ગે મુસાફરીના વાહનો.

સંખ્યા નક્કી કરવી.

૯ શયનઃ—સુવા માટે પાથરવાની ચીજો. આમાં બેસવાના આસનોનો પણ સમાવેશ થાય છે. એટલે પાટ,

પાટલા, ખાટલા, પલંગ, ખુરસી, કોચ, ગાદી, ચાકળા, ગાદલા, ગોદડા, સાદડી, શેત્રજી વિગેરે. સંખ્યા નક્કી કરવી.

ચાકળા, ગાદી, સાદડી વિગેરેની જયણા રાખવી.

૧૦ વિલેપન:—શરીરે ચોપડવાના દ્રવ્યો તેલ, અત્તર, સુખડ, સેન્ટ વિગેરે. તેમજ મીઠું, હળદર આદિ વસ્તુઓનો લેપ.

વજનથી રાખવી.

૧૧ બ્રહ્મચર્ય:—અહી બ્રહ્મચર્યનો મુખ્ય અર્થ મૈથુન ત્યાગ તથા કૃત્રિમ રીતે થતા શુક્ર ક્ષયનો નિરોધ પણ સમજવો. સ્વદારા સંતોષ વાળાએ પણ પ્રમાણ કરી લેવું.

કાયાથી પાળવું. મન અને વચનની જયણા પરસ્ત્રી ત્યાગ.

૧૨ દિશા:—ઉત્તર, દક્ષિણ, પૂર્વ, પશ્ચિમ, અને ઉંચે તથા નીચે એમ ૭ દિશાઓ થાય છે, (અથવા ૪ ખૂણા ઉમેરતા દશ દિશાઓ થાય છે) ઉંચે એટલે મેડે, સીડી, કે પર્વત ઉપર ચઢવાનુ હોય તે નીચે એટલે વાવ, ભોંયરા આદિમાં ઉતરવાનું થાય તે

દરેક દિશામાં ઉંચે નીચે અમુક ગાઉ કે માઇલ જવું, તેવો નિયમ કરવો ધર્માર્થે જયણા

૧૩ સ્નાન:—ન્હાવાની ગણત્રી એક, બે, ચાર વખત ન્હાવું તેવી સંખ્યા નક્કી કરવી ધર્માર્થે જયણા

૧૪ ભક્તપાન:—આમાં ખોરાક અને પાણીના વજનનો સમાવેશ થાય છે. આખા દિવસમાં વપરાતા ખોરાક અને પાણીનુ કુલ વજન (પાંચ શેર, દશ શેર, અડધો મણ, વિગેરે) નક્કી કરવું વપરાય તેના વજનનું ધ્યાન રાખવું કે જેથી સંક્ષેપતા સુગમ પડે

ચૌદ નિયમો ઉપરાંત નીચેની બાબતો "છકાયના નિયમ" વિષે પણ નિયમો ધારવામાં આવે છે:—

૧ પૃથ્વીકાયઃ—પૃથ્વીરૂપ શરીરવાળા જીવો અહીં તેના નિર્જીવ શરીરો પણ સમજવા માટી, મીઠુ, સુરમો, ચુનો, ક્ષાર, પથ્થર આદિ

વજનથી નિયમ ધારવો (પાશેર, અચ્છેર, શેર વિગેરે) આમાં ખાવા તથા વાપરવાનો સમાવેશ થાય છે.

૨ અપકાયઃ—પાણીરૂપ શરીરવાળા જીવો. અહીં તેના નિર્જીવ શરીરો પણ સમજવા. આમાં પાણી, બરફ, કરા, ઝાકળ વિગેરેનો સમાવેશ થાય વજનથી નિયમ ધારવો (મણ, બે મણ, ત્રણ મણ, વિગેરે) એમાં પીવા તથા વાપરવાનો નિયમ કરવો નિયમ ધારનારે ચકલી તળે બેસી ન્હાવું નહિ, તેમ બ્હોળા પાણીમાં પડીને પણ ન્હાવું નહિ; તથા વાસણમાં પડીને પણ ન્હાવું નહિ, પરંતુ વાસણમાં થોડું પાણી લઇને પછીજ તે પાણીથી સ્નાન કરવું

૩ તેઉકાયઃ—અગ્નિરૂપ શરીરવાળા જીવો—દેવતા, વિજળી, સળગતા ગ્યાસ વિગેરેનો સમાવેશ થાય છે ચુલા, સ્ટવ, ભઠ્ઠી તથા સઘળી જાતના દીવા વિગેરેથી તેઉકાયનો ઉપયોગ થાય છે સંખ્યાથી નિયમ કરવો એક, બે, ત્રણ ચુલા અગર એક, બે ત્રણ ઘરના ચુલા કંદોઇના ચુલાની છુટ રાખી હોય તો ત્યાં બનેલ મીઠાઇ આદિ ખવાય

૪ વાઉકાયઃ—પવનરૂપ શરીરવાળા જીવો પવન, વાયરો, વંટોળીયો, હવા વિગેરેનો સમાવેશ થાય છે. પવનનો ઉપયોગ પંખા વિગેરે દ્વારા થઈ શકે છે. હીંચકાનો ઉપયોગ

પણ પવનના ઉપયોગમાં ગણાય છે. સંખ્યાથી નિયમ ધારવો, (૧ ૨, ૩).

૫ વનસ્પતિકાયઃ—વનસ્પતિરૂપ શરીરવાળા જીવો અહી તેના અચિત્ત શરીરનો પણ સમાવેશ થાય છે. એક, બે, ચાર, લીલોતરી વાપરવી. દરેક એક શેર, બશેર, વાપરવી અમુકજ એટલે ભીંડા, કારેલા, તેવું નામ લઇને બને તો ઠીક, કુટમાં ગણત્રી રાખવી.

૬ ત્રસકાયઃ—આમાં હાલતા, ચાલતા, તમામ સક્રિય પ્રાણીઓ બેઈંદ્રિયથી ૫ ચેન્દ્રિય પર્યંતના પ્રાણીઓનો સમાવેશ થાય છે. અળસીયા, ડાંસ, મચ્છર, માંખી, મનુષ્યો, પશુ, પંખી, માંછલા વિગેરે જાણી જોઇને હણવાની બુદ્ધિથી હણવા નહિ. દરેક પ્રવૃત્તિમાં ઉપયોગ રાખવો, કારણ ઉપયોગે ધર્મ:

૧ અસિકર્મઃ—હથીયારથી આજીવીકા ચલાવવાનો ધંધો, અર્થાત્ અહી વાપરવાનાં હથીયારો વિગેરેનો સમાવેશ થાય છે તરવાર, બંદુક, વિગેરે તેમજ ચપ્પુ, સુડી, કાતર વિ૦

ચપ્પુ, સુડી, કાતર, સોય વિગેરે કેટલા વાપરવા તેનો સંખ્યાથી નિયમ કરવો.

ટાંકણીઓ, કાગળો ભરાવવાની કલીપો વિગેરે માટે જયણા રાખવી

૨ મસીકર્મ.—લખેલા શાસ્ત્રોના પઠન, પાઠન, અને વહેપારમાં નામું વિગેરે લખવામા મસી–શાહીનો ઉપયોગ થાય છે. અર્થાત્ મસી–શાહીનો ઉપયોગ પૂર્વક આજીવિકા ચલાવવાનો ધંધો. અહિં લખવાના કામમાં ઉપયોગી દ્રવ્યો–શાહી, કલમ, હોલ્ડર, પેન્સીલ, વિગેરેનો સમાવેશ થાય છે.

પેન્સીલ, હોલ્ડર, ખડીયા, કલમ આદિનો સંખ્યાથી નિયમ કરવો.

૩ કૃષિકર્મ:—ખેતી કરીને આજીવિકા ચલાવવાનો ધંધો ખેતીમાં ઉપયોગી હળ, કોશ, કોદાળી, પાવડા વિગેરેનો સમાવેશ થાય છે.

કોશ, કોદાળી, પાવડા, આદિ માટે સંખ્યાથી નિયમ કરવો.

સારાંશ કે:-જગતમાં જે જે પદાર્થો વિદ્યમાન છે તે બધા કદી પણ આપણા ભોગોપભોગમાં આવતા નથી છતાં તે પ્રત્યેક પદાર્થોના આરંભથી ઉત્પન્ન થતા દોષો આપણને અવિરતિપણાએ કરી લાગતા રહે છે માટે ઉપર પ્રમાણે નિયમો ધારવાથી છુટ રાખેલ સિવાયના આરંભ સમારંભ કે પાપની પ્રવૃત્તિનો ત્યાગ થઈ જાય છે તેથી ધર્મની આરાધના નિર્મલ કરી આત્મા વિશુદ્ધ બને છે.

## રાત્રે.

ઉપર પ્રમાણે દિવસના સબંધમાં સમજવું, પરંતુ રાત્રે કેટલીક બીન જરૂરી ચીજોનો તદ્દન ત્યાગ કરવો તથા જરૂરીયાત પ્રમાણે ધારવું, છતાં કેટલાકમાં થોડો ઘણો જાણવા જેવો ફેરફાર છે તેની વિગત નીચે મુજબ—

ઘણી ખરી વસ્તુઓનો ત્યાગ જ રહેશે, છતાં જરૂરીયાત પ્રમાણે કેટલીક છુટ રાખી શકાય.

૧ રાત્રે ચોવિહારવાળાને અણુહારી ચીજો.

(ખુજગર, ઝેરી ટોપરૂં, અમર, કસ્તુરી, વિગેરે ગુરૂગમથી જાણવું).

વાપરવાની જરૂર પડે તો તેની અમુક સંખ્યામાં છુટ રાખવી અને જેટલી ચીજો રાખી હોય તેટલા દ્રવ્ય ધારવા. ( ૧, ૨, ૩ અણુહારી ચીજ–દ્રવ્ય વાપરવાની છુટ )

બ્રહ્મચર્યમાં વ્રત ધારીએ "કાયાથી સર્વથા બ્રહ્મચર્ય પાળવું" તેવું બોલવું.

ગ્રહસ્થોએ મોટી તિથીઓમાં, પર્વોમાં અને આયંબીલની ઓળીઓમાં તથા કલ્યાણકાદિના દિવસોમાં સર્વથા પાલનનો નિયમ કરવો તે સિવાયના દિવસોમાં પણ સંખ્યા તથા વખતથી પ્રમાણ કરવું

ઉપર પ્રમાણે પોતાની જરૂરીયાત પ્રમાણે સવાર સાંઝ નિયમ ધારવા, અને સાંઝે ધારેલા સવારે, તેમ સવારે ધારેલા સાંઝે સંક્ષેપવા

જે ભવ્ય જીવોએ ઉપર જણાવેલા ચૌદ નિયમોને પહેલાં યાવજ્જીવ સુધીને માટે ધારેલા હોય, તેમાંથી દરરોજ શક્તિ અને ભાવને અનુસારે સંક્ષેપવા એટલે ધારેલા સચિત્તાદિ પદાર્થો ઓછા કરીને નિયમ લેવા કારણ કે હંમેશની વપરાશ ઓછી હોય છે. આ બાબતમા રાજા કુમારપાળની બીના જાણવા જેવી છે, તે હંમેશાં આ પ્રમાણે ચૌદ નિયમો ધારતા હતા તેમાં (૧) દિવસે સચિત્ત પદાર્થ વાપરવાના અંગે તે નાગરવેલના પાનના આઠ બીડાં છૂટાં રાખતા હતા. (૨) રાતે ચોવિહાર કરતા હતા. (૩) વર્ષાઋતુ (ચોમાસા)માં વિગઇ વાપરવામાં એક ઘી વિગઈની છુટ રાખતા હતા. (૪) સર્વથા લીલોતરીનો ત્યાગ (૫) પારણાના અને ઉત્તર પાર-

# નિયમ ધારવાનું પરિશીષ્ટ.

જેઓને યાદ ન રહી શકે તેમને અભ્યાસ પાડવા માટે ખાના પાડી થોડા પાના તૈયાર કરવામાં આવ્યા છે, તેનો ઉપયોગ મુમુક્ષુ જીવો કરશે.

| નામ | કેટલુ વાપરવાનુ | કેટલુ વાપર્યું | લાભમા |
|---|---|---|---|
| સચિત્ત | ૧૦ | ૬ | ૪ |
| દ્રવ્ય | ૨૫ | ૧૫ | ૧૦ |
| વિગઈ | ૫ | ૪ | ૧ |
| વાણહ | ૨ | ૨ | × |
| તંબોલ | | | |
| વસ્ત્ર | | | |
| કુસુમ | | | |
| વાહન | | | |
| શયન | | | |
| વિલેપન | | | |
| બ્રહ્મચર્ય | | | |
| દિશી | | | |
| સ્નાન | | | |
| ભાત પાણી | | | |
| પૃથ્વીકાય | | | |
| અપકાય | | | |
| તેઉકાય | | | |
| વાઉકાય | | | |
| વનસ્પતિકાય | | | |
| અસિ | | | |
| મસી | | | |
| કૃષિ | | | |

## મીઠાઇના અને ઉકાળેલા પાણીના કાળ સંબંધી સમજુતી

| કાળની મર્યાદા અને ઋતુઓ | મીઠાઇનો કાળ | પાણીનો કાળ |
|---|---|---|
| કારતક સુદ ૧૫ થી ફાગણ સુદ ૧૪ ( શીયાળો ) | ૧ માસ | ૪ પ્રહર |
| ફાગણ સુદ ૧૫ થી અસાડ સુદ ૧૪ ( ઉનાળો ) | ૨૦ દિવસ | ૫ પ્રહર |
| અસાડ સુદ ૧૫ થી કારતક સુદ ૧૪ ( ચોમાસુ ) | ૧૫ દિવસ | ૩ પ્રહર |

## પચ્ચખાણ સંબંધી કાંઇક સમજુતી.

| કેટલાક પચ્ચખાણો | તેના કાળનું પરિમાણ | વિશેષ હકીકત |
|---|---|---|
| નમુક્કારસહિય ( નવકારસી ) | સૂર્યોદય પછી બે ઘડી (૪૮ મીનીટ) | સૂર્યોદય પહેલાં લેવુ અને બે ઘડી દીવસ થયે નવકાર ગણીને પાળવુ |
| પોરિસિ | સૂર્યોદય પછી એક પહોર | સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધીનો જે વખત થાય તેનો ચોથો ભાગ એક પહોર કહેવાય |
| સાઢ પોરિસિ | સૂર્યોદય પછી દોઢ પહોર | |
| પુરિમડ્ઢ | સૂર્યોદય પછી બે પહોર (પ્રથમનો અડધો દિવસ ) | |
| અવડ્ઢ | સૂર્યોદય પછી ત્રણ પહોર | |

ણુંના દિવસ સિવાયના દિવસોમાં એકાસણું (૬) દિવસે બ્રહ્મચર્ય અને પર્વમાં શીલ, સચિત્ત, તથા વિગઇનો ત્યાગ વિગેરે નિયમો પાલતા હતા તેમજ રાજધર્મના પરવશપણાને લઇને નિર્દોષ, પરિમિત, ભોગોપભોગના પદાર્થો ઉપયોગમાં લેતા હતા. અને પંદર કર્માદાનથી જે આવક આવે, તે તેના પટ્ટા ફાડીને સર્વથા બંધ કરી હતી આવી ઉચ્ચ વૃત્તિને લઇને જ્યારે શ્રેણિકરાજા તીર્થંકર થશે, ત્યારે કુમારપાલ તેમના ગણધર થશે વિશેષ બીના કુમારપાલચરિત્રથી જાણવી

## ॥ હવે બાવીસ અભક્ષ્યની ટૂંકામાં સમજુતી અને તેને છોડવાની બીના કહે છે. ॥

આ સંબંધી વિસ્તારથી બીના શ્રી શ્રાવક ધર્મ જાગરિકામાં ૨૫૦ મા શ્લોકના વિવરણમાં ૨૫૧ મા પાનાથી જણાવી છે. ત્યાં ૩૨ અનંતકાયની બીના પણ જણાવી છે, તે ત્યાંથી જોઇ લેવી તેમાના જાણવા જેવા જરૂરી મુદ્દા ટૂંકામાં આ પ્રમાણે જાણવા.

૧. મદ્ય—એ કાષ્ઠથી અને પિષ્ટથી બને છે પીવાથી દુર્ગતિના દુઃખોને ભોગવવા પડે છે, અને લજ્જાદિ ગુણો ટકી શકતા નથી. મદ્ય (દારૂ)ના પીવાથી દ્વારિકાનો દાહ થયો. આનો ત્યાગ કરવાથી અંબાગણિઆ નામનો શ્રાવક પરમ સુખી થયો એમ સમજીને આનો ત્યાગ કરવો.

૨. માંસ—જલચરાદિના ભેદથી આના ત્રણ ભેદ છે. અથવા ચર્માદિની અપેક્ષાએ પણ ત્રણ ભેદ પડે છે. કાચા અથવા રંધેલા માંસમાં પણ નિરંતર અસંખ્યાતા સંમૂર્છિમ

વિગેરે જીવો ઉપજે છે. ખાનારા જીવો નરકના દુઃખોને ભોગવે છે. મહા વિકારનું સાધન પણ એ છે, અને વિષ્ઠાની માફક નિંદનીય આહાર છે, તેથી શ્રાવકે તેનો ત્યાગ કરવો જોઇએ. અન્ય દર્શનમાં પણ માંસનો નિષેધ કરેલો છે, એમ 'માંસાદિ છ પદાર્થો પંડિતોએ રાખવા નહિ અને બીજાને દેવા નહિ' તથા 'न मांस भक्षणेऽदोषः' ઇત્યાદિ શ્લોકના (ઉપદેશ પ્રાસાદમાં કરેલા) વ્યાખ્યાન ઉપરથી જાણી શકાય છે.

૩ મધ--આના (૧) કૌતિક (૨) માખીનું. (૩) ભમરીનું મધ, આવા ત્રણ ભેદ છે. ઘણી જીવ હિંસાથી બનેલી આ ચીજ, માખી આદિની લાળરૂપ છે. ખાવાથી દુર્ગતિમાં જવું પડે અન્ય દર્શનમાં પણ કહ્યું છે કે સાત ગામને બાળવાથી જેટલું પાપ લાગે, તેટલુ પાપ મધનું એક બિંદુ ખાવાથી લાગે, માટે શ્રાદ્ધાદિના નિમિત્તે પણ મધનો નિષેધ કર્યો છે. દવાના બ્હાને વાપરવાથી પણ બંને ભવ બગડે છે.

૪. માખણ---આના (૧) ગાયનું (૨) ભેસનું (૩) બકરાનું (૪) ગાડરનું માખણ, એમ ચાર ભેદ યાદ રાખવા. છાશમાંથી બ્હાર કાઢ્યું કે તરત બે ઘડીની અંદર તેમાં ન દેખાય એવા તેના વર્ણ જેવા ઘણાં જીવો ઉપજે છે. મહા વિકારને પ્રકટ કરનારૂં અને દુર્ગતિના દુઃખ દેનારૂં જાણીને ત્યાગ કરવો. આ પ્રમાણે ચારે મહા વિગઈમાં અસંખ્યાતા રસજ વિગેરે જીવ ઉપજે છે, અને મહા વૈકારિક પદાર્થ છે, માટે દુર્ગતિને આપનારાં છે, એમ સમજીને સમજુ શ્રાવકોએ તે ચારેનો

ત્યાગ કરવો જોઈએ તે દવામાં આવે તે પૂરતી જયણા રાખવાની જરૂર જણાય તો રાખવી.

૫. વડનાં ફળ, ૬. પીપરનાં ફળ, ૭ ઉંબરડાનાં ફળ, ૮. પીંપળાના ટેટા, ૯. કાકોદુંબરનાં ફળ આનો આકાર મશલાની જેવો હોય છે, અને તેમાં ઘણી ઝીણી જીવાત હોય છે. વિગેરે કારણોને ધ્યાનમાં લઈને શ્રાવકે ત્યાગ કરવો.

૧૦. હિમ—આ બરફમાં અસંખ્યાતા અપ્કાયના જીવો રહેલા છે. ખાવાથી તેટલી હિંસાનુ પાપ લાગે, વિગેરે કારણોથી તેનો ત્યાગ કરવો.

૧૧. વિષ—આમાં સોમલ, અફીણ વિગેરે આવે ઔષધિના પ્રયોગથી મારેલા સોમલ વિગરે પણ, પેટની ગંડોલા વિગેરે જીવાતને હણે છે. ખાવાથી જીવનું જોખમ, અસમાધિ મરણ વિગેરે નુકસાન જાણીને તેનો ત્યાગ કરવો જે દવામાં સોમલ વિગેરે ભેળવેલ હોય, તેવી દવા અજાણતાં અથવા ખાસ કારણે, તેવી પીચકારી લેવી પડે, તેની જયણા જરૂર જણાય તો રાખવી.

૧૨. કરા—આમાં બરફ ખાવાની માફક નુકસાન જાણીને તેનો ત્યાગ કરવો. યાદ રાખવું કે કરા અને પીવાનું પાણી એ સરખું ન કહેવાય, કારણ કે કરા ખાધા વિના જીવનનો નિર્વાહ થઇ શકે, પણ પાણી વિના ચાલે નહિ.

૧૩ તમામ જાતની મૃત્તિકા ( માટી ) ખાવી નહિ, કારણ કે ખાવાથી પેટમાં જીવાત ઉપજે, અને મહા રોગાદિની પીડા ભોગવવી પડે આમાં ખડી, ઘેર, હરતાળ વિગેરે ભેગા ગણવા મીઠું ધગધગતી ભઠ્ઠીમાં ત્રણ ચાર દીવસ કે

તેથી વધારે ટાઇમ રાખવાથી અચિત્ત થાય આ સિવાય બીજા પણ ઉપાયો શાસ્ત્રોમાં અને 'અભક્ષ્ય અનંતકાય વિચાર' નામની બુક વિગેરેમાં જણાવ્યા છે. શ્રાવકે બને ત્યાં સુધી અચિત્ત મીઠું (બલવણ) વાપરવું. જે સચિત્ત પદાર્થ સો યોજન દૂર લઇ જવાય, અગર તેટલે છેટેથી અહીં આવે, તે અચિત્ત થાય એમાં મુખ્ય ચાર કારણ છે, તે આ પ્રમાણે ૧, અનુકૂળ આહાર ન મળે, (૨) નવા નવા વાસણ વિગેરેમાં ભરાય અને ઠલવાય, (૩) માંહોમાંહે પછડાય, (૪) વિશેષ પવન અને ધુમાડો લાગે. આમાં એ યાદ રાખવું કે ઠળીયા વિનાના ખજૂર વિગેરેને બે ઘડી પછી લેવાનો વ્યવહાર છે, અને લવણ વિગેરેને લેવાનો વ્યવહાર નથી શ્રાવકે આ બાબત ગીતાર્થ ગુરૂગમથી જાણવી ઉચિત છે, તેમજ સ્વકાય શસ્ત્રાદિની બીના ઉપદેશ પ્રાસાદાદિ ગ્રંથોથી જાણવી. સચિત્ત લવણ મૃત્તિકારૂપ ગણાય તેથી અભક્ષ્ય કહ્યું છે.

૧૪. રાત્રિ ભોજન—રાતે ચાર પ્રકારનો આહાર કરવો, તે રાત્રી ભોજન કહેવાય રાત્રીના ટાઇમે—અંધારામાં અનાજની જીવાત અને ઉડીને ચોંટે એવી જીવાત ન દેખાય, ખાતાં અંનેની હિંસા થાય, તેમજ ખુલ્લા ભાગમાં જમતાં અપ્કાય વિગેરે અનંતા જીવોની વિરાધના (હિંસા) થાય, કારણ કે રાતે આકાશમાંથી અપ્કાય જીવોની વૃષ્ટિ થાય છે. જ્યાં જલ ત્યાં વનસ્પતિ હોય જ, અને વનસ્પતિમાં અનંતકાય પણ હોય આ મુદ્દાથી શ્રાવકે રાતે જમવુ નહિ, ઘરમાં પણ તેવો રિવાજ પાડવો નહિ, હોય તો બંધ કરવો.

રાતે ભોજન ખાવામાં કીડી આવે તો બુદ્ધિનો નાશ થાય. ભોજનની સાથે માંખ જમવામાં આવે તો ઉલ્ટી થાય, જુ આવે તો જલોદર; અને કરોળીઓ આવે તો કોઢ રોગ થાય, એમ સમજીને રાતે ન ખાવું.

રાતે વાસણ ધોતાં, કુંથુઆ વિગેરે જીવો હણાય તેથી તેમ કરવું નહિ વળી 'રાતે આહાર ન કરવો' આ નિયમ પાળનારા જીવોને મહિનામાં પંદર ઉપવાસનું અને વરસમાં ૬ મહિનાના ઉપવાસનું ફળ મલે છે એમ યોગશાસ્ત્રમાં કહ્યું છે. ખરો વ્યવહાર એ છે કે–' સૂર્ય ઉગ્યા પછીની બે ઘડીને અને દિવસની છેવટની બે ઘડી છોડીને ભોજન કરવું' કારણ કે એ રાત્રીની નજીકનો ટાઇમ છે, તો પછી રાતે તો જમાય જ નહિ તથા રાત્રિ ભોજન કરવાનું ખરાબ ફળ એ કે રાતે ખાનારા જીવો મરીને કાગડા, ઘૂવડ, બીલાડી, સર્પ, વીંછી વિગેરે થાય છે. એમ યોગશાસ્ત્રમાં કહ્યું છે. વળી રામાયણમાં પણ આ બાબત જણાવતાં કહ્યું છે કે–રાજા મહીધરની વનમાળા નામે પુત્રી વનવાસમાં લક્ષ્મણને પરણી ત્યાર બાદ લક્ષ્મણે વનમાળાને કહ્યું કે "હાલ તો તમારે પિતાને ત્યાં રહેવાની જરૂર છે કારણ કે અમારે વનવાસનો પ્રસંગ છે. તે પૂર્ણ થયા બાદ વળતી વખતે હું તમને લઇ જઇશ" આ બાબત લક્ષ્મણે બીજા સ્ત્રી, બાળ, ગોહત્યા વિગેરેના ઘણાં સોગન ખાધા, તો પણ વનમાલાએ માન્યું નહિ. એટલે લક્ષ્મણને જવાની રજા ન આપી, પણ જ્યારે લક્ષ્મણે એમ કહ્યું કે 'જો હું તને લેવા અહીં પાછો નં આવું, તો રાતે ખાવાથી જેટલું પાપ લાગે તેટલું પાપ મને

લાગે.' ત્યારે વનમાલાએ રજા આપી. આમાંથી સમજવાનું મલે છે કે રાતે ખાવાથી ભયંકર પાપ બંધાય છે, અને બીજાની હિંસા થવા ઉપરાંત પોતાનું જીવન પણ બગડે છે. તેમજ રાતે જમતાં દીવો હોય, તો પણ ઝીણી જીવાત દેખાતી નથી, માટે તેની હિંસાથી બચવા માટે રાત્રિભોજન ન કરવું એજ વ્યાજબી છે.

## ॥ બીજાં ધર્મના શાસ્ત્રોમાં રાત્રિભોજનની આ પ્રમાણે મનાઈ કરી છે ॥

૧–સગાનું મરણ થાય તો સૂતક લાગે, તો સૂર્ય આથમ્યા બાદ ભોજન કેમ કરાય ?

૨–જે રાત્રિભોજનાદિ ચાર પાપને કરે, તેના તીર્થયાત્રા વિગેરે નકામા સમજવા, એમ પદ્મપુરાણનો પાઠ છે.

૩–ભારતના અઢારમા પર્વમાં કહ્યું છે કે, હે યુધિષ્ઠિર! તપસ્વીએ જરૂર રાતે પાણી પણ પીવું નહિ અને વિવેકી ગૃહસ્થોએ પણ રાતે પાણી પણ પીવું નહિ.

૪–મહાભારતમાં આવી બીના કહી છે કે, રાતે પાણી લોહી જેવું અને અનાજ માંસ જેવું થાય છે. આથી રાતે ભોજન કરનારા જીવો લોહી અને માંસનું ભક્ષણ કરે છે.

૫–પદ્મપુરાણના પ્રભાસ ખંડમાં નરકના ચાર દ્વાર ગણાવ્યા તેમાં રાત્રિભોજનને લીધું છે.

૬–આયુર્વેદ પણ સ્પષ્ટ જાહેર કરે છે કે રાતે હૃદયકમળ અને નાભિકમળ સંકોચાય છે. સૂક્ષ્મ જીવાત ખાવામાં આવે, આથી રાત્રિભોજન ન કરવું જોઈએ.

૭-જેઓ સૂર્યાસ્ત પછી જમતા નથી, તેઓ નિત્ય તીર્થયાત્રાના ફલને પામે છે, એમ સ્કંદ પુરાણમાં કહ્યું છે.

વળી એ પણ સમજી લો કે સંપૂર્ણ જ્ઞાનવંત પુરૂષો જ્યારે રાતે ભોજન કરતાં નથી, તો પછી આપણા જેવા અલ્પજ્ઞ જીવોએ તો જરૂર તેનો ત્યાગ કરવો આ બાબતમાં શ્રી ઉપદેશપ્રાસાદમાં ત્રણ મિત્રની કથા જણાવી છે. તેમાં બીજો ભદ્રિકમિત્ર રાત્રિભોજનના નિયમને પાલવાથી સૌધર્મ દેવલોકમાં દેવ થયો, તથા પ્હેલા મિત્રે નિયમ તોડ્યો, અને ત્રીજા મિત્રે નિયમ ન લીધો તેથી રાતે જમતાં મરણ પામીને પ્હેલી નરકે ગયા.

૧૫-અનંતકાય-જે શરીરમાં અનંતા જીવો હોય, તે અનંતકાય કહેવાય આને ખાવાથી અનંતા જીવોની હિંસાનું પાપ લાગે વિગેરે કારણ અને સ્વરૂપ શ્રી શ્રાવક ધર્મજાગરિકામા જણાવ્યું, તે જાણીને શ્રાવકે અનંતકાયનો ત્યાગ કરવો જોઇએ તેના મુખ્ય ૩૨ ભેદો આ પ્રમાણે જાણવા

૧-સૂરણકંદ, ૨-વજ્રકંદ બને પ્રસિદ્ધ છે ૩-લીલી હળદર ૪-લીલું આદું ૫-લીલો કચૂરો ૬-શતાવરી ૭-વિલ્લરિકા ( એક જાતની વેલડી ) ૮-કુંવાર ૯-થોર, ૧૦-ગળો, ૧૧-લસણ, ૧૨-વાંસકારેલા, ૧૩-ગાજર, ૧૪-લવણક ( એક જાતની લીલોતરી ) લોકો આને બાળીને સાજી બનાવે છે. ૧૫-કમલિનીનો કંદ, લોઢક ૧૬-ગિરિ કર્ણિકા નામની વેલ. ૧૭-પ્રૌઢ ( મોટા ) પાંદડાંના ઉગ્યા પ્હેલાના ટાઇમમાં એટલે બીજ ઉગવાના ટાઇમે જે અંકુરા ફૂટે, તે કુંપલીઆ અથવા કિશલય કહેવાય અહીં ખાસ સમજવા જેવી બીના એ છે

કે બીજનો જીવ વર્ષાઋતુ, પૃથ્વી વિગેરે સાધનોને લઈને ઉગવાની અવસ્થામાં ( બી ઊગે ત્યારે ) તેનો તે ( જીવ ) રહે, અથવા બીજો પણ ( જીવ ) હોય છે, એટલે ઉગવાના ટાઈમે બીજનોજ જીવ હોય, એવો નિયમ નહિ. જો કે ટૂંકામાં એમ કહ્યું છે કે, બીજ, મૂળ અને પ્રથમ પત્રમાં એક જીવ-પણું છે, પણ તેનું રહસ્ય ઉપર જણાવ્યા મુજબનું છે, એટલે 'બીજમાં મૂળ સ્વરૂપે ઉપજીને તે(જ) બીજનો જીવ અથવા બીજો જીવ તે પછી થનારી ઉગવાની અવસ્થાને પ્રકટ કરે છે' ઉદ્ભવ વખતે કિશલય–કુંપલીઆની અવસ્થામાં જરૂર અનંતા જીવો હોય છે આમાં વસ્તુસ્થિતિ એ છે કે મૂળનો જીવ આયુષ્ય પૂરૂં થવાથી ચ્યવીને ( મૂળ દેહનો ત્યાગ કરીને, મરણ પામીને ) તેજ જીવ અનંતકાયપણાને પામીને પ્હેલું પાંદડું ઊગે ત્યાં સુધી વધે છે. આ પ્રમાણે કિશલયમાં અનંતકાયપણું અને એ કર્ત્તાપણું ( બને ) હોય છે. અહીં બીજા આચાર્ય ભગવંતો 'પ્રથમ પત્ર એટલે બીજની પ્હેલી ઉગવાની ( જ ) અવસ્થા' એમ કહે છે. આ ઉપરથી સમ-જવાનું એ કે કિશલય અનંતકાય છે ૧૮–ખરસુઓ, ૧૯–થેગ ( ગોપીકંદ ) ૨૦–ભ્રમર નામના ઝાડની છાલ (તેનું બીજું નામ 'લવણ' છે). ૨૧–લીલી મોથ ૨૨–ખીલોશ, ૨૩–અમૃતવલ્લી, ૨૪–મૂળા, આમાં અલ્પ સ્વાદની ખાતર અનંતા જીવોની હિંસા( હણુવા )રૂપી પાપ બંધાય છે તેથી અભક્ષ્ય છે. આ બાબત બીજા દર્શનના ભારત નામના ગ્રંથમાં કહ્યું છે કે 'પુત્રનું માંસ ખાવાથી જે પાપ લાગે તેનાથી વધારે પાપ મૂળા ખાવાથી લાગે (બંધાય) આને ખાનારા-જીવો નરકે

અને છોડનારા જીવો સ્વર્ગે જાય." તેમજ રાતા મૂળાને માંસની જેવા અને સફેદ મૂળાને દારૂની જેવા કહ્યા છે. આ મૂળા જ્યાં રંધાય તે ઘર શ્મશાન જેવું જાણવુ, એમ સ્વપર શાસ્ત્રમાં મૂળા ખાવાની ના પાડી છે. એવી રીતે દાંડલી વિગેરે પાંચે વાનાં અભક્ષ્ય સમજવા. વિશેષ બીના 'શ્રી શ્રાવક ધર્મજાગરિકામાં'થી જાણવી ૨૫–બીલાડીના ટોપ, ૨૬–અંકુરાવાલું વિદલ, ૨૭–ઢક વત્થુલો (એક જાતનું શાક) ૨૮–શૂકર નામના વાલ, હાલ જે વપરાય છે તે 'વાલ' નહિ. ૨૯–પલ્યંક=પાલખુ નામનું શાક ૩૦–કૂણી આંબલી, ૩૧–આલુકંદ, ૩૨–પિંડાલુ. આ અનંતકાયનાં લક્ષણ વિગેરેની બાબતમાં જરૂરી બીના શ્રી શ્રાવક ધર્મજાગરિકા ૨૫૦ મા શ્લોકના વિવરણથી જાણવી સૂંઠ સિવાય અનંતકાયની સૂકવણીનો પણ જરૂર ત્યાગ કરવો, કારણ કે તેવી સૂકવણી વાપરવાથી નિઃશૂક( નિર્દય )પણું વિગેરે ગેરલાભ થાય છે. બહુ સ્વાદિષ્ટ બટાકાની કાતરી વિગેરે ભૂખને સારી રીતે શમાવે છે, તેથી તેમને જીભની લાલસાને લઇને સૂંઠની જેવા ગણવા એ ગેરવ્યાજબી છે આ બાબતમાં દૃષ્ટાંત એ છે કે–'**ધર્મરૂચિ**' નામે રાજકુમારે મુનિવરોની સાથે વાતચીત કરતાં જાણ્યું કે 'સાધુઓને યાવજ્જીવ અનાકુટ્ટિ (એટલે લીલોતરીને છેદન ભેદનાદિ નહિ કરવુ તે અનાકુટ્ટિ કહેવાય ) હોય છે." આનો વિચાર કરતાં તેને જાતિસ્મરણ જ્ઞાન થયું તેથી જાણ્યુ કે 'મેં પાછલે ભવે દીક્ષા લઇને બધા વનસ્પતિના જીવોને અભયદાન દીધું હતું તો મારે હાલ પણ તેમ કરવું ઉચિત છે.' આવું વિચારી તે પ્રત્યે-

પ્રબુદ્ધ થયા બીજા તાપસોને સમજાવીને 'વનસ્પતિનું છેદન ભેદન, ભક્ષણ કરવું નહિ' આવો નિયમ આપ્યો. ધર્મરૂચિ મુનિવર સંયમ સાધીને પરમ સુખી થયા

૧૬–સંધાન એટલે લીંબુ, બીલી વિગેરેનુ બોળ અથાણું આમાં ઘણાં જીવો ઉપજે છે ખાતાં હિંસા ઘણી અને સ્વાદ થોડો માટે શ્રાવકે આનો ત્યાગ કરવો.

૧૭–બહુ બીજ–પંપોટા, અજીર વિગેરે અભક્ષ્ય છે, કારણ કે ખાતા સ્વાદ થોડો અને હિંસા ઘણી થાય છે. વચમાં જેને પડ ન હોય તે અહી બહુબીજ તરીકે લેવા દાડિમ વિગેરેમાં વચમા પડ છે તેથી તે અભક્ષ્ય ન કહેવાય

૧૮–કાચા ગોરસ (ઊના કર્યા વિનાના ઠંડા દૂધ, દહીં, છાશ) માં દ્વિદલ ભળે તો તરતજ તેમાં કેવલિગમ્ય સૂક્ષ્મ જંતુઓ (ત્રસ જીવો) ઉપજે છે. તેવું અનાજ ખાતા તે જીવોની હિંસાનું પાપ લાગે વિગેરે અનેક કારણોને લઇને શ્રાવકે આવી ચીજ ખાવી નહિ

પ્રશ્ન—દ્વિદલ કોને કહીએ ?

ઉત્તર—જેમાથી તેલ નીકળતું નથી અને તેના જો સરખા બે ભાગ થતા હોય, તો તે દ્વિદલ કહેવાય આમાં મગ, ચોળા, અડદ, તુવેર વગેરે કઠોળ લેવુ. તે અને તે બધાની ભાજી વિગેરે પણ કાચા ગોરસની સાથે ન વપરાય

જો કે સરખા ફાડિયા તો બદામ વિગેરેના પણ થાય છે. પણ ત્યાં વિચાર એ કરવો કે તેમાંથી તેલ નીકળે છે કે નહિ ? જો નીકળતું હોય તો દ્વિદલમાં ન ગણાય. તેલ ન નીકળતું હોય ને તેની બે ફાડ થાય તો દ્વિદલ કહેવાય.

આ બાબત બીજા ધર્મના શાસ્ત્રોમાં પણ દોષ કહ્યો છે. તે એ કે જે માણસ અડદ વિગેરેને ( કાચા ) ગોરસમાં ભેળવીને ખાય, તેને માંસ ખાવાથી જે દોષ લાગે તેટલો દોષ (પાપ) લાગે આ ઉપરથી સમજી લેવું જોઇએ કે કાચા દહીમાં મગની દાળના ડબકા વિગેરે નાંખીને ઘોલવડાં વિગેરે બનાવ્યા હોય, તે અભક્ષ્ય હોવાથી ખવાય નહિ આવા અનાજનાં જીવાતની ઉત્પત્તિ વિષે કેટલાએક અણસમજુ જીવો કુતર્ક કરીને એટલે ' જીવાત ઉપજતી હોય તો દેખાય કેમ નહિ ' વિગેરે કહીને આવું અનાજ ખાવામાં દોષ નથી એમ જણાવે છે, અને ખાય છે પણ તેમ જણાવવું એ ગેરવ્યાજબી છે. તેઓએ જરૂર સમજવું જોઇએ કે—

ઉપરની બીના સર્વજ્ઞ પ્રભુએ જણાવી છે તેથી અસત્ય હોઈ શકે જ નહિ તેમજ આંખેથી ન દેખાય એવી બીજી ઘણી બીના તમે કબુલ કરો છો, તેમ ન દેખાય તેવી ઝીણી જીવાતને પણ માનવી જોઇએ આ બાબતમાં ' વિચાર સપ્તતિ નિર્યુક્તિ ' માં કહ્યુ જે કે જેમ બિયજાતના ઝાડની યષ્ટિ (થંભ; લાકડી ) અને અંકોલ નામના ઝાડની ઘાણી કરાવીને તેમાં શેલડી નાંખીને પીલે, તો તત્કાળ સમૂર્છિમ માછલાંઓ ઉપજે છે તેવી રીતે કાચા ગોરસમાં દ્વિદલ ભળે ત્યારે ત્રસાદિ જીવો ઉપજે એમ સમજવુ

આ પ્રસંગે દહીં અને છાશનો ખુલાસો પણ શ્રાવકોએ જરૂર સમજવા જેવો છે. તે એ કે બે દિવસ એટલે સોલ પહોર પછીનું દહીં અને છાશ અભક્ષ્ય છે પ્હોર એટલે જેટલા કલાકનો દિવસ હોય, તેનો ચોથો ભાગ એ પ્હોર કહેવાય.

એમ રાતમાં પણ સમજવું. દહીં જ્યારે મેળવ્યું હોય ત્યારથી સોલ પહોર ગણાય. એમ વલોણું કર્યા બાદ છાશના સોલ પહોર ગણવા.

રાતે ચોવિહાર કરનારા શ્રાવકોને ( દૃષ્ટાંત તરીકે ) આજે સવારે મેળવેલું દહીં આવતી કાલે સાંઝ સુધી ખવાય. કારણ કે ૧૬ પહોરમાં ૪ પહોર બાકી હોવાથી તે રાતે અભક્ષ્ય ન કહેવાય, પણ તેમને ચોવિહાર હોવાથી ' સાંઝ સુધી ' એમ કહ્યું છે. કેટલેક સ્થલે ભાતના શેકલા વિગેરે જીભના સ્વાદની ખાતર બનાવવામાં આવે છે. ત્યારે પાછલે દિવસે સાંઝે ઘાંચી વિગેરેને ત્યાંથી દહીં લાવીને તેમાં પાણી નાંખીને ભાત છાંટે છે. આમ કરવું એ તદ્દન ગેરવ્યાજબી છે કારણ કે તે છાંટેલો ભાત અભક્ષ્ય ગણાય આ બાબતમાં પ્રાચીન વૃદ્ધ પુરૂષોનો વ્યવહાર એ છે કે વલોણાની ચોખ્ખી છાશ જોઈએ જે વાસણમાં ભાત હોય તેનાથી ઉપર ચાર આંગળ ( પાછળથી પાણી જેમા નાંખ્યું નથી તેવી ) છાશ તરતી રહેલી હોય. તો તે ભાત અભક્ષ્ય ન ગણાય પણ હાલ તો નથી વલોણાનું ઠેકાણું. કારણ કે સચાથી નામનું વલોણું કરાય છે વળી ઉપરના ચાર આંગળની સમજણ નથી હોતી, અને કદાચ હોય છે તો જળવાતી નથી માટે ભાતને છાંટવા કરતાં તેનું દાન દેવામાં વધારે લાભ છે કયો સમજુ શ્રાવક દુઃખદાયી જીભના સ્વાદની ખાતર ઘણી હિસાનું પાપ વ્હોરે ? એટલે નજ વ્હોરે. જે દહીંને સોલ પ્હોર વીતી ગયા હોય તેવા દહીંમાંથી અમુક પ્રયોગથી જીવાત જોઈ શકાય છે. આ બીના કવિ ધનપાલના ચરિત્રમાંથી જાણવી.

૧૯—તુચ્છફળ-મહુડાં, બોર વિગેરે તુચ્છફલ કહેવાય, આથી તુચ્છ એવા ફૂલ અને પાંદડાં લેવા. યાદ રાખવું કે કેરડાં વિગેરેના ફૂલ ખાવામાં અને ચોમાસામાં થાય એવી તાંદળજા વિગેરેની ભાજી ખાવામાં તથા કૂંણી મગ ચોળાની શીંગને ખાવામાં જીવ હિંસા ઘણી અને તૃપ્તિ લગાર એમ સમજીને શ્રાવકે આવી ચીજ ન વાપરવી જોઇએ.

૨૦-વૃંતાક-આ ચીજ ખરાબ કામ વાસનાને અને નદ્રાને વધારે છે, માટે શ્રાવકે ન ખાવી જોઇએ બીજાના ધર્મ-શાસ્ત્રોમાં પણ રીંગણાનો નિષેધ આ પ્રમાણે કર્યો છે- શિવજી પાર્વતીને કહે છે કે હે પ્રિયે ! જે રીંગણાં વિગેરે ખરાબ ચીજ ખાય, તે અંતકાલે મને યાદ નહિ કરે. એમ મનુસ્મૃત પણ સ્પષ્ટ જાહેર કરે છે કે સમજુ પુરૂષે ં ુા વિગેરે તામસ ચીજો ન જ ખાવી જોઇએ.

૨૧-અજાણ્યાં ફલ, પાંદડાં, ફૂલ, મૂળિયાં વિગેરે ન ખાવાં. કારણ કે એમ કરતાં કદાચ ઝેરી ફલ વિગેરે ખાવામાં આવે તો અચાનક મરણ થાય આ બાબતમાં વંકચૂલનું દૃષ્ટાંત એ છે કે તેણે ગુરૂની પાસે અજાણ્યા ફૂલ ખાવાનો નિયમ લીધો હતો. અવસરે ઝેરી ફલ તેણે ન ખાધું તેથી બચી ગયો અને બીજા ખાનારા મરી ગયા. વિશેષ બીના શ્રી ઉપદેશ પ્રાસાદ અને શ્રાવક ધર્મજાગરિકા વિગેરે ગ્રંથોથી જાણવી અભક્ષ્ય નહિ ખાવાનું એકલું જૈન દર્શનજ કહે છે એમ નહિ, પરંતુ બ્રહ્માંડ પુરાણમાં પણ કહ્યું છે કે અભક્ષ્યનું ભક્ષણ કરવાથી કંઠરોગ અને હૃદયમાં કરમિયા ઉપજે છે

૨૨-ચલિતરસ-જે ખાવાની ચીજના વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ બદલાયા હોય, એટલે પ્હેલાં કરતાં ચાખવામાં સ્વાદ ફેર લાગે, કે સૂંઘતાં દુર્ગંધ મારે એમ વર્ણાદિ પણ ફર્યા હોય એમ માલૂમ પડે તો તેવી ચીજ ચલિત રસ ( ફર્યો છે રસ જેનો તેવી ) કહેવાય

આમાં કહેવાનું એ છે કે-બે સ્વાદ થયેલા વાસી અનાજ, દ્વિદલ, પુલ્લાં, વડાં, રાંધેલા ભાત, અ કોહી ગયેલું અનાજ ન ખાવું કારણ કે એ બધા પદાર્થો સ્વાદ ફેર થયા તેથી તેમાં ઘણાં ઝીંણાં જંતુઓ ચોંટે છે તેને ખાવાથી મિથ્યાત્વ વધે, અને ઘણુ જીવ હિંસા થાય કારણ કે સમૂર્છિમ જીવો તેમાં ઉપજે છે, રાતે વાસી અનાજ રાખ્યું હોય તો તે જોઈને, જોનારા જીવો મિથ્યા ભાવ પામીને આવી નિંદા કરે કે-અરે ! આ શ્રાવક થઇને આવું કરે છે ? વાસી રહેલા સાથવા વિગેરે પદાર્થોમાં કરોળીયાના જાળા થાય, અને ઝીણી જીવાત પણ ઉપજે ખાતાં તે બધાની હિંસાનું પાપ લાગે એમ વાસી માલપુવા, પોળી વિગેરેમાં બેઇન્દ્રિય લાળીયા જીવો ઉપજે તે ખાવા ઉંદર આવે તેનો અવાજ સાભળીને બિલાડી આવે તેની પાછળ કુતરા આવે આવી પરસ્પર ( માહેમાહે ) હિંસા થાય તેથી તેવી ચીજ વાસી રાખવી નહિ, ને ખાવી પણ નહિ એમ શ્રી બૃહત્કલ્પ નામના છેદ સૂત્રની ટીકા વિગેરે અનેક શાસ્ત્રોમાં કહ્યું છે ચલિત રસ પદાર્થોને અભક્ષ્ય માનવાજ જોઇએ, કારણ કે રોટલી વિગેરેમાં તેવું પ્રત્યક્ષ દેખાય છે. એ પ્રમાણે કાલાતિક્રમ થયેલા પકવાન્ન વિગેરે પણ ચલિત રસમાં ગણીને ન ખાવાં.

મીઠાઈના કાળની બાબતમાં કહ્યું છે કે જે દિવસે પૂરેપૂરું ઘી વિગેરે નાખીને તે બનાવી હોય. ત્યારથી માંડીને ચોમાસામાં ૧૫ દિવસ સુધીનો કાળ જાણવો. શિયાળામાં એક મહીનો અને ઉનાળામાં ૨૦ દિવસ જાણવો તે ઉપરાંતનું પકવાન અભક્ષ્ય સમજવું આ બાબતમાં કેટલાએકનું માનવું એમ પણ છે કે, 'જ્યાં સુધી વર્ણાદિ ન બગડે, ત્યાં સુધી ખવાય' તથા આદ્રા નક્ષત્ર પછી આંબાનો રસ પણ ન ખવાય એ પ્રમાણે સ્વાદ ચલિત થયેલા, વાસી, કોહી ગયેલા અનાજ વિગેરે પદાર્થો સ્વાદ વિનાના અને બેઇંદ્રિય જીવોથી વ્યાપ્ત હોવાથી ન ખાવા જોઈએ કારણ કે ખાનારને તીવ્ર દુઃખની વેદના ભોગવવી પડે છે આ બાબતમાં તાજુના જેવી બીના એ છે કે—એક કંજુસ માણસે વાસી અનાજ ખાધું તેથી તેનું હૃદય ફાટયું જેથી તે તરત મરીને ચંડાળનો દીકરો થયો તથા થાવર નામના ચંડાળે અભક્ષ્ય ખાવાનો નિયમ લીધો હતો એક વખત ઘણી ભૂખને લઇને તે નિયમ યાદ ન આવ્યો જેથી વાસી અનાજ અને બાવીસ પહોરની છાશ બંને ખાતા ખાતાં શૂલની પીડા ભોગવીને મરણ પામ્યો આ નિયમના પ્રભાવે (અને સાધર્મિક ભક્તિના પ્રભાવે) ચાર ક્રોડ દ્રવ્યનો સ્વામી થયો પૂર્વે જણાવ્યા મુજબ ઘણી ભૂખને લઇ નિયમ ભૂલી ગયો. આટલો દોષ લગાડયો તેથી શૂલની વ્યાધિ ભોગવીને મરવું પડયું આમાંથી શ્રાવકે શીખામણ લેવી જોઇએ કે લીધેલા નિયમમા ભૂલથી પણ દોષ લગાડવાથી રોગની પીડા ભોગવવી પડે છે માટે નિયમ પાળવા તરફ બેદરકારી ન રાખવી આ દૃષ્ટાંત ઉપદેશ પ્રાસાદના

બીજા ભાગના ૮મા સ્તંભમાં ૧૧૯મા વ્યાખ્યાનમાં વિસ્તારથી જણાવ્યું છે. તેમજ વૈદક શાસ્ત્રમાં કહ્યુ છે કે- જે વાસી અનાજ ખાય તેને ધાધર, કરોળીયા અને ચામડીના બીજા રોગો તથા વાયુનો પ્રકોપ થાય, જેથી તેને અનુસરતી વ્યાધિ થાય છે ખાનારની બુદ્ધિનો નાશ થાય છે. એ પ્રમાણે ટૂકામાં બાવીસ અભક્ષ્ય જણાવવાના પ્રસંગે બત્રીશ અનંતકાયની પણ બીના જણાવીને હવે વ્રત લેનારે આ બાબતમાં નિયમ કરતી વખતે જયણા કેવી રીતે રાખવી તે જણાવવું જરૂરી હોવાથી તે કહીએ છીએ ખરી રીતે શ્રાવકે ઉપરની ચીજો નજ ખાવી એમાં વિશેષ લાભ છે. પરંતુ મહારોગાદિ કારણે બીજો ઉપાય ન હોય ત્યારે અનુભવી વૈદ્યની સલાહ હોય તો શરીર ઉપર ચોળવા વિગેરેની જયણા રાખવી અજાણતાં ખવાય, અથવા અજાણ્યો માણસ આપે ત્યારે પૂછવાનું ભૂલી જવાથી ખવાય ત્યારે જયણા તેમજ કુટુંબાદિને માટે અશક્ય પરિહાર હોવાથી તેવી ખાસ જરૂર જણાય તો જયણા રખાય.

## ॥ ટૂંકામાં ચાર પ્રકારના આહારની બીના વિગેરે આ પ્રમાણે જાણવું ॥

૧-અશન-આમાં પાંચમા અણુવ્રતના પ્રસંગે નિયમમાં રાખેલું અનાજ, અને તેની બનેલી ચીજો (પકવાન્ન વિગેરે) લેવાય શ્રાવકે અહીં એવી વિચારણા કરવી કે હું દરરોજ ચૌદ નિયમ ધારતી વખતે જે પ્રમાણે અશનનો નિયમ લઉં તે પ્રમાણે વાપરૂં

૨–પાન–આમાં નદી વિગેરે જલાશયનું પાણી, ફલ વિગેરેમાંથી કાઢેલો રસ, તેલ, દૂધ વિગેરે પીવા લાયક પ્રવાહી પદાર્થો, તેવા પદાર્થોથી બનેલી તથા મિશ્ર થયેલી ચીજો વિગેરે લેવાય. શ્રાવકે ધારી લેવું કે હું ચૌદ નિયમ ધારતી વખતે ધારેલા નિયમ પ્રમાણે, પાન આહારને વાપરૂં. (ઉપ-યોગમાં લઉ)

૩–ખાદિમ–આમાં સેકેલા ધાણી વિગેરે તથા ફલ વિગેરે ગણાય. આ બાબત શ્રાવકે વિચાર કરી લેવો કે ચૌદ નિયમ ધારતી વેલાએ ધાર્યા મુજબ ખાદિમ વાપરૂં

૪–સ્વાદિમ–આમાં તંબોલ, સૂંઠ, મરી વિગેરે ગણાય. પ્હેલાં પાંચમા અણુવ્રતના પ્રસંગે ધરિમ ધનમાં ગણાવ્યા મુજબની ચીજોમાંથી દરરોજ ચૌદ નિયમ ધારતી વેલાએ ધાર્યા મુજબ સ્વાદિમ પદાર્થો ઉપયોગમાં લઉં. તેમાં દ્રવ્યનું માપ ધારતી વખતે તેમાં અણાહારી પદાર્થો ગણી લેવા

## ॥ ચૌદ નિયમ ધારવાનો સરલ રસ્તો ॥

૧–સચિત્ત. શ્રાવક અચિત્ત પદાર્થોથી પોતાનો નિર્વાહ કરે. તેમ ન બને તો આખા દિવસમાં આટલી (૧૦, ૧૨ વિગેરે) સંખ્યામાં કે અમુક (૧, ૨ શેર વિગેરે) પ્રમાણમાં સચિત્ત પદાર્થો ઉપયોગમાં લઉં, તેથી વધારે નહિ, એવો નિયમ કરવાનો અભ્યાસ પાડીને પછી 'દેસાવગાસિયં' ના પચ્ચખાણ લેવાની પદ્ધતિ શરૂ કરવી કઇ વસ્તુ કેટલો ટાઇમ ગયા બાદ અચિત્ત થાય? વિગેરે સ્પષ્ટ ખુલાસો શ્રાવકે ગુરૂ-ગમથી જાણવા જેવો છે, તો પણ ટૂંકામાં જરૂરી બીના આ-પ્રમાણે જાણવી:—

૧–જેમાં જીવ હોય તે સચિત્ત કહેવાય. ૧ સ્વકાય શસ્ત્ર(જેમ ખારાં પાણીમાં મીઠુ પાણી ભળવાથી પાણીના જીવોનો વિનાશ થાય. તે સ્વકાય શસ્ત્ર કહેવાય, તેમ પૃથ્વીકાયાદિમાં પણ સમજવું તે) ૨ પરકાય શસ્ત્ર એટલે જેમ અગ્નિ પૃથ્વી-કાયાદિ જીવોને બાળે તે પરકાય શસ્ત્રથી વિનાશ થયો કહેવાય ૩ ઉભયકાયશસ્ત્ર એટલે જ્યારે જળ અને અગ્નિ ભળે, અથવા કાચી માટી અને પાણી ભળતાં બંનેનો વિનાશ થાય તે ઉભય-કાય શસ્ત્ર. એમ ત્રણ શસ્ત્રોમાં કોઇ પણ શસ્ત્રના સંબંધ વિગેરેથી સચિત્ત પદાર્થ અચિત્ત થાય છે

ચાળ્યા વગરનો લોટ શ્રાવણ અને ભાદરવામાં પાંચ દિવસ સુધી મિશ્ર ગણાય એટલે સચિત્ત કે અચિત્ત એમ એમાંથી એક રીતે નક્કી ન કહેવાય ત્યારપછી અચિત્ત થાય. એમ આગળ પણ જે મિશ્રપણાનો કાલ કહે તેટલો ટાઇમ વીત્યા બાદ લોટ અચિત્ત એમ સમજવું તથા આસો અને કાર્તિક માસમાં ૪ દિવસ સુધી, માગસર અને પોષમાં ત્રણ દિવસ સુધી, માહ અને ફાગણમાં પાંચ પ્હોર સુધી, ચૈતર વૈશાખમાં ચાર પ્હોર સુધી, જેઠ અષાઢમાં ત્રણ પ્હોર સુધી ચાળ્યા વિનાનો લોટ મિશ્ર ગણાય ચાળેલો લોટ એક મુહૂર્ત (એટલે ૨૪ મિનીટની એક ઘડી થાય, એવી બે ઘડી) વીત્યા બાદ અચિત્ત થાય આવું અચિત્તપણું કેટલા ટાઇમ સુધી રહે? એટલે તે લોટ અચિત્ત થયા બાદ કેટલો ટાઇમ જાય ત્યારે બગડે, એ બીના ગુરૂગમથી જાણવી. વ્યવહાર એ છે કે જ્યાં સુધી વર્ણાદિ બદલાય નહિ, અથવા ઈયળ વિગેરે જીવાત ન પડે; ત્યાં સુધી તે લોટ કાળજીથી ઉપયોગમા લેઇ શકાય

૨. કાચું (ત્રણ ઉકાળા વિનાનું) પાણી સચિત્ત ગણાય. ત્રણ ઉકાળા આવેલું પાણી અચિત્ત કહેવાય (૧) ઉકાળો એટલે શું? (૨) બે ઉકાળા આવે ત્યાં સુધી પાણી કેવું કહેવાય? (૩) દરેક ઋતુમા ઉકાળેલા પાણીનો ટાઇમ કેટલો હોય? (૪) કઇ રીતે પાણી ગાળવું? અને (૫) તેમાં કાળજી કેવી રાખવી? વિગેરે બીના શ્રી શ્રાવક ધર્મજાગરિકામાં વિસ્તારથી જણાવી છે. ઓછામાં ઓછા ત્રણ ઉકાળાવાળું પાણી પીવામાં ઘણી જાતના ફાયદાઓ રહેલા છે. તે આ પ્રમાણે-(૧) સંયમી જીવન ટકે. (૨) ઝેરી તાવ ટળે, નવો તાવ વિગેરે વ્યાધિ થાય નહિ (૩) પ્રભુની આજ્ઞા પળાય (૪) દયાગુણ વધે, ત્રણ ઉકાળા કરતાં વધારે (અડધું) બળેલું પાણી પીનારનો સનિપાતાદિ વ્યાધિ નાશ પામે છે આ બીના ધ્યાનમાં લઇને સમજુ શ્રાવકે બને ત્યાં સુધી ઉકાળેલું પાણી પીવાની પદ્ધતિ ચાલુ રાખવી વ્યાજબી છે. તેમ ન બને તો પર્વાદિના ઉત્તમ દિવસોમાં તેવું પાણી જરૂર વાપરવું જ્યારે કાળ વધારે રૂક્ષ હોય ત્યારે ઉકાળેલું પાણી વધારે વખત અચિત્ત રહે આજ મુદ્દાથી ઉનાળામાં તેનો કાળ પાંચ પહોર કહ્યો છે અને શિયાળાનો કાળ એ તેના જેવો રૂક્ષ નથી એટલે (ઓછી રૂક્ષતાવાળો) સ્નિગ્ધ કાલ છે. માટે શિયાળામાં ઉકાળેલા પાણીનો કાળ ૪ પહોરનો કહ્યો. ચોમાસામાં કાળની રૂક્ષતા ઓછી અને સ્નિગ્ધતા વધારે હોય છે, માટે પાણીનો કાલ ૩ પ્હોરનો કહ્યો. ઉપર જણાવેલો ટાઇમ પૂરો થયા પ્હેલાં તેમાં ચૂનો નાંખ્યો હોય, તો તે નાંખવાના ટાઇમથી ૨૪ પ્હોર એટલે ૭૨ કલાક સુધી સે[illegible]

[illegible]

ચૂનાવાળું પાણી સચિત્ત થતું નથી. આવું પાણી ઉપધાનાદિ ક્રિયાવાળા શ્રાવકોને રાતે વાપરવામાં કામ આવે છે. આ પ્રસંગે યાદ રાખવું કે સાંજે શ્રાવકો પૌષધાદિ ક્રિયામાં ન હોય તો પણ તેઓએ પ્રતિક્રમણની શરૂઆત કર્યા પ્હેલાં ચુનાવાળું પાણી, કાંબલી, દંડાસણ પાસે રાખવું જોઇએ, જેથી મોટું પ્રતિક્રમણ હોય તેમાં પેશાબ વિગેરેની બાધા ટાળવાની જરૂર જણાય, તો ઉપર જણાવેલા હાથ ધોવા વિગેરેમાં પાણી વિગેરે કામ આવે બીનસમજણને લઇને કેટલાએક જીવો માથે કટાસણું નાંખીને માત્રુ વિગેરે કરવા માટે જાય છે. પણ તેમ થાય નહિ કારણ કે અગાસમાં લઇ ગયેલું કટાસણું ૪૮ મિનીટ પછી બેસવાના કામમાં લઈ શકાય તે પ્હેલાં તેની ઉપર બેસાય નહિ. બેસે તો જીવહિંસાનો દોષ લાગે માટે તેમ કરવું નહિ. પ્રવચન સારોદ્ધારના ૧૩૬ મા દ્વારમાં આ બીના વિસ્તારથી કહી છે. અગ્નિ વિગેરે શસ્ત્રના સંબંધથી જે પાણી અચિત્ત થયું હોય તેજ વપરાય, પણ સ્વભાવે અચિત્ત થયું હોય તે ન વપરાય. આ બાબતનો સ્પષ્ટ નિર્ણય છદ્મસ્થ જીવો નજ કરી શકે અને ઉપર જણાવેલા વ્યવહારને વિશિષ્ટ જ્ઞાની (કેવલજ્ઞાની વિગેરે) પુરૂષો પણ પાળે છે તેમાં મુદ્દો એ છે કે કોઇ પણ ઉપાયે વિશુદ્ધ વ્યવહારમાર્ગ જળવાય જુઓ આ બાબતમાં પ્રભુ શ્રી મહાવીરદેવના શિષ્યોનું એક નાનકડું દૃષ્ટાંત તે એ કે–વિહારના પ્રસંગે રસ્તામા પ્રભુએ જ્ઞાનથી એક અચિત્ત પાણીથી ભરેલું સરોવર, અચિત્ત સ્થંડિલ (જગ્યા) અને અચિત્ત તલનું ભરેલું ગાડું જાણ્યું, છતાં શ્રુત જ્ઞાનનો વ્યવહાર જાળવવાની ખાતર પ્રભુએ તરસ્યા થયેલા ચેલાઓને તે અચિત્ત સરોવરનું

પાણી પીવાની આજ્ઞા આપી નહિ, અને સ્વાભાવિક અચિત્ત ભૂમિમાં સ્થંડિલ જવાની તથા ભૂખ્યા થયેલા ચેલાઓને તલ વાપરવાની આજ્ઞા આપીજ નહિ આમાંથી પ્રભુદેવ આપણને એમ સમજાવે છે કે અમે સર્વજ્ઞ છતાં વ્યવહાર માર્ગને મજબૂતપણે જાળવીએ છીએ, તો પછી છદ્મસ્થ જીવોએ તો તે તરફ વધારે લક્ષ્ય દેવુંજ જોઇએ એમાં નવાઇ શી? વળી એ વાત પણ નજ ભૂલવી કે સૂકી–અચિત્ત ગળોની ઉપર પાણી પડે તો સચિત્ત પણ થઇ જાય છે. પ્રભુ શ્રી મહાવીરના આનંદ વિગેરે મહા શ્રાવકોની માફક સચિત્તાદિનો નિર્ણય કરીને જે ચીજો વાપરવાની હોય, તેના નામ લઇને નિયમ લેવો. આમાં મુદ્દો એ છે કે-નિયમમાં આવેલા સચિત્ત પદાર્થો સિવાયના સચિત્ત પરિભોગના ત્યાગનું સારૂં ફલ મલે કેટલાએક પુણ્યશાલી જીવો, અંબડ પરિવ્રાજકના શિષ્યોની બીના યાદ કરીને સર્વ સચિત્તનો પણ ત્યાગ કરે છે. તે શિષ્યોએ પ્રભુ શ્રી મહાવીરની પાસે શ્રાવકના વ્રતો લેતી વેળાએ આવો નિયમ કર્યો હતો કે, ‘ સચિત્ત અને અદત્ત (માલીકે નહિ દીધેલા) પદાર્થો ન વાપરવા ’ તે પ્રમાણે નિયમ પાળતાં પાળતાં એક વખત તેમને ઘણી તરસ લાગી આવા વિકટ પ્રસંગે પણ પોતે લીધેલો નિયમ પાળ્યો. તેથી પાંચમા બ્રહ્મદેવ લોકમાં ઇંદ્રના જેવા મહર્દ્ધિક દેવ થયા.

આમાંથી બોધ એ લેવાનો કે સચિત્ત ત્યાગના નિયમમાં દૃઢ રહેવું તેમજ નિર્દોષ, અચિત્ત, અને પરિમિત આહાર લઇને ધાર્મિક જીવન ટકાવવું અને તેમ કરે તોજ ગુણવંત શ્રાવક કહેવાય આવા નિયમ ધારવાથી દિવસ સફલ ગણાય.

૨–ઘઉં, બાજરો વિગેરે શરૂઆતમાં સચિત્ત હોય તે

અમુક ટાઇમે અચિત્ત થાય. આ બીના શ્રી શ્રાદ્ધવિધિ વિગેરેમાં સ્પષ્ટ જણાવી છે ચણા વિગેરેની દાળ અચિત્ત ગણાય, તેથી તેનો લોટ પણ અચિત્ત જાણવો

૩–ગરમ રેતીમાં ભુંજેલા ચણા ધાણી વિગેરે અચિત્ત ગણાય છે

૪–સેકેલી વરિયાળી અચિત્તમાં ગણવી પૂર્વે જણાવ્યા પ્રમાણે પકાવેલું મીઠુ અચિત્ત કહેવાય લોઢી વિગેરેમાં મીઠુ સેકેલુ અચિત્ત ન કહેવાય

૫–સફેદ સેંધવ અચિત્ત છે, અને સેંધવ સચિત્ત ગણુ ય.

૬–ખરફૂ, કરા, લીલુ દાતણ, નાગરવેલ અને લીંબડાના તથા તુલસીના લીલા પાન વિગેરે. સચિત્ત જાણવા કઢીને ઉકાળવામાં નાખેલ હોય, અથવા ઘીને ઉકાળતાં નાગરવેલના પાન નાંખ્યા હોય, તે અચિત્ત ગણાય

૭–કલકત્તાદિ તરફ બીવાળા કેળાં થાય છે. તે સચિત્ત-ના નિયમવાળાએ ન વાપરવા ઠીક છે છાલ ઉતાર્યા પછી સોનેરી કેળા વિગેરે અચિત્ત ગણાય તથા કાચી કાકડી સચિત્ત અને તેનું શાક અચિત્ત ગણાય બી વિનાની પાકેલી સકરટેટીના ચીરીયા અને કેરીનો રસ ગોટલી કાઢયા પછીથી બેઘડી બાદ અચિત્ત ગણાય.

૮–શ્રીફળને ફોડયા બાદ અલગ કરેલું ટોપરૂં અને પાણી બે ઘડી પછી અચિત્ત ગણાય અને ઠળીયો કાઢયા બાદ ખજુર, બે ઘડી વીત્યા બાદ અચિત્ત ગણાય.

૯–બહુ દૂર દેશથી (સો યોજન છેટેથી) આવેલી બદામ

અચિત્ત ગણાય. તેનાં બીજ કાઢયા પછીથી બે ઘડી વીતે ત્યારે ઉપયોગમાં (વપરાશમાં) લેવાય

૧૦–પિસ્તા, જાયફળ વિગેરે છોડા ઉતાર્યા પછીથી બે ઘડી વીત્યા બાદ વપરાય

૧૧–બી(જ)વાળી દ્રાક્ષ, બી કાઢયા પછીથી બે ઘડી વીત્યા બાદ વપરાય, અને બી વિનાની દ્રાક્ષ અચિત્ત ગણાય છે.

૧૨–જરદાળુમાથી ઠળીયો કાઢયા પછી બે ઘડી જાય ત્યારે વપરાય, અને તે ઠળીયાની બદામ વાપરવામાં પણ છોડા ઉતાર્યા પછી બે ઘડી જાય ત્યારે ખવાય.

૧૩–ઝાડની ઉપરથી તાજો ગુંદર ઉતાર્યો હોય, તે બે ઘડી પછી અચિત્ત ગણાય.

૧૪–સૂકાં અંજીરમાં ઘણાં બી હોય છે તે છુટાં પાડી શકાતાં નથી, તેથી સચિત્ત ત્યાગવાળાએ તેને અચિત્ત ન ગણવા જોઇએ

વપરાશમાં આવતી મુખ્ય મુખ્ય ચીજોની બાબતમાં ઉપર ટુંકામાં જણાવ્યું. વિશેષ બીના ગુરૂગમથી જાણી લેવી

આ બાબતમાં કેટલાએક નિયમ ધારનારા ભવ્યજીવો, પોતાની પ્રવૃત્તિનો વિચાર કરીને સચિત્તનો સર્વથા અથવા અમુક અંશે ત્યાગ કરે અને જરૂરી કારણે સચિત્તને અચિત્ત કરીને વાપરવાની જયણા રાખે છે. અને ખાસ રોગાદિ કારણે બાહ્ય ઉપચારને અંગે ચોળવાની, હાથ વિગેરેની ઉપર બાંધવા વિગેરેની જરૂરીયાત જણાય તો જયણા રાખે.

૨–દ્રવ્ય–સચિત્ત પદાર્થો અને વિગઇના પદાર્થો સિવાય

જે મોંઢામાં નખાય, તે અહીં દ્રવ્ય તરીકે ગણવું આ દ્રવ્યના મુખ્ય નામ આ પ્રમાણે જાણવા લાડવા, લાપસી, ખીચડી, રોટલા, રોટલી, નિવીયાતા, ચુરમું વિગેરે આમાં એ બીના ધ્યાન બહાર ન રહેવી જોઇએ કે જે પદાર્થ બનાવતાં ચૂલાની ઉપર હોય, ત્યારે તેમાં ઘણી ચીજો ભલે પડી હોય, પણ તૈયાર થયા પછી જે નામથી કહેવાય, તે નામે એકજ દ્રવ્ય ગણવું. ચૂલેથી ઉતાર્યા બાદ જેટલી ચીજો તેમાં ભેળવાય, તે જુદા જુદા દ્રવ્ય ગણાય એમ એક ધાન્યની ઘણી ચીજો બનાવી હોય, પણ તે જો જુદા નામથી ઓળખાતી હોય તો જુદા જુદા દ્રવ્ય ગણવા. કાયમની ટેવ હોવાથી રૂપાની સળી આંગળી વિગેરે સ્વભાવે મોંઢામાં નખાય, તે દ્રવ્યમાં ન ગણાય અહીં શ્રાવકે જાવજ્જીવના નિયમને અંગે 'હંમેશાં મારે આટલા (૨૦–૨૫ વિગેરે) દ્રવ્યો વાપરવા.' એમ નિયમ કરવો અને દશમા વ્રતના અવસરે હંમેશને માટે તેમાંથી ઘટાડો કરી ખપ પૂરતો સચિત્ત અને દ્રવ્યાદિનો અલગ અલગ નિયમ કરવો

૩–વિગઇ–દૂધ, દહીં, ઘી, તેલ, ગોળ અને કઢાઇ વિગેરેમા ઘી અથવા તેલ નાંખીને તળીને બનાવે તેવા પકવાન્ન વિગેરે કઢાવિગઇ એમ ખાવા જેવી વિગઈના છ ભેદ છે. અને તે દરેકના નિવીયાતાનાં પાંચ પાંચ પ્રકાર છે. તે પ્રત્યાખ્યાન ભાષ્યથી જાણવા આમાંથી દરરોજ વાપરવાને અંગે જરૂરી વિગઇ છુટી રાખીને બાકીની વિગઇનો ત્યાગ કરવો યાદ રાખવું જોઇએ કે જેણે કાચા ગોળનો ત્યાગ કર્યો હોય, તેનાથી તે દિવસે બનાવેલી ગોળની સુખડી

આદિમા નાંખેલો ગોળ કાચો ગણાય છે. અભક્ષ્ય વિગઈનો તો શ્રાવકને ત્યાગજ હોય છે. ફક્ત જરૂર જણાય તો બાહ્ય ઉપચાર માટે દારૂની જયણા રાખે. વિલાયતી દવામાં તેનો અંશ આવે, માટે નજ વાપરવી. અજાણતાં તેમ થાય તેની જયણા

૪–ઉપાનહ–આ શબ્દથી જોડા, બુટ, ચંપલ, સપાટ, મોજા, લાકડાની પાદુકા વિગેરે લેવાય આમાં લાકડાની પાવડી પ્હેરીને ચાલતાં જીવહિંસા ઘણી થાય, તેથી તે ન વાપરવી; અહીં શ્રાવકે 'હું દરરોજ જરૂરી આટલી (૨–૫) જોડ વાપરૂં, તેથી વધારે નહિ' એવો નિયમ કરવો નવા જોડા ખરીદ કરતાં તે બંધબેસ્તા આવે છે કે નહિ? તે જાણવા પ્હેરી જોવાય તેની જયણા.

૫–તંબોલ–આમાં પાન, સોપારી કાથો, ઇલાયચી, તજ, લવીંગ, જાયફળ, જાવંત્રી, કેસર, પીપરીમૂળ, સુરણ વિગેરે સ્વાદિષ્ટ ચીજો ગણાય આને અંગે દર મહિને અમુક (૨–૫ શેર) પ્રમાણ સુધી વાપરૂં આવો નિયમ કરાય નાગરવેલના પાન અને સોપારી નજ વાપરવી જોઈએ, કારણ કે નાગરવેલના પાનને ભીંજવીને રાખે છે, તેમાં લીલફૂલ, કુંથવા વિગેરે જીવો ઉપજે. ખાતાં વિરાધના એટલે હિંસાનું પાપ લાગે અને સોપારી એ રોગનુ ઘર છે. વિદ્યાર્થી જીવનને બગાડે છે, અભ્યાસમાં બુદ્ધિ ઘટાડે, ને સ્વર બગાડે આ બાબત એક દૂહો યાદ રાખવા જેવો છે. તે આ પ્રમાણે–

હિંગ મરચુ ને આંબલી, સોપારી ને તેલ,
જો સૂરનો ખપ હોય તો, પાંચે વસ્તુ મેલ.
( છોડ ત્યાગ કર ) ૧.

આથી રાતે ખાવા નહિ અને જરૂરી કારણે દિવસે સારી રીતે સાફ કરીને ખવાય. શ્રાવકે યાદ રાખવું કે પ્રત્યેક સચિત્ત પદાર્થમાં શરીર દીઠ એક જીવ હોય છે, પણ ફૂલ વિગેરેમાં અસંખ્યાતા જીવોની પણ વિરાધના સંભવે છે આ બાબત જુઓ સાક્ષિપાઠ ( પૂરાવો ):—

શ્રી આચારાંગ સૂત્રમાં પ્હેલા અધ્યયનના બીજા ઉદ્દેશાની ટીકામાં કહ્યું છે કે–જ્યા એક પર્યાપ્તો જીવ હોય, ત્યાં (તેની નિશ્રાએ) અસંખ્યાતા અપર્યાપ્તા જીવો હોય એમ બાદર એકેન્દ્રિયમાં સમજવું તથા જ્યાં એક અપર્યાપ્તો જીવ હોય, ત્યાં અસંખ્યાતા પર્યાપ્તા જીવો હોય, એમ સૂક્ષ્મ એકેન્દ્રિયમાં સમજવું. આ બીના શ્રી પ્રજ્ઞાપના સૂત્રમા પણ જણાવી છે. તે આ પ્રમાણે:–વનસ્પતિમાં જ્યાં એક બાદર પર્યાપ્તો જીવ હોય, ત્યાં તેની નિશ્રાએ પ્રત્યેક વનસ્પતિમા અપર્યાપ્તા જીવો સખ્યાતા કે અસંખ્યાતા હોય સાધારણ વનસ્પતિમાં તો જરૂર અનંતા જીવો ઉપજે છે આ ઉપરથી સમજી લેવું કે નાગરવેલના એક પાન વિગેરે ખાતાં અસંખ્ય જીવો હણાય છે અને ત્યાં જો લીલ ફૂલ હોય, તો અનતા જીવો હણાય એમ સમજીને તે નજ ખાવા જોઇએ

૬ વસ્ત્ર—આ શબ્દથી પચાંગ વેશ એટલે પ્હેરવાના ઓઢવાના લૂગડાં સમજવાં ' દરરોજ અમુક (૨૦–૩૦ વિગેરે જોઇતી) સખ્યામાં વાપરૂં ' આવો નિયમ કરવો. રાતે પ્હેરવાના વસ્ત્ર વિગેરે ન પણ ગણાય

૭ કુસુમ—આ શબ્દથી ફૂલ વિગેરે સુંઘવામાં તથા માથે અને ગળે પ્હેરાય એવા શ્રાવકે ' દરરોજ અમુક (૨–૫:

શેર) પ્રમાણુ સુધી વાપરૂ ’ આવો નિયમ કરવો કદાચ આનો સર્વથા ત્યાગ કર્યો હોય, તો પણ દેવપૂજાદિ ધાર્મિક કાર્યોમાં ફૂલ વિગેરે વપરાય. લગ્નાદિ વ્યવહાર પ્રસગે માળા ગોટા છડી વિગેરે વપરાય, તે બાબત ઉપરના પ્રમાણુમાં લેવાય અથવા જયણા રખાય

૮ વાહન—આ શબ્દથી (૧) તરતા (હોડિયા વિગેરે) (૨) ફરતા (ગાડી–રથ–પાલખી વિગેરે) (૩) ચરતા (બળદ–પોઠીયા–ઘોડા વિગેરે) એમ ત્રણ પ્રકારના વાહન લેવા આમાં રોજને માટે ‘ આટલા (૫–૧૦ વિગેરે) વાહન વાપરૂ ’ આવો નિયમ કરવો

૯ શયન—આ શબ્દથી ગાદી, તકીયા, ખાટલા, પલગ વિગેરે લેવા તેમાં શ્રાવકે ‘ દરરોજ આટલા (જરૂરી ૫–૧૦ વિગેરે) વાપરૂં ’ એમ નિયમ કરવો અહીં ધધાને અગે બીજાના ગાદી વિગેરે વપરાય, તેની જયણા કુટુબ સાથે પોતે બીજાને ઘેર મેમાન તરીકે કે સગાઇને લઇને જાય, અથવા મુસાફરીમાં બીજે ગામ જાય, તો ત્યાં ગાદી વિગેરે વપરાય તેની જયણા

૧૦ વિલેપન—આ શબ્દથી પોતાના શરીરે વાપરવા માટે કેસર, ચદન, બરાસ, અત્તર વિગેરે તથા મીઠુ, હળદર, અળસી વિગેરે લેપની ચીજો લેવાય શ્રાવકે ‘ દરરોજ જરૂરી આ પદાર્થો આટલા (શેર ૧–૨ વિગેરે) પ્રમાણુમાં વાપરૂ ’ એમ નિયમ કરવો. આમાં રોગાદિ ખાસ કારણે બરફ ઘસાવવો, કાચી માટી માથે વિગેરે અગે બાંધવી વિગેરે જરૂરી જયણા રખાય. આનો

સર્વથા નિયમ કર્યો હોય, તે છતાં પ્રભુ પૂજાદિકમાં કપાળે તિલક કરાય, હાથ ધૂપવા, હાથે કંકણુ કરવા વિગેરે થઈ શકે.

૧૧ બ્રહ્મચર્ય—અહીં ચોથું વ્રત લેતી વેલાએ કરેલા નિયમ મુજબ વર્ત્તવું સ્વદારા સંતોષ વ્રતવાળા જીવોએ પણ વિવેક કરી લેવો.

૧૨ દિશિપરિમાણુ—છઠ્ઠા વ્રતમાં યાવજ્જીવનની મર્યાદા બાંધીને જે પ્રમાણે નક્કી કર્યું છે તેમાંથી ઘટાડીને દરરોજ અનુકૂલતા પ્રમાણે નિયમ કરવો.

૧૩ સ્નાન—અહીં તેલ વિગેરે ચોળી આખા શરીરે સ્નાન કરવું (ન્હાવું) તે ગણવું દરરોજ આટલી વખત (જરૂરીયાત પ્રમાણે એક બે વાર વિગેરે) ન્હાવું. એનો નિયમ કરવો લોકાચાર, અશુચિ, આભડછેટ, સગાંસંબંધીનું મરણ, માંદગી વિગેરે ખાસ કારણે નિયમ ઉપરાંત ન્હવાય તેની જયણા.

૧૪ ભાતપાણી—આમાં બેઠે ભાણે જે ખવાય અને પીવાય તે ગણાય ભાત શબ્દથી રાંધેલું અનાજ, સુખડી વિગેરે સમજવુ, અને પાણી શબ્દથી પીવાની પ્રવાહી ચીજો લેવી હું દરરોજ અમુક ( ૩–૪ શેર વિગેરે ) વજન પ્રમાણુ ભાતપાણી વાપરૂં બંનેનું ભેગું વજન નક્કી કરીને નિયમ કરાય ફ્લ પપૈયું સકરટેટી વાપરવાને અંગે ઉપર ધારેલા વજનમાં વધારો કરવો જોઇએ.

## શ્રાવકે પૃથ્વીકાય વિગેરે પાંચ સ્થાવરાદિના આરંભાદિને અંગે નીચે જણાવ્યા મુજબ નિયમ કરવો જોઇએ.

૧ પૃથ્વીકાય—હિંગલોક, હડતાલ, પારો, સોનું વિગેરે સાત ધાતુ, ચુનો વિગેરે પૃથ્વીકાય કહેવાય શ્રાવકે પોતાને

વાપરવાના અંગે કાચી માટી વિગેરેની જરૂર જણાય તો (આજે અમુક વજન (૨-૩ શેર વિગેરે) પ્રમાણ પૃથ્વીકાય વાપરૂં' એમ નિયમ કરવો. બને ત્યા સુધી પાકું મીઠું (બલમન) વાપરવું, ખાસ કારણ વિના કાચી માટીનો ઉપયોગ કરવો નહિ. આમાં ઘર વિગેરે તથા જમણવાર વિગેરેના નિમિત્ત ધાર્યા કરતાં વધારે પ્રમાણમાં પૃથ્વીકાય વપરાય તેની જયણા

૨ અપ્કાય (કાચું પાણી)—આમાં શ્રાવકે આવો નિયમ કરવો કે—'હું ન્હાવા, ધોવા, વાપરવાને અગે આટલા (૪-૫ મણ વિગેરે) વજન પ્રમાણ, અને પીવામાં અમુક (oાા-૧ મણ વિગેરે) વજન પ્રમાણે વાપરૂં."

ઘર વિગેરે ચણાવવા, જમણવાર, રોગાદિ પ્રસગે વધુ બરફ વિગેરે મૂકાય તથા ઘસાય, તેની જયણા

૩ તેઉકાય (અગ્નિ)—આમાં આવો નિયમ કરાય કે-'હું દરરોજ (આજે) મારા તથા બીજાના ઘરના કુલ આટલા (૨-૫-૧૦ વિગેરે) ચૂલા વિગેરેની રાંધેલી ચીજો વાપરૂ.' આમાં પ્રાઈમસ, દીવા, દીવાસળીઓ, કાકડા, છોડીયા વિગેરે કારણે સળગાવવા પડે તથા ઓલવવા પડે, તેની જયણા રખાય વળી મારા ઘેર કે બીજાના ઘેર અથવા રસ્તાના ઇલેક્ટ્રીક વિગેરેના દીવા અને ફાનસો વિગેરેના દીવા ઉપયોગમાં લેવાની જયણા. પરંતુ પોતાના ઘર વિગેરેમાં આટલા (૫-૧૦ વિગેરે) દીવા વાપરવા એમ નિયમ કરાય

૪ વાઉકાય—આમાં જમીન અદ્ધર હોય તેવા હિંચકાની ઉપર બેસવું, બીજાને હીંચકો નાખવો, પંખો લઈ પોતાના હાથે પવન નાંખવો (ખાવો), વિગેરે સમજવું. આમાં જે બીન-

જરૂરી લાગે, તેનો નિયમ કરવો કારણે બીજાના હાથે પંખાથી પવન નખાવાય, અથવા પોતે હાથે પંખાથી પવન નાંખે, તેની જયણા ઈલેકટ્રીકના પંખાને અંગે જરૂરીઆત જણાય તો જયણા રાખે ભુંગળી વિગેરે વાપરવી અથવા કપડા વિગેરેથી પવન નાંખવો, સૂપડાથી ઝાટકવું વિગેરે બાબતમા જરૂરીયાતનો વિચાર કરી નિયમ કરાય, અથવા જયણા રખાય. ખજૂરીની સાવરણી વાપરવાથી જીવદયા જળવાય નહિ, માટે તે ન વાપરવી. સુંવાળી સાવરણી વાપરવામાં જીવદયા જળવાય છે, તેથી તે વપરાય તેની તથા પીંછી, પુંજણી, દંડાસન આદિની જયણા જતાં આવતા હરતાં ફરતાં હલાવતા ફુંકતા જે પવન આવે તથા કારણે ફુંકવું પડે, તેની જયણા.

૫ વનસ્પતિકાય—આમા શાક, ભાજી, ફૂલ વિગેરે આવે 'આજે અમુક (૨–૫ શેર વિગેરે) વજન પ્રમાણ લીલોતરી વાપરૂં' વિગેરે પ્રકારે નિયમ કરાય આમાં બીનજરૂરી ચીજોનો નિયમ કરતા ત્યાગ કરવો. અને જેની જરૂરીયાત પડે, તેનું પ્રમાણ કરવુ એ મુદ્દો છે. ખાસ રોગાદિ કારણે ધાર્યા કરતાં અધિક વપરાય, શરીર ઉપર પાંદડાં વિગેરે બાંધવામાં આવે, તેની જયણા ઘર કાર્યને માટે તથા સગાં વિગેરેમાંથી કોઈ મંગાવે તે લાવી દેવાની જયણા

૬ ત્રસકાય—પ્હેલા અણુવ્રતમાં આ બીના જણાવી છે. આ કરેલા નિયમાદિમાં ધર્માર્થે જયણા સમજવી કારણ કે જીવદયા નિમિત્તે આરંભાદિ ઓછા કરવા માટે આ નિયમો કરવામાં આવે છે. ધર્મક્રિયા એ આરંભાદિમાં નજ ગણાય.

અસિ—આમાં છત્રી–લાકડી–પાવડા–કોદાળી–કોશ–ચપ્પુ

છરી-કાતર-સૂડી-સોય સોયા વિગેરે લેવાય 'જરૂરી આટલા (૫-૧૦ વિગેરે) વાપરૂં ' એમ નિયમ કરવો અહીં ટાંકણી ક્લીપ કાગળ ભરાવવાના સોયા વિગેરે ખાસ જરૂરી ચીજો વાપરવાની જયણા રખાય

મષિ—આમા લખવાના સાધનો ગણાય તે પેન્સીલ, હોલ્ડર, પેન, ખડીયો, લેખણ વિગેરે સમજવા. ' આજે આટલા (૫-૧૦ વિગેરે) વાપરૂં એમ નિયમ કરવો કાગળ, કાર્ડ, કવર આદિની જયણા રાખવી હોય તો રખાય.

કૃષિ—આમાં હળ વિગેરે ખેતીના સાધનો, ખેતર ખેડાવવુ વિગેરે સમજવું. વિચાર કરીને જેની બીનજરૂરી હોય, તેનો નિયમ કરવો કારણે જયણા રખાય એટલે ખાડા ભોંયરાં નીક વિગેરે ખોદવું-ખોદાવવું, તેની જયણા. પોતે જાતે વાપરવાના અંગે આ ઉપર કરેલો નિયમ સમજવો. નવા ઘર વિગેરે ચણાવવાના, સાફ કરાવવાના, રંગાવવાના પ્રસંગે, કારીગર-મજૂર રખાય, તથા ઘરમાં કંઇ વપરાય, તેની જયણા જરૂરીયાત લાગે તો રાખે

એ પ્રમાણે ભોગની અપેક્ષાએ સાતસું વ્રત કઇ રીતે લેવું ? આ બીના જણાવી દીધી

## હવે કર્મ ( વ્યાપારાદિ )ની અપેક્ષાએ સાતમા વ્રતને લેવાનું વર્ણન ચાલે છે. તેમાં પંદર કર્માદાનની વાત આ પ્રમાણે જાણવી.

જે ચીકણાં કર્મબંધનું કારણ હોય, તે કર્માદાન કહેવાય તેવા પંદર કર્માદાન છે. તેમાં—

૧ અંગાર કર્મ—એટલે લાકડાં બાળીને નવા અંગારા

પાડવાનો, અને ચુના-ઇંટ અને નળીયાની ભઠ્ઠી કરાવવાનો કુંભાર, કંસારા, કલાલ, બંગડી બનાવનાર લુહાર, સોની, ભાડભુંજા વિગેરેનો ધંધો એ અંગાર કર્મ કહેવાય. આમાં અગ્નિ સમારંભ વધારે પ્રમાણમાં થાય છે. અને અગ્નિ એ દશધારૂ (દશે દિશાના નજીકના જીવોને બાળનારૂં દશધારવાળું) ખડ્ગ કહ્યું છે. એટલે તે ઘણાં જીવોને બાળે છે. આવા ધંધામાં છએ જીવનિકાયનો વધ વધારે થાય. માટે આવો ધંધો શ્રાવકે ન કરવો આમાં જયણાની બીના ટુંકામાં આ પ્રમાણે જાણવી. (૧) ન છુટકે પોતાને માટે અગર કુટુંબાદિને માટે પંદરે કર્માદાનથી બનેલી ચીજ લેવી પડે, તથા દેવી પડે, અને વધારે હોય તો વેચવી પડે, તેની જયણા

(૨) ઘર વિગેરે ધોળાવવા તથા રંગાવવા વિગેરેના કારણે કળીચુનાના ડબ્બા વિગેરે સામાન લાવવાની તથા તેનો વધારો હોય તો વેચવાની જયણા. જે વિના ભરણપોષણ નજ ચાલી શકે તેમ લાગે, તેવા ધંધા સિવાયના તમામ ધંધાનો ત્યાગ કરવો અને ચાલુ ધંધો તીવ્ર લોભવૃત્તિથી વધારે પ્રમાણમાં નજ કરવો, ઘટાડવાની કાળજી રાખવી. દયાળુ શ્રાવકો ખુશીથી તેમ કરી શકે. જે લુહાર વિગેરે વ્યાપારીઓની સાથે વિશેષ લેવડદેવડનો વ્યાવહારિક પ્રસંગ હોય, તે સિવાયના વ્યાપારીઓને હું આદેશ દઇને પોતાના કે બીજાના ઉપયોગ માટે કંઇ પણ ન કરાવું. આવા નિયમની અનુકૂલતા હોય તો તે કરવો

૩ પોતાના અને પુત્રાદિના નિમિત્તે રસોઇ કરવાની તથા કરાવવાની જયણા.

ઘરકાર્યમાં રસોઈને અંગે—

| | |
|---|---|
| કાઠી મણ સુધી<br>કોલસા ,, ,,<br>છોડીયા | ઉપયોગ કરવો આમ કરવાની<br>અનુકૂલતા હોય તો તેમ<br>કરવામાં અલ્પ |

આરંભાદિ ઘણાં લાભો રહ્યા છે એમ સમજીને કરવું અથવા તે તરફ લક્ષ્ય રાખવું, કે જેથી ભવિષ્યમાં તેવું કરી શકાય. ચુલા, સઘડી વિગેરે તેઉકાયમાં રાખવા તેમાં મુદ્દો એ કે–છોડીયા વિગેરે સળગાવી ચુલા વિગેરે સળગાવવા, ફુંકવા પડે. સ્વ પર નિમિત્તે આમાં જયણા

૪ વાસણોને કલાઈ દેવરાવવામાં કલાઇ મણ સુધી વાપરૂં

૫ મીલ, જીન, પ્રેસ, ટ્રામ, ઇલેટ્રીક, ઓઇલ, વીમા, રેલ્વે, પાવર, જ્યુટ વિગેરે મીલોના તથા બેંક વિગેરે શરના વ્યાપારની, તથા સરાફ વિગેરેને ત્યાં ખાતા, ડીપોઝીટ, કમીશન, દલાલી, ધીરધારના વ્યાપારની જરૂરીયાત પ્રમાણે જયણા રખાય

૬ વસ્ત્ર વિગેરે રંગાવવામાં તથા ધોવરાવવા વિગેરેમાં દર વર્ષે અથવા દર માસે રૂ૦ ( અમુક ) સુધી ખરચ કરૂં

૭ ઘરેણાં નિમિત્તે ધાતુ ગળાવવા વિગેરેમાં દર મહિને અથવા વર્ષે રૂ૦ ( અમુક ) સુધી ખરચ કરૂં

૮—પોતાના તથા પુત્રાદિના ,ઘર વિગેરે ચણાવવા વિગેરે કામમાં સામાન લાવવાની અને દેવાની જયણા ચૂના વિગેરેની ભઠ્ઠી નજ કરાવવી .

૯—ઘરકાર્ય માટે, અનાજ વિગેરે સેકાવવાને અંગે મણ ( અમુક ) સુધી સેકાવવાની જયણા

૧૦—પોતાને માટે કે પુત્રાદિને માટે, કુંભારને ત્યાંથી જરૂરી ચીજો લાવવા, મંગાવવાની તથા સોની વિગેરેને ત્યાં સોના વિગેરેના દાગીના કરાવવા, તૈયાર લેવા, ઘાટ ઘડાવવા વિગેરેની જયણા.

૧૨—કંદોઇ વિગેરેને ત્યાં, દર મહિને કે વર્ષે મણ ( અમુક ) સુધી પકવાન્ન વિગેરે જરૂરી કરાવવાની જયણા.

૧૩—સ્વપર નિમિત્તે અગ્નિના આરંભથી જે કંઇ જરૂરી કરવું પડે, તેની જયણા.

૧૪—લગ્ન વિગેરેના પ્રસંગે અંગાર કર્મમાં ધારેલા નિયમ ઉપરાંત લવાય, લેવાય, દેવાય, વધારો વેચાય, વિગેરેમાં જરૂરી જયણા.

૧૫—ઘરનિર્વાહ, લગ્નાદિ પ્રસંગોમાં કર્માદાનથી અનેલી ચીજો

ઉપર જણાવ્યા મુજબ વાપરૂં, તથા તેને અંગે યોગ્ય ખરચ કરૂં, આથી ઉપરાંત ખર્ચ કરવા કે રાખવાને અંગે પાંચમા અણુવ્રતની મર્યાદા મુજબ વર્તું.

ઉપર જણાવેલી બીનામાંથી ઉપયોગી બીના ધ્યાનમાં લઇને બને તેટલા પ્રમાણુમાં નિયમ કરવો આ તો એક દિશા માત્ર બતાવી છે

૨—વનકર્મ-વન એટલે વનસ્પતિનો વ્યાપાર કરવો, તે વનકર્મ કહેવાય એટલે છેદેલા કે વગર છેદેલા લાકડાં, ફૂલ વિગેરે લાવીને વેચવા તે વનકર્મ કહેવાય બાગ, વાડી

વિગેરે રોપાવવા અને વન વિગેરેના ઝાડ કપાવવા વિગેરે પણ વનકર્મ કહેવાય આવો વ્યાપાર કરવામાં ત્રસ વિગેરે જીવોની ઘણી હિંસા થાય માટે દયારસિક શ્રાવકોએ આવો ધંધો ન કરવો જોઇએ

## ॥ ખાસ કારણે જરૂરી જયણા વિગેરેની સ્પષ્ટ બીના આ પ્રમાણે ॥

૧—ઘરના પશુઓને માટે ઘાસ વિગેરે લાવવા, મંગાવવા, વિગેરેની જરૂર જણાય તો જયણા રાખવી.

૨—ઘર વિગેરેમાં ફૂલના છોડ ગણવા વિગેરેની જરૂર જણાય તો જયણા રાખે ખરી રીતે આવી પ્રવૃત્તિ બંધજ કરવામાં લાભ છે

૩—ઉપર જણાવેલા વ્યાપારોમાંથી જે વ્યાપાર નજ કરવાનો હોય, તેનો સર્વથા ત્યાગ કરવો ન છૂટકે જે કરવો પડે, તેની મર્યાદા બાંધવી, પોતાના ઘર વિગેરેમાં લાકડા, અનાજ વિગરે વધારે હોય તો વેચવાની અથવા કોઇને દેવાની જરૂરી જયણા.

૪—પોતાને માટે કે સગાં વિગેરેને માટે અનાજ, ફળ વિગેરે લાવવું પડે કે મંગાવવુ પડે, કે વધારો વેચવો પડે, આમાં જેની જરૂર જણાય તેની જયણા રખાય.

૫—પાંચમા અણુવ્રતમાં જે ધાન્યનો નિયમ કરેલો છે, તેને દળાવવા, ખંડાવવા વિગેરેની જયણા.

૬—કાઠી ચીરાવવા વિગેરેની જયણા.

૭—જરૂરી કારણે વનસ્પતિ છેદાવવી, તેની છાલ ઉતરાવવી વિગેરેની જયણા.

૮—શહેરમાં તથા બ્હારગામ વાહન ઉપર બેસીને જતાં, અથવા વાહનમાં બેસીને ભવિષ્યમાં જવાનો હોઉં, વિગેરે જરૂરી પ્રસંગે, જાનવરને ઘાસ, અનાજ ખવરાવવું, અને પાણી પીવરાવવું, મોટર વિગેરેમાં પેટ્રોલ વિગેરે પૂરાવવું, તથા સંઘ, ટોળી વિગેરેમાં લ્હાણી એટલે જનાવરોને, ઘાસ, ઘી, ગોળ વિગેરે વ્હેંચીએ વિગેરે કરવામાં જેની જરૂરીયાત જણાય, તેની જયણા રખાય.

૩–શકટકર્મ–એટલે ગાડાં, ગાડી, બાઈસીકલ, મોટર, તેના પડાં વિગેરે તથા હોડી, હળ, ચરખા, ઘાણી, ઘંટી, ખાણીઓ વિગેરે ઘડવા, બનાવવા, વેચવા વિગેરે, ખેડવા, વિગેરે શકટ કર્મ કહેવાય આવા વ્યાપારમાં છએ જીવનિકાયની ઘણી હિંસા થાય, તેથી ખરી રીતે નજ કરવો જોઇએ ન છૂટકે કરવો પડે તો મર્યાદા બાંધવી અહીં જયણા વિગેરેની સમજાય તેવી બીના આ પ્રમાણે જાણવી.

૧–પોતાના અને કુટુંબાદિકને માટે ઉપરની ચીજોમાંની કોઇ પણ ચીજ ભાડે લાવું કે બીજાની પાસેથી માગી લાવું, અને તેમ કરીને વાપરૂં, વાપરતાં તે બીજાની ચીજ ભાંગી જાય, તો દુરસ્ત કરાવી દેવી, અગર તે નવી ચીજ લાવી દેવી વિગેરેની જયણા તથા ઉપરની ચીજોમાંની કોઈ પણ ચીજ ઈજારે લેવી, નવી કરાવવી, કારણે તેનો વ્યાપાર કરવો, પોતાને માટે પુત્રાદિ પરિવારને માટે બાઇસીકલ વિગેરે તથા રમવાના રમકડા વિગેરે લાવવા વિગેરેની જરૂરીયાત જણાય તો જયણા રખાય.

૪—ભાટક કર્મ–ઉંટ વિગેરેની પાસે ભાર ઉપડાવીને

ભાડું પેદા કરવું એટલે ગાડી, ગાડા, વ્હાણી, ઘર, બંગલા, દુકાન, બળદ વિગેરે ભાડે આપવા તે ભાટકકર્મ કહેવાય આમાં ભાર ઉપડાવતાં બળદ વિગેરેને તાડનાદિ કરતાં ઘણું દુઃખ થાય ચલાવનાં રસ્તામાં ત્રસાદિ જીવો હણાય આ સબબથી આવો વ્યાપાર બને ત્યાં સુધી નજ કરવો જોઇએ. ન છૂટકે જે કરવાની જરૂરીયાત જણાય તેની મર્યાદા બાધવી, અને બાકીના વ્યાપારનો ત્યાગ કરવો આમાં પોતાના અગર સગાં વિગેરેના ઘર, બગલા, દુકાન, જમીન, ખેતર વિગેરે ભાડે દેવાની, વહીવટ કરવાની જરૂરી જયણા.

૫—સ્ફોટક કર્મ–ઘઉં વિગેરે અનાજની કરડ કરાવવી એટલે ધાન્ય છડું પાડવું, સાથવો કરવો, દાળ કરાવવી, શાલી (ડાંગર) ખંડાવવી, તેમ કરીને ચોખા કરવા, વાવ વિગેરે જલાશય બનાવવા, જમીન ખોદાવવી, હળ ખેડવા, ખેડાવવા, ખાણમાંથી પથરા કાઢવા, ઘડાવવા, મોતી વિગેરેને વીંધવા, વીંધાવવા વિગેરે સ્ફોટક કર્મ (વ્યાપાર) કહેવાય બનતા પ્રમાણમાં શ્રાવકે આવો વ્યાપાર જેમ બને તેમ નજ કરવો, અથવા ઓછો કરવો. ખાસ કારણે (ન છુટકે) જેની જરૂર જણાય તેની મર્યાદા કરે અને બીનજરૂરી આવા તમામ કર્માદાનનો ત્યાગ કરે. કારણ કે આમાં અનાજ ભરડાવવા વિગેરેમાં વનસ્પતિકાયની અને જમીન ખોદાવવી વિગેરેમાં પૃથ્વીકાયની અને તેને આશ્રીને રહેલા ત્રસ વિગેરે જીવોની હિંસા થાય છે.

## ॥ આમાં જયણા વિગેરે જરૂરી બીના આ પ્રમાણે ॥

૧–ઉપર જણાવેલા વ્યાપારોમાંથી બીનજરૂરી વ્યાપારનો ત્યાગ.

૨–પોતાની અગર સગાં વિગેરેની જમીન, ગીરો રાખેલી જમીન, તેમજ વહીવટની જમીન ભાડે અથવા સાંતે (ખેડાવવા) આપવાની જરૂરી જયણા તથા સગાં વિગેરેની જમીન વિગેરેના સંબંધમાં ખેડવા, ખેડાવવાનો આદેશ દેવો, યોગ્ય વ્યવસ્થા કરવી, કરાવવી, સમરાવવી, વિગેરે બાબતમાં વિચારીને જયણા રખાય.

૩–ધર્મસ્થાને કુંડ વિગેરે કરાવવ વિગેરેની જયણા. આવા વ્યાપારનો ત્યાગ કરવામાં પોતાની અનુકૂલતાનો વિચાર કરવો.

૪–વ્યવહારથી, પરમાર્થ નિમિત્તે બીજા સ્થાનકો પણ સુધરાવવા, સમરાવવા, લોક દાક્ષિણ્યતાએ તેવા કાર્યમાં જરૂરી મદદ કરવી પડે, તેની જયણા.

૫–પોતાના કે સગા વિગેરેના ઘર વિગેરેમાં તથા જમીનમાં સગવડને માટે ખોદાવવું, ખાલ, કુંડી, ગટર, ટાંકું, ભોંયરૂં વિગેરે કરાવવાં પડે, તથા મોતી વિગેરે વિંધાવવાં પડે, વિગેરેની જરૂરી જયણા રખાય

૬–પોતાની કે પુત્રાદિની જમીનમાં ખોદાવવું પડે, ઘર વિગેરે ખાલી કરાવવા, તથા દાગીના વિગેરે તોડાવવા, ઘડાવવા વિગેરેમાં જરૂરીયાત પૂરતી જયણા રખાય.

॥ એમ પાંચ જાતના કર્મની બીના જણાવી. હવે પાંચ પ્રકારના વ્યાપારની બીના કહેવાય છે ॥

૧. દંતવાણિજ્ય—હાથીના દાંત, હંસ વિગેરે પંખીના રોમ, હરણ-વિગેરેનાં ચામડાં વિગેરે, ચમરી ગાયનાં પૂંછડાં,

સાબર વિગેરે પશુના શીગડાં, રેશમ, શંખ, છીપ, કોડી, કસ્તૂરી વિગેરેના ઉત્પત્તિ સ્થાને જઈને તેવા તેવા ત્રસ જીવોના અંગ વિગેરેનો સંઘરો કરીને વ્યાપાર કરવો, તે દંત વાણિજ્ય ( દાંત વિગેરેનો વ્યાપાર ) કહેવાય અહીં સમજવાનું એ કે કદાચ પોતે જાતે તે જીવોને ન હણે, પણ જ્યાં તે ચીજો મલી શકે, તેવા સ્થાને વ્યાપારીઓ જાય, આ જોઈને ભિલ્લ વિગેરે એમ વિચારે કે 'આપણે હાથી વિગેરેને હણીને આ વ્યાપારીઓને દાંત વિગેરે દઈએ તો દ્રવ્ય પામીશું' આવા લોભથી તેઓ જીવ હિંસા કરીને ચીજો લાવી દે એમ ઉત્તેજન દેવા પૂર્વક હિંસા કરાવાય, તેથી આવો વ્યાપાર નજ કરવો જોઇએ ન છૂટકે જરૂરે આ કરે તો તેની મર્યાદા બાંધે, અને બાકીનાનો જરૂર ત્યાગ કરે. આમાં પોતાના કે સગાં વિગેરેને માટે હાથીદાંત, સાબરસીંગુ, શંખ, કચકડાની ચીજો વિગેરે લેવાની, માગે ત્યારે દેવાની, વધારો વેચવાની, અને મંગાવવાની તથા સગાઇ આદિ કારણુને લઇને ઉપર જણાવેલી ચીજોને માટે આદેશ ( ઓર્ડર ) દેવો પડે, તેની જયણા તથા લ્હેણા દેણાને અંગે લેવાય, દેવાય, વિગેરીની જરૂરી જયણા.

૨. લાક્ષાવાણિજ્ય—એટલે લાખ, ધાવડી, ગળી, સાજીખાર, સાબુ વિગેરે હિંસક પદાર્થોનો વ્યાપાર કરવો તે લાક્ષા વાણિજ્ય કહેવાય. યાદ રાખવું કે લાખમાં ખૂબ ચતુરિંદ્રિયાદિ ત્રસ જીવો હોય છે, અને તેનો રસ લોહી જેવો લાગે છે, તથા ધાવડીના ફૂલ અને છાલમાંથી દારૂ થાય છે. અને તેના કૂચામાં ઘણી જીવાત હોય છે, ને નવી થાય છે.

અને 'ગળી' બનાવવામાં ઘણાં જીવો હણાય છે, તેમજ મણ સીલ અને હડતાલમાં માખી વિગેરે બહુ જીવો હણાય છે; અને પડવાસમાં ત્રસ જીવો ચોંટેલા હોય છે. વળી ટંકણખાર, સાબુ, ખાર વિગેરેમાં જીવહિંસા વિગેરે નજરે નજર દેખાય છે

આ બીના ધ્યાનમાં લઇને નિર્મલ દયાધર્મ રસિક શ્રાવકોએ તેવી ચીજોનો વ્યાપાર ન કરવો જોઇએ ન છૂટકે જરૂરી અમુક વ્યાપાર કરવો પડે, તો તેનો ત્યાગ કરવા તરફ લક્ષ્ય રાખીને મર્યાદા બાધવી. અને બાકીનાનો સર્વથા ત્યાગ કરવો ખરા બ્રાહ્મણો પણ આવો વ્યાપાર ન કરે એમ મનુસ્મૃતિમાં કહ્યું છે. તે આ પ્રમાણે-' જે બ્રાહ્મણ લાખ વિગેરેનો વ્યાપાર કરે તે બ્રાહ્મણ શૂદ્ર કહેવાય.

## ॥ અહીં જરૂર પૂરતી જયણાની બીના આ પ્રમાણે ॥

પોતાની પાસે અગર પોતાના ઘરમાં ઉપરની ચીજો હોય, તેને વેચવાની તથા પોતાને માટે તથા સગાં વિગેરેને માટે તે ચીજોમાંની જરૂરી ચીજ ખરીદવી, બનાવવી, તેમને દેવી, વધારે હોય તો વેચવી તથા આદેશ દેવો. આમાં જેવી જાતની જયણા રાખવી હોય, તેમ જરૂરી રખાય, અને ખાસ રોગાદિ કારણે ઉપરની ચીજો વપરાય તેની જયણા.

૩ રસ વાણિજ્ય (વ્યાપાર)—એટલે દારૂ વિગેરે ચાર મહાવિગઇ; દૂધ, દહીં, ઘી, તેલ વિગેરે રસ (પ્રવાહી પદાર્થો)નો વ્યાપાર, તે રસ વાણિજ્ય કહેવાય આમાં જીવહિંસા, બીજાના

પાપની પુષ્ટિ, જીવનની ખરાબી વિગેરે દોષો જાણીતા છે. યાદ રાખવું કે દૂધ વિગેરેમાં ઉડતા જીવોની હિંસા થાય છે, અને સોલ પ્હોર પછીની છાશ અને દહીંમાં જીવાતની ઉત્પત્તિ અને ખાતાં જીવહિંસાનું પાપ લાગે. જે છાશને સોલ પ્હોર હજુ પૂરા થયા નથી, તેવી છાશ પણ જીવદયાની ખાતર ગળીને જ પીવી જોઇએ તથા ઘી અને તેલનો વ્યાપાર કરતાં ખરાબ વિચારણા વર્તે છે, જેથી મહાપાપ બંધાય કદાચ ન છુટકે તેવો ધંધો કરવો પડે તો તેની મર્યાદા બાંધવી, અને બાકીના બીનજરૂરી વ્યાપારનો જરૂર ત્યાગ કરવો ઘીનો વ્યાપાર કરતાં કેવા મલિન વિચારો પ્રકટે છે ? આને સમજાવવા માટે ઘીના અને ચામડાના વ્યાપારીની હકીકત જાણવા જેવી છે. તે ટૂંકામાં આ પ્રમાણે–એક નગરમાં બે વાણિયા રહેતા હતા, તેમાં એકને ઘીનો અને બીજાને ચામડાનો વ્યાપાર હતો ચોમાસાની નજીકના ટાઇમે બંને જણા ઘી અને ચામડું ખરીદવાને માટે ત્યાંથી પરદેશ જવા નીકળ્યા જતાં જતાં રસ્તામાં એક ગામ આવ્યું, ત્યાં તે બંને જણા એક શ્રાવિકાને ઘેર જમવા ગયા. ત્યારે તેણે (શ્રાવિકાએ) બંનેને પૂછ્યું કે તમે શું ધંધો કરો છો ? જવાબ દેતાં એકે કહ્યું કે–" હું ઘીનો ધંધો કરૂં છું અને આ બીજો ચામડાનો ધંધો કરે છે અમે ઘી અને ચામડાં ખરીદવા જઇએ છીએ." આ સાંભળીને તે શ્રાવિકાએ વિચાર્યું કે અત્યારે ઘીના વેપારીના પરિણામ (ભાવ) સારા હશે તે એમ વિચારતો હશે કે વરસાદ સારો થાય તો સારૂં, જેથી ગાય વિગેરે દૂધ ઘણું આપે, એટલે મને ઘી સોંઘું મળે તેના આવા સારા વિચાર હોય

એમ મને લાગે છે અને આ ચામડાનો વેપારી એમ વિચારતો હશે કે "વરસાદ ન થાય તો સારૂં, જેથી ઢોર ઘણાં મરે, ને ચામડાં સોઘાં થાય" આવી ભાવના સારી ન કહેવાય એમ વિચારી ઘીના વેપારીને જ્યાં ઉપર ચંદરવો બાંધ્યો હતો ત્યાં ઘરમાં જમવા બેસાડયો, અને ચામડાના વેપારીને ઘરની બ્હાર ખુલ્લા ભાગમાં જમવા બેસાડયો. બને જણા જમીને ત્યાંથી આગળ જ્યાં જવાનુ હતું ત્યાં ગયા. માલની ખરીદી કરીને પાછા ફરતાં તેજ શ્રાવિકાને ત્યાં જમવા આવ્યા. શ્રાવિકાએ જમાડવાના ટાઇમે બનેને પ્હેલા કરતાં ઉલ્ટી રીતે બેસાડયાં. આ બનાવ જોઇને બંને જણાએ તે શ્રાવિકાને પૂછયું કે આમ કરવાનું કારણ શું? શ્રાવિકાએ જવાબમાં જણાવ્યું કે–હે બધુઓ! તમારા બેમાંથી ઘીના વ્યાપારીની હાલ ભાવના ખરાબ છે કારણ કે તે એમ ચાહે છે કે–"ઘી મોંઘું થાય તો સારૂં, એટલે જ્યારે વરસાદ ન આવે તો ઘાસ ન ઉગે તેથી ઢોરો ઘણાં મરે, તો ઘી મોંઘુ થાય આમ થાય તો હું ઘણું ધન કમાઉં." આથી મેં હાલ એને ઘરની બહાર જમવા બેસાડયો પ્હેલાં એની ભાવના સારી હતી તેથી એને ઘરમાં જમવા બેસાડયો હતો. તેમજ ચામડાના વ્હેપારીની હાલ ભાવના એવી વર્તે છે કે–"જો વરસાદ ઘણો થાય, ઢોર નીરોગી રહે, ત્યારે ચામડાંનો ભાવ વધે, ને હું ઘણું ઘણુ ધન કમાઉં." આવી સારી ભાવનાને લઇને હાલ મેં એને ઘરમાં જમવા બેસાડયો. પ્હેલાં ભાવના ખરાબ હતી તેથી બ્હાર બેસાડયો હતો આ ઇરાદાથી હે બંધુઓ! મેં ફેરફાર કર્યો

છે આ સાભળીને બંને જણાએ ખરાબ ધંધો છોડીને શુભ વ્યાપાર આદર્યો આમાંથી સમજવાનું એ કે જેવો વ્યાપાર તેવી ભાવના વર્તે. આ વાત મડદાને બાંધવાનો સામાન વેચનારની હકીકત પણ ધ્યાનમાં લઈએ તો તે સ્પષ્ટ સમજાય તેવી છે. આ મુદ્દાથી આવો વ્યાપાર નજ કરવો જોઇએ

૪—કેશવાણિજ્ય-એટલે દાસી દાસ વિગેરે માણસોને વેચવાનો (ગુલામી ધધો) અને ગાય વિગેરે પશુ અને પંખીઓને વેચવાનો વ્યાપાર કરવો તે કેશવાણિજ્ય કહેવાય મહા પાપ બધાય એવો આ ધધો છે, એમ સમજીને જરૂર આનો ત્યાગ કરવો જોઇએ.

આમાં પોતાને અને કુટુંબાદિને માટે ગાય વિગેરે લેવાની તથા વધારે હોય તો વેચવાની જરૂરીયાત પ્રમાણે જયણા રખાય, તથા ખાસ કારણે તિર્યંચાદિની ઉપર બેસ-વાની જરૂરીયાત જણાય તો જયણા

૫—વિષવાણિજ્ય-એટલે વછનાગ, સોમલ, અફીણ, ભાંગ વિગેરે ઝેરી પદાર્થો તથા કોશ, કોદાળી, લોઢાના હળ, શસ્ત્ર વિગેરેનો તથા મીલ ચરખા વિગેરેનો વ્યાપાર તે વિષવાણિજ્ય કહેવાય આમાં પ્રબલ જીવ હિંસા થતી હોવાથી ઘણું પાપ સમજીને આવો ધધો નજ કરવો જોઇએ અન્ય ધર્મના શાસ્ત્રોમાં પણ કહ્યું છે કે કન્યા, રસ તથા વિષનો વિક્રય કરનાર જીવો નરકે જાય છે. અહીં જરૂરીયાત જણાય તો ઘર કાર્ય માટે ઘંટી વિગેરે અધિકરણો લેવાની, રાખવાની, વાપરવાની તથા સગાં વિગેરે માંગે તો દેવાની,

વધારે વેચવાની, તથા રોગાદિ ખાસ કારણે મારેલો સોમલ વિગેરે વાપરવાની જયણા રખાય. ધર્મરસિક ડાક્તરોએ જીંદગીના છેવટના ટાઇમે પોતાના હથિયારો વિગેરે વોસરાવવા જોઇએ એમ બીજા ભવ્ય જીવોએ પણ અધિકરણદોષ સમજીને અવસરે વોસિરાવવા ચૂકવું નહિ, એમાં ઘણો લાભ છે એ પ્રમાણે ૧૫ કર્માદાનની બીના જણાવતાં ૬ થી ૧૦ નંબર સુધીના પાંચ કુવાણિજય (ખરાબ વેપાર)નું સ્વરૂપ જણાવ્યું.

## ॥ હવે છેલ્લાં પાંચ સામાન્ય (મહારંભ સ્વરૂપ) કર્મની બીના કહીએ છીએ ॥

૧—યંત્રપીલણકર્મ એટલે ઘંટી. રેંટ, નિશાતરો, શિલા (છીપ્પર), ખારણીઓ, સાબેલું. કાંકશી વિગેરે વેચવાનો ધંધો. તેલની ઘાણી ચલાવવા વિગેરેનો, શેલડીના વાઢ (કોલ) પીલાવવાનો,, સરસવ વિગેરેને પીલાવીને તેલ કઢાવવા વિગેરેનો, રેંટીયા (ચરખા) ચલાવવા વિગેરેનો ધંધો એ યંત્રપીલન કર્મ કહેવાય આમાં ઘણા ત્રસાદિ જીવોની પ્રબલ હિંસા વિગેરે પારાવાર દોષો સમજીને ખરી રીતે શ્રાવકે આવો ધંધો ન જ કરવો જોઇએ. કારણ કે ગૃહસ્થને પાંચ તો હિંસાના સ્થાન કહ્યા છે, તે આ પ્રમાણે, ૧ ઘંટી, ૨ ચૂલો, ૩ પાણીઆરૂં, ૪ સાવરણી, ૫ ખાંણિઓ, ખાંડણી. તો પછી ઉપરની ચીજોનો ધંધો કયા ભવને માટે કરવો ? ન છૂટકે કદાચ તેવો અમુક ધંધો કરવો પડે, તો દીલમાં

દયા રાખીને જેમ બને તેમ તેને ઓછો કરવા તરફ લક્ષ્ય રાખીને બાકીના વ્યાપારનો જરૂર ત્યાગ કરવો. કારણ કે તેલઘાણી કરવી, કરાવવી વિગેરેમાં ઘણુંજ પાપ રહેલું છે, આવા કામ કરનારા જીવો દુર્ગતિના દુઃખો ભોગવે છે. શિવ-પુરાણમાં પણ આ ધંધાને નિંદાપાત્ર ગણીને કહ્યું છે કે "જે માણસ જેટલા તલને પીલે, તેટલા હજાર વર્ષો સુધી નરકની ભયંકર વેદના ભોગવે " તથા જે તલને વેચે, તે તલની જેવા હલકા સમજવા, અને તેને ઘાણીમાં પીલાવવાનું દુઃખ ભોગવવું પડે છે, માટે તેવો ધંધો ન જ કરવો જોઇએ. આ બીના લક્ષ્યમાં લઇને જ શ્રાવકોનાં કલ્યાણને માટે શાસ્ત્રકાર ભગવંતે કહ્યું છે કે, ફાગણ માસની પછીના ટાઇમમાં શ્રાવકે, તલ, અલસી, ગોળ, ટોપરાં વિગેરે રાખવા નહિ, કારણ કે તે ટાઇમે તેમાં ઘણી જીવાત ઉપજે છે, તેની હિંસા થાય. એ તો ન જ ભૂલવું જોઇએ કે તલનો ધંધો મહા દુઃખ દેનારો છે, આ બાબતમાં જુઓ નાનકડું દૃષ્ટાંતઃ–તિલભટ્ટ ( ગોવિંદ બ્રાહ્મણ ) તલનો વ્યાપાર કરતો હતો, તેને એક સ્વેચ્છાચારિણી સ્ત્રી હતી એક વખત તે સ્ત્રીએ છાનાંમાનાં થોડા તલ વેચ્યા, અને તેના જે પૈસા આવ્યા તે ખાનપાન વિગેરેમાં ઉડાવ્યા. ત્યાર બાદ તેણે વિચાર્યું કે જો મારા પતિ આ બીના જાણશે તો મને હેરાન કરશે, માટે તે તેમના જાણવામાં આવે, તે પ્હેલાં કાંઇ ઉપાય કરૂં, કે જેથી મને તે હેરાન ન કરે આવું વિચારીને તેણે ડાકણનું રૂપ કરીને ' જ્યાં ડાંગરના ખેતરમાં તિલભટ્ટ સૂતો હતો ' ત્યાં જઇને તેને ધમકાવ્યો કે " હે તિલભટ્ટ ! હું ઘણી ભૂખી છું. માટે

તું તારી બધી તલની વખારો મને સોંપી દે, નહિ તો તને ખાઇ જઇશ ” આ સાંભળીને ભટ્ટજી-બીન્યા, તેથી તેણે ડાકણને કહ્યું કે–‘ હે માતા ! જાઓ, મારી બધી વખારના તલ ખાઓ. ’ ત્યારબાદ ભટ્ટજી ભયમાંને ભયમાં ઘેર આવી સૂઈ ગયા. રાતે તાવ આવ્યો, મારી બધી વખારો ચાલી ગઇ હવે મારૂં શું થશે ? આ ચિંતામાંને ચિંતામાં હૃદય ફાટી ગયું, મરીને દુર્ગતિએ ગયો, ઘણા ભવ સુધી તે તલમાં જ ઉપજ્યો યાદ રાખવું કે તલને પીલનારા જીવો તલમાં જન્મે, ત્યારે પ્હેલાંનાં તલના જીવો તેને પીલે છે, આ બીના યાદ રાખીને ધર્મિષ્ઠ શ્રાવકોએ આવો ધંધો ન જ કરવો જોઇએ આ બાબતમાં પોતાના કે પુત્રાદિના નિમિત્તે ઉપરની ચીજોમાંની જરૂરી ચીજો લાવવાની, રાખવાની, વાપરવાની, માગે ત્યારે દેવાની, ઉછીતી લેવાની, વધારો વેચવાની, અમસ્તી આપી દેવાની, સગાં વિગેરેને લાવી દેવાની, જરૂરી જયણા રખાય તથા નીસાતરા વિગેરેની ઉપર વાટવું, ખાંડવું, વિગેરે કરવું, કરાવવું, છરી ચપ્પા વિગેરેની નવી ધાર કરાવવી, તેલ વિગેરે કઢાવવા પડે, તેની જરૂરીયાત જણાય તેટલી જયણા રાખવી

૨—નિર્લછનકર્મ એટલે બળદ વિગેરે ચાર પગવાળા જીવોના કાન વિગેરેને છેદવા, નાથવા, આંકવા, ખસી કરવા, બાળવા, પીઠ ગાળવી વિગેરે કરવું તે નિર્લછન કર્મ કહેવાય. શ્રાવકે આવું ન કરવું, કારણ કે એમ કરીએ તો બળદ વિગેરેને ઘણું દુઃખ થાય તમને દુઃખ ગમતું નથી તો પછી તેઓને દુઃખ કેમ ગમે ? એમ સમજીને

આ ધધો ન જ કરવો જોઇએ આમાં રોગાદિ કારણે મારા અથવા પુત્રાદિ સગાં સંબધીના, તથા ઘરમાં રાખેલા પશુ-ઓના સડેલા અંગો વિગેરેને છેદવા છેદાવવાની તથા આદેશ દેવાની જયણા રખાય

૩—દવદાનકર્મ–ઘાસ વિગેરે વધારે ઉગે, આ ઇરાદાથી જગલના કે ખેતર વિગેરેના અમુક ભાગમાં અગ્નિ સળગાવવો, એ દવદાનકર્મ કહેવાય આમાં કોઇ ઘર વિગેરે સળગાવે (તેમાં લાહ્ય લગાડે વિગેરે) આ બીના પણ લેવી લોભ બુદ્ધિથી આમ કરવામાં ઉદર વિગેરે ઘણાંએ જીવોની હિસાનુ પાપ લાગે છે, એમ સમજીને કયા ડાહ્યા શ્રાવકો આવો ધધો કરે ? ન જ કરે જરૂર યાદ રાખવું કે, અગ્નિને ઓલવવામાં જે પાપ લાગે, તેનાથી બહુજ ઘણું પાપ તેને સળગાવવામાં લાગે છે, એમ શ્રી ભગવતીજી સૂત્રમા કહ્યુ છે. આમાં પોતાના કે સગાં વિગેરેના ઘરમાં કે રસ્તામાં રસોઈ કરતાં, દીવો, સ્ટવ વિગેરે સળગાવતાં પવન વધારે હોય વિગેરે કારણને લઇને મકાન, વન વિગેરે સળગી ઉઠે આ વખતે આગને અટકાવવાના યોગ્ય ઇલાજ લેવાની તથા ન્હેલાં કે દરરોજ ધારેલા પાણીના નિયમ ઉપરાંત પાણી વિગેરે વપરાય વિગે-રેની જયણા રખાય તેમજ આવા પ્રસગે આગ ઓલવવાની મારી શક્તિ ન હોય, તો પણ મારૂં વ્રત અખડિત રહે ( જાય નહિ )

૪–(સરોદ્રહતલાવ શોષણ કર્મ–ઘઉં વિગેરે અનાજ સારા પ્રમાણમાં થાય વિગેરે ઇરાદાથી સરોવર, તલાવ, દ્રહ, વાવ, ટાંકા વિગેરે સૂકવવા, તે શોષણ કર્મ કહેવાય આમ

કરવામાં ઘણાં જલચર જીવો વિગેરે ત્રસાદિ જીવોને ત્રાસ ઉપજે, તેઓ મરે, માટે આવો ધંધો ન જ કરવો જોઇએ.

આમાં સરોવર વિગેરેના પાણીનું શોષણ કરવા કરાવવાનો ત્યાગ કરવો પોતાના કે સગાં અને પંચ વિગેરેના ઘર વિગેરેના ટાંકા કુવા વિગેરે સુધરાવવા પડે, ગળાવવા પડે, પાણી કઢાવવું પડે, એને માટે બીજુ જે કંઈ કરવું, કરાવવું પડે, આદેશ દેવો પડે, તેમજ તેવા પોળના અને પંચના તથા ધર્માદા ખાતાના કાર્યમાં, ટીપમાં વ્યવહાર આબરૂ જાળવવા વિગેરેની ખાતર દેવું પડે, વિગેરેની જયણા.

૫–અસતી પોષણ કર્મ–રમતગમત ( મોઝશોખ ) ની ખાતર કે ધન કમાવવાની ખાતર ખરાબ આચારવિચારવાળા નોકર, દાસી, ચોર વિગેરેને પાલવા, ઉછેરવા, હિંસક કસાઇ મચ્છીમાર વિગેરેની સાથે લેવડ દેવડ કરવી, વિગેરે ધંધો એ અસતી પોષણ કર્મ કહેવાય શ્રાવકે આવો ધંધો ન જ કરવો જોઇએ કારણ કે તેઓ ખરાબ આહાર ખાય, બીજાને મારે, એમાં રાખનારને કેવલ નિબિડ પાપ કર્મ બંધાય છે અહીં અનુકંપા દ્રષ્ટિએ અભયદાન દેવાય એમ સમજવું શ્રાવકે હલકી જાતિના જીવોની સાથે લેવડ દેવડ વિગેરે પરિચય લગાર પણ નજ કરવો જોઇએ. કારણ કે એમાં પોતાને પણ કદાચ અચાનક આપત્તિ ભોગવવી પડે, એવો પ્રસંગ આવે છે તેવાઓને અનુકંપા, લજ્જા, દાક્ષિણ્યતા, વિગેરે કારણે દેવાની જયણા

એ પંદર કર્માદાનની બીના ટૂંકામાં જણાવી દીધી. આ પંદર કર્માદાનથી બનેલી ચીજોમાંની જે ચીજો મારા ઘરમાં

વપરાય, દાક્ષિણ્યતા લેણું વિગેરે કારણે ન છૂટકે લેણામાં લેવી પડે, તેને અંગે જે કર્માદાનની ક્રિયા કરવી કરાવવી પડે, વિગેરેમાં જરૂરીયાત પૂરતી જયણા રાખવી તેમજ કર્માદાનમાંની જે બીના મેં જણાવી છે, તેમાં એક કર્માદાનમાં બીજા અનેક કર્માદાનની ક્રિયા ભળતી હોય, તો તેની જયણા અને પોતાના પુત્રાદિને પંદર કર્માદાનમાંના કોઈપણ કર્માદાન-વાળા સ્થલે અથવા તે સિવાયના જરૂર વ્યાપારવાળા સ્થલે તે તે કામ શીખવા માટે મૂકવા પડે કે નોકર તરીકે મૂકવા પડે, તે તે કામમાં જોડવા પડે, તેની જયણા રખાય, કારણ કે કદાચ આમાં તે વિના પોતાની આજીવિકા ન ચાલે વિગેરે મુદ્દો પણ હોય.

પ્રશ્ન—શ્રાવકે પંદર કર્માદાન ન સેવવા એમ કયા શાસ્ત્રમાં કહ્યું છે?

ઉત્તર—શ્રી ભગવતીજીમાં કહ્યુ છે કે શ્રાવકે પદર ક-ર્માદાન ન સેવવા.

આ શ્રાવક ધર્મનો ઉત્સર્ગ (મુખ્ય) માર્ગ છે ઘણાં લાભ દેનારૂં કાર્ય હોય, પણ જો તે ધર્મને બાધા ઉપજાવ-નારૂં લાગે, તો તેવું કાર્ય ધર્મી જીવોએ નજ કરવું જોઈએ પરંતુ કદાચ બીજો ધંધો ન થઇ શકે તેમ હોય, દુષ્કાલ કે રાજાની આજ્ઞા હોય, વિગેરે કારણથી તેવું કામ કરવાની જરૂરીયાત જણાય તો અપવાદ માર્ગે કરે. તેમાં પણ આત્માની નિંદા કરે, દયાભાવ જાળવે જેમ મહારાજ સિદ્ધરાજે સજ્જન દંડ-નાયકને અધિકારી બનાવ્યો હતો તેણે દેશની પેદાશ રૈવતા-ચલમાં વાપરી.

એ પ્રમાણે શરૂઆતમાં જણાવેલા ૨૧ ભાંગામાંના અનુકૂલ ભાંગાએ બીજા ગુણવ્રતને સ્વીકારૂં (લઉ) છું.

## ॥ આના ૨૦ અતીચારો સમજીને ટાળવા. તે બીના ટૂંકામાં આ પ્રમાણે જાણવી ॥

૨૦ અતિચારોમાંથી પંદર કર્માદાનના ૧૫ અતિચારોની બીના જણાવી દીધી, બાકીના ભોગ સંબંધી પાંચ અતિચારોનું સ્વરૂપ આ પ્રમાણે જાણવું:-

૧-સચિત્ત આહાર નામનો અતિચાર-કોઇએ "અમુક કંદ વિગેરે સચિત્ત પદાર્થો મારે ન ખાવા" આવો નિયમ લીધો હોય, તે બેકાળજીને લઈને કે સચિત્તની બીનસમજણને લઈને નિયમ વાળી ચીજને અચિત્ત માનીને વાપરે, તો આ અતિચાર લાગે ધાન્યનું સચિત્તપણું શ્રી ભગવતીજી આદિ શાસ્ત્રોમાં આ પ્રમાણે કહ્યું છેઃ-(૧) જવ, ઘઉં, અને શાલી, ઉત્કૃષ્ટથી ત્રણ વર્ષ સુધી સચિત્ત ગણાય. પછી નિર્જીવ અને (૨) તલ અને દ્વિદલ પાંચ વર્ષ પછી નિર્જીવ થાય. (૩) અલસી, કોદરા અને કોસંબા વિગેરે સાત વર્ષ પછી નિર્જીવ થાય અને જઘન્યથી એટલે વ્હેલામાં વ્હેલા અંતર્મુહૂર્ત્ત વીત્યા બાદ યોનિ-બીજનો નાશ થાય છે. તથા સેંટુક કપાસ ત્રણ વર્ષ પછી નિર્બીજ થાય એટલે ઉપર જણાવેલા ટાઈમની અંદર વાવવા ઉગાડવાથી ઊગે, તે પછી ન ઊગે.

૨-સચિત્ત પ્રતિબદ્ધાહાર નામનો અતિચાર-એટલે જેણે સચિત્તનો નયમ કર્યો હોય, તેણે સચિત્ત પદાર્થની સાથે

સંબંધવાળો અચિત્ત પદાર્થ ન ખાવો જોઇએ. જેમકે ઝાડ વિગેરેની સાથે સંબંધવાળા તાજા ( તરતના ઉતારેલા ) ગુંદર રાયણ, ખ. . વગેરે ન વાપરવા કારણ કે હાલ તે સચિત્ત છે. ઠળીયો કાઢયા પછી ૪૮ મીનીટ વીત્યા બાદ અચિત્ત થાય, છતાં બે ઘડીની અંદર અચિત્ત માનીને વાપરે તો અતિચાર લાગે તેમજ ફળ પાકેલું હોય અને અંદરનું બીજ કે ઠળીયો સચિત્ત હોય, ત્યારે 'હું ફળ ખાઇને ઠળીયો બ્હાર કાઢી નાખીશ' આ ઇરાદાથી આખું ફળ મોંઢામાં નાખે તો અતિચાર લાગે

૩–અપકવ આહાર નામનો અતિચાર–એટલે કંઇક કાચી અને કંઇક ( બરોબર નહિ ) પાકી એવી મિશ્ર વસ્તુ (સચિત્ત મિશ્ર ચાળ્યા વિનાનો લોટ વિગેરે) સચિત્ત માનીને ન વપરાય. વાપરે તો અતિચાર લાગે.

૪–દુષ્પકવ આહાર નામનો અતિચાર–જે પદાર્થ અગ્નિના સંસ્કારથી બરોબર પાકીને અચિત્ત ન થયો હોય, તે દુષ્પકવ આહાર કહેવાય દાખલા તરીકે અર્ધા સેકેલા પોંખ ચણા વિગેરેને અચિત્ત માનીને ન ખવાય, તેવા અધ કચરા (અડધા કાચા ) અચિત્ત માનીને ખાય તો અતિચાર લાગે જેમણે સચિત્તનો નિયમ (ત્યાગ) કર્યો છે, અથવા સચિત્ત વાપરવાનું ( ૧૦, ૧૫ વિગેરે સચિત્ત વાપરવા તેથી વધારે નહિ એમ ) પરિમાણ કર્યું છે એમણે ઉપરના ચાર અતિચારો ટાળવાના છે.

૫–તુચ્છૌષધિ આહાર નામનો અતિચાર–જે ખાતાં ખાવાનું થોડું હોય, અને ફેંકી દેવાનો, ભાગ ઘણો હોય, તે તુચ્છૌષધિ કહેવાય.

શ્રી ઉપદેશ પ્રાસાદમાં (૧) સચિત્ત (૨) સચિત્તપ્રતિબદ્ધ, અને (૩) અભિષવ એટલે ઘણી ચીજોના સંધાનથી જે થાય, તેવા અથાણું વિગેરેને સાવદ્ય આહારને છોડનારા જીવો, ખીનકાળજી વિગેરે કારણથી વાપરે, તો તેમને અતિચાર લાગે (૪) મિશ્રાહાર એટલે સચિત્તનો અંશ કંઇક છે એવા પદાર્થને અચિત્ત માનીને વાપરે તો અતિચાર લાગે ૫–દુષ્પકવાહાર. એમ પાંચ અતિચાર ગણાવ્યા છે તથા શ્રી શ્રાદ્ધપ્રતિક્રમણ (વંદિત્તા) સૂત્રની ટીકામાં કહ્યું છે કે–અપકવાહાર અને તુચ્છૌષધિને સચિત્તાહાર નામના પ્હેલા અતિચારમાં ગણવા. આ સાતમા વ્રતના પ્રભાવે પ્રવરદેવ નામના ગૃહસ્થનો કોઢ રોગ નાશ પામ્યો તે મહા ધનવાન થયો, અને દાનાદિ ધર્મ સાધીને પ્હેલા દેવલોકમાં સામાનિક દેવ થયો ત્યાંના સુખ ભોગવીને કમલપુરમાં શુદ્ધબોધ નામના શ્રાવકનો દીકરો થયો અહીં તેના પુણ્યથી દુકાળ મટીને સુકાળ થયો અનુક્રમે મોટી ઉંમરે બારે વ્રત અને દીક્ષા સાધીને સિદ્ધ થયો શ્રી ઉપદેશ પ્રાસાદના બીજા ભાગમાં આ બીના વિસ્તારથી કહી છે ભોગોપભોગ શબ્દથી જો કે કર્માદાન ન લઈ શકાય પણ કર્માદાન (રૂપ સાધન) ની સેવનાથી ભોગ અને ઉપભોગના સાધન મળે એટલે ભોગોપભોગના સાધનો મેળવવા માટે કર્માદાનની પ્રવૃત્તિ થાય છે, આ ઇરાદાથી અહીં કર્માદાનને ત્યાગ કરવા વિગેરે બીના જણાવી છે. આ વ્રતને અંગે સવારમાં ઉઠીને આવી ભાવના ભાવવી કે કામ ભોગને મહા દુઃખ દેનારા છે એમ સમજીને સર્વથા ભોગોપભોગથી અલગ રહેનારા પૂજ્ય મુનિવરોને હંમેશાં નમસ્કાર કરૂં છું.

આ વ્રત લેતી વેલાએ એમ કહેવું કે, ઉપર જણાવ્યા પ્રમાણે આ સાતમા વ્રતને દ્રવ્યાદિકથી ૬ છીંડી, ૪ આગાર તથા ૪ બોલ રાખીને ૨૧ ભાગામાંના અનુકૂલ ભાંગા પ્રમાણે ગ્રહણ કરૂં છું.

## ॥ આ સાતમા વ્રતને અંગે નીચે જણાવેલા નિયમો-માંથી બને તેટલા નિયમો કરવા જોઇએ ॥

૧–બેઆસણું વિગેરેમાંથી યથાશક્તિ તપ કરવો, તેમાં માંદગી વિગેરે કારણે જયણા.

૨–૫, ૧૦, ૧૨ પર્વ તિથિઓમાં લીલોતરીનો ત્યાગ કરવો.

૩–આર્દ્રા બેસે, ત્યારથી માંડીને ફાગણ સુદ ૧૫ સુધી કેરીનો ત્યાગ કરવો

૪–બીડી, હોકો, ચલમ વિગેરે પીવા નહિ, અફીણનો કંસુબો લેવો નહિ. વ્યસનની ચીજોનો ત્યાગ કરવો

૫–આર્દ્રા નક્ષત્ર બેસે ત્યારથી માંડીને કાર્ત્તિક સુદ ૧૫ સુધી કાચી ખાંડ ન વપરાય ખુરૂં આર્દ્રા પહેલાંનું વપ-રાય. પાપડ વડી વિગેરેનો ત્યાગ કરવો

૬–કાચા દહીંવાળું રાઇતું વાપરવું નહિ.

૭–ઘઉ વિગેરેના પોંખ ખાવા નહિ.

૮–ઉપરના ભાગમાં ખુલ્લું હોય, તો ત્યાં બેસીને ખવાય પીવાય નહિ. બ્હાર ગામ હોઉં તથા માંદગી વિગેરે કારણે જરૂરી જયણા રખાય.

| | | |
|---|---|---|
| શિયાળામાં–સૂર્યોદય પછી અને સૂર્યાસ્તની પ્હેલાં ૪–૪ ઘડી | | આટલા ટાઇમે તો જરૂર ખુલ્લામાં બેસીને ખાવું પીવું નહિ, કારણ કે સૂક્ષ્મ અપ્કાય વરસે છે. |
| ઉનાળામાં– ,, ,, ,, | ૨–૨ ઘડી | |
| ચોમાસામાં– ,, ,, , | ૬–૬ ઘડી | |

૯–મેદા, તથા રવાવાળી ચીજ વપરાય નહિ.

૧૦–તુચ્છ ફળ અને ચલિત રસના નામે ઓળખાતી વાસી ખાસુદી વિગેરે તથા જલેબી, હલવો, આમ્રની નાનખટાઈ વિગેરે ન જ વાપરવી.

ઉપર જણાવ્યા મુજબ ત્યાગ કરેલી ચીજો, સ્વપ્નમાં સેવાય તેની જયણા. સગાં, કુટુંબી વિગેરેમાંથી કોઈને નોકરીમાં લગાડવા ભલામણ કરવી, કરાવવી પડે તેની જયણા. પંદર કર્માદાનથી બનેલી ચીજો, પોતાના ઘર કાર્ય વિગેરેને માટે લેવી પડે, તેનો ખર્ચ પ્હેલા પાંચમા વ્રતમાં રાખેલી રકમની મર્યાદાથી વધવો ન જોઇએ તથા પોતાના પુત્ર વિગેરેના લગ્ન, જમણવાર, વિગેરે પ્રસંગે ધારેલા નિયમ ઉપરાંત વધારે ચીજો, લેવી દેવી પડે, વધારો વેચવો પડે તેની જરૂરી જયણા રખાય ખર્ચને અંગે જે રકમો લખી છે તે પાંચમા વ્રતમાં ધારેલી ( ૧૫ લાખ વિગેરે ) રકમમાંથી ઓછી થાય તો પૂરી કરાય, અને વધારો જણાય તો સારા માર્ગે વાપરી દઉં.

## ॥ (૮) અનર્થ દંડ વિરમણ વ્રત ॥

અર્થ દંડ—સ્વજન, પોતાના શરીર, ધર્મ, વ્યવહારાદિકને માટે આશ્રવ (આરંભાદિ પાપ કર્મ) સેવાય, તે અર્થ દંડ કહેવાય

અનર્થ દંડ—જે કરવામાં પોતાને કે સ્વજન વિગેરેને કંઈ પણ લાભ છેજ નહિ, એવા મોજશોખ, રમતની ખાતર કે યશની ખાતર જે નાહક પાપના કામ કરાય તે અનર્થ દંડ કહેવાય. તેનો ત્યાગ કરવો એ અનર્થદંડ વિરમણ વ્રત કહેવાય મોટા અનર્થ દંડ ચાર કહ્યા છે તે આ પ્રમાણે:—
૧—અપધ્યાન એટલે આર્ત્તધ્યાન તથા રૌદ્ર ધ્યાનના વિચાર ન કરવા જોઇએ. અહીં તે દરેકના ચાર ભેદની બીના જાણવાની છે. આનું સ્વરૂપ શ્રી શ્રાવક ધર્મજાગરિકાના ૩૫૧ મા શ્લોકની (૩૫૩ માં પાને કહેલી) ટીપણીથી જાણવું.

બંનેની ટુંકામાં વ્યાખ્યા એ છે કે—રાજ્યાદિ ભોગના સાધનોની વિચારણા, ચાહના કરવી તે આર્ત્ત ધ્યાન કહેવાય. અને નિર્દયપણે જીવહિંસાદિની ચિંતવના એ રૌદ્ર ધ્યાન કહેવાય. આ બંને ધ્યાનના વિચારો ન આવે તે તરફ લક્ષ્ય રાખું. આમાં પ્રમાદાદિ કારણે તેવા વિચારો આવે તે સારા છે, એમ માનું નહિ.

પ્રશ્ન—આર્ત્તધ્યાન, રૌદ્ર ધ્યાનના વિચારોને રોકવાના ક્યા ક્યા ઉપાયો છે તે જણાવો?

ઉત્તર—સામાયિક, પ્રભુપૂજા, તીર્થયાત્રા વિગેરે ઉત્તમ આલંબનોની સેવના કરવાથી ખરાબ વિચારો આવતા રોકાય છે. શ્રાવકે તેવા આલંબનોની જરૂર સેવના કરવી જોઇએ.

પ્રશ્ન—ધ્યાન એટલે શું ?

ઉત્તર—અંતર્મુહૂર્ત્ત સુધી મનની એકાગ્રતા રહે એ ધ્યાન કહેવાય આવું ધ્યાન છદ્મસ્થ જીવોને હોય છે. ત્રણે યોગની ક્રિયાઓને રોકવી, એ પણ ધ્યાન કહેવાય આવું ધ્યાન શ્રી કેવલી મહારાજને હોય. ધ્યાનના ચાર ભેદોમાં ધર્મધ્યાન, શુક્લ ધ્યાન એ બે સારા ધ્યાન કહેવાય ઉપર જણાવેલા બંને અશુભ ધ્યાન કહેવાય આથી એનો ત્યાગ કરવો જોઈએ સામો માણસ મોટા બરાડા પાડી રૂદન કરે, આંખમાં આંસુ લાવે, છાતી કૂટે વિગેરે આવા ચિહ્નોથી આર્ત્તધ્યાન ઓળખાય છે. અને ઇષ્ટ પદાર્થોનો વિયોગ થાય કે અનિષ્ટ રોગાદિ પ્રકટે ત્યારે આ ધ્યાન ઉપજે છે. આનું ફલ તિર્યંચગતિ છે. એમ આવશ્યક સૂત્રની (બાવીસ હજારી) ટીકામાં કહ્યું છે. આર્ત્તધ્યાન ધ્યાતાં સંયતી નામના સાધ્વી મરીને ગિરોળી થઈ, નંદમણિકાર દેડકાપણું પામ્યો, અને સુંદર શેઠ મરીને ચંદનઘો થયો. એમ સમજીને આનો ત્યાગ કરવો પાંચમા ગુણઠાણા સુધી આ ધ્યાનની હદ છે એમ સમજવું.

રૌદ્રધ્યાન એ આર્ત્તધ્યાન કરતાં પણ હલકા દરજ્જાનું છે. શ્રી ધ્યાન શતકમાં આના કરવું, કરાવવું, અનુમોદવું, અને હિંસાદિની વારંવાર ચિંતવના કરવી એમ ચાર ભેદ કહ્યા છે. હિંસાદિવાળા કાર્યો કરવામાં આદર ભાવ દેખાય વિગેરે ચિહ્નોથી આ ધ્યાન પારખી શકાય છે.

રૌદ્ર ધ્યાનનુ ફલ—તંદુલિયો મત્સ્ય મોટા સમુદ્રમાં રહેલા મહા મત્સ્ય (મોટા માંછલા)ની આંખની પાંપણમાં ઉપજે છે. "સમુદ્રમાં મોજાં ઉછળે, ત્યારે મોટા માછલાનું

મોઢું ઉઘાડુ હોય છે, તેમાં ઘણાં નાનાં માંછલાઓ પેસે છે અને નીકળે છે ” આ બનાવ જોઇને તંદુલિયો મત્સ્ય વિચારે છે કે, “ આ ( મોટું ) માંછલું કેવું મૂર્ખ છે ? મોઢામાં ખાવાનાં માંછલાં આટલાં બધાં આવે છે, છતાં નીકળી જવા દે છે, ખાતો નથી. હું જો તેના જેવો મોટો હોઉ, તો એક પણ માછલાને જવા ન દઉ, બધાને ખાઈ જઉ ” આવી જાતનુ રૌદ્ર ધ્યાન કરીને કાયાથી હિંસાદિ કર્યા વિના પણ મરીને સાતમી નરકે જાય છે તેમજ કુરૂડ અને ઉકુરૂડ મુનિ પણ રૌદ્રધ્યાન કરતાં નરકે ગયા એમ સમજીને ધર્મધ્યાનાદિ શુભ ધ્યાનમાં મન રાખવું કારણ કે ધર્મધ્યાનનું ફલ દેવ-ગતિ અને શુક્લધ્યાનનું ફલ મોક્ષ મલે એમ કહ્યુ છે

૨–પાપોપદેશ નામનો અનર્થ દંડ—શ્રાવકે વિચારીને નિર્દોષ બોલવાની પદ્ધતિ પાડવી જોઇએ બીજાને પાપ કર-વાનો ઉપદેશ દેવો જ નહિ

હે ખેડુતો ! ખેતરમાં ખોદકામ શરૂ કરો ? હળ વિગેરે તૈયાર કરો ? શત્રુઓને મારો ? બળદને પલોટો ( દમો ) ? કન્યાનો વિવાહ કરો ? આવું બીજાને કહેવાય નહિ કારણ કે એ પાપોપદેશ કહેવાય યાદ રાખવુ જોઈએ કે કૃષ્ણ મહા-રાજા અને ચેડા મહારાજાને “ પોતાના બાળકોનો પણ વિવાહ કરવાનો નિયમ હતો. અહીં ખાસ કારણે પુત્રાદિને કે સગાં વિગેરેને કાંઈ તેવો ઉપદેશ દેવાય, તેની જરૂરી જયણા રાખીને બાકીના પાપોપદેશનો ત્યાગ કરૂં છું એમ નિયમ કરાય

૩–હિંસપ્રદાન નામનો અનર્થ દંડ—સગાઇ વિગેરે

કારણ વિના પણ જેથી જીવ હિંસા થાય, એવા કોશ વિગેરે નાહક બીજાને દઇએ, એમાં દેનારાને પણ હિંસાનું પાપ લાગે, તથા કામણ, દુમણ, વશીકરણ, ધાતુમારણના પ્રયોગ પોતે બીજાને શીખવાડે એમાં પણ નાહક પાપ બંધાય છે, એમ સમજીને શ્રાવકે આવા અનર્થદંડનો જરૂર ત્યાગ કરવો આમાં પુત્રાદિને તથા સગાં વિગેરેને શરમ વિગેરે કારણથી ન છુટકે આમાંનું કાંઇ દેવું, કહેવું, બતાવવુ પડે, તેની જયણા રાખવાની જરૂરીયાત જણાય તો રાખે તે સિવાયનો ત્યાગ કરવો આવા અનર્થ દંડ કરવાથી ધન્વતરિ વૈદ્ય નરકે ગયો વિશેષ બીના શ્રી ઉપદેશ પ્રાસાદ વિગેરે ગ્રંથો-માંથી જાણવી

૪-પ્રમાદાચરણ—ધર્મ ક્રિયાની સાધના કરવામાં જે અરૂચિ કે ઉપેક્ષા કરાવે તે પ્રમાદ કહેવાય આના (૧) મદ્ય (૨) વિષય, (૩) કષાય, (૪) નિદ્રા, (૫) વિકથા એમ પાંચ ભેદો છે તેમાં (૧) મદ્ય-એટલે મદિરા કહેવાય આમાં આ-શો, માંસ, સરકો, તાડી વિગેરે ગણી લેવા મદ્ય એ ધાર્મિક દૃષ્ટિએ અને વ્યવહારિક દૃષ્ટિએ નિંદનીય ચીજ છે. પાપ વ્યાપારને કરાવે છે, અને દુર્ગતિ આપે છે કૃષ્ણ મહારાજાના પુત્રોએ દારૂ પીધો, તેથી એકસોને બત્રીશ કુલ કોટી યાદ-વોથી ભરેલી દ્વારિકા નગરીનો દાહ થયો. કોઇ એક યાદવના ઘરમાંથી એકસો આઠ કુમાર નીકળે એવું જે કુળ, તે કુલ-કોટી કહેવાય. 'એમ ઉપદેશ પ્રાસાદમાં કહ્યું' છે વિશેષ બીના ઉપદેશ પ્રાસાદાદિ ગ્રંથોમાં જણાવી છે. તથા (૨) વિષય-એ ઝેર કરતાં પણ વધારે દુઃખ દેનાર છે, હિતાહિતનું ભાન ભૂલાવે છે સાત વાર સાતમી નરકનાં પણ આકરાં દુઃખો એ

આવે છે. એમ સમજીને કામ જીતવાનો પ્રભુશ્રી નેમિનાથ વિગેરેના દૃષ્ટાંતોને નિરંતર યાદ કરીને તેનો ત્યાગ કરવો (૩) સંસારમાં રખડાવે એવું નામ કષાય કહેવાય ક્રોધ એ પ્રીતિનો નાશ કરે છે, માન વિનયનો નાશ કરે છે. માયા મિત્રતા (ભાઈબંધી)નો નાશ કરે છે. લોભ એ તમામ ગુણોનો નાશ કરે છે ક્રોધથી [illegible] સર્પપણું પામ્યો, અને માનથી બાહુબલિજીને કેવલજ્ઞાન મોડું થયું [illegible] ગુમાવ્યું માયાથી પ્રભુશ્રી મલ્લિનાથજીએ પણ સ્ત્રીપણું પામ્યા તથા લોભથી મમ્મણ શેઠ વિગેરે નરકાદિમાં ગયા. એમ સમજીને આનો ત્યાગ કરવો (૪) નિદ્રા, એટલે ઉંઘવું તે આના પાંચ ભેદ છે તે આ પ્રમાણે—

૧–નિદ્રા, ૨ નિદ્રા નિદ્રા. ૩ પ્રચલા, ૪ પ્રચલા પ્રચલા. ૫ સ્ત્યાનર્દ્ધિ જેમાં સુખે જગાય તે નિદ્રા અને દુઃખે ( મુશ્કેલીએ ) જગાય તે નિદ્રા નિદ્રા કહેવાય તેમજ ઉભા અથવા બેઠા જે આવે તે પ્રચલા, અને ચાલતા ચાલતાં આવે એ પ્રચલા પ્રચલા કહેવાય અને જેમાં બલદેવના જેટલું બળ હોય તથા (આ નિદ્રાવાળો જીવ) દહાડે ચિંતવેલું કામ સાધે. તે સ્ત્યાનર્દ્ધિ નિદ્રા કહેવાય, એમ શ્રી કર્મગ્રંથની ચૂર્ણિમાં કહ્યું છે અહિં શ્રી કર્મગ્રંથ ટીકાનો વિચાર એ સમજવો કે બલદેવ જેટલું બળ બધા સંઘયણવાળા જીવોને આ નિદ્રામાં હોતુ નથી, પણ વજ્રઋષભનારાચ સંઘયણ વાળા જીવોને એટલું બળ હોય છે એમ સમજવું તે સિવાયના બીજા જીવોને આ નિદ્રામાં ચાલુ સમયના જુવાનિયાથી આઠગણું બળ હોય છે. આ બાબતે શ્રી જીતકલ્પ સૂત્રની ટીકામાં આ નિદ્રામાં કે જાગતાં આઠ

થવાય. રાતે તો સ્નાનાદિ થાયજ નહિ. પેશાબ દસ્ત વિગેરે પણ નિર્જીવ જગ્યાએ કરવા જોઇએ. ઘી વિગેરેના વાસણો ઉઘાડા ન રખાય તેમજ રસોડા વિગેરે દશ સ્થાનકોએ જરૂર ચદરવા બાંધવા જોઇએ ન બાંધવામાં પોતાના જીવને પણ નુકશાન પ્હોંચે બીજાઓ ચંદરવા બાંધે, તેવું કરનારા જીવોને વિઘ્ન કરનારા જીવો રોગાદિની પીડા ભોગવે છે. શેઠ યશોદત્તની મૃગસુદરી નામની દીકરીએ પોતાના સાસરે રસોડામાં ચદરવો બાંધ્યો, તે તેના પતિ દેવરાજે સાતવાર બાળી નાખ્યો, તેથી તેણે સાત વર્ષ સુધી કોઢની પીડા ભોગવી મૃગસુદરએ ચંદરવા બાંધવાનું અને રાતે નહિ જમવાનું રહસ્ય સમજાવીને વિધર્મી એવા સસરા વિગેરેને જૈન ધર્મી બનાવ્યા મૃગસુદરી ઉપર જણાવેલા નિયમને પાલીને દેવતાઈ ઋદ્ધિને પામી એમ સમજીને રસોઈ વિગેરે કરતા ઉપરના ભાગમા જરૂર ચદરવો બાંધવો જોઈએ ન બાંધે તો પ્રમાદાચરણ થાય, તેથી મહાકર્મ બંધાય, ને દુ.ખ ભોગવવા પડે એ પ્રમાણે પ્રભુની પૂજા કરવામા પણ પાણી ગાળીને વાપરવુ, દરેક કામ જયણાથી કરવું, કાજો વિગેરે જાળવીને જાતે કાઢે તેમ કરતાં જીવદયા જળવાય, અને ભવાંતરમાં નીચ કુલમાં જન્મ ન થતાં સારા ધર્મિષ્ઠ કુલમાં જન્મ પામી ધર્મ સાધીને સુખી થવાય

## ॥ નીચે જણાવેલી બીનાને પ્રમાદાચરણ ગણીને તેમ કરવું નહિ ॥

૧—અવિરતિ ભાવે કર્મ બંધાય પાછલા ભવમાં શરીર વિગેરેને વોસરાવ્યા ન હોય, તો તેમાંથી જે જીવ

વધ થાય, તેનું પાપ ભવાંતરમાં ગયેલા પણ જીવને ભોગવવું પડે છે માટેજ રાતે કદાચ અચાનક મરણ થાય એમ સમજીને સંથારા પોરિસિની વિધિમાં દેહાદિને વોસરાવવાનું કહ્યું છે. યાદ રાખવું કે સિદ્ધના જીવોને પૂર્વ ભવમાં સર્વ સંવર રૂપ વિરતિ ભાવ હતો, તેથી તેમને ઉપરની બીના લાગુ પડતી નથી આ વાત શ્રીભગવતી સૂત્રના પાંચમા શતકના છઠ્ઠા ઉદ્દેશામાંથી ટુંકામાં કહી છે

૨--રાંધવાનું કામ પતી જાય, ત્યારે નાહક ચૂલો સળગતો રાખવો એ પ્રમાદાચરણ કહેવાય, આમ કરવામા ઘણાં ત્રસાદિ જીવોની હિંસા થાય, તેથી તેમ ન કરવું એટલે ચૂલો ઓલવી નાંખવો જોઇએ

૩--ઇંધણાં છાંણા વિગેરે તપાસ્યા વિના કામમાં લે, (૪) લીલાં ઘાસ વિગેરે ઉપર ચાલવું, (૫) નાહક ફૂલ વિગેરે તોડવા, (૬) લુગડાં વિગેરેમાંની જૂ વિગેરે તપાસ્યા વિના ધોબીને ધોવા આપવા, (૭) બળખો થૂક વિગેરે નાંખ્યા બાદ તેને ધુલ વિગેરેથી ઢાંકે નહિ વિગેરે જયણા વિનાની તમામ ક્રિયાઓ પ્રમાદાચરણ તરીકે સમજવી શ્રાવકે જરૂર યાદ રાખવુ કે દસ્ત, પેશાબ, ગળફો, લીટ, ઉલટી, પિત્ત, લોહી, વીર્ય, મડદું, પરૂ વિગેરેમાં એક મુહૂર્ત્ત જેટલો ટાઇમ વીત્યા બાદ અસંખ્યાતા સંમૂર્છિમ મનુષ્યો ઉપજે છે, તે સંમૂર્છિમ મનુષ્યોનું આઉખુ અંતર્મુહૂર્ત્તનું હોય છે, અને અંગુલના અસંખ્યાતમા ભાગ જેવડુ શરીર હોય છે. તેમને સાત કે આઠ પ્રાણ હોય છે આ બાબત સંગ્રહણી સૂત્રની ટીકામાં 'નવ પ્રાણ હોય' એમ કહ્યું છે, વિગેરે બીના

શ્રી પ્રજ્ઞાપના સૂત્ર, લોક પ્રકાશ વિગેરેમાં વિસ્તારથી કહી છે. ઉપરની બીના ધ્યાનમાં રાખીને ખળખા વિગેરેને નાંખવામાં ઉપયોગ રાખવો જેથી કર્મ બંધથી બચી શકાય. વળી જુગાર વિગેરે વ્યસનોનો ત્યાગ કરવો, ઘણું પાણી ઢોળવું નહિ. ઉપયોગ પૂર્વક ધર્મ ક્રિયા કરવી. કારણકે અનુપયોગ એ પ્રમાદ છે નાટકાદિ કૌતુક જોવા નહિ, કોઇને ફાંસી દેતાં હોય, ત્યાં જોવા જવું નહિ. કોકશાસ્ત્રાદિ કુશાસ્ત્રનો અભ્યાસ ન કરવો, જલક્રીડા કરવી નહિ, હીંચકા ખાવા નહિ, રસોઇને વખાણીને જમવી નહિ. ભાંડ, ભવૈયા, બજાણિયા, વાંદરા, નટ વિગેરેનું નાટક, નાચ, સર્કસ, સીનેમા, તાબુત, મદારીના ખેલ જોવા નહિ આમાં રોગાદિ કારણે તૈલાદિ લગાડીને ન્હાવું, જતા આવતાં તાબૂત વિગેરે જોવાય વિગેરેમાં ખાસ જરૂરી જયણાનો વિચાર કરીને આગાર રખાય કામણટુમ્મણ કરવા નહિ, કામોદ્દીપક કલા શીખવી નહિ, બીજાને ભણાવવી પણ નહિ કષાય, પ્રમાદથી અલગ રહેવા નિરંતર સાવચેત રહેવું, અનુપયોગે થઇ જાય તે સારૂં ગણુ નહિ. હીંચકા ખાવા નહિ, સોગટાબાજી વિગેરે પણ જુગારને પોષનારી ચીજ જાણીને તેનો ત્યાગ કરવો પશુ પક્ષીને પાંજરામાં પૂરવા નહિ બાગ, મ્યુઝીયમ વિગેરેને શોખની ખાતર જોવા જવું નહિ, દારૂખાનું ફોડવું નહિ આમાં વ્રત લેનારે સગાં આદિની સાથે વ્યાવહારિક લેવડદેવડમાં ખાસ જરૂરી જયણા વિચારીને રાખવી. હોળીમાં ભાગ લેવો નહિ, તે જોવી પણ નહિ. ઉપર જણાવેલી બીનામાંથી નકાર કાઢતાં જે રહે તે પ્રમાદાચરણ કહેવાય તેને શિખામણના

રૂપ કહ્યું કે 'આમ કરવું નહિ' આ વ્રત લેનારે સમજવાનું એ કે જેમ બને તેમ કર્મબંધના કારણોથી બચવું. ન છૂટકે સેવાય, તેમાં ધીમે ધીમે ઓછા કરવાની ભાવના રાખવી જોઇએ કારણકે કરેલાં કર્મો કોઇ બીજો ભોગવવા નહિ આવે, પોતાનેજ કર્મનું ફલ ભોગવવું પડે છે. બંધકાલ એ સ્વાધીન કાલ છે. માટે મલિન પ્રવૃત્તિથી પાછા હઠીને નિર્મલ ધર્મા-રાધન આનંદથી કરાય એ કહેવાનો આ વ્રતનો સાર છે

## ॥ નીચે જણાવેલા અનર્થ દંડ વિરમણના પાંચ અતિચારો સમજીને જરૂર ટાળવા ॥

॥ कंदप्पे कुक्कुइए-मुहरि अहिगरणभोगअइरित्ते ॥
दंडंमि अणट्ठाए, तइयंमि गुणव्वए निंदे ॥ १ ॥

૧ કુચેષ્ટા કરવી, ૨ કામવાસના વધારનારી વાણી બોલવી, ૩ વાચાલપણું કરવું, ૪ સ્વજનાદિને જોઇએ તે કરતાં વધારે ભોગના અને ઉપભોગના સાધનો તૈયાર રાખે, ૫ નિરંતર (હંમેશાં) જીવ હિંસાના સાધનો (અધિકરણો) કારણ વિના પણ તૈયાર રાખે, એમ આઠમા વ્રતના પાંચ અતિચારો ટુંકામાં જાણવા હવે એને વિસ્તારથી કહીએ છીએ:-

૧—કુચેષ્ટા એટલે આંખ, નાક, હાથ, પગ, મોંઢાના ચાળા એવા કરે, જે જોઇને સામાને હસવુ આવે, અને પોતે દુનિયામાં હલકો કહેવાય. આવી ચેષ્ટાઓ કરવી નહિ, તેમ તેવા વચન પણ નજ બોલવા જોઇએ. કારણ કે હસતાં કર્મ બંધાય, તે ભોગવતાં ઘણું દુઃખ ભોગવવું પડે, અને ચાલુ વ્રતમાં દોષ લાગે આવું કરવું તેના કરતાં તો એટલો

ટાઈમ ધર્મારાધન કરીને કર્મની નિર્જરા કરવી, એ ડહાપણ કહેવાય.

૨—જે બોલવાથી પોતાને કે બીજાને કામવાસના વધે, એવું વચન ન બોલવું જોઇએ કારણ કે ચાલુ વ્રતમાં દોષ લાગે ઉત્તમ શ્રાવકે ખાસ કારણ વિના બોલવું નહિ, અને બોલવાના પ્રસંગે ખપ પૂરતું, હિતકારી વચન વિચારીને બોલવું. જેથી ચીકણાં કર્મ બંધાય, તેવા વેણ બોલવાજ નહિ ફોગટ આકરા વચન બોલવાથી કેવા ખરાબ ફલ ભોગવવા પડે છે? આ બીના સમજાવવાને માટે વીર અને ધીર નામના બંને ભાઇની હકીકત ધ્યાનમાં રાખવા જેવી છે તે ટુંકામાં આ પ્રમાણે:—તે ત્રંને જણા જંગલમાં ગયા હતા. ત્યાં એક વસંત નામના મુનિ જમીને ઉપર બેશુદ્ધ થઇને પડયા હતા આનું કારણ પૂછતાં ત્રીજાએ એમ કહ્યું કે, આ મુનિને સર્પ કરડયો, અને તે રાફડામાં પેસી ગયો. ત્યારે નાના ધીર સુભટે કહ્યું કે, આ મુનિ મારા મામા થાય, તેમને કરડવા સર્પ આવ્યો, ત્યારે તેને તમે કેમ મારી ન નાંખ્યો? આ વેણ સાંભળીને મોટા ભાઇએ કહ્યું કે, આવું વેણ બોલવું એ અનર્થદંડ કહેવાય, માટે તેવું બોલાય નહિ. પછીથી બંને જણાએ દવાનો ઉપચાર કરીને મુનિને સાજા કર્યા વીર અને ધીર અનુક્રમે સૂરસેન અને મહીસેન નામે રાજકુંવર થયા અહીં પ્હેલાંના ભવમાં સર્પને મારી નાંખવાનું વચન બોલાએલું, તેથી મહીસેનને જીભના રોગની તીવ્ર વેદના ભોગવવી પડી, તે અનર્થદંડનો નિયમ કરવાથીજ મટી ગઈ.

૩—ઢંગધડા વિનાનું વારંવાર નકામું બોલવું નહિ, તેમ કરે તો આ વ્રતમાં દોષ લાગે. કારણ કે એમ બોલતાં બોલતાં પાપકર્મનો પણ ઉપદેશ થઇ જાય એમ સમજીને વાચાલપણાનો ત્યાગ કરવો. અપશબ્દ બોલવા નહિ, કોઇના મર્મ ઉઘાડવા નહિ, લબાડ થવું નહિ.

૪—ઓઢવાની, ન્હાવાની, પ્હેરવાની, ખાવા વિગેરે કામમાં આવે તેવી પણ ચીજો જરૂર પૂરતી રાખવી, તેવા આરંભાદિના સાધનો વધારે રાખે તો શરમના માર્યા કે સગાઈ આદિ કારણે બીજાને દેવી પડે, તે આરંભાદિના કામમાં લે, તે દોષનો ભાગ ચીજને દેનારા જીવોને પણ મળે આ મુદ્દાથી તેવો વધારો ન રાખવો, રાખે તો ચાલુ વ્રત મલીન બને

૫—હિંસાના સાધનો એ અધિકરણ કહેવાય તેને બીજા અધિકરણની સાથે કામ વિના પણ ) લાંબો ટાઇમ જોડીને (ભેગા કરીને) રાખવા નહિ. કામ પતી જાય કે તરતજ તેના અવયવો જૂદા કરી નાંખવા જોઇએ દાખલા તરીકે ખાંડવાનું કામ પૂરૂં થયા બાદ ખાંણીયામાંને ખાંણીયામાં સાંબેલુ રહ્યુ હોય તો તે જોઇને બીજાને પણ અનાજ વિગેરે ખાંડવાનું મન થાય આમાં માલીક નિમિત્ત ગણાય માટે ખાંડવાનું પૂરૂં થાય કે તરતજ સાંબેલું ત્યાંથી બીજે ઠેકાણે મૂકવું જોઇએ.

એવી રીતે, હળની સાથે ફળું, ધનુષ્યની સાથે બાણ, ગાડાની સાથે ધોંસરૂં, ઘંટીના પડની સાથે બીજું પડ અને કુહાડાની સાથે હાથો કામ વિના લાંબો વખત ભેગા રાખ-

વાજ નહિ. અલગ કર્યા બાદ પુત્રાદિ સંબંધ વિનાનો કોઈ માગે તો તેને એમ ના કહી શકાય કે હાલ તૈયાર નથી. આ બીના શ્રી આવશ્યક સૂત્રની મોટી ટીકામાંથી લઈને ટુંકામાં જણાવી છે. અગ્નિ લેવાની જરૂરીયાત જણાય તો અહીં વિવેક એ રાખવો કે બીજાએ સળગાવેલા અગ્નિમાંથી લેવો કારણકે આમ કરવામાં સળગાવવાના દોષથી બચવું એ મુદ્દો છે બીજાઓ આપણી પ્રવૃત્તિ જોઇને આરંભમાં જોડાય, તેવું કામ નજ કરવું જોઇએ આ આશયથી શાસ્ત્રમાં કહ્યું છે કે, બીજાઓના દેખતાં ઘર, દુકાન કરવાની કે પરગામ જવાની પ્હેલ ( શરૂઆત ) ન કરવી જોઇએ, એમ બધા ના જૂએ તેમ ચૌટામાથી શાક વિગેરે પણ લાવવું નહિ, કારણ કે આમ કરવાથી પરંપરાએ પાપનો વધારો થાય છે આ પાંચે અતિચારો ન લાગે તેવી રીતે સમજુ શ્રાવકોએ જરૂર વર્ત્તવું. આ વ્રત લેતી વખતે એમ બોલવું કે, પ્હેલાં કહેલા ૨૧ ભાંગામાંથી નક્કી કરેલા ભાંગા પ્રમાણે દ્રવ્યાદિકથી ૬ છીંડી, ૪ આગાર અને ૪ બોલથી ઉપર જણાવ્યા મુજબ હું આઠમા 'અનર્થ દંડ વિરમણ વ્રતને અંગીકાર કરૂં છું. શ્રાવકે અહીં હંમેશાં ભાવના એ ભાવવી કે, ધન્ય છે તે શ્રમણ નિર્ગ્રંથોને કે જેઓ પોતાને માટે કે પરને માટે લગાર પણ અનર્થ દંડ સેવતા નથી. તેમને હું નિરંતર નમસ્કાર કરૂં છું. હે જીવ ! સર્વથા અનર્થદંડને છોડવાનો અવસર જલ્દી આવે, તેમ કાળજી રાખજે. સાદુ, સરલ, સંતોષમય જીવન ગુજારજે, સંસારના ખાડામાંથી નીકળવાને તૈયાર થઇ જા.

આ પ્રસંગે યાદ રાખવું જોઇએ કે અજ્ઞાન, ક્રોધ અને દંભ વિગેરે કારણોથી અનર્થ દંડ થવાનો પ્રસંગ ઉભો થાય છે. તેથી તે ત્રણે કારણોથી અલગ રહેવું કુબુદ્ધિને ધારણ કરીને ખોટી સલાહ દઇએ તો નરકની વેદના ભોગવવી પડે, અને નીચ કુલમાં જન્મ લેવો પડે જુઓ આ બાબતમાં એક વાત એવી છે કે—ભદ્દિલપુરના રહીશ શેઠ જિનદત્તને સેન નામનો દિકરો હતો તેને એક રાજકુંવર મિત્ર હતો શેઠના દીકરા સેને રાજકુવરને એવી સલાહ આપી કે તમે તમારા ઘરડા બાપને મારીને રાજ્યની સત્તા કેમ લેતા નથી ? આ વાત ઠેઠ રાજાએ જાણી ત્યારે રાજાએ ફાંસીએ ચઢાવીને મારી નખાવ્યો મરીને નરકે ગયો. ત્યાંની ઘણી આકરી વેદના ભોગવીને બ્રાહ્મણ પુરોહિતનો ચિત્રગુપ્ત નામે દીકરો થયો. અહીં નરકની વેદના અને નીચ કુલમાં જન્મ એ અનર્થદંડનુ ફલ છે નિર્મલ જ્ઞાનવંત શ્રી પુરૂષદત્ત મુનિએ આ બીના ચિત્રગુપ્તને કહી, તેથી તે બધા અનર્થ દંડને છોડવનારી દીક્ષા સાધીને સિદ્ધિપદ પામ્યો

મુનિરાજની પવિત્ર દેશના સાંભળીને આસન્નસિદ્ધિક ભવ્ય જીવો સંયમની સાધના કરવા ઉજમાલ બને, તેમાં કોઇએ નિર્ધન અવસ્થામાં દીક્ષા લીધી હોય, તો તેને જોઇને હાસ્યથી એમ કહેવુ કે ‘ શું આણે કેટલી બધી સાહિબી છોડીને દીક્ષા લીધી છે ?’ આમ કહેવું એ મહા અનર્થ દંડ છે. તેવું બોલીએ તો ચીકણાં કર્મ બંધાય, ને દુર્ગતિનાં દુઃખ ભોગવવાં પડે આ બાબતમાં ઉપર જણાવેલા ચિત્રગુપ્તનું દૃષ્ટાંત સમજવું. તેણે તેવું બોલવાથી નરકાદિની વેદના

ભોગવી હતી આ પ્રમાણે શ્રી ધર્મસંગ્રહાદિના આધારે આઠમા વ્રતની બીના જણાવી શ્રાવકે તેની જરૂર આરાધના કરી માનવ ભવ સફલ કરવો. અહીં ત્રણ ગુણવ્રતોની બીના પૂરી થાય છે હવે ચાર શિક્ષાવ્રતોમાંના પહેલા સામાયિક નામે શિક્ષાવ્રતની બીના શરૂ થાય છે

## ॥ (૯) નવમું સામાયિક વ્રત ॥

सामायिकविशुद्धात्मा, सर्वथा घातिकर्मणः ॥
क्षयादाप्नोति केवलं, लोकालोकप्रकाशकं ॥ १ ॥

કર્મરૂપી મેલથી મેલા થયેલા આત્માને નિર્મલ બનાવવા માટે કોઈ પણ અપૂર્વ સાધન હોય તો એક સામાયિક છે દીવાળીના પ્રસંગે ઘરને સાફ કરવાની ચીવટ હોય છે, વ્યવહારમાં સારા દેખાઇએ આ ઇરાદાથી લૂગડાંને સાફ કરવાની કે કરાવવાની કાળજી હોય છે. તેના કરતાં આત્માને નિર્મલ બનાવવા માટે હે શ્રાવકો ! તમારે વધારે કાળજી રાખવી જોઇએ સામાયિકથી આત્મા નિર્મલ બને તો જરૂર ઘાતિકર્મોનો ક્ષય થાય ત્યાર બાદ ભવ્ય જીવો કેવલજ્ઞાન પામે આ જ્ઞાનથી લોકની અને અલોકની બધી બીના જણાય છે સામાયિક એ ચાર શિક્ષાવ્રતોમાં પ્હેલું છે. જેમ સામાયિક કરવાનો વારવાર અભ્યાસ પાડવાથી અણુવ્રતાદિને પોષણ મલે, એમ આ પછીના ત્રણે વ્રતોની વધારે સાધનાથી અણુવ્રત વિગેરે મજબૂત બને છે આજ ઇરાદાથી શ્રાવકના છેલ્લા ચાર વ્રતોને શિક્ષાવ્રત કહીને ઓળખાવ્યા છે.

પ્રશ્ન–સામાયિક એટલે શું ?

ઉત્તર–સમ એટલે રાગદ્વેષનો અભાવ જે ક્રિયાથી રાગ દ્વેષ ધીમે ધીમે ઓછા થાય, અનુક્રમે સર્વથા નાશ પામે, એનું નામ સામાયિક કહેવાય

આવા સામાયિકમા રહેલા ભવ્ય જીવો એમ સમજે છે કે મારે સર્વ જીવોની ઉપર સમતા ભાવ રાખવો અને ઇંદ્રિયોને કાબુમાં રાખવી જોઇએ, કષાય વિષયાદિને તથા આર્ત્તધ્યાન રૌદ્રધ્યાનને છોડવા જોઇએ અનિત્યાદિ બાર ભાવના તથા મૈત્રી વિગેરે ચાર ભાવના ભાવથી જોઇએ. કહ્યું છે કે–

समता सर्वभूतेषु, संयमः शुभभावनाः ॥
आर्त्तरौद्रपरित्यागः, तद्धि सामायिकं व्रतम् ॥ १ ॥

સામાયિક એ આત્માને પ્રમાદથી અલગ રાખીને સ્વકર્ત્તવ્યો બજાવવામાં સાવચેત કરે છે અપૂર્વ શાંતિને આપે છે. પૌષધાદિમાં પ્રવેશ કરવા માટે પણ સામાયિક એ અપૂર્વ સાધન છે. ચોવીશે કલાક આધિ વ્યાધિ અને ઉપાધિમાં ગુંથાયેલા શ્રાવકો જેમ જેમ સામાયિક વધારે કરે છે, તેમ તેમ થોડી થોડી ત્યાગ દશાની લ્હેજત ભોગવે છે. જ્યારે તેઓને તેવી લ્હેજત વધારે ભોગવવાની ઉત્કંઠા થાય છે, ત્યારે તેઓ અનુક્રમે પૌષધ, ઉપધાન વહનાદિ કરે છે અને છેવટે સર્વ સંયમને સાધવાને પણ તૈયાર થાય છે આવી ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરવામાં મૂલ કારણ સામાયિક છે. જેમ દર્પણ એ કપાલના ડાઘને દેખાડે, પછીથી ડાઘ ભૂસી શકીએ અને–

કપાલને ચોખ્ખું બનાવીએ, તેમ પોતાની ભૂલો કઇ કઇ છે? તેને કઈ રીતે સુધારવી? જીવનને નિર્મલ કઈ રીતે બનાવી શકાય? હું કોણ છુ? કયાંથી આવ્યો? પરભવને માટે હવે મારે શું કરવું જોઇએ? આ બાબતનો ખુલાસો મેળવી આપનાર સામાયિક છે કારણ કે આ પ્રસંગે નિવૃત્તિ હોય છે જેમ વાસણમાં ચીજો રહે, તેમ સમતાવાળા આત્મામાં જ્ઞાનાદિ રહે, પ્રકટે, વધે અને ટકે. આવો લાભ સામાયિકમાં મળે છે સામાયિકમાં રહેલો આત્મા તેટલો ટાઈમ અમુક અંશે શ્રમણ જેવો ગણાય, અને તે જીવ તેટલા ટાઇમમાં પણ ઘણાં અશુભ કર્મોને છેદે છે માટેજ મોટા સોનૈયાના દાન કરતાં પણ સામાયિક ચઢી જાય એવું છે. એક ડોશી સામાયિકના પ્રભાવે રાજકુંવરી થઇ, અને હાથીને આઠમા દેવલોકની ઋદ્ધિ મળી મહણસિંહ શ્રાવકે ચાલુ રસ્તામાં અને કેદખાના જેવા પ્રસંગે પણ સામાયિક ( પ્રતિક્રમણ ) છોડયું નથી તેમ આ નિયમ ભવ્ય જીવોએ વિકટ પ્રસંગે પણ જરૂર પાલવો જોઇએ

એક શ્રાવકના ઘરમાં ચોરી કરવાને ચાર ચોર પેઠા તેમણે ખાતર પાડયું, માલીક સામાયિકમાં રહ્યો છે તેને ખબર પડી, ઉપરા ઉપરી સામાયિક લઈ ને શ્રાવક નવકાર ગણવા મ ડી પડયો આવી સામાયિકવાલી સ્થિતિ જોઈ ને અને નવકાર સાંભળીને ચોરોને ચોરીના ધંધા પ્રત્યે તિરસ્કાર ભાવ થયો જાતિસ્મરણ જ્ઞાન પ્રકટ થતાં તેમણે પાછલા ભવની બીના જાણી સમકીત પાસ કર્યું. વૈરાગ્ય વધતાં દીક્ષા લઇને કેવલી થયા, શ્રાવકે આશ્ચર્ય પામી. ચોરોને વંદના કરી દેવ-

તાઓએ આપેલો મુનિ વેષ પ્હેરીને ઘણા જીવોને પ્રતિબોધી-ને છેવટે મુક્તિપદ પામ્યા આમાંથી સમજવાનું એ કે સામા-યિક એ જેમ તેના કરનારને લાભ આપે, તેમ સદ્વર્તનના ઘર જેવા સામાયિકમાં રહેલ જીવોને જોનારા ને અનુમોદનારા જીવો પણ કેવો ઉત્તમ લાભ પામે છે?

પ્રશ્ન—સામાયિકનો લાભ ક્યારે થાય?

ઉત્તર—આ ગુણને ઢાંકનારી કર્મપ્રકૃતિઓનો ક્ષયોપશમ થાય, ત્યારે જીવ પોતે નિર્મલ ભાવનામાં આગળ વધતો જાય, આ ટાઇમે સામાયિક ગુણ પ્રકટે. આ બીના વિશેષાવશ્યક સૂત્રમાં લબાણથી જણાવી છે સામાયિકમાં રહીને ભવ્ય જીવોએ (૧) આજ્ઞા વિચય (૨) અપાય વિચય (૩) સંસ્થાન વચય (૪) વિપાક વિચય આ ધર્મધ્યાનના ચાર ભેદો વિચારવા તે તરફ વધારે લક્ષ્ય રાખવાથી ચદ્રાવતંસક રાજાની જેમ સદ્દગતિના સુખો મળે છે સામાયિકમાં બત્રીશ દોષો ન લાગવા જોઇએ, તે આ પ્રમાણે–૧૦ મનના દોષો, તે મનમાં વિવેકની ભાવના રાખ્યા વિના સામાયિક કરે વિગેરે જાણવા તથા અપશબ્દ બોલવા વિગેરે વચનના દશ દોષો ન લાગવા જોઇએ અને લુગડાં વિગેરેથી હાથ પગ બાંધીને બેસવું વિગેરે કાયાના ૧૨ દોષો જાણીને ટાળવા. આ બીના શ્રી ઉપદેશ પ્રાસાદાદિ ગ્રથોમાંથી જાણી લેવી વિધિ-પૂર્વક નિર્દોષ સામાયિક કરવાથી જરૂર આત્મા નિર્મલ બને છે આ પ્રસંગે પાંચ અનુષ્ઠાનની બીના યાદ રાખવી તે ટુંકામાં આ પ્રમાણે—

૧–જે આ લોકના સ્વાર્થ સાધવાની ખાતર તપશ્ચર્યાદિ કરાય, તે વિષાનુષ્ઠાન કહેવાય. જેમ કુરવાલુઆ સાધુને

સંયમથી ચૂકાવવા માટે માગધિકા નામની વેશ્યાએ કર્યું હતું. તેના જેવું બીજું પણ વિષ અનુષ્ઠાન જાણવું.

૨–પરલોકમાં સ્વાર્થ સધાય આ ઇરાદાથી નિયાણું કરે, જેમ વસુદેવના જીવ તરીકે પ્રસિદ્ધિ પામેલા નંદિષેણે કર્યું હતું.

૩–બીન ઉપયોગે જે ક્રિયા કરે, અથવા મુદ્દો સમજ્યા વિના બીજો કરે તેમ કર્યા કરે તે અન્યોઽન્યાનુષ્ઠાન કહેવાય જેમ એક જટિલના શિષ્યે 'બીજો અગ્નિથી તપાવીને વાંસ સીધો કરતો હતો, આ જોઇને તેણે વાયુના દરદથી કેડમાં વાંકા થઇ ગયેલા ગુરૂને સમજ્યા વિના દેખાદેખી તેમ કરવા માંડ્યું, તેથી લોકમાં ભોઠો પડ્યો

૪–ઉપયોગ રાખીને ક્રિયા કરવી એ તદ્ધેતુ અનુષ્ઠાન કહેવાય આમાં દૃષ્ટાંત તરીકે આનંદ વિગેરે દશે શ્રાવકો લેવા

૫–કેવલ (ફક્ત) મોક્ષને માટે વિધિપૂર્વક ચઢતા ભાવે ક્રિયા કરવી એ અમૃતાનુષ્ઠાન કહેવાય અહીં દાખલા તરીકે અર્જુન માળી વિગેરે લઈ શકાય ફક્ત છેલ્લા બે અનુષ્ઠાનો તરફ સામાયિકમાં લક્ષ્ય રાખવું બીજી રીતે અનુષ્ઠાનના ચાર ભેદો આ પ્રમાણે:—

૧–પ્રીતિ અનુષ્ઠાન=જે પ્રીતિથી કરાય, અને રૂચિથી વધે તે પ્રીત્યનુષ્ઠાન કહેવાય એ સરલ સ્વભાવવાળા જીવોને હોય ૨–પૂજ્યને પૂજ્ય તરીકે માનીને બહુ માનથી જે ક્રિયા કરે તે ભક્તિઅનુષ્ઠાન કહેવાય. યાદ રાખવું જોઈએ કે સ્ત્રી વિગેરેનું પાલન કરવામાં (મોહના ઘરની) પ્રીતિ રહી છે. અને પોતાના માતાપિતા વિગેરે ઉપકારીની સેવા કરવામાં ભક્તિ ગુણ રહેલો છે આમ હોવાથી પ્રીત્યનુષ્ઠાન અને

ભક્ત્યનુષ્ઠાન સ્હેજે જૂદા સમજાય છે.

૩–વચનાનુષ્ઠાન–જે પ્રભુએ કહેલા આગમના વચન પ્રમાણે કરાય તે વચનાનુષ્ઠાન કહેવાય નિર્મલ સંયમવતા મુનિવરો આવું અનુષ્ઠાન કરે

૪–અસંગાનુષ્ઠાન–જે અભ્યાસના પરિબળથી નિરભિલાષ ભાવે કરીએ તે અસગાનુષ્ઠાન કહેવાય તે જિનકલ્પિક મુનિરાજને હોય છે

પ્રશ્ન—વચનાનુષ્ઠાન અને અસગાનુષ્ઠાનમા શું ફરક છે ? તે સમજાવો.

ઉત્તર—જેમ કુભાર ચાકડાને શરૂઆતમાં ( ચાક, ચક્રમાં) લાકડી ભરાવીને ભમાડે છે એટલે અહી લાકડી મદદગાર છે, તેમ વચનાનુષ્ઠાન કરતી વખતે વચન ( સૂત્ર ) મદદગાર છે તેવું અસંગાનુષ્ઠાનમાં હોતું નથી, કારણ કે આવુ અનુષ્ઠાન (જિનકલ્પની તુલના વિગેરે) કરનારા પુણ્યશાલી જીવોને શ્રુતજ્ઞાનના મજબૂત સસ્કાર પડયા હોય છે, જેથી તેઓને આ ક્રિયા કરવાની શરૂઆતમાં વચનની અપેક્ષા રાખવાની જરૂરિયાત હોતી નથી એટલે શ્રુતના સસ્કારના બલથીજ સાધના કરે છે પ્રીતિઅનુષ્ઠાનથી ભક્તિઅનુષ્ઠાન ચઢી જાય, એમ આગળ સમજાય એવુ છે પ્હેલાનાં બે અનુષ્ઠાન બાલજીવો વિગેરેને સંભવે છે અને પછી જેમ જેમ ભાવ ચઢીયાતા થાય તેમ તેમ ત્રીજું ચોથું અનુષ્ઠાન કરવારૂપ યથાર્થ ક્રિયા કરવાનો ઉત્તમ અવસર મળે છે.

વિશેષ બીના બૃહદ્ભાષ્યમાંથી જાણી લેવી. શ્રાવકોએ

આ બીના જરૂર ધ્યાન રાખીને સામાયિકમાં ઉત્તમ ક્રિયા જળવાય તેમ વર્તવું.

## ॥ સામાયિકમાં રાખવાના ઉપકરણોનો વિચાર ॥

ધર્મસાધનામાં જે મદદગાર હોય તે ઉપકરણ કહેવાય. શ્રાવકે સામાયિકમાં આવા પાંચ ઉપકરણો રાખવા. તે આ પ્રમાણે–૧ સ્થાપનાચાર્ય ૨ મુહપત્તિ ૩ નવકારવાળી ૪ ચરવળો ૫ કટાસણું તેમાં ગુરૂના અભાવે સ્થાપનાચાર્યની નવકાર અને પંચિંદિય સૂત્ર બોલીને પ્હેલાં સ્થાપના કરવી જોઇએ પછીથી સામાયિક લેવાય સ્થાપનાના દશ ભેદો શ્રી આવશ્યક નિર્યુક્તિમાં વાંદણાંનું સ્વરૂપ દર્શાવવાના અવસરે જણાવ્યાં છે વંદનાના પ્રસંગે સમજવું જોઇએ કે સાધુની જેમ શ્રાવકને પણ દ્વાદશાવર્ત્ત વંદના કરવાનો અધિકાર છે. અહીં જેમ સ્થાપનાની જરૂરિયાત હોય છે, એમ સામાયિકમાં પણ સ્થાપનાચાર્યની જરૂરિયાત જાણવી આ બાબત શ્રી વ્યવહાર સૂત્રની ચૂલિકામાં સિંહ શ્રાવકનું દૃષ્ટાંત દઇને સારી રીતે સમજાવી છે. તેમજ શ્રી વિશેષાવશ્યકમાં પણ કહ્યું છે કે–પ્રભુના અભાવે જેમ જિનબિંબની જરૂરિયાત હોય છે, એમ ગુરૂના અભાવે સ્થાપનાચાર્યની જરૂરિયાત જાણવી તેમજ સાધુની માફક શ્રાવક પણ સામાયિક સૂત્ર બોલે ત્યારે ભંતે શબ્દ બોલે છે એથી પણ સાબીત થાય છે કે બંનેને સ્થાપનાચાર્યની જરૂરિયાત હોઈ શકે. જ્યારે વિશિષ્ટ જ્ઞાન ક્રિયાના ધારક મહાપુરૂષો પણ સ્થાપનાની આગળ ક્રિયા કરે, તો પછી તેથી ઉતરતા દરજ્જાવાળા શ્રાવકોને જરૂર ક્રિયા કરતાં સ્થાપના રાખવી જોઇએ

પ્રશ્ન—સામાયિકાદિ કરતાં સ્થાપનાચાર્ય રાખવા જોઇએ, આ વાત યુક્તિથી સમજાવો ?

ઉત્તર—ચારે દિશાએ સાડા ત્રણ સાડા ત્રણ હાથનો (આ હાથ પ્રમાણ) ગુરૂનો અવગ્રહ હોય. અહીં ગુરૂની રજા વિના દાખલ થવાય નહિ એમ જે કહ્યું છે, તેજ સ્પષ્ટ જણાવે છે કે ગુરૂના અભાવે સ્થાપનાચાર્ય જરૂર જોઇએ એ પ્રમાણે શ્રી સમવાયાંગ સૂત્રમાં વાંદણાના ૨૫ આવશ્યકો જણાવ્યા છે, તે પાઠ પણ ઉપરની વાતને ટેકો આપે છે વળી શ્રી ગુરૂ મહારાજ કે સ્થાપનાચાર્ય સામે હોય, તો જ આજ્ઞા લઇને અવગ્રહમાં દાખલ થવાય, અને ત્યાંથી બ્હાર નીકળી શકાય. આ ઉપરથી ચોક્કસ સમજવું કે–'ગુરૂની સ્થાપના મનમાં કરીને અમે ક્રિયા કરીશું' આમ કહેવું એ તદ્દન ગેરવ્યાજબીજ છે. આથી સ્પષ્ટ એ થયું કે શ્રાવકે સામાયિક કરતાં ગુરૂના અભાવે સ્થાપનાચાર્ય રાખવા જોઇએ

૨—મુખવસ્ત્રિકા એટલે મુહપત્તિ જાણવી તે એક વેંત અને ચાર આંગલ વસ્ત્ર પ્રમાણ હોય છે. આની જરૂરિયાતને અંગે કહ્યું છે કે વાંદણાં દેતાં પ્હેલાં મુહપત્તિનું પડિલેહણ કરવું જોઇએ, તેમ ન કરે તો ગુરૂ પ્રાયશ્ચિત્ત આવે. અહીં એમ જણાવ્યું કે વંદન વિગેરે ધર્મ ક્રિયા કરવામાં મુહપત્તિની જરૂર પડે (એમ શ્રી વ્ય૦ સૂ૦ માં) એ પ્રમાણે પૌષધાદિમાં પણ સમજવું (વ્ય૦ ચૂ૦ માં) આ બાબત આવશ્યક ચૂર્ણિમાં અને નિશીથના ૧૪ મા ઉદ્દેશામાં પણ સામાયિકને અંગે મુહપત્તિનું સ્પષ્ટ વર્ણન કર્યું છે તથા શ્રી ઉપાસક દશાંગ સૂત્રના છઠ્ઠા અધ્યયનમાં "કામદેવની માફક

શ્રાવક કુંડકોલિકે, ઉત્તરીય વસ્ત્ર મૂકીને મુહપત્તિ વિગેરે ગ્રહણ કરીને ધર્મક્રિયા કરી છે." આ બીના જરૂર યાદ રાખવી. વળી અનુયોગ દ્વારની ચૂર્ણિ અને ટીકામાં ભાવાવશ્યકનું વર્ણન કરતાં 'तदर्पितकरणः' આ પદની વ્યાખ્યામાં જણાવ્યું છે કે, દ્રવ્યથી આવશ્યકની ક્રિયા કરવાના ટાઇમે બરોબર મુહ-પત્તિ વિગેરેને જે જ્યાં જોઇએ તે પ્રમાણે રાખવા પૂર્વક ઉપયોગથી જે આવશ્યક કરે, તે ભાવાવશ્યક કહેવાય એમ અનેક શાસ્ત્રોના આધારે સાબીત થયું કે સામાયિક વિગેરે કરતાં શ્રાવકને મુખવસ્ત્રિકા, ચરવલો વિગેરે રાખવા જોઇએ વિચારામૃત સંગ્રહમાં વિસ્તારથી આ બીના જણાવી છે.

૩–જપમાળા ( નોકારવાળી ) એ સામાયિકમાં પરમેષ્ઠી નમસ્કારનું (નવકારનુ) સ્મરણ કરવાને રાખવી જોઇએ.

૪–ચરવલો બેસવાની જમીન વિગેરેને પૂંજવા, પ્રમાર્જવા રાખવો જોઇએ ખાસ કારણે સ્થાન બદલવામાં પણ આની જરૂર પડે.

૫–કટાસણું સામાયિકમા બેસવા માટે રાખવું જોઇએ.

ઉત્તમ શ્રાવકોએ ઉપરની બીના ધ્યાનમાં રાખીને તે પ્રમાણે સામાયિક કરવું જોઇએ સાધર્મિક બંધુઓને આવા ઉપકરણો દેવા, એમાં મહાલાભ થાય રાજા કુમારપાલ બાર ગામની ઉપજ આવા કામમાં વાપરતા હતા.

સામાયિક લેતાં શરૂઆતમાં ઇરિયાવહી કરવી જોઇએ. એમ શ્રી મહા નિશીથના 'ઇરિયાવહી પડિક્કમ્યા વિના ચૈત્ય-વંદનાદિ કરાય નહિ,' આ પાઠથી સમજાય છે. એમ દશ-

વૈકાલિક ટીકામાં પણ કહ્યું છે શ્રી ધર્મસંગ્રહાદિ અનેક શાસ્ત્રોમાં સામાયિક લેવાની વિધિ બતાવી છે આ વિધિને જાળવીને સમતાએ સામાયિક કરતાં ૯૨ ક્રોડ, ૫૯ લાખ, ૨૫ હજાર, ૯૨૫૬ ને $\frac{1}{8}$ પલ્યોપમનું દેવાયુષ્ય બંધાય, અને આનાજ પ્રતાપે ઘણાં જીવો મોક્ષે ગયા, જાય છે, જશે કેસરીચોર સામાયિકમાં રહીને 'નાસ્તિક વિચારોને લઇને મે ઘણાં પાપકર્મ કર્યા, મને ધિક્કાર છે' આમ પશ્ચાત્તાપ કરવા પૂર્વક શુભ ધ્યાનમા આરૂઢ થઇને કેવલજ્ઞાન પામ્યો સમતાભાવ ગર્ભિત સામાયિક રૂપી અગ્નિથી ઘણાં ચીકણાં કર્મો રૂપી લાકડાંને પણ થોડા ટાઇમમાં જરૂર બાળી શકાય છે, એવું ઉપરના દૃષ્ટાંતમાંથી સમજીને આ વ્રતને અંગે શ્રાવકે નિયમ કરવો કે અમુક સંખ્યા પ્રમાણ સામાયિક ( ૨-૪ વિગેરે ) દરરોજ કરવા આમાં ઇચ્છાનુસારે પ્રતિક્રમણનો સમાવેશ કરવો અશક્તિ, માંદગી, મુસાફરી આદિ ખાસ કારણે જરૂરી જયણા રખાય

## ॥ આ વ્રતના પાંચ અતિચારો આ પ્રમાણે જાણવા ॥

૧-મનઃ દુષ્પ્રણિધાન નામનો અતિચાર—સામાયિકમાં હોઇએ ત્યારે મનમા ઘર, દુકાન વિગેરેના, વ્યાપાર ધંધાના વિચારો કરાય નહિ, તેમ કરે તો અતિચાર લાગે

૨-વચન દુષ્પ્રણિધાન નામનો અતિચાર—સામાયિકમાં કઠોર વચન ( વેણ ) ન બોલાય, સાચું નિર્દોષ પ્રમાણોપેત (જોઈતું) બોલવું, સાવદ્ય ભાષા બોલવી નહિ, બોલે તો અતિચાર લાગે. સૂત્રાદિના ઉચ્ચાર સ્પષ્ટ કરવા

૩—કાય દુષ્પ્રણિધાન નામનો અતિચાર—ખાસ કારણ વિના હાથ વિગેરે હલાવાય નહિ, કારણે પૂજના પ્રમાર્જના કરીને બેસવું, વસ્તુ લેવી મૂકવી ઓઠીંગણુ દેવું નહિ, તેમજ ઝોકાં ખાવાં નહિ તેમ કરીએ તો અતિચાર લાગે.

૪–અનાદર (અનવસ્થા દોષ)—સામાયિક કરતાં ઉત્સાહ રાખવો, વેઠરૂપે કરવું નહિ, નિયમિત વખતે લઇ પૂરેપૂરા ટાઈમસર પાળવુ ઓછા ટાઇમે પારવું નહિ, ઝટ લઇને ઝટ પારીએ તો અતિચાર લાગે, માટે ગોટાળો કરવો નહિ.

૫–સ્મૃતિ હીનતા—જે ટાઇમે સામાયિક લીધું તે અને પારવાનો ટાઈમ જરૂર યાદ રાખવો કારણ કે ભૂલી જાય તો અતિચાર લાગે આ પાચે અતિચારોને યાદ રાખીને તેથી અલગ રહી સામાયિક વ્રતની રક્ષા (પાલન) કરવી.

એ પ્રમાણે ઉપર જણાવ્યા મુજબ દ્રવ્યાદિકથી ૬ છીંડી, ૪ આગાર અને ૪ બોલે કરીને ૨૧ ભાગામાંના અનુકૂલ ભાંગા પ્રમાણે નવમા સામાયિક વ્રતને અંગીકાર કરૂં છું

## ॥ ભાવના ॥

યાવજ્જીવ સુધીના સામાયિકમાં રહેનારા શ્રમણ નિર્ગ્રંથોને ધન્ય માનીને હું તેમને વંદના કરૂં છું. હે જીવ ! તું તેવું સામાયિક લઇને નિઃસગ મુનિવરોની સાથે ક્યારે વિચરીશ ? યાદ રાખજે કે તેમ કર્યા વિના ખરૂં સુખ મલે જ નહિ.

## ॥ ૧૦. દશમું દેશાવકાસિક વ્રત ॥

આ વ્રતની વ્યાખ્યા—છઠ્ઠા વ્રતમાં એટલે પહેલા ગુણ-વ્રતને સ્વીકારતી વખતે શ્રાવકે યાવજ્જીવ સુધીનુ દરેક દિશામાં જવા આવવા માટે પ્રમાણ નક્કી કર્યું હતું અહીં શ્રાવક તેમાંથી ઓછાશ (ઘટાડો) કરીને દરરોજને માટે એટલે ચાલુ દિવસ, રાત, કે પ્હોર વિગેરેને માટે એવો નિયમ કરે કે આજે હું અમુક ટાઇમ ( દિવસ કે રાત ) સુધી ચારે દિશા વિગેરેમાં અમુક (૪-૧૦ વિગેરે) યોજન, ગાઉ કે માઇલ સુધી જઇ શકું ને આવી શકું આનું નામ દેશાવકાશિક વ્રત કહેવાય. દિશિ પરિમાણમાં યાવજ્જીવ, વર્ષ વિગેરે કાલ હોય અને સો હજાર યોજન વિગેરે ક્ષેત્રનું પ્રમાણ કર્યું હોય, તેમાંથી અહીં ઘટાડો કરાય છે આમ કરીએ તો લાભ એ થાય કે ધારેલા ક્ષેત્ર ઉપરાંત ન જવાય, તેથી આરંભાદિ પાપથી બચાય, મનમાં સંતોષ રહે, ખરાબ વિચારો આવતા બંધ થાય, નિરાતે ધર્મ સધાય, કર્મ નિર્જરાનો મહા લાભ મળે, આ બાબતમાં શાસ્ત્રકાર ભગવંતે દૃષ્ટાંત દીધું છે કે-દૃષ્ટિવિષ સર્પના ઝેરનો વિસ્તાર બાર યોજન સુધી હોય છે, તેને અથવા વીંછીના ( મનુષ્યના શરીરમાં ફેલાયેલા ) ઝેરને જેમ મંત્ર કે વિદ્યાના પ્રભાવે ટુંકું કરી શકાય છે. તેમ અહીં છઠ્ઠા વ્રતનો સંક્ષેપ કરવામાં આવે છે. આ પ્રસંગે આની જેમ બીજા વ્રતોનો પણ સંક્ષેપ કરવો જોઇએ કારણ કે આ કામ પણ અહીંજ કરવાનું કહ્યું છે. આ રહસ્યને ધ્યાનમાં રાખીને વ્રત લેનાર શ્રાવક એમ વિચારે કે દેશાવર માણસ મોકલવાની જરૂર પડે, અથવા ત્યાંથી કાગળ વિગેરે

આવે, કે અહીંથી દેશાવર કાગળ વિગેરે લખવા પડે, વિગેરે બાબતમાં આ પ્રમાણે ( અમુક ) ઘટાડો કરૂં છું, અને જો ન કરી શકાય તો એમ કહે કે હું છઠ્ઠા વ્રતમાં લખ્યા પ્રમાણે વર્તીશ દરરોજ ૧૪ નિયમ અને છ કાયના નિયમો ધારીને સાવદ્ય વ્યાપારાદિની ઓછાશ કરવી. આ પ્રમાણે કરનારા શ્રાવકોએ યાદ રાખવું કે સવારે ધારીને તે સાંજે સંક્ષેપવા. કારણ કે રાતે ઓછી ચીજ વપરાય અને તેજ વખતે રાતને માટે નવા નિયમો ધારવા અહીં વિચાર એ કરી લેવાનો કે રાતે વાપરવાની ચીજો વિગેરે નિયમમાં રાખવી. બાકી ત્યાગ કરવુ. રાતે ચોવિહાર કરે તેને દ્રવ્યનો ત્યાગ અને ખાસ કારણે ખપ પૂરતી ગણત્રીની અણાહારી વસ્તુની જરૂર જણાય તો તે નિયમમાં ગણી લેવી સ્નાન તો કરાયજ નહિ વિગેરે બીનજરૂરી હોય, તેનો ત્યાગ કરવો રાત વીત્યા બાદ સવારે રાતના નિયમો સંક્ષેપીનેજ નવા નિયમ ધારવા પછી દેશાવકાશિકનુ પચ્ચખ્ખાણુ કરવું. નિયમ ધારવાની શરૂઆત હોય તો થોડા દિવસ અભ્યાસ ( પ્રેકટીસ ) પાડીને પચ્ચખ્ખાણુ લેવુ. જ્યારે પૌષધ લેવાનો વિચાર હોય, ત્યારે પ્હેલાંના ( રાતના ) નિયમો સંક્ષેપીને પૌષધ લેવો, અને પારીને તરતજ નવા નિયમો ધારી લેવા આ વાત ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે ચૌદ નિયમ ધારતી વેલાએ પૃથ્વીકાયાદિનો સંક્ષેપ કરવામાં પ્હેલા વ્રતને સંક્ષેપવાનો મુદ્દો રહ્યો છે. એમ બીજા વ્રતોમાં પણ વિચા- રીને યથાશક્તિ સંક્ષેપ કરવાનું સમજી લેવુ જ્યારે સૂવાનો ટાઇમ થાય, ત્યારે તે હિંસા, મૃષાવાદ વિગેરેનો સંક્ષેપ વધારે પ્રમાણમા કરવો શ્રી પંચસૂત્ર, સંથારા પોરિસી આદિમાં

આજ બીના જણાવી છે પરંપરા વિગેરેના આધારે આખા દિવસમાં દશ સામાયિક કરવા એ પણ દેશાવકાશિક વ્રત કહેવાય છે આમાં જે દિવસે દસ સામાયિક કરવાનાં હોય, તે દિવસે તપમાં ઓછામા ઓછું એકાસણું તો કરવુંજ જોઇએ, બેઆસણુ થાય નહિ એકાસણું, આયંબિલ, નીવી ઉપવાસમાંનું કોઈ પણ તપ કરીને સવાર સાંજના પ્રતિક્રમણના બે, અને આઠ બીજા સામાયિક કરે, એમ દશ સામાયિક કરવા દર વર્ષે આવા દેશાવકાશિક (૧૦ સામાયિક) મારે આટલા (૫-૧૦ વિગેરે) કરવા એમ નિયમ કરવો. આમાં માંદગી, મુસાફરી વિગેરે કારણે જયણા રખાય આ વ્રતના પ્રભાવે સુમિત્ર નામના મહામંત્રીએ પોતાનો જાન બચાવ્યો, રાજાને ધર્મી બનાવ્યો, છેવટે બંને જણા મહાવિદેહમાં સિદ્ધિપદ પામ્યા. (અહીં ચંડકૌશિક સર્પનું પણ દૃષ્ટાંત લઈ શકાય, તે પ્રસિદ્ધ છે.)

## ॥ આ વ્રતના પાંચ અતિચારો સમજીને ટાળવા ॥ તે આ પ્રમાણે ॥

૧-આનયન પ્રયોગ નામનો અતિચાર—નિયમમાં ધારેલા ક્ષેત્રની બ્હાર કંઈ ચીજ રહી હોય, તે માણસ મોકલીને મંગાવાય નહિ, તેમ કરે તો અતિચાર લાગે. આમાં જરૂરીયાત જણાય તો 'દિશાનો સંક્ષેપ કરવાથી ખાસ જરૂરની કંઈ ચીજ મંગાવવી પડે' આવી જયણા રાખે.

૨-પ્રેષ્ય પ્રયોગ નામનો અતિચાર—નિયમમાં ધારેલા ક્ષેત્રની બ્હારના ભાગમાં ખાસ જરૂરી (અગત્યનું) કામ હોય,

ત્યારે એમ વિચારે કે-"જો હું જાતે જાઉં, તો મારો નિયમ ભાંગે' આ ઈરાદાથી સેવક (નોકર, મુનીમ વિગેરે) ને મોકલે શ્રાવકથી આમ ન કરાય, કારણ કે કરીએ તો અતિચાર લાગે આમાં જરૂરી જયણા પૂર્વની (પ્હેલા અતિચારમાં જણાવ્યા) માફક રખાય એટલે દિક્ષા સંક્ષેપથી કંઇ જરૂરી ચીજ મોકલવી પડે, તેની જરૂરી જયણા રખાય.

૩-શબ્દાનુપાત—પ્હેલાં જેમ માણસને મોકલવાનું કહ્યું, એને બદલે અહીં ધારેલા ક્ષેત્રની બ્હાર રહેલા માણસને પોતાનું કામ જણાવવા માટે અથવા બોલાવવાને ખાંસી, ખોંખારો વિગેરે કરે, જેથી સાંભળનારો એમ જાણે કે અમુક માણસ મને બોલાવે છે વિગેરે. આમ કરવામાં પોતે એમ ધારે છે કે, હું ક્યાં ધારેલા ક્ષેત્રની બ્હાર જાઉં છું? પરંતુ તેમ કરવું નહિ, કરે તો અતિચાર લાગે.

૪-રૂપાનુપાત-એ પ્રમાણે (જેમ ખોંખારો કરવો વિગેરે કહ્યુ તેમ તેને બદલે) અહીં રૂપને દેખાડે એટલે નિયમીત ક્ષેત્રમાં એવી રીતે ઉભો રહે, કે જેથી સામો માણસ આને જોઇને તરત સમજી જાય કે, આ મને બોલાવે છે. એમ નિસરણી, અટારી, મેડી, અગાસી, ઉપર ચઢીને નિયમિત ક્ષેત્રની બ્હાર અમુક (જેની મારે જરૂર છે તે,) માણસ છે કે નહિ? તે જોઈને નક્કી કરે

૫-પુદ્ગલપ્રક્ષેપ-અહીં પુદ્ગલ શબ્દથી પત્થર, લાકડું વિગેરે લેવા. પોતાનું ધારેલું કામ કરી શકે એવો માણસ, નિયમમાં ધારેલા ક્ષેત્રની બહાર રહ્યો છે. પોતાને ત્યાં જવાનો નિયમ છે, તેથી સામાને ચેતાવવાની ખાતર તેની સામે

પત્થર વિગેરે ફેંકે શ્રાવકે આમ ન કરવું જોઇએ, કારણ કે અતિચાર લાગે આ પ્રસંગે જરૂર યાદ રાખવું જોઇએ કે-"હું અમુક હદના ક્ષેત્રમાં જઈ શકું, આવી શકું, તે ઉપરાંત નહિ" આમ વધારે ક્ષેત્રમાં જવું, આવવું વિગેરે થાય નહિ, અને તે નિમિત્તે થતી હિંસા પણ અટકે આવા પાપથી બચવુ એ આ વ્રત લેવાનો મુદ્દો છે ઉપરના પાંચ અતિચારોમાંનું કંઈ પણ કરવાથી એ મુદ્દો જળવાતો નથી ભલે પોતે તેવું ન કરે, પણ બીજાની મારફત આરંભાદિ કરાવે. જાતે કરવા કરતાં કરાવવામાં સામો કરનાર માણસ નિર્દયપણે અને ઈર્યા સમિતિ જાળવ્યા વિના કરે વિગેરે ઘણું નુકસાન (પાપ) થાય આ વાત ધ્યાનમાં લઇને શ્રાવકે લીધેલા વ્રતમાં અતિચાર ન લાગે તેમ વર્ત્તવું એ કલ્યાણકારી છે. પાંચમાંના બે અતિચારમાં અનાભોગ (બીન ઉપયોગ, બેકાળજી) વિગેરે કારણો હોય છે પણ આ નિયમવાલાની એટલી તો લાગણી જરૂર હોય છે કે 'મારા વ્રતનો ભંગ ન થવો જોઇએ' અને છેલ્લા ત્રણ અતિચારોનો પ્રસંગ માયાદિ કારણે સંભવે છે પ્રશ્ન–આ વ્રત પાલવાથી લાભ શું થાય ? ઉત્તર–ઘણાં આરંભાદિ કરવાનું બંધ થાય, તેવાં પાપ ઓછાં બંધાય, સંતોષથી ધર્મ સાધી ઉત્તમ શાંતિમય જીવન ગુજરાય, અને પરંપરાએ આત્માનું કલ્યાણ સાધી શકાય. આ ભવમાં પણ લોહજંઘ નામના દૂતને આ વ્રતથી શત્રુનો ભય ટાળીને નિર્ભય થવાનો પ્રસંગ મળ્યો આ બીના ટૂંકામા આ પ્રમાણે જાણવી:–ચંડપ્રદ્યોત રાજાના રાજ્યમાં લોહજંઘ નામનો એક દૂત હતો . તે રાજાને દૂર રહેલા બીજા ગ

ઓની ગુપ્ત હકીકત જણાવવામાં બહુ મદદગાર હતો. આ બીના સામંત રાજાઓએ જાણી. એક વખત તે દૂત સામંત રાજાઓ પાસે આવ્યો, ત્યારે કામ પતાવી અવંતી તરફ જતી વેલાએ તેને મારવાને માટે ખબર ન પડે, તેમ તેઓએ ઝેરી ભાતું દીધું. દૂતને આ કપટની ખબર ન પડી જેથી રસ્તામાં જ્યાં જમવાની તૈયારી કરે છે, ત્યાં ઉપરા ઉપરી અપશુકન થવા લાગ્યા, તેથી તે જમ્યો નહિ, અને જલ્દી ચંડપ્રદ્યોતની પાસે આવીને તે બીના જણાવી આ વખતે રાજાએ પાસે રહેલા અભયકુમારને આ ભોજન દેખાડ્યું. તેણે જોતાંની સાથે જ જણાવી દીધું કે, આ ભોજનમાં ઝેરી ગંધ આવે છે, તેથી આની અંદર દૃષ્ટિવિષ સર્પ (સાપ) હોય, એમ મને લાગે છે શાસ્ત્રમા કહ્યુ છે કે આવા આવા ઉપાયોથી ભોજન વિગેરેમાંનું ઝેર પારખી શકાય તે આ પ્રમાણેઃ–(૧) ચકોર–આવી ચીજ જોઇને આખ મીંચી દે છે, (૨) કોયલ તે જોઈને ઉન્મત્ત બને, અને મરી જાય. (૩) ક્રૌંચ તેવી ચીજ જોઇને મદ પામે (૪) નોળીઆના રોમરાય વિકસ્વર થાય અને (૫) મોર તેવી વસ્તુ જોઇને ખુશી થાય. યાદ રાખવું કે ઝેરી પદાર્થની ઉપર જો નોળીયાની અને મોરની નજર પડે તો ઝેર મંદ (ઓછી શક્તિવાળું) થઇ જાય ઝેરી અનાજ વિગેરેને જોઈને બિલાડી ખેદ પામે, વાંદરો વિષ્ટા કરે, કૂકડો રૂવે, ભમરો આવી ચીજ સૂંઘીને ગુંજારવ કરે, મેના પોપટ ક્રોધ કરે, અને હંસ આવું અનાજ જોઈને ચાલતા ચાલતા અટકી જાય આ બીના સાંભળીને રાજાએ એ ઝેરી અનાજ જંગલમાં મૂકાવ્યું, ત્યાં તેમાંથી ઝેરી સર્પ નીકળ્યો. તેની દૃષ્ટિ

(નજર) પડવાથી આખું વન સૂકાઈ ગયું. આ ઉપરથી વિચાર કરીને રાજાએ દૂતને કહ્યું કે 'હવે તારે મરજી પ્રમાણે બધે સ્થલે ફરવું ફરવું નહિ' આ પ્રમાણે તે ચાલ્યો, તેથી શત્રુના તરફથી લગાર પણ દુઃખ પામ્યો નહિ. એમ શ્રાવકે કર્મ-શત્રુનાં દુઃખો ટાળવા માટે આ વ્રત જરૂર ગ્રહણ કરવું જ જોઈએ બધે ઠેકાણે જવાની છૂટ રાખવામાં નાહકની અચાનક ભયંકર ઉપાધિ ભોગવવી પડે છે લગ્નાદિ પ્રસંગે બહાદુરી કરવાથી કેવલ સંસાર વધે છે તેવી બહાદુરી શા કામની? ખરી બહાદુરી તો એજ કહેવાય કે, આવા વ્રત સાધવામાં ઉત્સાહથી ઉદ્યમશીલ (તત્પર) રહેવું. એમ કરીએ તો જરૂર સંસારની રખડપટ્ટી ઓછી થાય આ બાબત ધનદ ભંડારીની અને પવનંજયની પણ કથા જાણવા જેવી છે અહીં ગ્રંથ વધી જાય, તેથી તે પ્રસંગે જણાવીશું શ્રાદ્ધ પ્રતિક્રમણ સૂત્ર વૃત્તિ અને શ્રાદ્ધ દિનકૃત્યાદિમાંથી જાણી લેવી આ પ્રમાણે જયણા રાખી છે તે સિવાયના અતિચારોથી અલગ રહેવા સાવચેત થઈને ૭ છીંડી, ૪ આગાર, ૪ બોલ સહિત ૨૧ ભાંગાંમાંના અનુકૂલ ભાંગા પ્રમાણે આ દશમા દેશાવકાશિક વ્રતને સ્વીકારું છું

## ॥ ૧૧–પૌષધ ( પૌષધોપવાસ ) વ્રત ॥

જે ( ક્રિયા કરવા )થી આત્માના ઉત્તમ દર્શન જ્ઞાન ચારિત્ર ગુણોને પોષણ મલે એટલે વધે, ટકે, અને નિર્મલ બને, તે પૌષધ કહેવાય બે ઘડીના સામાયિકમાં જેણે અપૂર્વ સાત્ત્વિક આનંદનો અનુભવ કર્યો છે તેવો શ્રાવક ગુરૂ મહા-

રાજને પૂછે છે કે આથી વધારે આત્મિક આનંદ ક્યાં મળે? જવાબમાં શ્રી ગુરૂ મહારાજે જણાવ્યું કે–પૌષધમાં વધારે આત્મિક આનંદ મલી શકે, અને તેથી વધારે આત્મરમણુતાના આનંદ ઉપધાન વહન, અને સર્વ વિરતિની સાધનામાં મલી શકે છે. જેમ ઘડીયાળ ચલાવવાને ચાવી દેવાની જરૂર પડે છે, એમ આત્માને પણ મોક્ષ માર્ગમાં દિવસે દિવસે આગળ ચલાવવા માટે પૌષધક્રિયા એ અપૂર્વ સાધન છે, કારણકે આમાં કર્મબંધના કારણોથી અલગ રહેવાય, મન સ્થિર રહે, શાંતિ જળવાય, ઉત્તમ ભાવમાં આગલ વધતાં ઘણાં કર્મોની નિર્જરા થાય, અને આથી પોતાનો આત્મા ઉપધાન વહન કરવાને અને દીક્ષાની સાધના કરવાને લાયક બનાવી શકાય, એમ સમજીને ઉત્તમ શ્રાવકોએ બહુ વાર પૌષધની આરાધના કરવી જોઇએ. તેમાં પણ પર્વના દિવસોમાં વિશેષે કરીને (કાળજી રાખીને) ઉત્સાહથી પૌષધ જરૂર કરવો જોઇએ. આના ૧ આહારપૌષધ, ૨ શરીર સત્કારપૌષધ, ૩ બ્રહ્મચર્યપૌષધ, ૪ અવ્યાપારપૌષધ, એમ મુખ્ય ચાર ભેદ છે અને તે દરેકમાં (૧) દેશથી આહારપૌષધ (૨) સર્વથી આહારપૌષધ, એમ બે બે ભેદ પડે, માટે ઉત્તરભેદ આઠ સમજવા આમાં એક સંયોગી ભાંગાથી માંડીને ઠેઠ આઠ સંયોગી ભાંગા સર્વ મળીને ૮૦ પડે છે, તેમાં હાલ એક આહાર પૌષધજ બે પ્રકારે (દેશથી અને સર્વથી એમ) કરવાનો વ્યવહાર છે, બાકીના ત્રણ નહિ. એનું કારણ એ કે પચ્ચક્ખાણમાં 'सावज्जं जोगं पच्चक्खामि' આમ બોલાય છે આથી એમ સમજવાનું મળે છે કે આહારપૌષધ સિવાયના ત્રણ પૌષધ સર્વથી જ લેવા

જોઇએ યાદ રાખવું જોઇએ કે નિર્દોષ શરીર સત્કાર વિગેરે પણ લોભ વિગેરેને વધારનારા છે, એમ સમજીને તેનો સંપૂર્ણ ત્યાગ કરવો જોઇએ આહારપૌષધમાં ઉપવાસ કરવાની શક્તિ ન હોય તો ધર્મ ક્રિયાના નિર્વાહનો મુદ્દો ધ્યાનમાં રાખીને આયંબિલ, નિવિ, એકાસણુ વિગેરે કરાય છે શ્રી મહાનિશીથમાં આંનો વિધિ આ પ્રમાણે કહ્યો છે:–જેણે દેશથી આહારપૌષધ કર્યો હોય તે ગુરૂ મહારાજની પાસે આયંબિલ વિગેરેનું પચ્ચખ્ખાણ લઇને ' आवस्सही ' એમ બોલીને ઉપાશ્રયમાંથી બ્હાર નીકળીને ઇર્યાસમિતિની મર્યાદા જાળવીને એટલે કાળજી પૂર્વક નીચી દૃષ્ટિ રાખીને ઘેર જાય ત્યાં ઇરિયાવહી પડિક્કમી ગમણાગમણ સૂત્ર બોલીને ગમણાગમણ (ના દોષ) આલોવીને ચૈત્યવંદન કરી (પચ્ચખ્ખાણ પારીને) જમીન વિગેરે પ્રમાર્જીને કટાસણા ઉપર બેસે. જમવાના પાત્ર (ભાજન, થાળી વિગેરે) પ્રમાર્જીને, જોઇતી ચીજ પ્રમાણસર લ્યે પછી પચ્ચખ્ખાણ સંભારે, મોંઢુ પ્રમાર્જીને ભોજન કરે, ખાતાં ખાતાં બોલે નહિ, ખાસ કારણે મોંઢુ સાફ કરીને બોલાય સબડકાના શબ્દ કે ચબચબ ન થવું જોઇએ છાંડવું નહિ, નાહક વધારે ટાઇમ ન લગાડવો જમી રહ્યા બાદ મોઢું ચોખ્ખુ કરી નવકાર ગણી તિવિહારનુ પચ્ચખ્ખાણ લઇ ઉભો થાય દેવ વાંદી (ચૈત્યવંદન કરીને) વાંદણાં દઇ પચ્ચખ્ખાણ ધારીને ઉપાશ્રયે કાળજીથી આવે, અને સ્વાધ્યાયાદિ કરે એમ શ્રાવક પ્રતિક્રમણ (વંદિત્તાસૂત્ર)ની ચૂર્ણિમાં પણ કહ્યું છે એમ સામાયિક સહિત પૌષધમાં આહાર કરવાનો વિધિ બતાવ્યો એકલા બે ઘડીના સામાયિકમાં આહાર કરાયજ

નહિ. પોસાતીના નિમિત્તે કરેલો આહાર હોય, તે તેઓ વાપરી શકે, એમ નિશીથભાષ્ય, નિશીથચૂર્ણિ વિગેરે ઉપરથી જાણી શકાય છે પરંતુ બને ત્યાં સુધી પૌષધમાં શ્રાવકે નિર્દોષ આહાર વાપરવો જોઇએ. અને તમામ આહારના ત્યાગ કરવા રૂપ સર્વોત્કૃષ્ટ પૌષધની અનુમોદના કરવી એમ દેશથી આહાર પૌષધની બીના જણાવી જે ચૌવિહાર ઉપવાસ કરે, એ સર્વથી આહારપૌષધ કહેવાય અમુક પ્રકારનું સ્નાનાદિ ન કરવું એ દેશથી શરીરસત્કારપૌષધ કહેવાય અને જેમાં સર્વથા સ્નાનાદિનો નિષેધ હોય તે સર્વ શરીરસત્કારપૌષધ કહેવાય. તથા દિવસે કે રાતે બ્રહ્મચર્ય વ્રત ધરાય તે દેશથી, અને અહોરાત્રનો જે શીલનો નિયમ તે સર્વથા બ્રહ્મચર્ય પૌષધ કહેવાય તેમજ અમુક સાવદ્ય વ્યાપાર કરવાનો જે નિયમ તે દેશથી, અને ઘર દુકાન વિગેરે સંબંધી તમામ વ્યાપારનો જે ત્યાગ કરવો એ સર્વથા અવ્યાપાર પૌષધ કહેવાય અહીં યાદ રાખવું કે દેશપૌષધમાં સામાયિક કરવાનું હોય અને ન પણ હોય, અને સંપૂર્ણ પૌષધમાં સામાયિક એ મહાફલ દેનારૂં છે એમ સમજીને તે જરૂર કરવું જોઇએ (૧) શંખશ્રાવક નિર્મલ ભાવથી પૌષધની આરાધના કરતા હતા. તેની પ્રશંસા પ્રભુદેવે સભામાં કરી હતી ધર્મની આરાધના કરી તે પહેલા દેવલોકની ઋદ્ધિ ભોગવીને મહાવિદેહમાં સિદ્ધિપદ પામશે (૨) રાજા પૃથ્વીપાલ આ વ્રતના પ્રભાવે મરીને મહા ધનવંત શેઠ થયો. અહીં પણ પૌષધની સાધના કરતાં ઘણાં ઉપસર્ગો નિવાર્યા, છેવટે દીક્ષા લઇ કેવલજ્ઞાન પામ્યા. આમાંથી સમજવાનું એ કે પૌષધ આત્માને

સંયમ માર્ગે જરૂર દોરે છે. (લઇ જાય છે) (૩) પર્વમાં પૌષધ કરવાથી રાજા સૂર્યયશા કેવલજ્ઞાન પામીને સિદ્ધ થયા, એમ સમજીને શ્રાવકોએ આ વ્રતને અંગે નિયમ કરવો જોઇએ. દર વરસે આટલા (૫-૧૦ વિગેરે) પૌષધ કરવા. તેમાં પણ વ્રતધારી શ્રાવકોએ ત્રણ ચોમાસી, જ્ઞાન-પંચમી, પર્યુષણા, મૌન એકાદશી આદિ મહા પર્વોમાં તો જરૂર પૌષધ કરવોજ જોઇએ વળી સંવચ્છરી મહા પર્વમાં પણ જરૂર પૌષધ લઇને પ્રતિક્રમણમા સર્વ જીવો ખમાવવા એ સર્વોત્તમ કલ્યાણકારી માર્ગ છે. આમાં માંદગી મુસાફરી વિગેરે ખાસ કારણે જરૂરી જયણા રખાય.

## પૌષધમાં નીચે જણાવેલા નિયમો જરૂર પાળવા જોઇએ ॥

૧ વ્રતધારીનું લાવેલું પાણી વાપરવું ૨ પૌષધ નિમિત્ત પાછલા દિવસે સરસ આહાર લેવાય નહિ ૩ એમ જૂદા જૂદા સ્વાદિષ્ટ પદાર્થો ભેગા કરી વાપરવા નહિ ૪ પૌષધમાં અને તે નિમિત્તે પાછલા દિવસે દેહ વિભૂષા ન કરાય ૫ પૌષધ નિમિતે પાછલે દહાડે વસ્ત્રાદિ ધોવા નહિ ૬ પૌષધમાં કે પૌષધ નિમિતે ઘરેણાં ઘડાવી પ્હેરવા નહિ ૭ એમ વસ્ત્ર રંગાવવાં નહિ ૮ પૌષધમાં શરીર ઉપરથી મેલ ઉતારવો નહિ ૯ ઉંઘવું નહિ ૧૦-૧૧-૧૨-૧૩ ચારે વિકથા કરવી નહિ. ૧૪ ઠલ્લે માત્રે જાય ત્યારે પૂંજના પ્રમાર્જના બરો-બર કરવી આવીને ઇરિયાવહી વિગેરે કરવા. ૧૫ કોઇની નિંદા કરવી નહિ ૧૬-૧૭ સંબંધીની અને ચોરની વાત કરવી નહિ. ૧૮ સ્ત્રીના અંગોપાંગ રાગથી જોવા નહિ

## ॥ આ વ્રતના નીચે જણાવેલા પાંચ અતિચારો જાણીને જરૂર ટાળવા ॥

૧—પૌષધમાં ઠલ્લે માત્રે જવાના પ્રસંગે પરઠવવાની જગ્યા જરૂર તપાસવી જ્યાં જીવાત ન હોય ત્યાં પરઠવવું. પરઠવીને 'અણુજાણહ જસ્સુગ્ગહો વોસિરે' એમ ત્રણ વાર બોલવું આમાં ભૂલ કરે તો અતિચાર લાગે.

૨—કોઈ પણ બાજોઠ વિગેરે ચીજ લેવી હોય કે મૂકવી હોય, ત્યારે લેતાં મૂકતાં ચરવલાથી પૂંજવું જોઇએ, અને જોવું જોઇએ તેમ ન કરે તો અતિચાર લાગે.

૩—જ્યાં સથારો કરવો હોય તે જગ્યા પ્હેલાં દંડાસણથી પૂંજવી જોઇએ, તેમ ન કરે તો અતિચાર લાગે

૪—પૌષધમાં ક્રિયા કરતાં આદર (પરમ ઉલ્લાસ) ભાવ રાખવો, વેઠ ઉતારવી નહિ, પડિલેહણમાં બોલાય નહિ. વિગેરે બાબતમાં કાળજી રાખવી

૫—જે ટાઇમે પૌષધ લીધો હોય, ત્યારથી ચાર પ્હોર કે આઠ પ્હોર બરોબર પૂરા થયા બાદ પોસહ પારવો જોઈએ આમાં ભૂલ કરે તો અતિચાર લાગે. બીજા ગ્રંથોમાં એમ પણ કહ્યું છે કે પૌષધમાં પારણાનો વિચાર ન કરાય, કરે તો અતિચાર લાગે

(૧) શેઠ નંદમણિયાર પૌષધમાં દોષ લગાડવાથી દેડકાનો અવતાર પામ્યા. એમ સમજીને પૌષધમાં દોષ ન લગાડવા જોઇએ

(૨) સાગરચંદ્ર કુમાર એ બળદેવના પૌત્ર અને નિષધના પુત્ર થાય પ્રભુશ્રી નેમિનાથની પાસે તેમણે બારે વ્રત લીધાં હતાં એક વખત પૌષધ લઈને શ્મશાનમાં કાઉસ્સગ્ગ ધ્યાને રહ્યા હતા અહી નભસેન નામના શત્રુએ માથે અગારાની ઠીબ મૂકી તો પણ સમતાએ આ વેદના સહન કરી તેથી આઠમા દેવલોકે મહર્દ્ધિક દેવ થયા

(૩) મહાશતક શ્રાવક—રેવતીના ઉપસર્ગોને સમતાએ સહન કર્યા પૌષધમાં સ્થીર રહ્યા તેથી અવધિજ્ઞાન પામ્યા. છેવટે સમાધિમરણે મરણ પામી સૌધર્મ દેવલોકે દેવ થયા. ત્યાંથી ચ્યવીને મહાવિદેહે સિદ્ધ થશે શ્રાવકે આ બીના ધ્યાનમાં લઇને અતિચાર ન લાગે તેવી રીતે પૌષધ કરવો.

એ પ્રમાણે ઉપર જણાવ્યા મુજબ જયણાના સ્થલો યાદ રાખીને દ્રવ્યાદિકથી છ છીંડી, ચાર આગાર, અને ચાર બોલે કરી દર વર્ષે (અમુક ) પૌષધ કરવાના નિયમરૂપ આ અગીઆરમા પૌષધોપવાસ વ્રતને અગીકાર કરૂ છુ

## ॥ આ વ્રતની ભાવના ॥

હું સયમધારી મુનિવરોને તથા ઉપધાન વહન કરનાર શ્રાવકોને તથા આ વ્રતના સાધક શ્રી સાગરચદ્રાદિ મહાશ્રાવકોને દરરોજ વદન કરૂં છું હે જીવ! તેમના જેવો ધર્મનો દૃઢરાગી જલ્દી થજે

## ॥ (૧૨) અતિથિ સંવિભાગ વ્રત ॥

અતિથિ શબ્દથી જેઓ વ્યાવહારિક પર્વાદિના પ્રસંગથી અલગ રહીને પચ મહાવ્રતાદિ મૂલ ગુણોની તથા

ઉત્તર ગુણોની આરાધના કરે છે તેવા સુપાત્ર સંયમધારક શ્રમણ નિર્ગંથો લેવા. ઉત્તમ શ્રાવકો તે પૌષધનું પારણું હોય ત્યારે તેમને વિધિપૂર્વક નિર્દોષ આહારાદિ વ્હોરાવીને પારણું કરે તે અતિથિ સંવિભાગ વ્રત કહેવાય.

આનું બીજું નામ, 'યથાસંવિભાગ' છે. તેનો અર્થ પણ એજ કે સાધુના નિમિત્તે નહિ, પણ ગૃહસ્થે પોતાના માટે તૈયાર કરેલા જે શુદ્ધ આહારાદિ પદાર્થો હોય તે સાધુને વ્હોરાવીને પછી પારણુ કરવું તે 'યથાસંવિભાગ વ્રત' કહેવાય.

પ્રશ્ન–કઈ વિધિએ શ્રાવક આ વ્રતની સાધના કરે? એટલે અતિથિ સંવિભાગ કઇ રીતે કરાય?

ઉત્તર–જઘન્ય, મધ્યમ, અને ઉત્કૃષ્ટ એમ તપ વિગેરે તરફ લક્ષ્ય રાખીને આના ત્રણ ભેદ પડી શકે છે તેમાં (૧) પૌષધનો દિવસ (૨) તેની પાછળનો દિવસ અને (૩) પારણાનો દિવસ આ ત્રણ દિવસનો વિચાર સમજવાનો છે

૧. ઉત્કૃષ્ટ અતિથિ સંવિભાગ વ્રત—આમાં પાછલે દિવસે જરૂર હાર કે ઠામચોવિહાર એકાસણું કરવું જ જોઇએ અને બીજે દિવસે (પર્વના દિવસે) આઠ પ્હોરનો કે ચાર પ્હોરનો પાષધ કરે અહીં ચોવિહાર ઉપવાસ હોય, તથા પારણાંના દહાડે એકાસણું કરે, અને સાધુ મહારાજને વ્હોરાવે પારણામાં જે ચીજ સાધુને વ્હોરાવી હોય તે વાપરે.

૨. મધ્યમ અતિથિ સંવિભાગ વ્રત—શ્રાવક પાછલા દિવસે છુટું મોઢું (એકાસણાદિ ન) હોય અને બીજે દિવસે ઉપવાસ કરી આઠ પ્હોરી કે ચાર પ્હોરી પૌષધ કરે અને

પારણાના દહાડે બેઆસણું તપ કરે કે છૂટા મોંઢે હોય. સાધુને વ્હોરાવેલી ચીજ વાપરે તે મધ્યમ અતિથિ સંવિભાગ વ્રત કહેવાય.

૩ જઘન્ય અતિથિ સંવિભાગ વ્રત—પાછલા દિવસે છૂટા મોંઢે હોય, અને બીજે દિવસે ઉપવાસાદિ તપ કરી ચાર પ્હોરનો દહાડે કે રાતે પૌષધ કરે, તથા પારણાના દિવસે છુટા મોંઢ રહે મુનિને વ્હોરાવે અને તેમને વ્હોરાવેલી ચીજ વાપરે. આમ વ્યવહાર માર્ગ જરૂર જાળવે

જે દિવસે અતિથિ સંવિભાગ કરીને પારણું કરવાનું હોય તે દિવસે આ વિધિ જાળવવી જોઇએ તે ટૂંકામાં આ પ્રમાણે જાણવી:-સવારે પૌષધને પારીને ઘેર જાય અહીં ઉચિત ( પોતાને છાજતો ) વેષ વિગેરે પ્હેરીને શ્રાવક ઉપાશ્રયે આવી હાથ જોડી સાધુને કહે કે ' કૃપા કરીને ગોચરી પધારો ' એમ વિનંતિ કરે. આ સાંભળીને સાધુઓ શું કરે ? આના જવાબમાં સમજવાનુ એ કે એક સાધુ પલ્લાનું અને બીજો પાત્રા વિગેરેનુ જૂદું જૂદું પડિલેહણ કરે આમ કરવાનું કારણ એ કે વિલંબ (ઢીલ) કરે તો અંતરાય દોષ અને સ્થાપના દોષ લાગે. તેથી આવા પ્રસગે સાધુએ ઢીલ કરવી નહિ જ્યારે કારણે શ્રાવક પ્હેલી પોરસીમાં વિનતિ કરે, ત્યારે ગોચરી જનારા સાધુએ સાધુઓમાં તપાસ કરવી કે કોઇને નમુક્કારસીનું પચ્ચખ્ખાણ છે કે નહિ ? જો તેમ હોય તો જ તે વખતે ગોચરી લેવા જાય કોઈને નમુક્કારસીનું પચ્ચખ્ખાણ ન હોય તો આહાર ન લેવો જોઇએ કારણ કે જાય તો લાવીને સાચવી રાખવો પડે આ વખતે જો શ્રાવ-

કનો બહુજ આગ્રહ હોય તો ગોચરી જવાની બાબતમાં સાધુઓએ લાભાલાભનો વિચાર કરવો. જવાની જરૂર જણાયે તો લાવીને સાચવી રાખે, અને તે આહાર કોને આપે? ઉત્તર–જે તપસ્વી ( પોરસી આદિના નિયમવાલા ) સાધુ, ઉગ્ઘાડ પોરિસીએ ગોચરીએ પચ્ચખ્ખાણ પારે તેમને આપે આહાર લેવા જાય ત્યારે ઓછામાં ઓછા બે સાધુઓ વિનતિ કરનાર શ્રાવકની સાથે ભેગા જાય. આ વખતે સાધુ આગળ અને શ્રાવક પાછળ ચાલે પોતાના ઘેર મુનિરાજ પધારે ત્યારે આસન ઉપર બેસવાની વિનંતિ કરે આમ કરવામાં વિનય જળવાય પણ મુનિરાજ તો માંદગી ઘડપણ આદિ ખાસ કારણે જ બેસે ત્યાર બાદ દાનના પાંચ ભૂષણો જાળવીને અને પાંચે દૂષણોનો ત્યાગ કરીને મુનિરાજને નિર્દોષ પદાર્થો પ્રમાણસર ( જોઇએ તે પ્રમાણે ) વ્હોરાવે, અથવા બીજા ( શ્રાવિકા વિગેરે ) વ્હોરાવે. અહીં શ્રાવકોએ ૪૭ દોષોની બીના જાણવી જોઇએ તેમા આધાકર્માદિ ૧૬ દોષો જો શ્રાવક જાણે તો મુનિરાજને નિર્દોષ આહાર વ્હોરાવી શકે, અને સાધુએ ધાવ દોષ, દૂતી દોષ વિગેરે ૧૬ દોષોની માહીતગારી મેળવીને તેથી અલગ રહેવું જોઈએ તથા શકિતાદિ દશ દોષોની બીના બંને જણાએ જરૂર જાણવી જોઈએ કારણ કે આ દોષો બનેથી લાગે છે. જાણપણું હોય તો શ્રાવક ન વ્હોરાવે અને સાધુ વ્હોરે નહિ, અને છેવટના સયોજનાદિ પાંચ દોષો મુનિરાજે જ જરૂર જાણવા જોઈએ, જેથી આહાર કરે ત્યારે તેવા દોષથી બચી શકાય.

એ પ્રમાણે બધા મળીને ૪૭ દોષોનું વર્ણન પિંડ-વિશુદ્ધિ સાર્થપાક્ષિક સૂત્ર, સાધુના આવશ્યક ક્રિયાના સૂત્ર વિગેરે ગ્રંથોમાં જણાવ્યું છે આ બીના બીજી આવૃત્તિમાં જણાવીશું. અહીં ભયાદિ સાત કારણોમાંના કોઇ પણ કારણથી શ્રાવકે સુપાત્ર દાન દેવું નહિ. મુનિ તેમ જાણે તો તે લ્યે પણ નહિ શ્રાવક વ્હોરાવે ત્યારે મુનિરાજ વાસણમાં કઇ બાકી રહે તે પ્રમાણે વિચારીને વ્હોરે, જેથી શ્રાવકને ફરીથી આરંભાદિ કરવા ન પડે આ પ્રમાણે પરમ ઉલ્લાસથી આહા-રાદિ (ભાત પાણી) વ્હોરાવીને સાધુને થોડેક દૂર (ઘરના બારણાં વિગેરે ભાગ સુધી) વળાવીને વંદના કરે, અને 'લાભ દેજો' એમ કહી પાછા ફરી (ઘેર આવી) ભોજન કરે કઇ રીતે કેવું ભોજન કરવું ? અને દાનના પાંચ ભૂષણ, તથા દૂષણ, અને સુપાત્રના ભેદો વિગેરેનું વર્ણન શ્રી ઉપદેશ પ્રાસાદાદિ ગ્રંથો શ્રી શ્રાવકધર્મ જાગરિકા અને જૈન સત્યપ્રકા-શમાં છપાયેલ દુર્લભ પંચકના લેખમાંથી જાણી લેવુ પારણું કરે ત્યારે પૂર્વે જણાવેલ (સાધુએ જે ચીજો વ્હોરી હોય તે જમવાનો) મુખ્ય વ્યવહાર બનતા સુધી જરૂર જાળવવો આવા પ્રસંગે ગામડાં ગામ જેવા સ્થલે કદાચ સાધુ મહારાજની જોગવાઇ ન મળે તો 'અત્યારે સાધુ મહારાજ હોત તો તેમને વ્હોરાવવાનો અપૂર્વ લાભ મળત, અને મારો ઉદ્ધાર થાત' આવી ભાવના ભાવીને ઉત્તમ સાધર્મી ભાઇને હર્ષથી જમાડીને ભોજન કરે કારણે આ રીતે પણ આ વ્રતની આરાધના થઇ શકે છે

અહીં એમ કહેવામાં આવ્યું કે સાધુને દાન દઇને પારણું

કરવું, પરંતુ પારણું કરવાની પ્હેલાના ટાઇમમાં મુનિરાજનો જોગ (સમાગમ, મેળાપ) મળેજ, એવું બધા સ્થલે બની શકે નહિ આજ મુદ્દાને લક્ષ્યમાં રાખીને શ્રી ઉપદેશ પ્રાસાદ વિગેરેમાં કહ્યું છે કે પૂજ્ય સાધુ મહારાજને દાન દઇને શ્રાવક પારણું કરે, પણ કદાચ એવો જોગ ન બને તો પારણું કર્યા પછી પણ હર્ષથી અચાનક આવી ચઢેલા સાધુને દાન જરૂર દેવુ એમ શ્રી આવશ્યક સૂત્રની નિર્યુક્તિ, ચૂર્ણિ વિગેરે ઘણા શાસ્ત્રોમાં કહ્યું છે કઇ રીતે વ્હોરાવવું આની સમજણ ન હોય, અથવા તબીયતનું કે સૂતકાદિ ખાસ કારણ હોય તો ઘરમાંના જાણીતા શ્રાવિકા વિગેરે પણ ખૂશીથી વ્હોરાવી શકે, અને એમ પોતે અતિથિ સંવિભાગ કર્યો કહેવાય વ્હોરાવવાની ઉત્તમ રીત તો એજ છે કે સાધુને આહારાદિ વ્હોરાવવામાં લગાર પણ દોષ ન લાગે, તેવી રીતે વિધિ પૂર્વક વ્હોરાવે આવુ તો વ્હોરાવનાર વિધિનો જાણકાર હોય, તોજ જાળવી શકે આ પ્હેલા નંબરનો ઉત્તમ માર્ગ છે. અથવા વ્હોરનાર મુનિરાજ જાણકાર છે, તેથી તેમની સૂચના પ્રમાણે વ્હોરાવે. આ બીજા નંબરનો માર્ગ છે આહારાદિના લેનારા મુનિરાજ પોતાને આહારાદિ વ્હોરવાની અને શ્રાવકે કઈ રીતે તે વ્હોરાવવા જોઈએ આ બીના જાણતા નથી, પણ તે બધું શ્રાવક જાણે છે, તો તે પ્રમાણે જાણકાર શ્રાવક વ્હોરાવે, એ ત્રીજા નંબરનો માર્ગ છે તથા જેમાં ઉપરની બીનાના બને જાણકાર ન હોય એવો માર્ગ તો તદ્દન આચરવા (અમલમાં મૂકવા) લાયકજ નથી. આ ઇરાદાથી શાસ્ત્રમાં દાયક અને ગ્રાહકની ચઉભંગી દર્શાવી (જણાવી) છે, તે શ્રાવકધર્મ જાગરિકામાં કહી છે. ત્યાંથી જાણી લેવી.

## ॥ ભાત પાણી વ્હોરાવવાનો વિધિ ॥

કઇ રીતે મુનિરાજને ભાત પાણી વ્હોરાવવા? આ બાબત સર્વની જાણમાં હોય એવું ન બની શકે, અને જાણ-વાથી અવસરે તેવો (સુપાત્ર દાનનો) લાભ લઇ શકાય આ મુદ્દાથી તેનો (વ્હોરાવવાનો) વિધિ ટૂંકામાં જણાવીએ છીએ, તે આ પ્રમાણેઃ-મુનિરાજને જે ચીજ વ્હોરાવવાની (દેવાની) હોય તે ચીજ (૧) તેમના નિમિત્તે કે (૨) (આ અમુકને વ્હોરાવીશુ એમ) તેમનું નામ દઇને બનાવેલી ન હોવી જોઇએ, કારણ કે સાધુના નિમિત્ત બનાવીએ તો શ્રાવકના નિમિત્તે સાધુને આધાકર્મી દોષ લાગે, અને વ્હોરનાર સાધુનું નામ લઇને ચીજ બનાવીએ તો ઔદ્દેશિક દોષ લાગે. (૩) મુનિરાજને દેવાના જે નિર્દોષ પદાર્થો હોય, તેને અશુદ્ધ આહાર વિગેરેની સાથે ભેળવીને ન દેવાય, કારણ કે તેમ કરીએ તો પૂતિકર્મ નામનો દોષ લાગે. એમ કરવી, ચમચા વિગેરે જો આધાકર્મી આહારથી ખરડાયેલા હોય, તો તેથી શુદ્ધ આહાર પણ ન વ્હોરાવાય. કારણ કે વ્હોરાવવાનો આહાર શુદ્ધ છે, પણ જે દ્વારાએ વ્હોરાવાય છે, તે સાધનો અશુદ્ધ આહાર-થી ખરડાયેલા છે, તેથી વ્હોરાવીએ તો એજ પૂતિકર્મ નામનો દોષ લાગે. આમાંથી શ્રાવકને સમજવાનું એ મળે છે કે વ્હોરાવવાના સાધનો પણ ચોખ્ખા જોઇએ એટલે દૂષિત આહારનો લેપ તેમને ન લાગેલા હોય તો તેથી શુદ્ધ આહારાદિ વ્હોરાવી શકાય

૪-રસોઇ કરીએ કે કરાવીએ ત્યારે, શરૂઆતમાંજ પોતાનો અને સાધુનો એમ બંનેનો સંકલ્પ કરીને એટલે 'જલ્દી

રસોઇ કરો એમ થાય તો આપણે જમીએ અને મુનિરાજને વ્હોરાવીએ' આવો વિચાર કરીને આહારાદિ તયાર ન કરાય, તથા ન કરાવાય કારણ કે આમાં ઉપર જણાવ્યા પ્રમાણે સાધુનું નિમિત્ત જણાવાય છે, તેથી અજાણતા કરે તો આપણા (શ્રાવકાદિના) નિમિત્તે સાધુને મિશ્ર જાતિ નામે દોષ લાગે (૫) સાધુને વ્હોરાવવાને માટે દૂધ વિગેરે જૂદા કદી વાસણમાં અલગ ન રાખી મૂકાય, તેમ કરે તો સ્થાપના દોષ લાગે પોતાના માટે તેમ કરાય (૬) પ્રાભૃતિકા દોષ–ગામમાં સાધુ પધાર્યા છે, એમ જાણીને તે લાભ લેવાની ખાતર જે વિવાહ વિગેરે મોડા કરવાના હોય તે વ્હેલા કરે, અથવા અમુક દિવસો વીત્યા બાદ સાધુઓ પધારશે એમ જાણીને જે વિવાહાદિ નજીકમાં કરવાના હોય, તેવા કાર્યો તેમની રાહ જોતાં જોતાં સાધુઓ આવે ત્યારે કરે આમ કરવાથી અને ઘરમાં સાધુ આવ્યા એમ જાણીને ધક્કાધક્કી કરી સાવદ્ય ક્રિયા સેવીને વ્હોરાવે તો સાધુને પ્રાભૃતિકાદોષ લાગે, માટે શ્રાવકે તેમ ન થાય તે તરફ જરૂર લક્ષ્ય રાખવું જોઇએ (૭) પ્રાદુષ્કરણ-દોષ–સાધુ ઘેર વ્હોરવા આવ્યા બાદ તે નિમિત્તે વ્હોરાવવાની ચીજ અંધારામાં હોય, તે દીવા વિગેરે સાધનોથી જોઇને વ્હોરાવે અથવા સાદડી આદિની પાછળ તે ચીજ રહી હોય, તો તે ખસેડીને વ્હોરાવે તો આપણા નિમિત્તે મુનિરાજને પ્રાદુષ્કરણ નામનો દોષ લાગે, માટે વ્હોરાવતાં તેમ ન કરવુ જોઇએ (૮) ક્રીતદોષ–મુનિ વ્હોરવા આવ્યા બાદ બજારમાંથી વેચાતી ચીજ લાવીને વ્હોરાવીએ તો આ દોષ લાગે, માટે તેમ કરવું નહિ. (૯) પ્રામિત્ય દોષ–સાધુ વ્હોરવા

આવ્યા બાદ તે નિમિત્તે કોઈ ચીજ ઉધાર લાવીને ન વ્હોરાવાય. કારણકે તેમ કરતાં પ્રામિત્ય દોષ લાગે (૧૦) પરાવર્ત્તિત દોષ–એ પ્રમાણે પોતાની ચીજ સારી ન હોય, અને તેવી વ્હોરાવતાં બીજા જોનારા લોકો મારી નિંદા કરશે, આવો વિચાર કરીને સાધુના નિમિત્તે અદલો બદલો કરીને (પોતાની ચીજ બીજાને દઇને તેની સારી ચીજ પોતે લે, એમ કરીને) સાધુને વ્હોરાવવું નહિ, કારણકે તેમ કરતાં પરાવર્ત્તિત દોષ લાગે. પોતાના નિમિત્તે તેમ કરવામાં વાંધો નહિ સાધુનું નિમિત્ત હોય, ત્યાં આપણને લઇને તેમને દોષ ન લાગવો જોઇએ આમ કાળજી રાખવી જોઇએ. એવી રીતે બીજા દોષોની બાબતમાં પણ એમ કાળજી રાખવી જોઇએ (૧૧) અભ્યાહૃત દોષ–અટવી માર્ગ, સખત ઉનાળાનો કાલ, માંદગી વિગેરે ખાસ કારણ વિના સાધુને આહારાદિ સામા લાવીને ન વ્હોરાવાય કારણ કે તેમ કરતાં આ દોષ લાગે (૧૨) ઉદ્ભિન્ન દોષ–એજ પ્રમાણે, કુડલા વિગેરેમાંથી ઘી વિગેરે બ્હાર કાઢવાના ઇરાદાથી તેની (કુડલા, માટલા વિગેરેની) ઉપરની માટી વિગેરે દૂર કરીને અથવા કપાટ, કમાડ કે તાળું ઉઘાડીને તેમાંની ચીજ ન વ્હોરાવાય. કારણ કે તેમ કરે તો આ દોષ લાગે. ૧૩ માલા(પ)હૃત દોષ–પ્હેલાં કહ્યું તે પ્રમાણે, મેડી (મેડો, માળ) કે શીકાની ઉપરના ભાગમાંથી નીચે ઉતારીને અથવા નીચે ભોંયરા વિગેરેમાંથી ઉપર કોઈ ચીજ લાવીને ન વ્હોરાવાય, કારણ કે તેમ કરીએ તો આ દોષ લાગે ૧૪ આછિદ્ય દોષ—બળાત્કારે કોઈની પાસેથી ઝુટવીને કોઈ ચીજ ન વ્હોરાવાય, તેમ કરે તો આ દોષ લાગે. ૧૫ અનિસૃષ્ટ દોષ–સમુદાયમાંથી પાંતી ઉઘરાવીને જે રસોઈ

કરાય તેના તે બધા માલીક ગણાય, તેમની રજા વિના (તેમને પૂછ્યા વિના) એક જણ ન વ્હોરાવી શકે, તેમ કરે તો આ દોષ લાગે. ૧૬ અધ્યવપૂરક દોષ–રસોઇ તૈયાર થતી હોય, આ અરસામાં 'ગામમાં સાધુ મહારાજ પધાર્યા' આ ખબર સાંભળીને તેજ નિમિત્તે ચાલુ રસોઇમાં વધારે રસોઈ કરાવે આમ કરીને તે ચીજ ન વ્હોરાવાય કારણ કે તેમ કરતાં આ દોષ લાગે આ ૧૬ દોષોનું "ઉદ્દગમના દોષ" આવું નામ પ્રસિદ્ધ છે ઉદ્દગમન એટલે આહાર બનાવવા વિગેરેના અવસરે શ્રાવકાદિ દાયકના નિમિત્તે ઉપરના દોષો લાગવાનો સંભવ રહે છે. માટે તેનું "ઉદ્દગમન દોષ" આવું નામ પાડયું છે દાયક (૧) અજાણપણું, (૨) ભક્તિ-ભાવ, (૩) દૃષ્ટિરાગ, (૪) અભિમાન વિગેરે કારણને લઇને તેમ ન કરે આ ઇરાદાથી વ્હોરાવવાની વિધિ જણાવતાં શરૂઆતમાં આ બીના જણાવી છે. તથા બંનેના (દાયક અને ગ્રાહકના) નિમિત્તે ૧૦ દોષો લાગે છે, તેને અંગે પણ શ્રાવકે નીચે જણાવેલી સૂચનાઓ ઉપર જરૂર ધ્યાન આપવું વ્હોરાવવાના પ્રસંગે એ જરૂર યાદ રહેવી જોઇએ. જેથી બંનેમાંથી એકને પણ દોષ ન લાગે અને શ્રાવકને દેવાનો અને સાધુને લેવાનો વિધિ જળવાય.

૧ શંકિત દોષ–જેમાં આધા કર્માદિ દોષોમાંના કોઇ પણ દોષની બંને (દાયક અને ગ્રાહક એટલે દેનાર અને લેનાર)માથી કોઇને પણ શંકા રહેતી હોય તો તેવા ભાત પાણી શ્રાવકે સાધુને દેવા ન જોઇએ અને સાધુએ પણ ન લેવા જોઇએ જો કે લે તો બંનેને શંકિત દોષ લાગે.

૨ મ્રક્ષિત દોષ–જે આહારાદિ પદાર્થો સચિત્ત પૃથ્વીના રજકણ વિગેરેથી અથવા મધ આદિ અભક્ષ્ય પદાર્થોથી મિશ્રિત થયા હોય, તેવા પદાર્થો શ્રાવકે સાધુને ન વ્હોરાવવા જોઈએ, કારણ કે વ્હોરાવે તો આ દોષ લાગે છે. એમ સમજીને, સાધુ પણ લ્યે નહિ, લ્યે તો તેમને પણ આ દોષ લાગે

૩. નિક્ષિપ્ત દોષ–નિર્દોષ આહારાદિને પણ સચિત્ત પૃથ્વી, લીલોતરી વિગેરેની ઉપર મૂકેલા હોય, તો તે મુનિરાજને ન વ્હોરાવાય, અને સાધુથી લેવાય પણ નહિ, કારણ કે દેતાં અને લેતાં નિક્ષિપ્ત દોષ લાગે.

૪. પિહિત દોષ–એજ પ્રમાણે સચિત્ત લીલોતરી આદિથી નિર્દોષ એવા પણ આહારાદિ જો ઢાંકેલા હોય, તો તેવા પદાર્થો દેતાં અને લેતાં પિહિત દોષ લાગે છે, એમ સમજીને આ દોષ ન લાગે તેમ વ્હોરાવવું

૫ સંહૃત દોષ–વ્હોરાવવાના પ્રસંગે જે વાસણથી ભાત પાણી વ્હોરાવવાના છે તેમાં સચિત્તાદિ ( વ્હોરાવવાને ) અયોગ્ય પદાર્થો ભરેલાં હોય, તે ખાલી કરીને, તે ખાલી કરેલા ( વ્હોરાવવાના ) વાસણથી ભાત પાણી ન વ્હોરાવાય, અને સાધુથી ન લેવાય. અથવા જેનાથી વ્હોરાવવાનું હોય, તે વાસણમાં રહેલી કાંઈ વસ્તુને સચિત્ત લીલોતરી, માટી વિગેરેની ઉપર મૂકીને તે ખાલી થયેલા ( વ્હોરાવવાના સાધનભૂત ) વાસણથી આહારાદિ ન વ્હોરાવાય, અને સાધુથી લેવાતા તે આહારાદિ લેવાય પણ નહિ, કારણ કે દેતાં લેતાં સંહૃત દોષ લાગે.

૬. દાયક દોષ-(૧) બીનસમજુ બાલક, (૨) ઘરડો માણસ, (૩) નપુંસક, (૪) અશક્તિ આદિને લઇને જેના હાથ વ્હોરાવતાં ધ્રૂજતા હોય, (૫) આંધળો, (૬) મદોન્મત્ત, (૭) હાથ પગ વિનાનો, (૮) બેડીમાં નાખેલો, (૯) પાદુકા, ચંપલ જેણે પ્હેરી હોય, (૧૦) તીવ્ર ખાંસીના રોગવાળો, (૧૧) ખાંડનાર, (૧૨) પીસનાર, (૧૩) ભુંજનાર, (૧૪) કાપનાર, (૧૫) પીંજનાર, (૧૬) દળનાર, (૧૭) ફાડનાર, (૧૮) તોડવું વિગેરે છ કાયની વિરાધના કરનાર, (૧૯) ગર્ભવંતી સ્ત્રી, (૨૦) જેણે બાલકને તેડયું હોય તેવી સ્ત્રી, (૨૧) બાળકને સ્તનપાન કરાવતી (ધવરાવતી) સ્ત્રી આમાંના કોઇથી પણ સાધુને ન વ્હોરાવી શકાય, કારણ કે વ્હોરાવે તો દાયક દોષ લાગે

૭ જે સાકર વિગેરે ચીજ વ્હોરાવવાની હોય, તેની અંદર સચિત્ત અનાજના દાણા વિગેરે ભળેલા છે કે નહિ? તે તપાસ કરીને વ્હોરાવાય સાકર વિગેરેમાં સચિત્ત પદાર્થ પડેલો હોય, તે જોયા વિના વ્હોરાવીએ તો "ઉન્મિશ્ર નામનો દોષ લાગે, માટે સાધુએ આવી ચીજ લેવી પણ નહિ.

૮. સાધુને જે ચીજ વ્હોરાવવા જેવી નથી, તેનો લેપ વાસણને કે હાથને લાગ્યો હોય તો તેવા વાસણથી કે હાથથી નિર્દોષ ચીજ પણ વ્હોરાવાય નહિ કારણ કે તેમ કરે તો બને જણાએ ( દેનારે અને લેનારે ) સમજવું જોઇએ કે "લિપ્ત દોષ" લાગે તેથી આવી ચીજ સાધુથી લેવાય પણ નહિ.

૯ જે ચીજ બરોબર અચિત્ત થઇ નથી, તેવી ચીજ સાધુને વ્હોરાવાય નહિ, અને મુનિરાજ લ્યે પણ નહિ. કારણ કે તેવી અપરિણુત (કાચી પાકી) ચીજ લેતાં અને દેતાં અપરિણુત દોષ લાગે. લીલાં મરચાં અને કોથમીની ચટણી તથા ( ચુલે ચઢાવ્યા વિનાનો ) પપૈયાનો કચુરો અને ચુલે ચઢાવ્યું હોય, છતાં બરોબર નહિ ચઢેલું એવું કાકડીનું શાક વિગેરે પદાર્થો વ્હોરાવતાં અને લેતાં બહુ જ કાળજી રાખવી જોઈએ કારણ કે વ્હોરાવનાર કે લેનાર આ બાબત બેદરકારી રાખે તો આ અપરિણુત દોષ લગાડે છે યાદ રાખવું જોઈએ કે તદ્દન અચિત્ત થયેલો પદાર્થ જ વ્હોરાવાય અને સાધુથી લેવાય આ બાબતની બને જણાએ જરૂર માહીતગારી મેળ- વવી જોઈએ એમ ઉકાળેલા પાણીમાં પણ ચીવટ રાખવી જોઈએ ત્રણ ઉકાળા આવવામાં લગાર પણ કચાશ હોય, તો તેવું પાણી અચિત્ત કહેવાય જ નહિ માટે જ તેવું પાણી ઉપવાસાદિમાં પીવાય નહિ, સાધુને વ્હોરાવાય નહિ, અને મુનિરાજથી લેવાય પણ નહિ. વિશેષ બીના ' શ્રી શ્રાવક ધર્મ જાગરિકા 'માંથી જાણવી

૧૦. છર્દિત દોષ–મુનિરાજને વ્હોરાવતાં ધ્યાન રાખવું કે ઘી વિગેરેનાં ટીપાં જમીન ઉપર ન પડવાં જોઇએ જમીન ઉપર ટીપાં પડતાં હોય ને વ્હોરાવીએ તો એમાં જીવહિંસા, ઝઘડો વિગેરે ઘણુ નુકસાન થાય જુઓ, શ્રી ઉપદેશ પ્રાસાદ વિગેરે અનેક ગ્રથોમા આ બાબત એક દૃષ્ટાંત દીધું છે તે ટુંકામાં આ પ્રમાણે.–વરદત્ત નામના મત્રી શ્રી સુજાત મુનિને પરમ હર્ષથી ઘી, દૂધ વિગેરે આહાર વ્હોરાવવા તૈયાર થયા.

ત્યાં વ્હોરાવતાં એક ઘી દૂધનું ટીંપું જમીન ઉપર પડયું. સાધુમર્યાદા એ છે કે આવું જ્યાં થાય, ત્યાંથી સાધુએ પાછા ફરી બીજા સ્થલે ગોચરી જવું જોઈએ કારણ કે ટીંપું પડયા બાદ આગળ વ્હોરી ન શકાય જમીન ઉપર આહાર ઢોળાય અને એ રીતે વ્હોરાવે તો મહા આરંભ વિગેરે સંભવે છે એમ સમજીને મુનિ બીજે ગોચરી ગયા જમીન ઉપર ઘી દૂધનું ટીંપું પડયા બાદ તેની ઉપર માંખી બેઠી. માંખીને જોઈ તેને મારવા ગિરોળી ત્યાં આવી. તેને મારવા કાકીડો ત્યાં આવ્યો, આને પકડવા બિલાડી અને બિલાડીને પકડવા ઘરનો પાળેલો કુતરો ત્યાં આવ્યો, આને મારવા શેરીના કુતરા આવ્યા આ અવસરે લડાલડી થતાં કુતરાના માલીકે શેરીના કુતરાને માર્યા તેનું ઉપરાણું લઇને શેરીના માણસો તેની (માલિકની) સાથે લડાઈ કરવા તૈયાર થયા, અને તેઓએ પાળેલા કુતરાને માર્યો. આથી માણસોમાં પણ માંહોમાંહે જબરી મારામારી થઇ આ બધુ ભયંકર નુકસાન જોઇને મંત્રી સમજી ગયા કે આવા કારણથી મુનિએ ગોચરી લીધી નહિ અને બીજે ઘેર ગોચરી ગયા 'ધન્ય છે એ મુનિના ઉત્તમ જ્ઞાનને' આમ વિચાર કરતાં મંત્રી જાતિ સ્મરણ જ્ઞાન પામ્યા છેવટે મંત્રી વરદત્ત દેવતાએ આપેલા મુનિ વેષને ગ્રહણ કરી સંયમની સાધના કરવામાં ઉજમાલ બન્યા બંને જણાંએ આ ઉદાહરણ ( દાખલો ) ધ્યાનમાં રાખીને શ્રાવકે આહાર દેવામાં અને સાધુએ લેવામાં પોતપોતાનો વ્યવહાર જાળવવો જોઇએ. ઉપરની બીના ધ્યાનમાં રાખીને શ્રાવક જ્યારે મુનિરાજ આહારાદિ લેવા સાવધાન થાય, તે વખતે

તેમને અને પોતાને લગાર પણ દોષ ન લાગે, તેવી રીતે કાળજીથી વ્હોરાવે જે જે ચીજ પોતે વાપરવાને ચાહે તે બધી વહોરાવે, પણ વહોરાવતાં દરેક ચીજનું જોઈતું પ્રમાણ જાણીને પછી વ્હોરાવે પ્રમાણ ઉપરાત વ્હોરાવાય નહિ મુનિના આવ્યા પ્હેલાં આહાર લેવા દેવામાં જે વાસણ વિગેરે વપરાયાં હોય, તેનાથી વ્હોરાવવામા લાભ એ કે વ્હોરાવ્યા બાદ મુનિના નિમિત્તે કાચા પાણીથી ધોવું વિગેરે થાય, તો તેમને પશ્ચાત્કર્મ દોષ લાગે વપરાયેલા કડછી વિગેરેથી વ્હોરાવીએ તો આ દોષ લાગતો નથી એમ મુનિરાજના આવ્યા પ્હેલાં પણ તે નિમિત્તે કાચા પાણીથી કડછી આદિ ધોઇને તૈયાર રાખવા વિગેરે કરીએ તો મુનિને પુરઃકર્મ દોષ લાગે કારણ કે મુનિના નિમિત્તે કરાય છે એમ સમજીને આ બાબત જરૂર શ્રાવકે ઉપયોગ રાખવો જોઈએ

જેથી સુપાત્ર દાનનો પૂર્ણ લાભ મળે, અને આજ મુદ્દાથી મુનિનો ગોચરી વ્હોરવાનો વ્યવહાર, પોતે કઈ રીતે મુનિને દાન દેવું?, ભક્ષ્યાભક્ષ્યનો વિવેક, સચિત્ત અચિત્તનો કાલ, વિગેરે બીના ગુરૂગમથી શ્રાવકો જાણે તો તે ગીતાર્થ કહેવાય, અને મુનિને સંયમની આરાધનામાં પણ ખરા મદદગાર કહેવાય કહેવાનું તાત્પર્ય એ કે ઉપર જણાવેલી વિધિ પ્રમાણે ભલે થોડુ દાન દઇએ, તો પણ તેનો લાભ ઘણો મળે, કારણકે વિધિથી અપાય છે જેમ જમીનમાં વડનું નાનું બી વાવીએ, તો પણ તેમાંથી વડનું મોટુ ઝાડ થાય છે, તેમ વિધિ જાળવીને થોડુ કે સામાન્ય દાન દઇએ, તો પણ ઘણું ફળ મળે મૂળરાજે ઉલ્લાસથી વિધિ પૂર્વક મુનિને અડદનુ દાન દેતાં રાજ્ય મેળવ્યું એમ નયસાર

સુપાત્ર દાન દેતાં પ્રભુશ્રી મહાવીર આવા નામે ચોવીશમા તીર્થંકર થયા ચંદનબાલાએ પ્રભુશ્રી મહાવીરને અડદના બાકળા વ્હોરાવ્યા, જેથી સંયમ સાધીને સિદ્ધિપદ મેળવ્યું. એમ શ્રેયાંસ કુમારનું દૃષ્ટાંત પણ યાદ રાખવું. તે દાનકુલકમાંથી જોઈ લેવું. પાંચ પ્રકારના દાનમાં (૧) અભયદાન, (૨) સુપાત્રદાન મોક્ષને આપે છે. અને (૩) ઉચિતદાન, (૪) (૪) કીર્ત્તિદાન (૫) અનુકંપાદાન આ ત્રણ દાન સાંસારિક સુખને આપે છે. શ્રાવકના બાર વ્રતોમાં પ્હેલા વ્રતથી અભયદાનની અને છેલ્લા વ્રતથી સુપાત્ર દાનની સાધના જણાવી છે પ્રભુશ્રી ઋષભદેવ અને શ્રી મહાવીર મહારાજા પણ આ સુપાત્ર દાનથીજ સિદ્ધ થયા આવા અનેક મુદ્દાઓથી સર્વ દાનમાં પ્રભુએ સુપાત્ર દાન ચઢીયાતું કહ્યું છે. વળી કેટલાએક ઉત્તમ તિર્યંચોને બારમા વ્રત સિવાયના વ્રતોની આરાધના હોઇ શકે, આ ઇરાદાથી દેશવિરતિ કહી છે તેમને સુપાત્ર દાનની સાધના ન હોય, તે મનુષ્ય ભવમાં થઇ શકે છે, એમ સમજીને શ્રાવકોએ આ વ્રતને અંગે નિયમ કરવો જોઇએ કે દર વરસે (       ) વખત અતિથિ સંવિભાગ કરૂં અહીં કૌંસમાં જેટલી વાર કરી શકાય એમ હોય તેનો વિચાર કરીને લખવું કે ૨–૪ વાર વિગેરે અહીં માંદગી મુસાફરી વિગેરે ખાસ કારણે જયણા રખાય.

## ॥ શ્રાવકે આ વ્રતને અંગે નીચેની બીના યાદ રાખવી જોઇએ ॥

૧—અંબિકા નામની બ્રાહ્મણીએ ઉલ્લાસથી મુનિને દાન દીધું તેથી દેવતાઈ ઋદ્ધિ મેળવી

૨—સુપાત્ર દાન દઈને જમવું એ દેવભોજન અથવા અમૃતભોજન કહેવાય દીધા વિના જમવું એ પ્રેતભોજન કહેવાય.

૩—સાધુઓ જ્યાં વિહાર કરતાં આવે જાય, જિનભુવન, ધર્મિષ્ઠ શ્રાવકોનો પાડોશ, આટલા વાનાં હોય ત્યાં શ્રાવકે રહેવું જોઈએ.

૪—દાનના પાંચ ભૂષણો દાન દેતાં સાચવવા, અને પાંચે દૂષણોનો ત્યાગ કરવો, વિગેરે બીના શ્રાવકધર્મ જાગરિકામાં જણાવી છે તેથી અહીં જણાવવાની જરૂર નથી. જિજ્ઞાસુએ ત્યાંથી જાણવી

૫—ચિત્ત, વિત્ત, અને પાત્ર આ ત્રણેનો યોગ મહા પુણ્યનો ઉદય હોય, તોજ સુપાત્ર દાન દઈ શકાય

૬—જેમ સ્વાતિ નક્ષત્રમાં વર્ષાદ થાય ને તેનું બિંદુ છીપમાં પડે, તો મોતી રૂપ ફલ થાય, તેમ સુપાત્રને ( માં ) દાન દઈએ તો શ્રેયાંસકુમાર વિગેરેની માફક મુક્તિપદ જલ્દી પામીએ

૭—સુપાત્ર દાનનો પ્રસંગ કોઈ અલૌકિકજ કહી શકાય, કારણ કે દાનના અવસરે સુપાત્રના હાથની ઉપર દાતારનો હાથ આવે છે

૮—અનાજ એ પ્રાણને ટકાવે છે, માટે સર્વ દાનના ભેદોમાં અન્નદાન વખણાય છે.

૯—મુનિદાનના પ્રભાવે સંગમક નામના વત્સપાળ ( વાછરડા ચારનાર ) ને આશ્ચર્યકારી લક્ષ્મી મળી, અને

તેજ બાલક બીજા ભવમાં શાલિભદ્ર નામે પ્રસિદ્ધિ પામીને સંયમ સાધીને સર્વાર્થસિદ્ધ વિમાનમાં દેવ થયો, છેવટે સિદ્ધ થશે.

૧૦—જમવાના ટાઇમે પ્હેલા સુપાત્રને દાન જરૂર દેવું જોઇએ, કદાચ કોઇક વેલાએ તેવો યોગ ન મલે તો શું કરવું? ઉત્તર–ઘરની બ્હાર આવી ચારે બાજુ 'સાધુ આવતા હોય' તે જોઇને પછી ભોજન કરવું

૧૧—ભોજન કરીએ, ત્યારે બારણું બંધ ન કરાય. કારણ કે બંધ હોય, ને મુનિરાજ આવી ચઢે તો તે પાછો જાય, તેથી દાનાંતરાય કર્મ બંધાય, અને તે ઉઘાડીને અંદર આવવું એવો મુનિમાર્ગ નથી તેમજ યાચકો પણ બંધ બારણું જોઇને નિરાશ થાય શ્રાવકની ફરજ છે કે આંગણે આવેલાને છેવટે મુઠી ચેણું પણ દેવા જોઇએ, એમ કરવામાં ધર્મની પણ પ્રભાવના થાય છે. આથી જણાવ્યું કે શ્રાવકે અનુકંપાદાન પણ ન ચૂકવું જોઇએ એમ શ્રી ભગવતીજીમાં તુંગિયા નગરીના શ્રાવકોનુ વર્ણન કરવાના પ્રસંગે કહેલા "अवंगुअदुवारा" આ પાઠ ઉપરથી સાબીત થઇ શકે છે. પ્રભુશ્રી તીર્થંકર દેવોએ પણ વાર્ષિક દાન દઇને બધા દીન દુઃખિયાનો ઉદ્ધાર કર્યો હતો એમ વિચારીને વિ. સં. ૧૩૧૫ ની સાલમાં દુકાલ પડયો, ત્યારે ભદ્રેશ્વરના વીશાશ્રીમાલી શેઠ જગડુશાએ દાન દેવા માટે ૧૧૨ દાનશાલા મંડાવી હતી. આજ સમયે શ્રાવક શેઠ હમીરે બારહજાર મુડા અને વીસલદેવે ૮ હજાર મુડા ધાન્યનું દાન દઇને લોકોને સુખી કર્યા. એમ સમજીને પૈસાદાર શ્રાવકોએ અનુકંપા દાન પણ જરૂર

કરવુંજ જોઇએ. કારણકે આમ કરીએ તો ચાલુ આબાદી ટકે અને દુઃખના દહાડા આવેજ નહિ

૧૨—શક્તિને અનુસારે દાન દેવું, પણ દીધા પછી ખેદ ન કરવો, કારણ કે તેમ કરવાથી નિર્ધનપણુ મલે જુઓ દૃષ્ટાંત ધન્યકુમારના ભાઇઓનુ; એમણે દાન દઇને ખેદ કર્યો, તેથી નિર્ધન થયા, વિગેરે બીના ધન્યકુમારચરિત્રમાંથી જાણવી

૧૩—વ્હોરાવતાં ખચકાતાં ખચકાતાં વ્હોરાવવુ નહિ કારણ કે તેમ કરતાં કૃતપુણ્યની જેમ નિર્ધનપણુ મલે છે

પ્રશ્ન—રાજપિંડ (રાજાના ઘરની ગોચરી) મુનિથી લેવાય નહિ તો શ્રી ભરત મહારાજા વિગેરે રાજાઓ આ વ્રતની શી રીતે આરાધના કરતા હશે ?

ઉત્તર—એ વાત સાચીજ છે કે, રાજાને ત્યાં સાધુઓ ગોચરી માટે જઇ શકે નહિ 'તેઓ સાધર્મિક શ્રાવકોની ભક્તિ કરીને પારણું કરે' એમ પ્રભુશ્રી રૂષભદેવ ભગવતના કહ્યા પ્રમાણે ભરત ચક્રવર્ત્તીએ કર્યું હતું આ બીના જાણીને રાજા કુમારપાલે શ્રાવકોની પાસેથી લેવાતો કર માફ કર્યો, શ્રાવકોના ઉદ્ધારમાં ૧૪ કરોડ દ્રવ્ય (રૂપિયા) તે વાપરતા હતા એમ રાજાઓ બારમા વ્રતની આરાધના કરી શકે

૧૪-નાંખી દેવા જેવી ચીજ સાધુને ન વ્હોરાવાય જો વ્હોરાવીએ તો ભયંકર દુઃખ ભોગવવાં પડે આ બાબતમાં ઉદાહરણ એ છે કે, નાગશ્રીએ મુનિને કડવી તુંબડીનું શાક વ્હોરાવ્યું મુનિએ જીવદયાની ખાતર તે ખાધું, તેથી કાલ ધર્મ પામ્યા ગુરૂએ આ બીના જ્ઞાનથી જાણી આ વાત

લોકમાં ફેલાઈ જેથી તેના પતિએ નાગશ્રીને ઘરમાંથી કાઢી મૂકી વનમાં દુઃખે દિવસ ગાળવા લાગી અનુક્રમે દાવાનલથી બળીને છઠ્ઠી નરકે ગઇ. તે પછી પણ ખરાબ તિર્યંચ વિગેરેના ભવ પામીને બબ્બેવાર સાતમી નરકમાં ગઈ તેને ખરાબ દાન દેવાનું પાપ અનંતા ભવો સુધી ભોગવવું પડ્યું છેવટે પુણ્ય યોગે એજ નાગશ્રી દ્રૌપદી નામે પાંડવોની સ્ત્રી થાય છે વધારે બીના જ્ઞાતા સૂત્રમાં જણાવી છે.

૧૫—ધર્મના દાન વિગેરે ચાર ભેદોમાં શરૂઆતમાં દાન કહ્યું એનું કારણ એ કે (દાનના) લેનાર દેનાર અને અનુમોદના કરનાર એમ ત્રણેને તારનારૂં દાન છે. જુઓ આ બાબત સચોટ સમજાવવા માટે એક નાનકડું દૃષ્ટાંત—

ભવ્ય રૂપવત અને મહા તપસ્વી મુનિરાજશ્રી બલભદ્રજી જંગલમાં આકરી તપશ્ચર્યા કરી જ્યારે પારણાના પ્રસંગે તુંગિકગિરિની પાસેના નગરમાં ગોચરી લેવા આવ્યા, ત્યારે કૂવાના કાંઠે પાણી ભરવા આવેલી સ્ત્રીઓ આ તેજસ્વી મહાત્માને જોવા લાગી જોવામાં ધ્યાન હોવાથી એક સ્ત્રી પાણી ભરવા માટે દોરડાનો ગાળો ઘડામાં નાંખવાને બદલે પોતાના છોકરાના ગળામાં નાંખવા લાગી પોતાના નિમિત્તે આ અનર્થ થવા પામ્યો, એમ વિચારીને બલભદ્રજીએ આવો અભિગ્રહ કર્યો કે "જંગલમા જે નિર્દોષ ગોચરી મળે, તેથી નિર્વાહ કરવો એ ઠીક લાગે છે" પણ અહીં આવવું વ્યાજબી નથી. ત્યારથી તેઓ તે પ્રમાણે કરવા લાગ્યા એક વખત હરિણના સંકેત પ્રમાણે જ્યાં રથકાર જમવાની તૈયારી કરતો હતો,

ત્યાં તે પધાર્યા. રથકારે મુનિને જોઈને વિચાર્યું કે, બહુ જ સારૂં થયું કે મુનિરાજ અત્યારે પધાર્યા આવો વિચાર કરીને જ્યારે રથકાર મુનિને વ્હોરાવે છે અને મુનિ તે આહાર લઈ રહ્યા છે ત્યારે આ બનાવ જોઈને પડખે ઉભેલા હરિણે રથકારના દાનની અનુમોદના કરી કે ધન્ય છે આ રથકારને કે, જે આવું ઉત્તમ સુપાત્ર દાન દે છે. હું જો મનુષ્ય ભવ પામું તો આવો લાભ જરૂર લઉં. આજ ટાઈમે ત્રણેનું આયુષ્ય પૂરૂં થાય છે, જેથી ત્રણે જણા પાંચમા બ્રહ્મદેવલોકની દેવ-તાઇ ઋદ્ધિ પામ્યા. આથી સાબીત થયું કે દાન એ દાયકાદિ ત્રણેને તારે છે. તેથી દાનાદિ ધર્મમાં પ્રથમ દાન કહ્યું એ વ્યાજબી છે. બાકીની બીના શ્રી શ્રાવક ધર્મ જાગરિકા અને દુર્લભ પંચકાદિમાંથી જોઈ લેવી

## ।। આ વ્રતના પાંચ અતિચારો જાણીને ટાળવા તે આ પ્રમાણે ।।

૧–જે ચીજ સાધુને દઇ શકાય એવી હોય, તે ચીજને ‘નહિ દેવાની બુદ્ધિએ’ અથવા અજાણપણું વિગેરે કારણથી સચિત્ત પદાર્થની ઉપર મૂકાય, તો સચિત્તં નિક્ષેપ નામનો અતિચાર લાગે, એમ સમજીને શ્રાવકે તેમ કરવું નહિ

૨–સચિત્તપિધાન નામનો અતિચાર એટલે ઉપર જણાવ્યા મુજબ દેવા લાયક ચીજને અજાણપણુ વિગેરે કારણને લઇને સચિત્ત પદાર્થ વડે ઢાંકવી નહિ, કારણકે તેમ કરતાં આ બીજો અતિચાર લાગે, માટે તેમ કરવું નહિ

૩ અન્ય વ્યપદેશ નામનો અતિચાર—ન દેવાની બુદ્ધિએ પોતાની ચીજ હોય, છતાં એમ કહે કે, 'આ ચીજ મારી નથી' અથવા દેવાની બુદ્ધિએ પારકી ચીજ હોય છતાં 'આ મારી છે' એમ કહે તો પણ આ ત્રીજો અતિચાર લાગે, એમ સમજીને શ્રાવકે તેમ ન કરવું જોઇએ.

૪. સમત્સર દાન નામનો અતિચાર—સાધુએ માગેલી ચીજ ક્રોધ કરીને ન આપે, અથવા આ ભીખારીએ આવું દાન આપ્યું, તો હું શું તેનાથી ઉતરતો છું? આવું અભિમાન કરીને કે ઇર્ષ્યાથી દાન આપે તો આ ચોથો અતિચાર લાગે, એમ સમજીને શ્રાવકે તેમ ન કરવું જોઇએ.

૫ કાલાતિક્રમ નામનો અતિચાર—ગોચરી ટાઇમ વીતી ગયો હોય, પછી વિનતિ કરવા જાય; અથવા પૌષધનું પારણું હોય, ત્યારે સાધુને વ્હોરાવ્યા વિના જમે તો આ અતિચાર લાગે એમ સમજીને શ્રાવકે તેમ કરવું નહિ આમાં એ વાત યાદ રાખવી કે, અજાણપણાથી કે અકસ્માતથી વિગેરેને લઇને ઉપર કહ્યા પ્રમાણે કરે તો અતિચાર લાગે, પણ જાણી જોઇને તેમ કરીએ તો જરૂર વ્રતનો ભંગ થાય. વળી દાન દેતાં સંકલ્પ વિકલ્પ ન જ કરવો જોઇએ, તેમ કરીએ તો તો શુકન અને સ્વપ્નાદિની માફક ઓછો લાભ મળે. આ બાબતમાં દૃષ્ટાંત એ કે:—ચંપક શેઠ મુનિને ભાવથી ઘી વ્હોરાવી રહ્યા હતા. એમાં એવી નિર્મલ ભાવના વધી ગઇ કે જો તે ટાઇમે કાલ ધર્મ પામે તો અનુત્તર વિમાનવાસી દેવ થાય પણ થોડી વારમાં તેમને એવો વિચાર થયો કે,

'આ મુનિ આટલું બધું ઘી વ્હોરે છે, તેથી લોભી લાગે છે ' આમ ભાવ પડ્યા તેથી બારમા દેવલોકે જવાની લાયકાત મેળવી જો ચઢતા ભાવ રહ્યા હોત તો પ્હેલાં કહ્યું તે પ્રમાણે અનુત્તર દેવ થાત. છેવટે તે શેઠ પોતાના પાપની આલોચના કરી કાલધર્મ પામી બારમા દેવલોકે દેવ થયા. આ બીના યાદ રાખીને દાન દેતાં શ્રાવકે સંકલ્પ વિકલ્પ કરવાની ટેવ છોડી દેવી જોઇએ.

આ વ્રત લેતી વખતે એમ બોલવું જોઇએ કે, ઉપર જણાવ્યા મુજબ અતિચાર ટાળવાનો ખપ કરી ' દર વરસે આટલી (  ) વાર અતિથિ સંવિભાગ કરૂં ' એમ દ્રવ્યાદિકથી તથા છ છીંડી, તથા ચાર આગાર અને ચાર બોલે કરી આ બારમા અતિથિ સંવિભાગ વ્રતને અંગીકાર કરૂં છું

આ પ્રમાણે જેમાં સમ્યક્ત્વની મુખ્યતા છે એવા બાર વ્રતો અંગીકાર કરવાનું વર્ણન કર્યું, તેમાં જ્યાં જ્યાં જયણા (આગાર) રાખી છે, ત્યાં ત્યાં ધારેલા ભાંગાને અનુસરતા નિયમો લાગુ પડતા નથી એટલે કાયાથી આરંભાદિનો નિષેધ કરાય, અને મનમાં વિચાર આવે તથા વચનથી તેવા વેણ બોલાય, તેની જયણા ( મન વચનથી કરવા કરાવવાનો નિયમ નથી કર્યો ) રાખી છે આમાં ખાસ કારણે આદેશ દેવાય, કે ઉપદેશ દેવાય તેની જયણા રાખવી આ બધા વ્રતોમાં (૧) ધર્મકરણી, (૨) જિનશાસનની પ્રભાવના (૩) શ્રી જિનશાસનનો થતો ઉડ્ડાહ અટકાવવા જે કરાય તેની જયણા રાખું છું.

પ્રશ્ન–બારે વ્રતોના બધા મલીને ૧૨૪ અતિચારો કઈ રીતે ગણવા ?

ઉત્તર–બાર વ્રતોમાં સાતમા વ્રતના ૨૦ અતિચારો ગણવા તથા બાકીના ૧૧ માંના દરેકના પાંચ પાંચ અને સમ્યકત્વના પાંચ અતિચારો ગણતાં બધા મળીને ૮૦ થાય અને બાકીના ૪૪ રહ્યા તેમાં ૮ જ્ઞાનાચારના, ૮ દર્શનાચારના, તથા ૮ ચારિત્રાચારના અને તપાચારના ૧૨ તથા વીર્યાચારના ૩ અને સલેખના વ્રતના પાંચ અતિચારો ગણવા. જેથી ૪૪ થાય એમ ૮૦ અને ૪૪ ભેગાં કરતાં ૧૨૪ અતિચારો બારે વ્રતના થાય છે.

શ્રી ઉપદેશ પ્રાસાદના ત્રીજા ભાગમાં ૧૭૬ મા વ્યાખ્યાનમાં નિશ્ચય અને વ્યવહારથી બારે વ્રતોનું સ્વરૂપ જણાવ્યું છે, તે ત્યાંથી જાણી લેવું. ગ્રંથ વધી જાય તેથી અહીં જણાવ્યું નથી. આ બારે વ્રતની ૧૪ વર્ષ સુધી આરાધના કરવાથી આનંદ વિગેરે મહા શ્રાવકો દેવતાઇ ઋદ્ધિ ભોગવીને સિદ્ધિપદ પામશે વિગેરે બીના સત્ય પ્રકાશ માસિકના શ્રી પર્યુષણા વિશેષાંકમાંથી જાણી લેવી. તેમજ તેતલી પુત્રે દેવતાના વચને બારે વ્રતની આરાધના કરી, તેથી કેવલી થઇને મુક્તિપદ મેળવ્યું તથા પ્રદેશી રાજાએ ફક્ત ૩૯ દિવસ સુધી બારે વ્રતોની આરાધના કરી, તોએ તે સૂર્યાભ નામના મહર્દ્ધિક દેવ થયા ત્યાંથી ચ્યવીને મહાવિદેહ ક્ષેત્રમાં સિદ્ધિપદ પામશે આવું વિચારીને ઉત્તમ શ્રાવક કુલમાં જન્મ પામેલા ભવ્ય જીવોએ આ બારે વ્રતોની જરૂર આરાધના કરવી, અને પોતાના આત્માને પરમ નિવૃત્તિમય સંયમના

રસ્તે નિરંતર દોરવો, અને સ્થિર કરવો જેથી ભવિષ્યમાં સંયમને સાધીને મુક્તિપદ પામી શકાય.

બાર વ્રતની આરાધના કરવાનો અવસર પ્રબલ પુણ્યોદયે મલે છે અને પુણ્યશાલી ભવ્ય જીવો આ વ્રતોની નિર્દોષ આરાધના કરી સંસારની પ્રવૃત્તિમય દુષ્ટ વાસનાઓ મનમાથી ખસેડે છે, અને ભોગતૃષ્ણાને ગુલામડી બનાવી સંતોષમય જીવન બનાવે છે. શુદ્ધ આચાર પાળીને મુનિઓના ખરા મદદગાર બને છે. ધાર્મિક તેજ વધારીને અને બીજાઓને ધર્મના માર્ગે દોરીને પોતાનું જીવન પરોપકારમય દયારસિક બનાવે છે. છેવટે હસતાં હસતા સમાધિ મરણ પામીને જરૂર આત્માનું કલ્યાણ કરે છે આવી હિતશિક્ષા મનમાં ધારણ કરીને આ દેશવિરતિ જીવનને પ્હેલાં મનન કરીને વાંચવું. પછી આજીવિકા વિગેરેનાં સાધનો તરફ લક્ષ્ય રાખીને બારે વ્રતોની નોંધ કરવી ત્યાર બાદ તે નોધ ગીતાર્થ ગુરૂ મહારાજ વિગેરે અનુભવી મહા પુરૂષોને વંચાવવી. જેથી ભૂલ સુધરે, અને યોગ્ય ફેરફાર કરી શકાય પછી શ્રી ગુરૂ મહારાજની પાસે ઉત્તમ મુહૂર્તે નદિ ( નાંદ ) મંડાવીને વિધિ પૂર્વક પંચની સાક્ષીએ બારે વ્રતો અંગીકાર કરવા આમાં છેવટે આ પ્રમાણે ધારણા રાખવી:–મારી ટીપમાં લખ્યા મુજબ યાવજ્જીવ સુધીને માટે શુદ્ધ ભાવે બારે વ્રતોને સ્વીકારૂં છું. તેની નિર્મલ ભાવથી આરાધના કરીશ આ વ્રતોમાં અજાણપણું વિગેરે કારણોને લઇને ભૂલચૂક થાય તો ગીતાર્થ સંવિગ્ન શ્રી ગુરૂમહારાજની પાસે આલોયણા ( આલોચના, પ્રાયશ્ચિત્ત ) લેવી, અને ફરીથી તેવી ભૂલ ન થાય, તેમ.

વર્ત્તવું. પહેલાં અજ્ઞાન અને મોહાદિને વશ થઇને જે કાંઇ ગેરવ્યાજબી મહા આરંભાદિની પ્રવૃત્તિ થઇ હોય, તેની નિંદા કરવી, અને વર્તમાનકાલે અને ભવિષ્ય (હાલ) ટીપમાં લખ્યા પ્રમાણે સંવર કરવા પૂર્વક પ્રવૃત્તિ કરવી, અને ભવિષ્યને માટે ભાવના પ્રમાણે પચ્ચખ્ખાણ કરવું. બધા વ્રતોમાં ધર્મકાર્યને અંગે જયણા રાખીને શ્રી અરિહંતાદિની સાક્ષીએ છ છીંડી ૪ આગાર અને ચાર બોલે કરી ૨૧ ભાંગામાંના અનુકૂલ મૂલ, ઉત્તર ભાંગાએ આ બારે વ્રતો અંગીકાર કરૂં છું ભાંગાનો એક દાખલો આ પ્રમાણે જાણવો—

| મૂલ ભાંગો | ઉત્તર ભાંગો | |
|---|---|---|
| ૬ | ૨–૩–૫–૬ | આ રીત ધ્યાનમાં રાખીને ટીપમાં અનુકૂલ ભાંગાઓની નોંધ કરવી કારણ કે બધા જીવો સરખી રીતે અંગીકાર ન કરી શકે. |
| ૫ | ૩–૬ | |
| ૩ | ૨–૩ | |
| ૨ | ૩ | |

શ્રાવકે બે ટીપ તયાર કરવી જોઈએ તેમાંની એક ટીપ સ્વસ્થાને રહે, અને બીજી ટીપ મુસાફરીમાં સાથે રહે. કદાચ એક ટીપ ખોવાય તો બીજી ટીપનો આધાર ગણાય.

## ॥ શ્રાવકોએ નીચે જણાવેલી બીના તરફ લક્ષ્ય આપી યથાશક્તિ ઉપયોગ જરૂર કરવો. ॥

( આમાં જાવજ્જીવ સુધીને માટે કરવા લાયક નિયમોમાં ચાંદી પણ આવી જાય છે )

૧–શુદ્ધ દેવ–અરિહંત સિવાય બીજાને દેવ તરીકે માનવા નહિ.

૨–કંચન કામિનીના ત્યાગી, સંવિગ્ન, મહાવ્રત પાલક સાધુ મહારાજ સિવાય બીજાને ગુરૂ તરીકે ન માનવા.

૩. પરમ પવિત્ર શ્રી જિનધર્મ સિવાય બીજા ધર્મને ધર્મ તરીકે માનવો નહિ

( વ્યવહારમા લગ્નાદિ પ્રસંગે ગોત્રજ વિગેરેનો વિચાર કરી લેવો )

૪–દેવના, ગુરૂના, શ્રી જિનધર્મના કે શ્રી કલ્પસૂત્રાદિના સોગન (સાચા કે ખોટા) ખાવા નહિ. ઈષ્ટ દેવાદિકની માનતા કરવી નહિ, તેમજ મિથ્યાત્વી દેવાદિની કે પર્વની માનતા કરવી નહિ

૫–અમુક ટાઈમ સુધી ધાર્મિક વાચનાદિનો નિયમ કરવો એમાં માંદગી, મુસાફરી વિગેરે જરૂરી કારણે યોગ્ય લાગે તો જયણા રાખવી.

૬–હંમેશાં સવારે, બપોરે, સાંજે દેવ દર્શન તથા સવારે વાસક્ષેપ પૂજા, બપોરે વિસ્તારથી અષ્ટ પ્રકારી પૂજા વિગેરે અને સાંજે ધૂપપૂજા વિગેરે એમ ત્રિકાલ પૂજા, અને ગુરૂવંદન, કરવુ માંદગી વિગેરે કારણે મનમાં ધારણા કરે કે છબી વિગેરેના દર્શન, વંદન કરે. સૂતક, વિકટ મુસાફરી વિગેરે પ્રસંગે જયણા રખાય.

૭–કષાયાદિ કર્મબંધના કારણોથી અલગ રહેવા સાવચેતી રાખવી. ભૂલથી કે રાભસ વૃત્તિથી સેવાય તેનો પશ્ચાત્તાપ કરે.

૮–રાતે સૂવાના ટાઈમે અને સવારે ઉઠીએ ત્યારે

અગર દરરોજ બે વાર નીચે પ્રમાણે વિચારણા જરૂર કરવી. એમ કરીએ તો ભવાંતરે ઉચ્ચ સસ્કારો ઉદયે આવે જેથી જન્માદિ ફેરો જરૂર ટલે

(૧) સાત નવકાર ગણી અરિહંતાદિ નવપદોને યાદ કરવા. શ્રી અરિહંત, સિદ્ધ, સાધુ અને શ્રી જિનધર્મનું શરણુ અંગીકાર કરવું (૨) ત્રણે ચોવીશીના તીર્થંકરોને વદના કરવી. (૩) ત્રણે ભુવનમાં રહેલા જિનાલય, તીર્થભૂમિ, કલ્યાણકભૂમિ, શાશ્વતી અશાશ્વતી પ્રતિમાઓને વંદન કરૂં છું એમ કહેવું. (૪) અઢી દ્વીપમાં રહેલા ત્રણે કાલના શ્રી અરિહંત તીર્થંકર, કેવલી, અવધિજ્ઞાની વિગેરે આચાર્ય, ઉપાધ્યાય, સાધુ, બારવ્રતધારી, સમ્યકત્વધારી શ્રાવક શ્રાવિકારૂપ ચતુર્વિધ સંઘને વદના કરવી

૯–શ્રી શત્રુંજય, અષ્ટાપદ, ગિરનાર, સમેતશિખર, આબુ વિગેરે પવિત્ર તીર્થસ્થલે સિદ્ધિપદ પામેલા મહાપુરૂષોને વંદન કરૂં છું

૧૦–અઢારે પાપસ્થાનકોનો ત્યાગ કરૂં છું અને સર્વે જીવોને ખમાવું છુ.

(અહી સૂતક, મુસાફરી, માંદગી આદિ કારણે જયણા, કારણ વિના ભૂલી જવાય તો અમુક ચીજ વાપરવાનો ત્યાગ કે અમુક તપ કરવાનો નિયમ કરાય )

૧૧–ચતુર્થ વ્રતના પાલન કરવામાં ભાવ પ્રમાણે નિયમ પાળુ અને પર્વાદિના દિવસોમાં જરૂર બ્રહ્મચર્ય પાળું. અપશબ્દ બોલવા નહિ

૧૨–ચારિત્ર ન લેવાય ત્યાં સુધી અમુક પદાર્થનો ત્યાગ કરવો.

૧૩–હંમેશાં છ વિગઇમાંથી એક વિગઇનો તથા સોપારી આદિ વ્યસની ચીજોનો ત્યાગ કરવો.

૧૪–બાવીશ અભક્ષ્ય, બત્રીશ અનંતકાય, ચાર મહા વિગઇ (દારૂ વિગેરે)નો ત્યાગ કરવો

૧૫–શ્રી સિદ્ધગિરિ વિગેરેમાંના કોઇ પણ તીર્થની દર વરસે એકવાર યાત્રા કરવી માંદગી વિગેરે ખાસ કારણે યાત્રા ન કરાય તો ત્યાં ભંડારમાં અમુક રકમ મોકલવી

૧૬–રાતે ખાવું પીવું નહિ, સવારે નોકારસી વિગેરેનું અને સાંજે ચોવિહાર વિગેરેનું પચ્ચખ્ખાણ કરવું.

૧૭–કાચો માવો તે દિવસેજ વપરાય, સેકેલો માવો બીજા દિવસે પણ વપરાય કારણકે તે વાસી ગણાય નહિ જલેબી ન વપરાય

૧૮–સાત વ્યસનનો, તથા પતંગ ચઢાવવાનો ત્યાગ કરવો પતરાળામાં, કેળના પાંદડાંમાં કે કાગળમાં રાખીને ભોજન કરવું નહિ.

૧૮–દીવાસો, બળેવ વિગેરે મિથ્યાત્વીના પર્વોમાં ધર્મ માનીને બીજાને ત્યાં જમણવારમાં જમવા જવુ નહિ (વ્યવહારિક જરૂરી જયણા).

૧૯–ઉકાળેલું પાણી, યોગ શુદ્ધિ, તથા શીલ શુદ્ધિ, અને આરોગ્ય વિગેરેને જાળવવામાં અપૂર્વ સાધન છે. એમ સમજીને વ્રતધારી શ્રાવકોએ કાયમ પીવામાં અચિત્ત (ઉકાળેલું) પાણી વાપરવું જોઇએ. આમાં મુસાફરી વિગેરે ખાસ કારણે જરૂરી જયણા રખાય

૨૦–બને ત્યાં સુધી ખાવા પીવામાં અચિત્ત પદાર્થોનો ઉપયોગ કરવો.

૨૧–સમ્યકત્વને શિથીલ કરે એવા બીજા ધર્મના પુસ્તકો તથા શૃંગાર કષાયાદિને પોષનારા પુસ્તકો છાપાં, લેખ વિગેરે વાંચવા નહિ, તેમ સાંભળવા નહિ.

૨૨–બરફ, કરા, આઇસ્ક્રીમ વિગેરે તથા જેમાં બરફ નાંખેલ હોય તેવી ચીજ, સોડા વિગેરે પ્રવાહી પદાર્થો, બિસ્કુટ, ધર્મને બાધ કરનારી વિલાયતી દવાઓ ખાવાના કામમાં કે પીવામાં લેવી નહિ માંદગી આદિ ખાસ કારણે તથા ભયકર રોગાદિ કારણે બાહ્ય ઉપચારને માટે વિચાર કરીને જયણા રખાય કવીનાઇન, વિલાયતી, એરડિયુ વિગેરે જરૂરી પદાર્થોમાં વિચાર કરીને જરૂરી જયણા

૨૩–બજારમાં વેચાતા, જનાવર વિગેરેના આકારના ખાંડના રમકડા, હલવા વિગેરે ધર્મ બાધક ચીજોનો ત્યાગ કરવો તેમજ કેફી ચીજ, સરબત, તમાકુ, બીડી, હોકો, સીગારેટ વિગેરેનો ત્યાગ કરવો આવા પદાર્થો વાપરવાથી ધાર્મિક જીવન બગડે છે. અહીં જાયફળ વિગેરેને માટે વિચારીને જરૂરી જયણા રખાય

૨૪–આર્દ્રા નક્ષત્ર બેઠા પછી કેરીનો ત્યાગ કરવો તથા દર મહિને ૫–૧૦ કે ૧૨ તિથિમાં તથા ચોમાસી, પર્યુષણા, નવપદ, ઓળી, વિગેરે મહા પર્વોના દિવસોમાં અનુકૂલતા પ્રમાણે લીલોતરી વિગેરેનો ત્યાગ કરવો તથા શક્તિ પ્રમાણે તપશ્ચર્યા કરવી માંદગી, મુસાફરી, (સવત્સરીની પછીની) ભાદરવા સુદ ૫ વિગેરેમાં કારણિક જયણા રખાય

૨૫–આર્દ્રા બેસે ત્યારથી માંડીને કારતક સુદ ૧૫ સુધી કાચી ખાંડ મોરસ તથા તેની ચીજ વાપરવી નહિ, સાકર વપરાય

૨૬–એ દો. રથો, તથા તેની બનાવેલી ચીજો ન ખાવી જોઈએ, તેમાં પણ ચોમાગામાં તો જરૂર તેનો અને વડી, પાપડ વિગેરે તાજી ચીજોનો ત્યાગ કરવો.

૨૭–જમતાં થાળી ધોઈને તે પાણી પી જવું. એઠું છાંડવું નહિ, આમાં માંદગી વિગેરે ખાસ કારણે જયણા રખાય.

૨૮–જ્ઞાન, દર્શન, ચારિત્રના ઉપકરણોની, તથા જ્ઞાનાદિ ગુણવંત પુરૂષોની નિંદા કરવી નહિ

૨૯–ફાગણ સુદ ૧૫ થી માંડીને કારતક સુદ ૧૫ સુધી બદામ સિવાય પસ્તા વિગેરે મેવાનો તથા ભાજીનો ત્યાગ કરવો.

૩૦–જ્ઞાનની આરાધના નિમિત્તે 'नमो नाणस्स' આ પદની અનુકૂલતા પ્રમાણે અમુક સંખ્યાએ નોકારવાલી તથા કાઉસ્સગ્ગ કરવો. અહીં માંદગી, મુસાફરી વિગેરે જરૂરી કારણે જયણા રખાય.

૩૧–ચારિત્રની ભાવના તાજી રહે આ મુદ્દાથી ઘરમાં પવિત્ર સ્થલે મુનિ વેષ રાખી હંમેશા તેને જોઇ પોતે મુનિપણાની ભાવના ભાવવી કુટુંબી વર્ગને પણ તે રસ્તે દોરવો.

હે શ્રીજિનેશ્વર શાસન રસિક શ્રાવકો! આ પ્રમાણે શ્રી દેશવિરતિ જીવનમાં જણાવેલી બીના બરોબર સમજીને અને તેની નોંધ કરીને બારે વ્રતોની નિર્મલ આરાધના કરજો, તથા બીજા ભવ્ય જીવોને આ રસ્તે જોડજો, અને છેવટે પરમ નિવૃત્તિમય સર્વ વિરતિ ધર્મને સાધીને મુક્તિના સુખ મેળવજો ?

બહુ લંબાણમાં કહેતાં ગ્રંથ વધી જાય, તેથી જરૂરી મુદ્દાઓ ધ્યાનમાં રાખીને મે આ દેશવિરતિ જીવનની રચના

કરી, તેમાં જે કંઇ ભૂલચૂક થઇ હોય, તેની હું શ્રી દેવગુરૂની સાક્ષીએ માફી માગું છું ૨.

જે પરમોપકારી પૂજ્યપાદ શ્રી ગુરૂ મહારાજના પસાયથી મને આ ગ્રંથ બનાવવાનો શુભ અવસર વિગેરે સામગ્રી મળી, તે ગુરૂદેવના ચરણકમલને વારંવાર વંદુ છું, અને તેમના પસાયથી આવો પ્રસગ મને ભવોભવ વારંવાર મળે એમ હું નિરંતર ચાહું છું ૩

મારા આત્મોદ્ધારક, પરમોપકારિ શિરોમણિ, તપોગચ્છાધિપતિ, શાસનસમ્રાટ, સૂરિચક્ર ચક્રવર્ત્તિ, જગદ્‌ગુરૂ, સુગૃહીતનામધેય પરમગુરૂદેવ, આચાર્ય મહારાજશ્રી વિજયનેમિસૂરીશ્વર ચરણકિંકર વિનેયાણુ વિજયપદ્મસૂરિએ ફ્તાસાની (ફત્તેહશાની) પોળના રહીશ શેઠ હીરાચંદ રતનચંદના પૌત્ર દેવગુરૂ ધર્માનુરાગી શેઠ ચીમનલાલ લાલભાઇની; તથા શાહપુરના રહીશ બારવ્રતધારી શ્રાવક શેઠ ડાહ્યાભાઇ સાંકલચદની; અને પાડાપોળના રહીશ બારવ્રતધારી શ્રાવક શા. ચીમનલાલ ગોકલદાસની વિનંતિથી જૈનપુરી શ્રી રાજનગર (અમદાવાદ) માં. વિ સં. ૧૯૯૫ ના મૌન એકાદશીના દિવસે આ "શ્રી દેશવિરતિ જીવન" નામનો ગ્રંથ બનાવ્યો ઉત્તમ શ્રાવકો વાંચીને, સાંભળીને, તેમાંથી યોગ્ય સાર ગ્રહણ કરીને શ્રાવકજીવનને નિર્મલ બનાવી સંસાર સમુદ્રનો પાર પામો. ૪

